મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણી ખાતું.

શિખાઉઓને માટે

# ઇંગ્લાન્ડનો ઇતિહાસ.

મિસ્સ આરાબેલા બી. બક્લિના

ઇંગ્રેજી ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર,

જમીએતરામ ગૌરીશંકર શાસ્ત્રી, બી. એ.

એમણે તૈયાર કર્યું.

પહેલી આવૃત્તિ.—૧૦૦૦ પ્રત.



મુંબઈ:

ગવર્મેન્ટ સેંટ્રલ બુક ડિપો.

સને ૧૮૭૭.



કીંમત રૂપીઆ ૩.

# ગ્રંથકાર બાઈની પ્રસ્તાવના.

આ લઘુ પુસ્તકમાં થોડીક જગા મળી તેમાં ઈંગ્લાન્ડના ઉદય અને વિસ્તારનો સુસંબદ્ધ ઇતિહાસ તરુણ વાચક વર્ગની સમક્ષ મૂકવાનો મેં યત્ન કર્યો છે. એ ઇતિહાસમાં બનતાં લગી વિદ્યાર્થીને જરૂરની હોય એવી મુખ્ય મુખ્ય હકીકતનું કથન કરેલું છે. એ ઉપરાંત અમારા પૂર્વજોની જીવન કથા, મુસ્કેલી તથા પરાક્રમોનો આબેહૂબ ચિતાર આપવાની મેં મુખ્યત્વે કાળજી લીધી છે. એ ચિતાર પરથી અમારા કાયદા, અમારી રાજ્યવ્યવસ્થા, અમારો વેપાર, અને અમારાં સ્થાપેલાં સંસ્થાનો, એ બધાંનો ઉદય શી રીતે થયો તે સ્પષ્ટ માલમ પડશે. આ સંક્ષિપ્ત ઇતિહાસવડે મોટા ઇતિહાસોનો અભ્યાસ કરવાનો માર્ગ સાંપડે, અને હાલ નાની ઉમરના જે લોકો વયે વધતાં એક વિસ્તીર્ણ રાજ્યમાં પ્રજાના સર્વ હક મેળવેછે, તેઓમાં અમારા લોકની આગલી, પાછલી, ને વર્તમાન સ્થિતિ જાણવાની આતુરતા વધે તો આ પુસ્તકનું પ્રયોજન સફળ થશે.

શાળાઓમાં ઇતિહાસનું શિક્ષણ આપતાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે, તે એ કે ઐતિહાસિક બનાવો અને તેનાં વરસો વિદ્યાર્થીને યાદ રહે એવી રીતે પાકાં ઠસાવવાં જોઈએ. એ કારણથી આ પુસ્તકના આરંભમાં અનુક્રમણિકા આપી છે તેનીગોઠવણી આક્લાન્ડ ને રાન્સમ્કૃત 'આઉટ્‌લાઈન' એ નામના ઉત્તમ પુસ્તકનો આધાર લેઈ કરવામાં આવી છે, તે એટલા માટે કે દરેક પ્રકરણમાં આપેલી બીનાનો ટુંક સાર એમાંથી સ્પષ્ટપણે જણાઈ આવે, અને ક્રમવાર સાલનો કોઠોપણ તૈયાર થાય. આ ઇતિહાસ અને અનુક્રમણિકા એ બન્નેમાં વરસના આંકડા પુષ્કળ આપેલા છે તેમાં ઘણી સંભાળ લીધા છતાંએ કંઈ કંઈ ભૂલો નિશ્ચે રહી ગઈ હશેજ. એ ભૂલો કોઈની નજરે પડતાં મને બતાવવામાં આવશે તો હું તે સુધારીશ અને બતાવનારનો ઉપકાર માનીશ.

અપ્‌કોટ ઍવેનેલ, હાઈ આમ્પટન ૧૮૯૭.

# ભાષાન્તરકર્ત્તાની સૂચના.

આ પુસ્તકમાં વિશેષનામ પુષ્કળ આવેલાં છે, તેમાંનાં ઘણાં ખરાં નામોના ઉચ્ચાર આ ઈતિહાસના મરાઠી ભાષાન્તરમાં જણાવ્યાં પ્રમાણે લખ્યા છે, અને 'ઇંગ્લાન્ડ' 'સ્કાટ્લાન્ડ' જેવાં વિશેષનામોના ઉચ્ચાર ગુજરાતીમાં બહુ કાળથી પ્રચાર પામી રૂઢ થઈ ગયલા માલમ પડવાથી 'ઇંગ્લાન્ડ,' 'સ્કાટ્લાન્ડ' એ પ્રમાણે લખ્યા છે, તેની જવાબદારી મારે શિર છે.

ઉત્તર વિભાગના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મે૰ જાઈલ્સ સાહેબની સૂચના ધ્યાનમાં લઈ મુબાઈ ઇલાકાના કેળવણી ખાતાના વડા અધિકારી મે૰ ચાટરીલ્ડ સાહેબે કૃપા કરી આ ભાષાન્તર ખાતાના ઉપયોગ માટે તૈયાર કરવાનું મને સોંપ્યુ, એ તેમનો મારા ઉપર મોટો ઉપકાર થયલો હુ માનું છું. આ ભાષાન્તર તૈયાર કરવાનું કામ ૧૮૯૪ ની સાલ આખરે મને સોંપવામાં આવ્યું હતું, તે વચમા કેટલોક વિક્ષેપ નડવાથી હું આજ પૂરુ કરી શકો છું. જે ઇંગ્રેજી પુસ્તકનું આ ભાષાન્તર છે તે પુસ્તકની ખુબી અનેક છે. તે તે બધી આ તરજુમામાં જેમ બને તેમ દર્શાવવાને મેં ઘણો પ્રયત્ન કર્યો છે. જે વિદ્યાર્થીઓને માટે આ પુસ્તક તૈયાર કર્યું છે તેમને એ યથાર્થ, સરળ અને રસિક લાગશે તો મારો સઘળો પ્રયત્ન સફળ થયલો જાણી હુ સતોષ પામીશ. આ પુસ્તકમાં કોઈ કોઈ ઠેકાણે ચુક રહી ગઈ હશેજ, તે જો કોઈ કૃપા કરી મને બતાવશે તો તે યોગ્ય પ્રસગે સુધારી લઈ બતાવનારનો આભાર માનીશ. આ ભાષાન્તર કરવામા મારા પરમહિતેચ્છુ રા. સા. માધવલાલ હરિલાલ દેસાઈએ વખતો વખત મને કેટલીક અમૂલ્ય સૂચના આપી છે, તે માટે હુ તેમનો ઉપકાર માનુંછું.

અમદાવાદ,
તા ૨૦ મી માર્ચ,
સને ૧૮૯૭.

જ. ગૌ શા.

## વંશાવળી *

પૃષ્ઠ.



## નકશા

કયા પાનાની સાથે



* આ વંશાવળીઓમાં પ્રત્યેક રાજાઓના બધા છોકરાઓના નામ આપેલા નથી માત્ર જે છોકરાનો ગાદીપર બેસવાનો હક હતો તેનાંજ નામ આપ્યાં છે

अनुक्रमाणिका.

સાલવાર કાલાનુક્રમ પ્રમાણે ગોઠવેલી

## ભાગ ૧.

### પુરાતન બ્રિટન બેટ અને પ્રાચીન ઈંગ્લાન્ડ.

#### प्रकरण १ लु.

##### પુરાતન બ્રિટન બેટ



#### प्रकरण २ जु.

##### ઈગ્લિશ કેવી રીતે આવ્યા

## પ્રકરણ ૨.

### ઇંગ્લિશ અને ડેન લોકોની વચ્ચે લડાઈ.

## પ્રકરણ ૪ થું.

### ઈંગ્લાન્ડમાં નાર્મનોની સત્તા જામે છે.

---

## ભાગ ૨ જો.

### ઇંગ્લાન્ડની જીતથી મહાન પટા સુધી

### પ્રકરણ ૫ મું.

### નોર્મન રાજાઓના તાબામાં ઈંગ્લાન્ડ.

કાન્ટર્બરીનો આર્ચબિશપ લાન્ફ્રાન્ક સારો અમલ કરેછે, પરંતુ પરદેશીઓને બિશપ નીમે છે, ૧૦૭૦—વિલિઅમનો વડીલ પુત્ર રોબર્ટ બડ કરેછે, ૧૦૭૮—આખા ઈગ્લાન્ડ-ની માપણી—ડૂમ્સ્ડે બૂક, ૧૦૮૬—રૂઆંગ નગર આગળ વિલિયમનુ સકટ, અને મૃત્યુ, તા. ૯ સપ્ટેમ્બર
૧૦૮૭—રાબર્ટને નાર્મંડી ને મેઈન પ્રાન્ત મળેછે—તેનો ૧૦૮૭
ત્રીજો પુત્ર વિલિઅમ ઈગ્લાન્ડનો રાજા પસંદ થાય છે

બીજો વિલિઅમ, ઉપનામ રૂફસ કે રક્તવર્ણ, તેનો ૧૦૮૭
રાજ્યાભિષેક લાન્ફ્રાન્કને હાથે વેસ્ટમિન્સ્ટરમાં થયો, તા. ૨૬ મી સપ્ટેમ્બર—તે બહાદુર, પરંતુ ફેંકેદ તથા દુર્વ્યસની હતો—રાબર્ટનો પક્ષ કરી બારનો બડ કરેછે, ૧૦૮૮—ઈગ્રેજો રાજાનો પક્ષ કરે છે—પેવન્સીના યુદ્ધમા નોરમનો હારે છે, ૧૦૮૮—લાન્ફ્રાન્કનુ મરણ ૧૦૮૯—મુખ્ય ન્યાયાધીશ રાલ્ફ ફ્લામ્બર્ડ લોકોને પીડે છે—નાર્મંડીમાં રાબર્ટની સાથે લડાઈ, ૧૦૯૦—વેલ્સમાં જીત
—કમ્બર્લૅન્ડ પરગણુ રાજ્યમાં મેળવી દે છે, ૧૦૯૨— ૧૦૮૯
સ્કાટલાન્ડનો માલ્કમ રાજા તેનું ઉપરીપણુ સ્વીકારે છે
—આન્સેલ્મ આર્ચબિશપ થયો ૧૦૯૩, તે વિલિઅમનો
જુલમ અટકાવવાનો પ્રયત્ન કરે છે—રાબર્ટ ક્રુસેડમાં ૧૦૯૩
જાય છે, અને નાર્મંડી વિલિઅમને, ધરાણે આપે છે,
૧૦૯૬—આન્સેલ્મ રોમ જઈ વસે છે, ૧૦૯૭—શિકાર ૧૦૯૭
કરતાં પ્રાણ ખુવે છે, તા. ૨ જી આગષ્ટ, ૧૧૦૦—વિલિ- ૧૧૦૦
અમ વિજયીનો ચોથો પુત્ર હેન્રી ગાદી બથાવી પડે છે

૧ લા હેન્રીને લોકો રાજા કરે છે, તેનો રાજ્યાભિષેક વેસ્ટમિન્સ્ટરમાં થયો, તા ૧૧ મી આગષ્ટ ૧૧૦૦—વિદ્વાન ને દૂરદેશી હતો—ઈગ્લાન્ડમા જન્મેલો પહેલો રાજા એ થયો—સ્વાધીનતાની સનદ ભેટ કરે છે—ઈગ્રેજી રાજકન્યાને પરણે છે—ફ્લામ્બર્ડને કેદ કરે છે—રાબર્ટને પેન્શન આપી સંતોષે છે—પેમ્બ્રોકમાં ફ્લેમિંગ લોકનું સંસ્થાન વસાવ્યું, ૧૧૦૫—નાર્મન બારનો રાબર્ટનો પક્ષ
કરી બડ કરે છે—ટેન્શેબ્રાઈનો સગ્રામ, ૧૧૦૬—રાબર્ટને ૧૧૦૬
ઈગ્લાન્ડમાં કેદ પૂર્યો—બિશપ રાજર ૧૧૦૭ મા જસ્ટિ-

## प्रकरण ६ ठुं.



## प्रकरण ७ मुं.

### હેન્રી પ્લાન્ટાજનેટ અને તેના પુત્રો.

શરૂ કરે છે-સર્કિટો અને જ્યુરીઓ સ્થાપેછે, તથા સિપાઈની
નોકરી ન ભરવા બદલ સ્કૂટેજ વેરો ઠરાવે છે.—ટામસ
બેકેટ ચાન્સેલર થયો, ૧૧૫૪—કાન્ટબેરીનો આર્ચબિશપ
થયો, ૧૧૬૨—ગુન્હેગાર પાદરીની તપાસ રાજાની કચેરીમાં ૧૧૬૨
કરવાના ઠરાવ બાબત રાજાની સામો થાય છે. બેકેટ અને
હેન્રી વચ્ચે ટંટો, ૧૧૬૩—બેકેટ ફ્રાન્સ નાશી જાયછે, ૧૧૬૪— ૧૧૬૩
ક્લારેન્ડનના ધારા, ૧૧૬૪—ક્લારેન્ડનનું વ્યવસ્થા પત્ર,—
૧૧૬૬,—નોર્થાપ્ટનનું વ્યવસ્થા પત્ર, ૧૧૬૯—આકસફર્ડના ૧૧૬૬
વિદ્યાર્થીઓ—બેકેટનુ પાછુ આવવું, ને તેનું ખૂન, ૧૧૭૦ ૧૧૭૦
—હેન્રીની વિરૂદ્ધ સૌનો સંપ, ૧૧૭૩—હેન્રીનો પશ્ચાત્તાપ
૧૧૭૪—સ્કોટલાન્ડના રાજાનો, બળવાખોર બારનોનો
તથા પોતાના પુત્રોનો પરાજય કરે છે—મિલિશિયાની
સ્થાપના થઈ, ૧૧૮૧—હેન્રીનું મરણ, ૧૧૮૯—રાજપુત્ર હેન્રી ૧૧૮૧
અને જીઓફ્રી મરી જવાથી તેનો ત્રીજો પુત્ર હેન્રી રિચર્ડ બી-, ૧૧૮૯
જાથી મોટો હોઈ ગાદીપર બેસે છે.

૧ લો રિચર્ડ, સિંહ પ્રકૃતિવાળો, તેનો રાજ્યાભિષેક થયો, ૧૧૮૯
તા. ૩ જી સપ્ટેમ્બર—તે શૂરો ને લોકપ્રિય પરંતુ અંતઃકરણ
ને ભાષા જોતાં પરદેશી હતો—બની શક્યા તેટલા ઓદ્ધા
વેચીમાર્યા. અને ડીસેમ્બરમાં ક્રુસેડમાં જવા ઉપડી ગયો
—તેનો ભાઈ જોન ઇંગ્લાન્ડની ગાદી પચાવી પડવાની કો-
શિશ કરેછે—લોંગશા જસ્ટિશિયરને પદભ્રષ્ટ કર્યો, ૧૧૯૧—
લંન્ડનનો પહેલો મેયર, ૧૧૯૧—આસ્ટ્રિયાના રાજાએ રિચ-
ર્ડને કેદ પકડ્યો ૧૧૯૨—તેને છોડવવાને પાંચ જાતના વેરા ૧૧૯૧
નાખ્યા—રિચર્ડ ચાર મહિના ઇંગ્લાન્ડમાં રહે છે, ૧૧૯૪, ૧૧૯૪
ત્યારકેડે ગયો તે પાછો કદી આવ્યોજ નહી—હ્યુબર્ટ વાલ્ટર
અને જીઓફ્રી ફિટ્જ પીટર જસ્ટિશિઅર થયા—ગેરવાજવી કર
આપવાની સામે બિશપો થાયછે—શાલુસના કિલ્લા આ- ૧૧૯૯
ગળ તીર વાગવાથી રિચર્ડનું મરણ થયું, તા. ૬ ઠી એપ્રિલ.

રજા હેન્રીનો ચોથો પુત્ર જોન ઇંગ્લાન્ડની ગાદીપર ૧૧૯૯
બેસેછે,—તે દેખાઇતો સુન્દર, પરંતુ સ્વભાવે ઘાતકી ને
ફાંસિયો હતો.—જીઓફ્રીનો પુત્ર, બ્રિટનીનો આર્થર, જેને
આન્જુની ગાદી મળી હતી તેની વેરે જોન લઢાઈ કરેછે

## प्रकरण ९ मुं.

### વેલ્સ અને સ્કાટલાન્ડજોડે વઢવાઢ

---

## प्रकरण १० मुं.

—ફ્રાન્સજોડે હંગામી સંધિ કરેછે, ૧૩૯૬—રિચર્ડ વેર લેછે ૧૩૯૭—તે સ્વેચ્છિક રાજા બને છે—તે નોર્ફોકને તથા હેરિફર્ડનો અર્લ હેન્રી બોલિંગ્બ્રોકને દેશવટો દેછે—હેન્રી પોતાની જાગીરો લેવા પાછો આવેછે-રિચર્ડની પડતી, અને તેનું કેદ પડવું, ૧૩૯૯—બોલિંગ્બ્રોકને રાજા જાહેર કીધો તા. ૩૦ મી સપ્ટેમ્બર, ૧૩૯૯ પા૦૧૩૩-૧૫૬

## ભાગ ૪ થો.

### ગુલાબોના વિગ્રહો.

## प्रकरण ११ मुं.

### લાન્કાસ્ટર વંશ.

१३९९ ૪ થો હેન્રી (લાંકાસ્ટરનો) ૩ જા એડ્વર્ડનો પૌત્ર, અને ઘોન્ટના જોનનો પુત્ર થાય—પુષ્કળ આફતો માથે પડેલી છતાં તે સમર્થ રાજા હતો—એથી વરસલગી ગાદીના વારસા બાબત ઘોટાળો રહ્યો—ઈંગ્રેજ અમારો દગો
१४०० કરે છે, ૧૪૦૦—રિચર્ડનું મરણ—ઓએન ગ્લેન્ડુર વેલ્સમાં બંડ કરે છે, ૧૪૦૦—લોલાર્ડોનાપર જુલમ ગુજરયો.—૧૪૦૧—સ્કાટલોકોની સાથે હોમિલ્ડન હિલની લડાઈ,
१४०२ ૧૪૦૨—પર્સિઓ તથા ગ્લેન્ડુરનું બંડ, ૧૪૦૩—શ્રુજબરીનું યુદ્ધ. ૧૪૦૩—મૌબ્રે અને સ્ક્રોપનું બંડ, ૧૪૦૫—રાજાની
१४०७ વિપત્તિથી કોમન્સોને અધિક સત્તા મળેછે, ૧૪૦૭—ઘોન્ટના જોનના દીકરા બોફર્ટો ચાન્સેલર થયા—હેન્રીનું
१४१३ મરણ તા. ૨૦ મી માર્ચ, ૧૪૧૩.

૫ મો હેન્રી (લાન્કાસ્ટરનો) ૪ થા હેન્રીનો પુત્ર, એ પ્રતાપી લડવૈયો અને ડાહ્યો રાજનીતિજ્ઞ હતો—બિલો કાયદો થાય તેવારે તેમાં ફેરફાર કરવો નહિ એ મતલબની
१४१४ બક્ષિસ કોમન્સને દીધી, ૧૪૧૪—ઈંગ્લાન્ડની મિલ્કત પરદેશી ધર્મસમાજોના તાબામાંથી પોતાના તાબામાં લેવાનો હક રાજાને મળ્યો, ૧૪૧૪—લોકો સુખી થયા-લોલાર્ડ પંથીઓનું બંડ, ૧૪૧૪—હેન્રી ફ્રાન્સ જોડે પાછો વિગ્રહ માંડે
१४१५ છે, ૧૪૧૫—હાર્ફ્લુરનો ઘેરો, ૧૪૧૫—આજીન્કોર્ટની લડાઈ,

૧૪૧૫ —રૂઆંગનો ઘેરો. ૧૪૧૮—હેન્રી ફ્રાન્સનો રાજપ્રતિ- ૧૪૨૦
નિધી થયો. ૧૪૨૦—હેન્રીનું મરણ ૧૪૨૨. ૧૪૨૨

૬ ઠ્ઠો હેન્રી (લાંકાસ્ટરનો), ૫મા હેન્રીનો પુત્ર ૯ણ મહિ-
નાનો—બેડફર્ડનો ડ્યુક રાજરક્ષક, યુદ્ધે ચઢી ફ્રાન્સ જાય
છે, ગ્લાસ્ટરનો ડ્યુક અને કાર્ડિનલ બોફર્ટ ઈંગ્લાંડમાં ટંટો
કરેછે. ૧૪૨૫—પાર્લમેન્ટની પડતી—ડંડુકાવાળી પાર્લમેન્ટ ૧૪૨૫
૧૪૨૫—ઓર્લિન્સનો ઘેરો ૧૪૨૮—જાન ડાર્કે ઘેરો ઉઠાવ્યો
હીમ્સમાં ચાર્લ્સનો રાજ્યાભિષેક થયો—જાન ડાર્કને ફુકી
મુકી, ૧૪૩૧—ભલો પણ નબલો રાજા—માર્ગારેટ રાણીથી ૧૪૩૦
દોરાય છે—ગ્લાસ્ટર અને સફોકનું ખૂન, ૧૪૪૭,૧૪૫૦— ૧૪૫૦
જેક કેડની આગવાની નીચે લોકો પરદેશી માનીતાઓ સામા
બંડ કરે છે, ૧૪૫૦—સો વર્ષના વિગ્રહનો અન્ત, ૧૪૫૩— ૧૪૫૩
ઇંગ્રેજોના હાથમાં માત્ર કાલે નગરજ રહેછે —રાજાનું
ગાંડપણ—યોર્કનો ડ્યુક રાજરક્ષક થયો. ૧૪૫૪—તેની
જગા સમરસેટ લેછે—યોર્ક હથિયાર લેછે—ગુલાબોના
વિગ્રહોનો આરંભ. ૧૪૫૫—સેન્ટ આલ્બન્સનો સંગ્રામ, ૧૪૫૫
૧૪૫૫—અટેઇન્ડરનો કાયદો થયો—નોર્ધામ્પટનનું યુદ્ધ,
માહે જુલાઈ, ૧૪૬૦—વેઈકફીલ્ડની લડાઈ, માહે ડીસમ્બર ૧૪૬૦
૧૪૬૦—રિચર્ડ, યોર્કનો ડ્યુક કપાઈ મૂઓ—તેનો દીકરો
એડવર્ડ લડાઈ ચલાવે છે—મોર્ટિમર્સ ક્રોસનો સંગ્રામ,
૧૪૬૧—યોર્કના એડ્વર્ડની આણ ફરી. તા ૪ થી માર્ચ,
૧૪૬૧—ટૉટનનું યુદ્ધ તા ૨૯ મી માર્ચ, ૧૪૬૧—હેન્રી ને ૧૪૬૧
માર્ગારેટ નાઠીને સ્કાટલાન્ડ જાય છે ... પા૦૧૫૮-૧૭૭

## પ્રકરણ ૧૨ મું.

૪ થો એડ્વર્ડ (યોર્કનો) ત્રીજા એડ્વર્ડના પૌત્રનો પૌત્ર ૧૪૬૧
થાય—તે બહાદુર ને લોકપ્રિયહોઇ ઉખડેલ હતો—હેક્સિલ-
મૂર અને હેક્સામની લડાઈઓ, ૧૪૬૪—વારીકના અર્લ
(રાજા બનાવનાર) વેરે ટંટો કરે છે—એજકોટની લડાઈ, ૧૪૬૯
૧૪૬૯—એડવર્ડ ફ્લાન્ડર્સ નાઠી જાય છે—૬ ઠ્ઠો હેન્રી છે
મહીના પાછો રાજ કરે છે, ૧૪૭૦—એડવર્ડ પાછો આવે
છે, ૧૪૭૧—બાર્નેટની લડાઈમાં વારિક મરાયો. તા ૧૪ મી

૧૪૭૧ એપ્રિલ, ૧૪૭૧—ટ્યુકસબરીનો સંગ્રામ, તા ૪ થી મે, ૧૪૭૧—માર્ગારેટનો પરાજય, તેનો પુત્ર માર્યો ગયો—૬ ઠા હેન્રીનું મરણ—માર્ગારેટને કેદમાં પૂરી—મધ્યમ વર્ગની ઉન્નતિ—એડવર્ડ જુલમભરેલો અમલ ચલાવેછે—નજ-
૧૪૭૬ રાણાં ઉઘરાવેછે—કાકસ્ટન છાપવાની કળા દાખલ કરેછે, ૧૪૭૬—કલારેન્સના ડ્યૂકનો વધ, ૧૪૭૮—એડવર્ડનુ મ-રણ તા૦ ૯ મી એપ્રિલ, ૧૪૮૩

૧૪૮૩ ૫ મો એડવર્ડ ચોથા એડ્વર્ડનો પુત્ર, ઉમર તેર વરસની—લન્ડનમાં પ્રવેશ કરે છે, તા ૪ થી મે ૧૪૮૩—ત્રણ મહીના રાજ્ય કરે છે પરંતુ એનો રાજ્યાભિષેક
૪ થી થયો નહિ—ગ્લાસ્ટરનો ડ્યુક રિચર્ડ રાજરક્ષક થયો—તે
મે થી રાજાને તથા તેના ભાઈને ટાવરગઢમાં પૂરે છે—લાર્ડ-
૨૫ મી, હેસ્ટિંગ્સનો શિરચ્છેદ કરે છે તા ૧૩ મી માહે જુન—
જુનસુ- રાજપુત્રોને જારજ ઠરાવે છે—પછે રાજમુગટ પહેરે છે
ધી. ૨૫ મી જુન.

૩ જો રિચર્ડ, ચોથા એડ્વર્ડનો ભાઈ, એનો રાજ્યાભિષેક થયો, તા ૬ ઠી જુલાઈ—શૂરવીર, પરંતુ નિર્દય ને દગલબાજ તરૂણ રાજકુવરોનુ ખૂન—રિચર્ડ સારો અમલ ચલાવેછે—પરરાજ્યના એલચીઓ તથા દોડતા ટપાલવાળા દાખલ કરેછે,—લાંકાસ્ટર વંશના હેન્રી ડ્યૂટરને આણવાનુ કાવતરૂ બાકિંગહામનો ડ્યૂક કરેછે બાકિંગહામનો શિરચ્છેદ થયો તા. ૨૭ નવમ્બર ૧૪૮૩—હેન્રી ટ્યૂડર આવેછે ૧૪૮૫—તેની આસપાસ અમીરોનો જમાવ થાય છે-બોસ્વર્થ ફીલ્ડનો સંગ્રામ, તા ૨૨ મી આગષ્ટ ૧૪૮૫—રિચર્ડ કપાઈ મૂઓ—ગુલાબોના વિગ્રહોનો અન્ત, ૧૪૮૫

મધ્યયુગોનો અન્ત—જુના અમીર વર્ગનો વિગ્રહોમા નાશ થયો—બંદુકનો દારૂ વપરાયો, અને મધ્યમવર્ગનો ઉદય, એજ બાબતો અર્વાચીન કાળની શરૂઆતની નિશાની છે .. .. . પા૦૧૭૮-૧૯૧

# ભાગ ૫ મો.

## ટ્યૂડરવંશના ભૂપતિઓ.

## प्रकरण १२ मुं.

### ધર્મસુધારો

૭ મો હેન્રી એ લાન્કાસ્ટરના ડ્યૂક ઘોન્ટના જોનથી
ઉતરેલો હોઇ ૩ જા એડ્વર્ડનો વંશજ હતો—તેનો રાજ્યા- ૧૪૮૫
ભિષેક થયો, તા ૩૦ મી અક્ટોબર—યોર્કની એલિઝા
બેથવેરે પરણ્યો—એ ડાહ્યો, લોકોને અણગમતો અને
લોભી પરતુ બળવાન રાજા હતો—એના વારસોને ગાદી
મળી—લામ્બર્ટ, સિમ્નલના મિથ્યા ફિતુરો, ૧૪૮૭—સ્ટાર ૧૪૮૭
ચેમ્બરની કોર્ટ, ૧૪૮૭—પર્કીન વારબેકનું બંડ. ૧૪૯૨—
૧૪૯૭—પોયનિંગ્સના ધારાની રૂઇએ ઇંગ્લાન્ડના કાયદા
આયર્લાન્ડને લાગુ પાડેછે, ૧૪૯૪—રાજા નજરાણાથી, ૧૪૯૪
પોશાકવાળા સિપાઇઓ બાબતના કાયદાથી, અને તકરારી
જમીરો તાબે લેઇ દ્રવ્યનો સંગ્રહ કરેછે—એમ્પસન અને
ડડલી રાજાના કાર્યસાધકો—પાર્લમેન્ટ વગર અમલ ચ-
લાવેછે—ક્રિસ્ટોફર કોલંબસ, વાસ્કોડી ગામા, અને કાબટ.
ની સફરો, ૧૪૯૨—૧૪૯૮—વારબેક અને વારિકના અર્લનો ૧૪૯૮
શિરચ્છેદ ૧૪૯૯—રાજવંશીઓનાં લગ્ન—આરાગાનની કા
થરિનવેરે વેલ્સના શાહજાદા આર્થરનું લગ્ન, ૧૫૦૧— ૧૫૦૧
આર્થર મરણ પામેછે, અને હેન્રી, વેલ્સનો શાહાજાદો
પોતાના ભાઈની વિધવાને પરણે છે—રાજકુવરી
માર્ગરીટનુ લગ્ન સ્કાટલાન્ડના ૪ થા જેમ્સજોડે થાય છે—
૧૫૦૨—તેના વંશમાં સ્કાટલોકોની રાણી મેરીનો જન્મ ૧૫૦૩
છે—ઇંગ્લાન્ડમા નવીન વિદ્યા દાખલ થઈ—૭ મા હેન્રીનું
મરણ તા. ૨૧ મી એપ્રિલ ૧૫૦૯

- ૮ મો હેન્રી, સાતમા હેન્રીનો પુત્ર. એનામાં લાંકાસ્ટર ૧૫૦૯
અને યોર્ક એ બને કુળોનું લોહી હતુ—તે સ્વભાવે મળ-
તાવડો, લોકપ્રિય, પુષ્કળ સમજવાનો, પરતુ સ્વા
ર્થી ને અસભ્ય હતો—એમ્પસન ને ડડલીને ઠાર મારે ૧૫૧૦

છે—વહાણો ને ગોદીઓ બાંધે છે—ત્રિમૂર્તિ દેવગૃહ નામે
૧૫૧૩ મંડળ સ્થાપે છે, ૧૫૧૩— પવિત્ર એક્કાનો વિગ્રહ—સ્પર્સનું યુદ્ધ, ૧૫૧૩—સ્કાટલોકો ઇંગ્લાન્ડપર હૂમલો કરે છે—ફ્લોડનનો સંગ્રામ, ૧૫૧૩. ૪ થો જેમ્સ માર્યો ગયો —હેન્રીની બેન, માર્ગરેટ પાંચમા જેમ્સવતી સ્કાટલાન્ડની રાજરક્ષક થઈ— વુલ્સીનો કારભાર ૧૫૧૫—૧૫૧૯—ફ્રાન્સના૧ લા ફ્રાન્સિસરાજાની, અને સ્પેનના ૫મા આર્લ્સ રાજાની જોડે તેની ખટપટ—સોનાના પથરાણાવાળું મેદાન, ૧૫૨૦—ફ્રાન્સજોડે વિગ્રહ, ૧૫૨૨—
૧૫૨૦ ફ્રાન્સજોડે સંપનો કરાર, ૧૫૨૫—હેન્રી કાયરિનને ફારેગતી આપવા તજવીજ કરે છે. ૧૫૨૭—વુલ્સીની પડતી, ૧૫૨૯—સાત વરસની પાર્લિમેન્ટ, ૧૫૨૯ ટામસ
૧૫૨૯ ક્રોમ્વેલનો કારભાર, ૧૫૩૦—૧૫૪૦—હેન્રી પોપસાથે બગાડ કરે છે—કાથરિનને ફારગતી આપેછે, અને આન બુલિન વેરે પરણે છે, ૧૫૩૩—ધર્મસમાજનો સર્વોપરી
૧૫૩૩ અધ્યક્ષ ઠર્યો, ૧૫૩૫—ક્રોમ્વેલનો રાજદ્રોહનો કાયદો —સર ટામસ મોર અને ફિશરનો શિરચ્છેદ, ૧૫૩૫—ઇંગ્લેજી કાયદાના અમલ તળે વેલ્સદેશ મુકાયો, ૧૫૩૬
૧૫૩૬ —ખેડાણ જમીનમાં વાડા કરવાથી લોકો દુઃખી થાયછે —લૂથર અને ફ્રિંગલી—ઇંગ્લાન્ડમાં ધર્મ સબંધી ફેરફારો—મઠોનો નાશ, ૧૫૩૬—૧૫૩૯—આન બુલિનનો વધ અને જેન સીમર સાથે લગ્ન, ૧૫૩૬—ઇંગ્લાન્ડના ઉત્તર ને પશ્ચિમ ભાગોમાં ફિતૂરો—રાજપુત્ર એડવર્ડનો જન્મ
૧૫૩૭ ૧૫૩૭—જેન સીમરનું મરણ—પ્રોટેસ્ટન્ટ લોકો વિરૂદ્ધ, છ કાનુનો પસાર થયા, ૧૫૩૯ ક્લિવ્સની આનવેરે લગ્ન અને તેનો ત્યાગ ૧૫૪૦—ક્રોમ્વેલની પડતી ને તેનો શિરચ્છેદ, ૧૫૪૦—રાજા કાથરિન હાવર્ડ વેરે લગ્ન કરેછે,
૧૫૪૦ ૧૫૪૦—એ રાણીનો શિરચ્છેદ, ૧૫૪૨—આયર્લાન્ડના રાજાનો ઈલ્કાબ હેન્રી ધારણ કરે છે ૧૫૪૧—સ્કાટલાન્ડનો ૫ મો જેમ્સ ઇંગ્લાન્ડપર હુમલો કરેછે,—સોલ્વે
૧૫૪૨ મોસની લડાઈમાં ૧૫૪૨ મા પરાજય થયા કેડે તે સ્કાટ લોકોની રાણી નામે મેરી બાળકુંવરીને મૂકી મરણ પામે

છે—હેન્રી કાથરિન પારને પરણેછે,૧૫૪૩—ઇંગ્રેજી બોલીમાં
લખેલી ઉપાસના પદ્ધતિ દાખલ થઇ—ભેળવાળા સિક્કા
પાડ્યા (૨૨૦ મું પાનું જુઓ )—ગાદીના વારસા બાબત
કાયદો કરી સ્કાટ લોકોની રાણી મેરીનો હક રદ કર્યો—
હેન્રીનું મરણ તા૦ ૨૮ મો જાનેવારી, ૧૫૪૭. પા૦ ૧૯૩-૨૧૭ ૧૫૪૭

## प्रकरण १४ मुं.

### બે ધર્મો વચ્ચે ઝઘડો.

૬ ઠો એડવર્ડ. જેન સિમરનો પુત્ર, ઉમર વરસ ૯ના, ૧૫૪૭
વિચારી ને પૂરેપૂરો ધાર્મિક હતો—ચુસ્ત પ્રોટેસ્ટન્ટ—
સમર્સેટનો ડ્યૂક રાજરક્ષક થયો—પિંકિકલોની લડાઈ,
૧૫૪૭—પ્રોટેસ્ટન્ટ સુધારો—ઇંગ્રેજી પ્રાર્થનાપુસ્તક અને
ધર્મ ઐકયનો કાયદો, ૧૫૪૮—જુના ધર્મ બાબત ડેવન ૧૫૪૮
પરગણામાં બંડ થયું,૧૫૪૯—નાર્ફાકમાં ખેડુતોનું ફિતૂર, ૧૫૪૯
૧૫૪૯—વારિકનો અર્લ રાજરક્ષક નીમાયો—તેને નોર્થં-
બર્લાન્ડના ડ્યૂકનો ઇલકાબ મળ્યો, ૧૫૫૧—સમર્સેટ ૧૫૫૨
ગરદન મરાયો, ૧૫૫૨—ધર્મ ઐકયનો બીજો કાયદો,
૧૫૫૨—૬ ઠા એડ્વર્ડે સ્થાપન કરેલી લાટિન ને ગ્રીક ભાષા
શિખવવાની શાળા નીકળી—તરૂણ રાજા લેડી જેન ગ્રેને
ગાદીની વારસ ઠરાવેછે—રાજાનું મૃત્યુ, તા ૬ ઠી
જુલાઈ, ૧૫૫૩.

મેરી, આરાગાનની કાથરિનની દીકરી—તે નેકીવાળી, ૧૫૫૩
પરતુ સંકોચિત મનની ને કડવા સ્વભાવની હતી—લેડી
જેન ગ્રેની દુવાઈ ફરી, તા ૧૦ મી જુલાઈ—મેરીની આણ
ફરી, તા. ૧૯ મી જુલાઈ—નોર્થમ્બર્લાન્ડ ગરદન મરા-
યો—કાથેલિક ધર્મ પાછો સ્થાપન કર્યો—વાયતનું ફિ-
તુર—લેડી જેન ગ્રેનો શિરચ્છેદ થયો, ૧૫૫૪—મેરી સ્પેન- ૧૫૫૪
ના ફિલિપને પરણેછે, માહે જુલાઈ, ૧૫૫૪—કાર્ડિનલ
પોલ, પોપનો મુખ્તિયાર, તેને કાન્ટર્બરીનો આર્ચબિશપ
નીમ્યો—અમીરો ધર્મખાતાની જમીન મૂકી દેવાની ના
પાડેછે—પ્રોટેસ્ટંટોપર ધર્મસંબંધી જુલમ થયો—લાટિ-
મર રિડલે ને ક્રાન્મરને ફૂંકી મૂકયા, ૧૫૫૫—૧૫૫૬—ફિ- ૧૫૫૬

લિપ ઈંગ્લાન્ડને ફ્રાન્સજોડે લડાઈમાં ખેંચેછે—સ્કા-
ટલાન્ડમાં મહામંડળના અમીરો, ૧૫૫૭ ( ૨૩૫ મું પૃષ્ઠ
જુઓ )—કાલે નગર ખોયું, ૧૫૫૮—મેરીનું મરણ, તા.
૧૫૫૮ ૧૭ મી નવમ્બર, ૧૫૫૮.................. પા૦ ૨૧૮—૨૩૦.

## प्रकरण १५ मुं.

### ઈલિઝાબેથના અમલમાં શાંતિ અને વૃદ્ધિ.

૧૫૫૮ એલિઝાબેથ, આન બુલિનની પુત્રી—પતરાજીખોર ને
હઠીલી, પરંતુ શાણી ને પ્રતાપી હોઈ લોકોનું હિત કરતી
૧૫૫૯ —ઈંગ્લાન્ડની નબળી સ્થિતિ, યૂરોપ ખંડપર કાથેલિક ને
પ્રોટેસ્ટન્ટો વચ્ચે ચાલતા ઝઘડાનું ભય—સેસિલ રાજ્યનો
મુખ્ય કામદાર થયો—ધર્માધિપત્યનો કાયદો—ધર્મ-
મતના સ્વાતંત્ર્ય તરફ રાણી લટે છે—સ્કાટલાન્ડમાં
કાલ્વિન સંપ્રદાયવાળા ત્યાંની રાજરક્ષક ગિઝની મેરી જોડે
ટંટો કરેછે, ૧૫૫૯—એડિનબરોનું તહનામું, માહે જુલાઈ,
૧૫૬૦ ૧૫૬૦—સ્કાટ લોકોની રાણી મેરી સ્કાટલાન્ડમાં આવી
પહોંચે છે, ૧૫૬૧—ઈંગ્લાન્ડમાં પહેલો ગરીબ સંબંધી કા-
૧૫૬૨ યદો સ્થાપિત થયો, ૧૫૬૨—૧૬૦૧—ખેતી, વેપાર ને કાર-
ખાનાની આબાદી—સુખચેનમાં વધારો—વફાદાર રેહેવા-
૧૫૬૩ ના શપથ લેવા જોઈએ એવી ફરજ ઠરાવી, ૧૫૬૩—એલિ-
ઝાબેથની લગ્ન કરવાની ઈચ્છા નથી—આયર્લાન્ડમાં શાન
એ—નીલનું બંડ, ૧૫૬૫—સ્કાટની રાણી મેરી ડાર્ન્લે સાથે
લગ્ન કરેછે, ૧૫૬૫—રિઝિયોનો વધ, ૧૫૬૬—ડાર્ન્લેનું
ખૂન, ૧૫૬૭—મેરી ઈંગ્લાન્ડમાં નાશી આવેછે, ત્યાં એલિ-
૧૫૬૮ ઝાબેથ તેને કેદમાં પૂરેછે, ૧૫૬૮—પાર્લમેન્ટનું પ્રાબલ્ય
વધેછે—નેધરલાન્ડના લોકોનું ફિતુર, ૧૫૬૮—ઈંગ્લાન્ડની
ઉત્તરમાં મેરીને માટે કાવતરૂં રચાયું, ૧૫૬૯—એલિ-
૧૫૭૧ ઝાબેથને જાતિબહાર મૂકી—રિડોલ્ફીનું કાવતરૂં, ૧૫૭૧
—સેન્ટ બર્થોલોમ્યુની કતલ, ૧૫૭૨—જમીન ને દરિયાપર
ઈંગ્રેજો નેધર્લાન્ડના લોકોને મદદ દે છે—નવી શોધને
માટે સફરો, ૧૫૭૬—૧૫૮૩—ફ્રોબિશર, રાલી, હોકિન્સ,
૧૫૭૬ ડ્રેક—કાથેલિક ઉપદેશકોનું ઈંગ્લાન્ડમાં આવવું, અને

## ભાગ ૬ ઠો.

### આપઅખ્તિયારવાળી રાજ્યસત્તા વિરૂદ્ધ ઝગડો

### प्रकरण १६ मुं.

#### ગાદીપતિનો વિશેષ અધિકાર ને પાર્લમેન્ટ

૧૬૧૪ ૧૬૧૦—એડલ્ડ એટલે વાંઝીયા પાર્લમેન્ટ, ૧૬૧૪—મા-
નીતાનો કારભાર, ૧૬૧૨—૧૬૨૧—સમર્સેટ જ્યાર્જ વિલર્સ
—સર વાલ્ટર રાલીની પાયમાલી, ને તેનો શિરચ્છેદ,
૧૬૧૬—૧૬૧૮—ત્રીસ વરસના વિગ્રહનો આરંભ, ૧૬૧૯—
પ્યુરિટન લોકોનું અમેરિકામાં વિદેશગમન, ૧૬૨૦—
૧૬૨૦ સ્પેનની કુંવરીવેરે રાજપુત્ર ચાર્લ્સના લગ્નનો ઠરાવ
ભાગી પડયો, ૧૬૨૩—રાજા ગેરકાયદે નાણાં ઉઘરાવે
છે—ત્રીજી પાર્લમેન્ટ, ૧૬૨૧—૧૬૨૨—પિમ, હામ્પડન,
એલિયટ ને કોક—બેકનને શિર આરોપ ચઢયો, ૧૬૨૧—
૧૬૨૧ પાર્લમેન્ટ વિસર્જન થઈ, ૧૬૨૨—પહેલું અઠવાડિયે નીકળતું
૧૬૨૨ વર્તમાનપત્ર, ૧૬૨૨—ચોથી પાર્લમેન્ટ, ૧૬૨૪—હોલાન્ડપર
મોકલેલી સ્વારીની પાયમાલી, ૧૬૨૫—૧ લા જેમ્સનું
૧૬૨૫ મરણ તા. ૨૭ મી માર્ચ, ૧૬૨૫ . ..પા. ૨૫૯—૨૭૪.

---

## प्रकरण १७ मुं.

### રાજા તથા પ્રજા.

૧૬૨૫ ૧ લો ચાર્લ્સ, ૧ લા જેમ્સનો પુત્ર, તે ગંભીર ને મો-
ભાદાર, પરંતુ દુરાગ્રહી ને કપટી હતો—ફ્રાન્સની હેન્રીએ-
ટાવેરે પરણેછે—ટનેજ ને પૌન્ડેજ નામના વેરા—પાર્લ-
મેન્ટ વિસર્જન કરી—તા ૧૨ મી આગસ્ટ—કેડિઝ મોક-
લેલી સ્વારીની પાયમાલી. માહે અક્ટોબર—બીજી
૧૬૨૬ પાર્લમેન્ટ, ૧૬૨૬—બકિંગહામને શિર આરોપ મુકયો—
૧૬૨૭ પાર્લમેન્ટ વિસર્જન કીધી—ફ્રાન્સ જોડે વિગ્રહ,૧૬૨૭—
રાજા જબરદસ્તીથી નાણાં ઉછીતાં લે છે—લારોશેલનો
ઘેરો ઉઠાવવામાં બકિંગહામ પાછો પડેછે, ૧૬૨૭—ઉછીતા
નાણાં લેવાની સામે વાંધા—હકની અરજી, ૧૬૨૮—બકિંગ-
૧૬૨૮ હામનો વધ, ૧૬૨૮—લાર્ડ લંડનનો બીશપ નીમાયો, ૧૬૨૮
પાર્લમેન્ટ માથું ફેરવી રાજાની સામે થાયછે—પાર્લમે-
૧૬૨૯ ન્ટમાં ધાંધલ ને તેનું વિસર્જન, ૧૬૨૯—વેન્ટવર્થ ને લાડનો
કારભાર—પુષ્કળ પ્યુરિટન લોકોનું વિદેશગમન, ૧૬૩૦
૧૬૩૦ —૧૬૩૪—એલિયટ ટાવરગઢમાં મરણ પામેછે, ૧૬૩૨—
વેન્ટવર્થ આયર્લાન્ડમાં હાકમી કરેછે, ૧૬૩૩—૧૬૩૯—

દેશની અદરના કાગળો પહોચાડવાનુ ટપાલ ખાતુ
૧૬૩૫—લાર્ડ આર્ચબિશપ નીમાયો, ૧૬૩૫ પ્યુરિટનો
જોડે ટંટો—રાજા વહાણવેરો ઉઘરાવેછે, ૧૬૩૪—૧૬૩૮
—તે વેરાની સામે હામ્પડન અપીલ કરેછે—પ્રિન્નને
બાસ્ટવિકને શિક્ષા કીધી ૧૬૩૭—ચાર્લ્સ જોર જુલમથી ૧૬૩૭
સ્કાટ લોકોમધ્યે પ્રાર્થનાપુસ્તક દાખલ કરવાની કોશિશ
કરેછે—કોવેનન્ટર એટલે કરાર કરનારાઓ ફરી
પાછી પ્રતિજ્ઞા કરેછે, ૧૬૩૮—વેન્ટવર્થને હમણા લાર્ડ સ્ટ્રા ૧૬૩૮
ફર્ડનો ઈલકાબ મળ્યો હતો તેને પાછો ઈંગ્લાન્ડ બોલાવી
લીધો, તે આયર્લાન્ડથી ફોજ બોલાવવાની દરખાસ્ત
કરેછે—ટુકી પાર્લમેન્ટ, ૧૬૪૦—ન્યુબર્ન આગળ સ્કાટ
લોકોની ફતેહ—લાંબી પાર્લમેન્ટનો આરંભ, ૧૬૪૦— ૧૬૪૦
સ્ટ્રાફર્ડનો શિરચ્છેદ, ૧૬૪૧—ત્રિવાર્ષિક કાયદો ૧૬૪૧— ૧૬૪૧
સ્ટાર ચેમ્બરનુ નાબૂદ થવુ—આયર્લાન્ડના પ્રોટેસ્ટન્ટોની
કતલ, માહે અકટોબર, ૧૬૪૧—લાંબો વાંધો, માહે
નવમ્બર ૧૬૪૧—રાજા પાચ સભાસદોને કેદ પકડવાની
કોશિશ કરેછે, ૪ થી જાનેવારી ૧૬૪૨—લડનના કવાયત ૧૬૪૨
શિખેલા ટોળા રાજાને તરછોડેછે—મજાવિગ્રહનો આ-
રભ, તા ૨૨ મી આગસ્ટ—કાવેલિયર અને રાઉન્ડહેડ
પક્ષવાળા—પ્રિન્સ રૂપર્ટનો રસાલો—પોવિક બ્રિજજ ને
એજહિલની લડાઈઓ, માહે સપ્ટેમ્બર, અકટોમ્બર
૧૬૪૨—કવાયતી ટોળા રાજાને લડનથી પાછો કાઢેછે •
—રાજપક્ષની ફતેહ—હામ્પડનનુ મૃત્યુ. માહે જુન, •
૧૬૪૩—પાર્લમેન્ટ પક્ષની ફતેહ—ફૌકલાન્ડ કપાઈ મુઓ
માહે સપ્ટેમ્બર ૧૬૪૩—સ્કાટલોકો જોડે એકકો, તથા પિ-
મનુ મરણ, માહે સપ્ટેમ્બર ૧૬૪૩—ઓલિવર ક્રોમ્વેલ અ ૧૬૪૩
ને તેની વજ્રબાહુ સેના—માર્સ્ટનમૂરનો સગ્રામ, માહે
જુલાઈ ૧૬૪૪—સ્વનિયામક કરાર ૧૬૪૫—નેસ્બી આ ૧૬૪૪
ગળ પાર્લમેન્ટ, પાર્લમેન્ટ પક્ષનો વિજય, માહે જુન, ૧૬૪૫
૧૬૪૫. તેથી વિગ્રહની સમાપ્તિ થઈ—ચાર્લ્સ સ્કાટલોકો
નો આશ્રય લેછે—તેઓ તેને પાર્લમેન્ટને હવાલે કરેછે,
૧૬૪૭—તેને ફોજ પકડેછે—આયરિશ તથા સ્કાટ લોકો ૧૬૪૭

## प्रकरण १८ मुं.

### પ્રજાસત્તાક રાજ્ય.

પાર્લમેન્ટનું પાંચ માસમાં વિસર્જન થવું—જેમૈકા કબજે
લીધું. ૧૬૫૫—મેજર જનરલની પદવીવાળા સરકારી અમ- ૧૬૫૫
લદારોનો કારભાર, ૧૬૫૫—બીજી પાર્લમેન્ટ, ૧૬૫૬—
ક્રોમ્વેલ રાજપદ લેવાની ના પાડેછે,—પાર્લમેન્ટ સભાનું
વિસર્જન, માહે ફેબ્રુઆરી, ૧૬૫૮—ડુન્સની લડાઈ, જેમૈકા ૧૬૫૮
કબજે લીધું—દેશમાં શાન્તિ સાથે અસંતોષ હતો—ક્રો-
મ્વેલનું મરણ, તા. ૩ જી સપ્ટેમ્બર, ૧૬૫૮—રિચર્ડ
ક્રોમ્વેલ દશ મહિના દેશરક્ષક રહ્યો—રમ્પ સભાને પાછી
બોલાવી, ૧૬૫૯—રાજ્યમાં અંધેર—સેનાપતિ મન્ક લન્ડનમા ૧૬૫૯
પ્રવેશ કરેછે, તા. ૧ લી જુન, ૧૬૬૦—લાંબી પાર્લમેન્ટનો
અન્ત આવેછે, તા ૧૬ મા માર્ચ ૧૬૬૦—૨ જો ચાર્લ્સ ૧૬૬૦
ડોવર બંદરે આવી ઉતરે છે, તા. ૨૫ મી મે, અને તેને
પાછી ગાદી મળેછે, તા. ૨૯ મી મે, ૧૬૬૦. પા૦ ૩૦૩-૩૨૨.

---

## प्रकरण १९ मुं.

### પુનઃસ્થાપના.

૨ જો ચાર્લ્સ, ૧ લા ચાર્લ્સનો પુત્ર, ઠઠ્ઠાખોર, લાંબી ૧૬૬૦
નજરવાળો, સરળ સ્વભાવનો ને સાવધ, પરંતુ સ્વાર્થી
અને આળસુ હતો—ગાદીપરથી કાઢી મૂકે તો ફરી
જવું નહિ એવો નિશ્ચય તેણે કર્યો હતો—ક્લારેન્ડન
આગેવાન પ્રધાન હતો, ૧૬૬૦—૧૬૬૭—માફીનો કાયદો.
૧૬૬૦—ફ્યુડલ હક લેવા બંધ કર્યા, ૧૬૬૦—ચાર્લ્સ
રચાયી ફોજની પહેલી નાની તુકડી રાખેછે—કાવે-
લિયર પાર્લમેન્ટ, ૧૬૬૧—બેપરવહીગયલું દરબાર,— ૧૬૬૧
પ્યુરિટન કારભારથી છુટા થવાથી લોકો હરખાયછે,—
સ્કાટલાન્ટ ને આયર્લાન્ડમાં સકટો—કોરપોરેશન આક્ટ ને
યુનિફોર્મિટીનો આક્ટ, ૧૬૬૧—૧૬૬૨— ડિસેન્ટરો એટલે ૧૬૬૨
પ્રતિજ્ઞા નહિ ગ્રહણ કરનારાઓની વિરૂદ્ધ કાયદા થયા,
૧૬૬૨—૧૬૬૫—બનિયન ને મિલ્ટન—પ્રતિજ્ઞા નહિ ગ્રહણ
કરનારા લોકોનું વિદેશગમન—રાયલ સોસાયટીની સ્થા-
પના, ૧૬૬૨—રોમન કાયેલિક સ્ત્રીરે ચાર્લ્સનું લગ્ન ૧૬૬૨

## प्रकरण २० मुं.

### રાજ્યની ઉથલપાથલ.

દાનતવાળો પરંતુ દુરાગ્રહી ને અણસમજુ હતો—રોમન
કાથેલિક ધર્મ સ્થાપન કરવાની ઈચ્છા રાખતો—આપ-
ખુદી ભરેલાં કૃત્યો કરે છે—વ્હિગ પક્ષવાળા માન્મથ
પ્રોટેસ્ટન્ટ હોવાથી તેને ગાદીનો દાવો કરવાનું આમંત્રણ
કરેછે ૧૬૮૫—સ્કાટલાન્ડમાં આર્ગાયલનુ બંડ નિષ્ફળ
થાયછે, માહે મે ૧૬૮૫—માન્મથ સમુદ્ર ઓળંગી
ઈંગ્લન્ડ આગળ આવે છે, ત્યાં તેની દુવાઈ ફરેછે—સેજમુર
મૂરના સંગ્રામમાં તેનો પરાજય થાય છે, માહે જુન,
૧૬૮૫—ખૂની કચેરીમાં કર્ક ને ન્યાયાધીશ જેફ્રિસે ઘાતકી
રીતે વેર વાળ્યું, માહે સપ્ટેમ્બર, ૧૬૮૫—જેમ્સ કાથેલિક
અધિકારીઓ નીમે છે—કસોટીનો કાયદો તોડવા બાબત
પાર્લમેન્ટ રાજાની સાથે તકરાર કરેછે, ૧૬૮૫—ફ્રાન્સમા
નાન્ટસનુ આજ્ઞાપત્ર રદ થવાથી ઈગ્રેજો હબકી જાયછે—
કારખાનામાની રાજ્યકીય ચર્ચા—જેમ્સનુ જુલમી ધર્મા-
ધપણું—કાયદાની સત્તા બંધ પાડવાના અધિકારનો જે-
મ્સ દાવો કરે છે—કાથેલિકોને સરકારી હોદ્દો આપેછે—
જેફ્રિસના પ્રમુખપણા હેઠળ હાઈ કમિશન નામની
કોર્ટ પાછી ઉભી થઈ, ૧૬૮૬—લંડનમાં લશ્કર લાવી ૧૬૮૬
લોકોને ભડકાવે છે—ધર્મછુટ કે રહેમનુ જાહેરનામુ કાઢેછે
૧૬૮૭—માગડેલન કોલેજના ફેલોઝને જેમ્સ કાઢી મૂકે
છે, ૧૬૮૭—ઓરેન્જના વિલિયમની અને તેની ધણીઆણી ૧૬૮૭
મેરી, જેમ્સની પુત્રીની તરફ મળા છુપી રીતે વળે છે—
જેમ્સને ત્યાં પુત્રનો જન્મ થવાથી તેની પાછળ પ્રોટેસ્ટન્ટ
રાજા ગાદીપર બેસશે એ આશા જતી રહે છે ૧૬૮૮— ૧૬૮૮
વિલિયમ ઈંગ્લાન્ડના કાંઠાપર આવી ઉતરેછે, તા ૫ મી
નવમ્બર, ૧૬૮૮—જેમ્સનુ પલાયન—અરાજ્ય, માહે
ડીસમ્બર ૧૬૮૮ થી ફેબ્રુઆરી ૧૬૮૯ લગી—હકની પત્રિ ૧૬૮૮
કા તયાર થઈ ૧૬૮૯—વિલિયમ ને મેરીને રાજા રાણી
સ્થાપી તેમના નામની દુવાઈ ફરી, તા ૧૩ મી ફેબ્રુ
આરી ૧૬૮૯

વિલિયમ ને મેરીનો રાજ્યાભિષેક થયો તા ૧૧ મી
એપ્રિલ ૧૬૮૯—વિલિયમ સ્વભાવે કરડો ને લોકોમા ૧૬૮૯
૪

અપ્રિય હતો પરતુ તે સારો રાજા હતો—૨ જો જેમ્સ
દરિયો ઓળગી ફ્રાન્સથી આયર્લાન્ડ જાયછે— નોન જુ-
રરો અને જેકોબાઈટો વિલિયમથી અલગ રહેછે—વિ
લિયમ ને મેરીની સ્કાટલાન્ડમાં આણ કરી તા ૧૧ મી
એપ્રિલ—ડડાનુ બડ—કિલિક્રાન્કીની લડાઈ તા ૨૭ મી
જુલાઈ—આયર્લાન્ડમા પ્રજાવિગ્રહ—લડનડેરી નગરનો
ઘેરો અને તેનો છુટકારો માહે એપ્રિલથી આગષ્ટ
૧૬૮૮ ૧૬૮૮—જેમ્સ ડબ્લિનમા અમલ ચલાવેછે—ઈગ્લાન્ડમા
વમસ્વાતન્ત્યનો કાયદો પસાર થયો—પાર્લમેન્ટ દરવરસે
નાણાં મજુર કરે છે—મ્યુટિની એટલે સિપાઈઓના બડ
સબધી બિલ—વિલિયમ દરિઓ ઓળગી આયર્લાંડ જા
યછે—બાઈનનો સગ્રામ તા ૧ લી જુલાઇ ૧૬૯૦—જેમ્સનો
પરાજય અને તેનુ નાશીને ફ્રાન્સ જવુ—બીચીહેડની
૧૬૯૦ લડાઈ ૧૬૯૦—આયર્લાન્ડ વશ થયું—લિમરિકનુ તહ
૧૬૯૨ નામુ ૧૬૯૧—ગ્લેન્કોની કતલ ૧૬૯૨ (૩૬૮ મુ પાનું જુઓ)
—જેમ્સનો પક્ષ કરનારે ફ્રાન્સના રાજા લૂઈ ચૈદે લડવાને
વિલિયમ નેધર્લાંડ જાયછે ૧૬૯૨—વિલિયમની સામે કાવ
તરા લાહોગનો સગ્રામ થવાથી ફ્રેન્ચ લોકોનો કાફલો નિર્બલ
થઈ જાયછે ૧૬૯૨—મેરીએ ગ્રીનીચ ઈસ્પિતાલ સ્થાપી
—સરકારી કરજનો આરભ ૧૬૯૨—રાજ્ય—કારભાર
કરનારી ટાળી હસ્તકનો રાજ્ય વહિવટ ઉત્પન્ન થાયછે
૧૬૯૪ ૧૬૯૩—ઈગ્લાન્ડની બૅંક સ્થાપન થઇ ૧૬૯૪—નત્રો ત્રિવ-
ર્ષી કાયદો ૧૬૯૪—મેરી રાણીનુ મરણ, ૧૬૯૪—છાપા
૧૬૯૫ ખાનાનુ છુટાપણુ ૧૬૯૫—રાજદ્રોહનો કાયદો સુધાર્યો
૧૬૯૬ —નવુ નાણુ પાડ્યુ ૧૬૯૬—બ રીતેરો ૧૬૯૬—વિલિયમને
૧૬૯૭ મારવાનુ તરકટ ૧૬૯૬—રિસ્વિકનુ તહનામુ ૧૬૯૭—
ફોજનુ કમી થવુ—ન્યાયાધીશો સ્વતત્ર થયા ૧૭૦૧—
સ્પેનની ગાદીના વારસાની ભાંજગડ—વહેચણીની બે
સંધિ— આન્જુ સ્પેનનો રાજા થાયછે—લૂઈ નેધર્લાન્ડ-
૧૭૦૧ માંના કિલ્લા સર કરેછે—વારસાનો કાયદો ૧૭૦૧ મા
પાસ થયો તેથી ૧ લા જેમ્સની પૌત્રી હાનોવરના ઈલે
ક્ટરની વર્ણીઆણી સોફાયા આનની પાછળ ઇગ્લા

ન્ડની ગાદીની વારસ ઠરેછે—ફ્રાન્સમા ૨ જા જેમ્સનુ
મૃત્યુ—તેનો પુત્ર પ્રિટેન્ડર એટલે ઢોંગી રાજપુત્ર ઇગ્લા
ન્ડની ગાદીનો દાવો કરેછે તેને લૂઈ મદદ દે છે ૧૭૦૧—
ઢોંગી રાજપુત્રને બાળવાને લડાઈ કરવા ઈંગ્લાન્ડ આતુર
બનેછે—વિલિયમનુ મરણ તા ૨ જી ફેબ્રુઆરી ૧૭૦૨— ૧૭૦૨
પા૦ ૩૪ -૩૯.

## प्रकरण २१ मु

### સ્ટુઅર્ટ વંશના ગાદીપતિઓમાં છેલ્લી

આન રાણીની દુવાઇ ફરી—તે મદ બુદ્ધિની માયાળુ ૧૭૦૨
ને ભલી હતી—માર્લબરો ને ગોડોલ્ફિનનુ પ્રધાનમડળ
૧૭૦૨—ફ્રાન્સની સામે મહાન્ એક્કા—મદદગાર રાજ્યો
માર્લબરોને નડતર કરેછે—કસોર્ગના કબજાને પ્રસંગોપાત
અનુસરવા બાબતનુ નિસ ૧૭૦૭—૧૭૧૧—આનરાણીની
ખેરાત ૧૭૦૪—બ્લેનહીમનો સંગ્રામ ૧૭૦૪—જીબ્રા ૧૭૦૪
લ્ટર હસ્તક લીધુ ૧૭૦૮—રામિલીસનુ યુદ્ધ ૧૭૦૯— ૧૭૦૬
લૂઈ સાથે સલાહ કરવાની વ્હિગ લોકો ના પાડેછે ૧૭૦૬—
પ્રિટેન્ડર સ્કાટલાન્ડપર સ્વારી લેઈ જવાની ધમકી
આપેછે—સરકારી કરજના મુદ્દલનો બજાર ભાવ ઉતરે છે,
૧૭૦૮—મોટા શેહેરોનુ વધવુ— નાના વતનદારોનુ
કમી થવુ—સ્કાટલાન્ડ તથા ઈંગ્લાંડનુ સયુક્ત થવુ
૧૭૦૭—ફોજદારી કાયદા આયર્લાન્ડને પીડેછે—ઔડેનાર્ડે ૧૭૦૭
અને લીલની લડાઈઓ ૧૭૦૮—માલ્પ્લાકેની લડાઇ ૧૭૦૮
૧૭૦૯—લોકોને લડાઈનો કંટાળો થાયછે—માર્લબરો તથા
વ્હિગ લોકોને કાઢી મુક્યા ૧૭૧૦—હાર્લી અને સેન્ટ ૧૭૧૦

## ભાગ ૭ મો.

### ઈંગ્લાન્ડના રાજ્યનો ફેલાવો.

## प्रकरण २२ मुं.

### ઈંગ્લાન્ડ સુદૃઢ થયું.

૧૭૧૪ ૧ લો જ્યાર્જ (હાનોવરનો), પહેલા જેમ્સનો પ્રપૌત્ર,
પ્રમાણિક ને ભક્ષુ કરવાની દાનતવાળો હતો—ટોરી પ્રધા-
નોપર આરોપ મુકી તેમનાપર કામ ચલાવ્યું—વ્હિગ
પાર્લામેન્ટ—લોકો અસંતોષી થયા—ફિતૂર સબંધી કા-
૧૭૧૫ યદો પસાર થયો. ૧૭૧૫—ઉત્તર ભાગમાં જેકોબાઇટના
તરકટો, ૧૭૧૪—૧૫ મા લૂઇના મરણથી ફ્રાન્સ ઉપદ્રવ
કરતું બંધ થયું, ૧૭૧૫—સાત વરસ સુધી પાર્લામેન્ટો
૧૭૧૬ કાયમ રહે એવો ઠરાવ થયો. ૧૭૧૬—પસ્સારો ભૂશિર
આગળ સ્પાનિયર્ડ લોકોનો પરાજય, ૧૭૧૮—ઈંગ્રેજોના
૧૭૨૧ વેપારની વૃદ્ધિ—સાઉથસી પરપોટો ફાટેછે ૧૭૨૧—
એ યોજનાની સામે વોલ્પોલ થયો હતો, તે મુખ્ય મંત્રિ
વાલ્પોલ થાયછે, ૧૭૨૧—૧૭૪૨—મહાન્ વ્હિગ કુટુંબો જોડે વગ
માર્ચ ધરાવતો હોઈ તે દેશને સ્વસ્થ કરેછે—વૂડના અરધા
૧૭૨૧ પેન્સના સિક્કાથી આયર્લાન્ડમા સંકટ પેદા થાય છે
૧૭૨૩—૧ લા જ્યાર્જનું મરણ, ૧૭૨૭

•૧૭૨૭ ૨ જો જ્યાર્જ, ૧ લા જ્યાર્જનો પુત્ર, હઠીલો ને કામાતુર
હતો—તેની રાણીએ વાલ્પોલને પુષ્ટિ દીધી—વાલ્પોલના
મહેસુલ બાબતના સારા કામો—દાણચોકી લેનાનું બિલ
નામંજૂર થયું, ૧૭૩૩—વાલ્પોલપરથી તેના સ્નેહી-
ઓના મન ઉંચા થાયછે—સ્વદેશભક્ત ટોળાનો ઉદય
૧૭૩૭ ૧૭૩૭—રાણી કારોલાઈનનું મરણ ૧૭૩૭—વ્હાઈટફિલ્ડ ને
વિલ્મિ વેસ્લીના ઉપદેશ ૧૭૩૯—ફ્રાન્સ તથા સ્પેનનો કૌમિલી કા-
ગ્ટન મ્પાક્ટ—જેન્કિન્સના કાન કાપવાથી થયેલો વિગ્રહ ૧૭૩૯
૧૭૪૨ —વાલ્પોલની પડતી ૧૭૪૨—આસ્ટ્રિયાની ગાદી સબંધી
પેલ્હામ વિગ્રહ— હાનોવરનો બચાવ કરવાને ઈંગ્લાન્ડને તેમાં
જુલાઈ, ઝંપલાવવું પડ્યું ૧૭૪૩—ડેટિંજનનું યુદ્ધ, ૧૭૪૩—દુનિયાની
૧૭૪૩

ફરતા સ.ર કરી બ્રાન્સનનુ પાછુ આવવુ ૧૭૪૪—
ફોન્ટેનોયની લડાઈ ૧૭૪૫—જેકોબાઇટ લોકોનુ બંડ ૧૭૪૫
૧૭૪૫—ફાલકર્ક ને કલોડનના યુદ્ધ, ૧૭૪૬—રાજપુત્ર
ચાર્લી ફ્રાન્સ નાશી જાયછે—હાઈલાન્ડર લોકોનાં હથિ ૧૭૪૬
યાર લેઇ લીધા, ૧૭૪૬—એલા શાપેલનુ તહનામુ ૧૭૪૮ ૧૭૪૮
—વેલ્સના શાહજાદાનુ મરણ ૧૭૫૧—પચાગનો સુધારો
—ઈસ્ટ ઈન્ડિયા કમ્પનીનો હેવાલ—હિંદમા ઈંગ્રેજો તથા
ફ્રેંચ લોકોની વચ્ચે ઝઘડો—ડૂપ્લે તથા કલાઇવ ૧૭૪૮ ૧૭૫૧
—૧૭૫૧—કલાઈવની સાહસભરેલી સ્વારી ૧૭૫૧—હિંદ ૧૭૫૪
માં સલાહ થાયછે, ૧૭૫ —ઈંગ્રેજો તથા ફ્રેન્ચલોકો વચ્ચે ૫૬ ૨૯
કાનડામા થયલી ઝપાઝપીઓ ૧૭૫૪—ફ્રેંચલોકો ડૂકેન ના ડયુક
નામનો કિલ્લો બાંધેછે, ૧૭૫૪—ઈંગ્રેજ સેનાપતિ બ્રાડોકનો ૧૭૫૪
પરાજય ૧૭૫૫—કાનડામા નિશ્ચે યુદ્ધ થવાની વકી ડવ શાય
—સાતવરસના વિગ્રહનો આરંભ ૧૭૫૬—ઈંગ્લાન્ડમાં રનો ડયુક
ગભરાટ—ફ્રેન્ચ લોકો મિનોર્કા કબજે લે છે, ૧૭૫૬ નવેમ્બર
—કલકત્તામા અંધારી કોટડીમા થયલા માઠા બનાવના ૧૭૫૭
સમાચાર, ૧૭૫ —નૌકા સરદાર બિંગનો શિરચ્છેદ યુરાપમાં
થયો ૧૭૫૭— યુરોપ ખંડપર ઈંગ્રેજોનો પરાજય ૧૭૫૬
૧૭૫૭—સર્વત્ર અફસોસી—પિટ (અને પાછળથી લાર્ડ યુકાસ્ટલ
ચાથમનો ઈલ્કાબ મળ્યો હતો તે) નો ઉદય, ૧૭૫૭— જુન
તે દમબિર ઉપાયો યોજે છે પ્રુશિયાના રાજા ફ્રેડરિકને ૧૭૫૭
મદદ દે છે—રોસ્બાક અને લાયથેન આગળ ફતેહ ૧૭૫૭—
કલાઈવ કલકત્તા પાછુ સર કરેછે—પ્લાસીનો સગ્રામ—
૧૭૫૭—હિંદમા ઈંગ્રેજોની સર્વોપરી સત્તા જામી—પિટ ૧૭૫૭
કાનડામા ફોજ મોકલેછે, ૧૭૫૭—ડૂકેને કિલ્લો સર કર્યો
૧૭૫૮—વુલ્ફ ક્વિબેક નગર લે છે ૧૭૫૮—મૉન્ટ્રિયાલ ૧૭૫૮
શરણ થાયછે, ૧૭૬૦—કાનડા દેશ ઈંગ્રેજોની હકુમત ૧૭૬૦
નીચે આવેછે—પહેલી નહેરો થઈ ૧૭૫૮ (૪૮૧ મુ
પાનુ જુઓ)—યુરોપમા જાથુ વિજયો—૨ જા જ્યાર્જનુ
મરણ, તા ૨૯ મી અક્ટોબર સને ૧૭૬૦

૩ જો જ્યાર્જ, બીજા જ્યાર્જનો પુત્ર સલાહ કર ૧૭૬૧
વાની ઈચ્છા કરેછે—પિટ રાજીનામુ આપેછે કેમકે સ્પે

નદેશ જોડે વિગ્રહનો આરંભ થલો હતો, ૧૭૬૧—બ્યૂટનો
લાર્ડબ્યૂટ અર્લ પ્રધાન થયો—સ્પેન જોડે વિગ્રહ કરવાની ઇંગ્રેજો-
૧૭૬૨ ને ફરજ પડી ૧૭૬૨—હ્યૂબર્ટેરબર્ગની સલાહ, ને પારિ-
સનુ તહનામુ થવાથી સાત વરસના વિગ્રહનો અન્ત
૧૭૬૩ આવેછે ૧૭૬૩ . . .. પા૦ ૪૦૫-૪૩૮

# प्रकरण २२ मुं.

## અમેરિકાનાં સંસ્થાનોનુ સ્વતંત્ર થવું.

૧૭૬૩ પારિસની સલાહ થઇ તે વેળા ૩ જા જ્યાર્જને ગાદી
મળ્યાને ત્રણ વરસ થયા હતા—પ્રધાનોનુ પ્રબળ ઘણુ
લાડબ્યૂટ થાયછે—લોકોના પ્રતિનિધિ વગરની પાર્લમેન્ટ—ઇંગ્લાન્ડ
ની સ્થિતિ—સચા ને વરાળયંત્ર—જમીન ઘેરી વાડા
બનાવેછે—ગરીબનો વધારો—મધ્યમ વર્ગનુ અગત્ય વધે
છે—૩ જો જ્યાર્જ ધાર્મિક, સાદા મનનો પ્રેમી પિતા,
વિચક્ષણ ને ખરો પણ હઠીલો ને મનસ્વીપણે વર્તના
ગ્રેન્વિલ અધિપ ૧૭૬૩ રો હતો તે ગાડો થયો—તેણે ઇંગ્લાન્ડની ઉન્નતિનો અટ-
કાવ કર્યો—બ્યૂટના પ્રધાનપણા નીચે ટોરી પક્ષનો ફરી
રૉકિંગ્હામ ૧૭૬૫ ને ઉદય થયો—લાચ રૂશ્વત અને અન્યાય—બ્યૂટ રા-
આફ્ટન જુનાર્ય ૧૭૬૬ જીનામુ આપેછે ૧૭૬૩—વિલ્કસ જોડે પાર્લમેન્ટનો ટંટો
૧૭૬૩—અમેરિકાના સંસ્થાનવેરે વિગ્રહનો આરંભ, ૧૭૬૪
—સ્ટાંપનો કાયદો ૧૭૬૫—પહેલુ રાજ પ્રતિનિધિ નીમવાનુ
બિલ—સ્ટાંપનો કાયદો રદ થયો, ૧૭૬૬—ટાઉશેન્ડના
મહેસુલબાબતના ધારાને લીધે અમેરિકામા સંતાપ પેદા
લાર્ડ નૉર્થ જાન્યુઆરી ૧૭૭૦ થાયછે—વિલ્કસ મિડલ સેકસ તરફથી ચૂંટાઈ આવ્યો,
૧૭૬૯—પાર્લામેન્ટ તેને દાખલ કરવાની નાપાડેછે, ને
ગેરકાયદે તેની સભાસદની જગા કર્નલ લટ્રેલને આપેછે
—વિલ્કસ કામન્સની સભાના કામનો રિપોર્ટ છાપનારા
ઓનો પક્ષ લેઈ તેમની વતી લડત ચલાવે છે ૧૭૭૧—
લંડન નગર ને પાર્લમેન્ટની વચ્ચે ટંટો—રિપોર્ટ બહાર
પાડવાનુ જારી રહેછે—હાલના વર્તમાનપત્રો

અમેરિકામાં બેચેની વધેછે ૧૭૭૦—ચા પર જકાત
૧૭૭૩ નાખી—બોસ્ટન બંદરમાં ચા ફેકી દીધી, ૧૭૭૩—અમે
રિકામાં પહેલી કોન્ગ્રેસ મળી, ૧૭૭૪—ન્યુ ઇંગ્લાંડ આગળ

જપાજપી થઈ, તા ૧૯ મી એપ્રિલ ૧૭૭૫—સંસ્થાનીઓ ૧૭૭૫
અને ઇગ્લાન્ડવચ્ચે વિગ્રહનો આરંભ થાયછે—બન્કર્સ
હિલની લડાઈ, માહે મે ૧૭૭૫—જ્યાર્જ વાશિંગ્ટન સેનાં
પતિ થયો—અમેરેકન લોકોનુ સ્વાધીનતાનું જાહેરનામું
તા ૪ થી જૂલાઈ ૧૭૭૬—બરગોઈનની ફોજનું શરણ
થવુ, માહે અક્ટોબર, ૧૭૭૭—ચાથમનો સલાહ કરવા ૧૭૭૭
સારૂ છેલ્લો પ્રયત્ન—તેનુ મરણ ૧૭૭૮—જીબ્રાલ્ટરનો ઘેરો
૧૭૭૯—૧૭૮૨—આખુ યુરોપ ઈગ્લાન્ડની સામા થાયછે
—આયર્લાન્ડનો માલ વગર જકાતે નિકાસ કરવાની
પરવાનગી ગ્રેટન મેળવે છે ૧૭૮૦ અને પાયર્લિંગ્સના ૧૭૮૦
ધારાનુ રદ થવુ ૧૭૮૦—ગોર્ડનના હુલ્લડો, ૧૭૮૦—યોર્ક રોકિંઘામ
ટાઉન નગર આગળ ઈગ્રેજી ફોજનુ શરણ થવુ માહે અક- માર્ચ
ટોબર ૧૭૮૧—લાર્ડ નોર્થ રાજીનામુ આપે છે ૧૭૮૨— ૧૭૮૨
રોડનેના દરિયાપરના વિજ્યો ૧૭૮૨—અમેરિકાનુ સ્વાધી- શેલ્બર્ન
નપણુ ઇગ્લાન્ડ સ્વીકારે છે, ૧૭૮૨—વર્સૈલ્સનુ તહનામુ જુલાઈ ૧૭૮૨
માહે જાન્યુઆરી ૧૭૮૩.

# પ્રકરણ ૨૯ મું.

## આપણા સમયનો ઈતિહાસ

૧૮૨૦ ૪ થો જ્યાર્જ ત્રીજા જ્યાર્જનો પુત્ર—કરોલાઈન રાણીની
તપાસ—કેટો સ્ટ્રીટ મહોલ્લાનુ કાવતરૂ, તા૦ ૨૩ મી
ફેબ્રુઆરી—લાર્ડ લડનડેરીનો ( કાસ્ટલરેનો ) અપઘાત
૧૮૨૨ ૧૮૨૨—કાનિંગ પરદેશ ખાતાનો કામદાર હોઈ ઈંગ્લાન્ડને
સલાહ શાન્તિમા રાખેછે—કાથલિક મંડળી, ૧૮૨૩—
પહેલી શિલ્પશાળા, ૧૮૨૩ ( ૫૨૧ મુ પાનુ જુઓ )—પીલ
૧૮૨૪ ફોજદારી કાયદામા સુધારો કરે છે, ૧૮૨૪—હસ્કિસન
પરસ્પર જકાતનુ બિલ પાસ કરાવે છે, અને વેપારના
કાયદા સુધારે છે, ૧૮૨૩—૧૮૨૪—સટો, ગભરાટ, અને
૧૮૨૬ દુકાળ, ૧૮૨૪—૧૮૨૬—પરદેશગમન. ૧૮૨૬—આસ્ટ્રે-
કાનિંગ, લિયામા સસ્થાનોની સ્થાપના, ૧૮૦૩—૧૮૩૬—કાનિંગ
એપ્રિલ, મુખ્ય પ્રધાન થયો, ૧૮૯૭—કાનિંગનું મરણ, ૧૮૨૭—
૧૮૨૭ ગુડરિચ, અનાજપર ફરતા કાંટાની માફક ચઢતી ઉતરતી જકાત,
સપ્ટેમ્બર ૧૮૨૭ ૧૮૨૮—વેલિંગ્ટન મુખ્ય પ્રધાન રહ્યો, ૧૮૨૮—૧૮૩૦—
વેલિંગ્ટન ઓકોનેલની ચૂટણી, ૧૮૨૮—કાથેલિક લોકોના છૂટાપણાનુ
જાનેવારી બિલ પાસ થયું, ૧૮૨૯—નવુ પોલિસખાતું સ્થપાયુ
૧૮૨૮ ૧૮૩૦ ૧૮૨૯—૪ થો જ્યાર્જ મરણ પામ્યો, માહે જુન ૧૮૩૦.

૧૮૩૦ ૪ થો વિલિયમ, ત્રીજા જ્યાર્જનો બીજો પુત્ર, 'ખુશ
મિજાજી ને રંગિલો ખલાસી જેવો હતો—ફ્રાન્સમાં રાજ્યની
લાર્ડ ગ્રે બીજી ઉથલ પાથલથી ઈંગ્લાન્ડ અસ્વસ્થ બન્યું. ૧૮૩૦
નવમ્બર —માન્ચેસ્ટર રેલ્વે ઉઘાડવાની ક્રિયા વખતે હસ્કિસન
૧૮૩૦ હણાયો, ૧૮૩૦—વેલિંગ્ટનનુ રાજીનામું, માહે નવમ્બર,
મેલબર્ન ૧૮૩૦—પાર્લમેન્ટના સુધારાના બિલો ૧ લું માર્ચમાં,
૧૮૩૪ ૨ જુ સપ્ટેમ્બરમાં, ૩ જુ તા. ૧૮ મી ડિસેમ્બર ૧૮૩૧
સરરોબર્ટ ને રોજ પસાર થયું—કોન્ઝર્વેટિવ અને લિબરલ નામો
પીલ ડી- નીકળ્યા—ગુલામગીરી રદ કરવાનો કાયદો પસાર થયો.
સેમ્બર, ૧૮૩૪ તા૦ ૩૦ મી આગષ્ટ, ૧૮૩૩—કારખાના તથા કેળવણીને
મેલબર્ન એપ્રિલ, લગતા ધારા, ૧૮૩૩—ગરીબ સંબંધી નવો કાયદો, ૧૮૩૪—
૧૮૩૫ મ્યુનિસિપાલિટીને લગતો સુધારો, ૧૮૩૫—જન્મ મરણની

નોંધ, ૧૮૩૬—ઉપલા ફેરફારોને લીધે સંકટ પેદા થયું—કાનડામા બળવો થયો, ૧૮૩૭ (પર૪ મુ પાનું જુઓ)—ચોથા વિલિયમનુ મરણ, તા૦ ૨૦ મી જુન ૧૮૩૭ પા૦૪૯૯—પરર

# પ્રકરણ ૨૬ મું.

## ઈંગ્લાન્ડ અને તેનાં તાબાનાં સસ્થાનો

વિકટોરીયા, કેન્ટના ડ્યૂકની પુત્રી ગાદીએ બેઠી, તા૦ મેલ્બર્ન, ૧૮૩૭
૨૦ મી જુન, ૧૮૩૭, તેનો રાજ્યાભિષેક થયો તા૦ ૨૮
મી જુન ૧૮૩૮—રાજપુત્ર આલ્બર્ટ વેરે પરણી તા૦
૧૦ મી ફેબ્રુઆરી, ૧૮૪૦—હાનોવરની ગાદી કિમ્બ
લાંન્ડના ડ્યૂકને મળે છે—વીજળીના તારની શોધ થઈ
—લાર્ડ ડર્હામને કાનડાનો ગવર્નર જનરલ નીમી મોક- ૧૮૩૮
લ્યો, ૧૮૩૮—સનદી હક માગનારાઓનો ઉદય—અના-
જના કાયદા વિરૂદ્ધ એકો, ૧૮૩૮—એક પેની ટપાલનો
દર, ૧૮૩૯—અફીણ બાબત ચીનસાથે વિગ્રહ ૧૮૩૯—
કાનડાનુ રાજ્ય ધોરણ બાંધી આપ્યુ, ૧૮૪૦—અફઘા
નીસ્તાનમા કાબુલ ઘાટમાં કતલ, ૧૮૪૨—પીલ કમાંણી
પર વેરો નાખેછે, ૧૮૪૨—સ્કાટલાન્ડમા નિરંકુશ ધર્મ-
મડળ સ્થપાયુ ૧૮૪૩—આયર્લાન્ડમા બટાટાના પાકને
રોગ લાગ્યો, ૧૮૪૫—પીલ અબાધિત વેપારની હિમાયત
કરે છે, ૧૮૪૫—અનાજના કાયદા નાબુદ થયા, [illegible]—
વેપારનુ સંરક્ષણ કરનારો પક્ષ પીલને અધિકાર પરથી
કાઢી મુકેછે, ૧૮૪૬—સને ૧૮૪૮ ની ફ્રાન્સના રાજ્યની

લાર્ડઆ બર્ડી- ન, ડી સેંબ્બર | હાઇડ પાર્કમા મહાન પ્રદર્શન, ૧૮૫૧—લૂઈ નેપોલિયને
કેર વર્તાવ્યો, તા૦ ૨ જી ડીસેમ્બર, ૧૮૫૧—પહેલા ઇંગ્રેજ
વાલન્ટિયરો. ૧૮૫૨—પૂર્વ તરફના રાજમામલાની ભાજ-
૧૮૫૨ | ગડ વધઘે, ૧૮૫૩—ક્રિમિયાનો વિગ્રહ. ૧૮૫૪—આલ્માનુ
લાર્ડપા મર્સ્ટન | યુદ્ધ, તા૦ ૨૦ મી સપ્ટેમ્બર,—બાલાકલાવા, તા૦ ૨૫ મી
ફ્રુબુઆ- | અકટોબર—ઇન્કર્મન, તા૦ ૫ મી નવમ્બર ૧૮૫૪—અંધેર
રી. | અને અવ્યવસ્થા—મિસ ફ્લોરેન્સ નાઈટિંગેલની મદદ—
૧૮૫૫ | સિબાસ્ટોપોલનો કિલ્લો લીધો, તા૦ ૮ મી સપ્ટેમ્બર, ૧૮૫૫
૧૮૫૬ | —પારિસના તહનામાથી વિગ્રહનો અન્ત આવે છે, તા૦
૩૦ મી માર્ચ, ૧૮૫૬.

હિંદમા દેશી સિપાઇઓનાં દુઃખ દર્દ—હિંદમાં સિપાઇ-
૧૮૫૭ | ઓનો બળવો, ૧૮૫૭—કાનપુરમાં કતલ, તા૦ ૧૫ મી
લાર્ડડાર્બી | જુલાઈ—ગવર્નર જનરલ કાનિંગનો ન્યાય—લખનૌ નગર-
ફ્રુબુઆરી | નો ઘેરો ઉઠાવ્યો, તા૦ ૨૩ મી સપ્ટેમ્બર—સર હ્યુ રોઝની
૧૮૫૮ | સ્વારી, ૧૮૫૮—ઇસ્ટ ઇન્ડિયા કમ્પની બંધ થઈ, ૧૮૫૮
લાર્ડ પામ સ્ટૅન જુન, ૧૮૫૯ | —રાણી હિંદનું રાજ્ય હસ્તક લેછે તેનું જાહેરનામું, તા૦
૧ લી નવમ્બર—ને હિંદની શહેનશાહ બાનુનું પદ ધારણ
કરેછે, ૧૮૭૭.

લાર્ડરસેલ નવમ્બર, ૧૮૬૫ | ઓર્સિની ફ્રાન્સજોડે ટંટો કરેછે—વાલન્ટિયરોની સુવ્ય-
વસ્થા કરી તેમને બ્રિટિશ ફોજમા દાખલ કર્યા. ૧૮૫૮
—સંયુક્ત સંસ્થાનોમાં અંદર અંદરનો જગડો શરૂ થાય
છે, ૧૮૬૧—તેથી લાન્કાશાયરમાં રૂનો દુકાળ માલમ
લાર્ડડાર્બી જુલાઈ, ૧૮૬૬ | પડે છે, ૧૮૬૧—આલાબામાં વહાણે કરેલી નુકશાની
ભરી આપવામા સંસ્થાનોએ માગણી કીધી—પ્રિન્સ
ડિઝરેલી | કોન્સર્ટ, રાણીના ધણીનુ મરણ, તા૦ ૧૪ મી ડિસે-
ફ્રુબુઆ- રી ૧૮૬૮ | મ્બર, ૧૮૬૧—વેલ્સના શાહજાદાનું લગ્ન, ૧૮૬૩—સાર્વ-
ગ્લાડસ્ટન ડિસેમ્બર ૧૮૬૮ | જનિક આરોગ્યતા બાબત કાયદો, ૧૮૬૬—આફ્રિકા
તથા અફઘાનિસ્તાનમાં વિગ્રહો, ૧૮૬૭—૧૮૮૯—સુધારાના
બિલો, ૧૮૬૭—૧૮૮૫—દીનીયન લોકોનાં અને વેપારના
મહાજનોનાં જુલમ ભરેલાં કૃત્યો, ૧૮૬૭—આયર્લાન્ડનુ
ધર્મ ખાતુ તોડી નાખ્યું, ૧૮૬૯—ફ્રાન્સ ને પ્રુશિયાનો
વિગ્રહ, ૧૮૭૦—આયર્લાન્ડની જમીન બાબત કાયદો.

૧૮૭૨—કેળવણી બાબતનો કાયદો ૧૮૭૦—યુનિવર્સિટી ડિઝરેલી
ઓમાથી ધર્મની કસોટી રદ કીધી—લશ્કરના હોદ્દા ફેબ્રુઆરી
વેચતા લેવાનો વહિવટ રદ થયો, ૧૮૭૧—ડિઝરેલીને લાર્ડ ૧૮૭૪
બેકન્સફીલ્ડનો ઈલકાબ મળ્યો ૧૮૭ —આયરિશ સભા ગ્લાડસ્ટન
સદો આડ નાખવાનુ શરૂ કરેછે ૧૮૭૭—આયરિશ લોકો એપ્રિલ
કાવેન્ડિશ અને બકને ઠાર મારે છે, ૧૮૮૨—સુધારાનુ ૧૮૮૦
બિલ પસાર થવાથી ૨૪,૮૫૬૬૭ નવા મત આપનારા વધે લાર્ડસા
છે, ૧૮૮૫ (૫૪૯ મુ પાનુ જુઓ)—ગ્લાડસ્ટન અને પાર્નેલનો લસબરી,
આયર્લાન્ડને સ્વરાજ્ય આપવાનો કાયદો નામંજુર થયો જુન,
૧૮૮૬—વેપાર અને ખેતીની મદી, ૧૮૭૯— ૧૮૮૬—ઓગ ૧૮૮૫
ણીસમી સદીમા વિદ્યાસાહિત્ય અને સર્વ સામાન્ય વૃદ્ધિ— ગ્લાડસ્ટન
ઈંગ્લિશ મહારાજ્યનુ ઐશ્વર્ય બતાવનાર સને ૧૮૮૮ નુ ફેબ્રુઆરી
સસ્થાન અને હિંદની પેદાશનુ પ્રદર્શન પા૦ ૫૨૩—૫૬૨ ૧૮૮૬

સાલ્સ
બરી,
આગસ્ટ
૧૮૮૬

# પુરાતન બ્રિટન બેટ.

પહેલા

**પ્રાચીન પાષાણ યુગના લોક.**

તેની પાછળ

**નવા પાષાણ યુગના લોક**

(એ બાસ્ક કિંવા ઐબીરિયન જાતના)

તેની પાછળ

**બ્રિટન લોક**

(એ કેલ્ટ જાતના)

---

ઈ સ પૂ૦ ૫૫ ને ૫૮

જુલિયસ સિઝરે બ્રિટનપર સ્વારી કરી

ઈ સ. ૪૩ — ઈ સ ૪૧૦

રોમન લોકોએ બ્રિટન બેટ જીત્યો — રોમન લોકો બ્રિટન છોડી ચાલ્યા ગયા

તેમની પાછળ

**આંગ્લો સાકસન લોક**

કે

**ઈંગ્લિશ લોક**

(એ ટ્યુટોનિક જાતના)

| ઈ. સ. ૪૪૯ | ઈ સ ૪૭૭ | ઈ સ ૫૪૭ |
|---|---|---|
| જ્યુટ લોકો સમુદ્ર ઓળંગી કેન્ટ પ્રાન્તમાં આવી ઉતર્યા | સિરસા નામના સરદારની હકુમત નીચે સાકસન લોકો બ્રિટનના કાંઠાપર આવી ઉતર્યા | બ્રિટનમાં આંગલ લોકોની વસાહત કે સંસ્થાન થાય છે |

---

(૨૪ ૨૫ મે પાને વિગતવાર જુઓ)

શીખાઉઓને માટે

# इंग्लांडनो इतिहास.

## प्रकरण १ लुं.

### पुरातन ब्रिटन वेट.

ઇંગ્લાંડનો ઇતિહાસ શીખવા માંડતાં પહેલાં આપણે ઇંગ્લાંડ વિષે બોલીએ છીએ ત્યારે તેનો શો અર્થ થાય છે, તેની પ્રથમ તપાસ કરવી જોઈએ—ઘણા લોકો ધારે તેટલો એ પ્રશ્નનો ઉત્તર આપવો સહેલો નથી. બ્રિટિશ દ્વીપોની રાજ્યકર્ત્તા વિક્ટોરિયાને "ગ્રેટબ્રિટન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યની રાણી" કહેછે; એ પરથી જણાય છે કે ગ્રેટબ્રિટનથી આયર્લાંડ દેશ નોખો છે; તે બેટ છે, એજ માત્ર તે નોખો હોવાનું કારણ નથી, પરંતુ તેના મોટા ભાગમાં ઇંગ્રેજોથી ભિન્ન કુળના લોકો વસેછે અને "ગૅલિક" નામે તેમને પોતાની જુદી ભાષા છે, એ પણ એક કારણ છે. એ ભાષા તેઓ અદ્યાપિ ઘણીવાર માહોમાહે બોલેછે. પરંતુ ગ્રેટબ્રિટનનું શી રીત છે? એ આખો બેટ શું ઇંગ્લાંડ છે? બેશક નથી. શુમારે ત્રણસે વરસપર એનું જુદું રાજ્ય હતું; અને સ્કાટલાંડના લોલાંડરો એટલે દક્ષિણ ભાગમાં વસનારા લોકો અને ઇંગ્રેજો એકજ ઓલાદના છે, તોપણ ઉત્તરમાં વસનારા હાઈલાંડરો

ઇંગ્લાંડની વ્યાખ્યા

આયર્લાંડ અને સ્કાટલાંડ.

ગએલિક ભાષા બોલેછે, અને આઈરિશ લોકો જે વસના છે, તેજ વગની એક શાખાના છે તો હવે ગ્રેટબ્રિટનનો દક્ષિણ ભાગ— **નોર્ધમ્બર્લાંડથી ઇંગ્લિશ ચાનલ** સુધીનો ભાગ—માત્ર શું એતો ઈંગ્લાંડ દેશ ખરો કે? હા, પરંતુ '**વેલ્સ** નામે જે મુલક

વ'સ

પરથી ઇંગ્લાંડના પાટવી કુંવરને ઈલકાબ આપવામા આવેછે તે સુદ્ધા" એટલા શબ્દો ઉમેરી એ તો, કારણકે અહીં પણ મોટો પ્રદેશ બાદ કરવો જોઈએ એમા વસનારા લોકોને "કિમ્રિક" નામેપોતાની જુદી ભાષા છે એ ભાષા **આયર્લાંડ** તથા **સ્કાટલાંડ**ના લોકોની ભાષાને એટલી તો મળતી આવેછે કે વેલ્શ, આઈરિશ, અને હાઈલાંડરો એકજ કુળના છે એવુ જણાય છે. એ કુળ અદ્યાપિ ઇંગ્રેજોથી ઘણે દરજ્જે નિરાળું રહેલું છે.

માટે ખરૂ કહીએતો, **ઈંગ્લાંડ** એ **ગ્રેટબ્રિટન** બેટનો દક્ષિણ ભ-

ઇંગ્લાંડનું ક્ષેત્રફળ

ણીનો અર્ધ ભાગ માત્ર છે, એનું ક્ષેત્રફળ ૫૦,૯૨૨ ચોરસ મૈલ છે અને એની પશ્ચિમ કોરે આવેલા **વેલ્સ**ના બાર પરગણા સુદ્ધા એના બાવન પરગણા કરેલાછે **વેલ્સ**નું ક્ષેત્રફળ ૭,૩૯૮ ચોરસ મૈલ છે. આગગાડીમા બેશી એ દેશના છેક દક્ષિણ છેડાથી ઉત્તરે **બર્વિક ઓન-ટ્વીડ** લગી,અને ત્યાથી **સ્કાટલાંડ**ના લોલાંડરોના મુખ્ય શહેર **એડિનબરો** સુધી અઢાર કલાકમા જઈશકાય છે, અને પૂર્વેથી પશ્ચિમમા આઠ કલાકમા જઈ શકાય છે તથાપિ આ નાનો પ્રદેશ જે લાખો ઇંગ્રેજો આખી પૃથ્વીપર હમણા ફેલાઈ ગયાછે, તેઓની જન્મભૂમિ છે, અને ઈંગ્લાંડનો ઇતિહાસ એ આ મહાન્ પ્રજાના ઉદયનો, તેમનો અધડા અને દોષોનો, અજ્ઞાન અને પાતકોથી ઉપજેલાં દુખોનો, અને હિંમત, ખંત, અને સહનશીલતા વડે મળેલા બદલાનો ઈતિહાસ છે

હવે જો આ દેશમા ઇંગ્રેજો વળથીજ વસતા હોત તો તેમના

"પાલીઓલિથિક" એટલે "પ્રાચીન પાષાણયુગ"ના માણસો કહેછે એ લોકો વિષે બહુજ થોડું જાણવામાં આવ્યું છે.

પછીના યુગોમાં એમની પેઠે જે લોકો થયા તેઓએ વધારે સારા હથિયારો બનાવ્યાં એ હથિયારો પથરનાજ હતા, પરંતુ સારા ઘાટીના અને ઘણાં સફાઈદાર હતાં. એ લોકોને "નીઓલિથિક" એટલે "નવા પાષાણ યુગ" ના માણસો કહેછે.

નવા પાષાણ યુગના લોકો

આ પાછલા લોકોનાં હાડકાં અને હાડપિંજરો ઇંગ્લાંડ, વેલ્સ, અને સ્કાટલાંડના ઘણા ભાગોમાં ભોંયમાં કરેલા લાંબા ખાડાઓમાં અથવા સમાધીઓમાં સફાઈદાર તીરનાં ફણાં, પથરાની કોદાળી અને કુહાડા, તથા હાડકાંની સોયો અને ટાંકણીઓ જોડે દટાયેલાં જોવામાં આવેછે. કૂતરાં, ભૂંડ, ઘેટાં, બળદ, અને બકરાંનાં હાડકાં પરથી જણાયછે, કે તેઓ એ જનાવરો પાળતા; અને સફાઈ વગરનાં માટીનાં વાસણોના તથા ગુંથેલા મણ અને પરાળના કડકા પરથી તેઓ માટીનાં વાસણ બનાવવાનો તથા વણવાનો હુનર શીખતા હતા, એવું સિદ્ધ થાયછે.

આ લોકોનાં માથાંની ખોપરીઓ બાસ્ક અથવા ઐબીરિઅન નામે ઠીંગણા, કાળી ચામડીવાળા અને ગુચ્છળીઆ વાળવાળા લોકોનાં માથાંની ખોપરીઓની પેઠે લાંબી અને સાંકડી હતી. એ બાસ્ક અથવા ઐબીરિઅન લોકો સ્પેનના કેટલાક ઉજડ અને પહાડી ભાગોમાં વસેછે, અને યુરોપના છેક ઉત્તર ભાગમાં વસનારા ફિન લોકો સિવાય બીજી દરેક પ્રજાની ભાષાથી જુદી ભાષા બોલેછે. એથી માનવાને કારણ છે કે "નવા પાષાણ યુગ"ના લોકોનું કુળ બહુ ફેલાયલું હતું; ઐબીરિઅન લોકો પણ એજ કુળમાંથી ઉત્પન્ન થયા હતા, તેનું વિશેષ કારણ એ છે કે બ્રિટન બેટની સમાધીઓમાં જેવાં હાડપિંજરો અને હથીઆરો જડેછે, તેવાં સ્પેનની સમાધીઓમાં ઐબીરિઅન લોકોના પૂર્વજોનાં હાડપિંજરો અને સફાઈદાર

પાષાણનાં હથિયારો જડેછે. સાંપ્રત કાળના વેલ્શ અને આઇરિશ લોકોના છેક નીચલા વર્ગમાં પણ ઠીંગણા અને શામળા માણસો છે, તેઓ એજ પ્રાચીન લોકોનો અવશેષ છે, એવું સંભવેછે.

આ નવા પાષાણ યુગના લોકો ઢોર પાળતા, હથિયારો અને ઘડાઈ વગરનાં વાસણો બનાવતા, પોતાનાં બાયડી છોકરાં સાથે ગુફાઓમાં રહેતા, અને વગર ઘડેલા મોટા પથરાની લાંબી સમાધો બનાવી તેઓમા પોતાનાં મુડદાંને દાટી તેપર માટી પાથરતા, તેનો ચિતાર આપરથી આપણા મનમાં આવી શકે. માટી ખોદતાં પથરા દેખાયછે. તેઓની "ક્રોમ્લેક્રો" નામે અણઘડ

ડોલ્મેન

ટેબલો બનેછે. એ ટેબલોને ભૂલથી ઘણા સમય લગી યજ્ઞવેદિ માની હતી. વિલ્ટશાયર પરગણા માહેલા સાલ્સબરીના મેદાનમાં આવેલા સ્ટોનહેંજ ગામમાં અને બીજી જગોમાં લગી પાષાણોનાં અપૂર્વ વર્તુલો છે. તેઓ શી રીતે અને શામાટે બનાવ્યાં હતાં તે જાણવામાં આવ્યું નથી, તથાપિ તેઓ એ લોકોએ બનાવ્યાં હતાં, એ પણ સંભવિત છે.

જેમ જેમ વખત ગયો તેમ તેમ લાંબાં માથાંવાળા માણસોની જોડે વધારે ગોળ ખોપરીવાળી બીજી જાત ભળવા લાગી. કેવળ માટીની બનાવેલી ગોળ સમાધોમાં પાષાણનાં અને

કેલ્ટ લોકો

કાંસાનાં હથિયારો જોડે એ લોકોનાં હાડપિંજરો જડી આવેછે, તેપરથી જણાય છે કે તેઓ ધાતુનો ઉપયોગ કરતાં શીખતા હતા. કેટલીક આધુનિક સમાધોમાં લોઢાનાં બનાવેલાં ઓજારો મળી આવેછે. કાંસાનાં ઓજારો બનાવવાનું કામ ઘણું વધારે મુશ્કેલ છે. કારણ કે આ સમે બ્રિટન બેટમાં નવા લોકો આવ્યા હતા, અને તેઓ પોતાની જોડે ઊંચા પ્રકારનો સુધારો લેતા આવ્યા હતા. વિસ્મયકારક લાગશે, તથાપિ "કેલ્ટ" નામે એ લોકોની ખોજ છેક પૂર્વમાં, બહુધા એશિઆનીથડમાંના કોઈક સ્થળમાં કરવી જોઈએ. એમાંના કેટલાક લોકો

લાંબા સમય સુધી વિદેશોમાં ફર્યા કેડે બ્રિટન બેટમાં આવીને વશ્યા. વિદ્વાન પુરૂષો કહેછે કે આર્ય પ્રજા (ઈરાનના થોડાક ભાગના લોકોને પૂર્વે આર્ય-કુલીન લોકો-એ જૂનુ નામ લગાડતા તેપરથી એ નામ પડ્યુ છે ) ઐતિહાસિક કાળની પૂર્વે ઘણા સમાયપર પૂર્વમા જઈ બે દિશામા ફેલાઈ ગઈ; એક ૫ડએ ઈરાનમા અને હિંદમા, અને બીજે પડએ યૂરોપમાં પ્રસરી- અહીં તેઓની ભાષાઓની એંધાણીઓની ખોળ કરી શકાય. પ્રથમ તો એ લોકોએ પોતાનું ઠેકાણુ કાંઈક પશ્ચિમમાં કર્યું; પછી તેમની સંખ્યા ઘણી વધી ગઈ એટલે વિદેશાગમનનો વહેળો આગળ ચાલ્યો, અને તેઓનાં કેટલાક ટોળાં વધારે વધારે પશ્ચિમમાં જઈ વશ્યાં, અને કેટલાક લોકો છેવટે દરિયો ઓળગી બ્રિટન બેટમા ઉતર્યા, અને ત્યાંના વતનીઓને જીતી ઠરી ઠામ થઈ વશ્યા. વધારે ઠીંગણા અને વધારે સામળા મૂળ વતનીઓમાં મોટા અવયવોવાળી અને સુંદર કેશવાળી જાતના લોકો આવીને રહ્યા.

ઈસુખ્રિસ્તના જન્મ પહેલાં શુમારે છસેં વરસ પર ફિનિશી લોકો જિબ્રાલ્ટરની સામુદ્રધુની (એ વેળા તેને હરક્યુલીઝના સ્તભ કહેતા તેમાં થઈને કોર્નવોલની નજીકમાં આવેલા સિલ્લી બેટો જોડે કલાઈનો વેપાર કરવાને આવ્યા તે સમયથી બ્રિટન

ચણુમેં પચાસ વરસ કેડે મોટા રૂમી સરદાર નામે જ્યુલિયસ સીઝરે ઈ. સ. પૂર્વે ૫૫ અને ૫૪ ની સાલોમાં બ્રિટન બેટ-પર ચઢી આવી કાસ્સિવેલોનસ નામે બ્રિટનોના મોટા સરદારની આગેવાની નીચે તેઓને હરાવ્યા, અને રોમને ખંડણી આપવાનું તેમની કને વચન લીધું. એજ વરસમાં તે પાછો ગયો, અને બીજા સો વરસ લગી બ્રિટનોના કબજામાં પોતાનો દેશ રહ્યો. પરંતુ પછી તેમને હાથ તે ફરીને આવ્યો નહિ.

જ્યુલિયસ સીઝર ચઢી આવ્યો, ઈ. સ. પૂર્વે ૫૫

આ સમે બ્રિટન બેટના દક્ષિણ ભાગમાં વસનારા લોકો ઠીક સુધર્યા હતા. તેમની કને લડાઇના રથો હોઇ તેઓ ભાલા, બરછી, અને ફરશીથી લડતા, અને ઝાડની છાલ તથા ડાળીઓની બનાવેલી ઢાલથી પોતાનો બચાવ કરતા. તેઓ લુગડાંની કફનીઓ અને ઝભા પહેરતા, હાથે સોના રૂપાનાં કડાં ઘાલતા, અને પત્થરનો પાયો ચણી તે પર લાકડાનાં અથવા બરૂનાં છૂટાં છૂટાં ઝૂંપડાં બાંધી તેમાં રહેતા. પ્રત્યેક જાતિના તાબામાં એકેકો કિલ્લો હોઇ તેની આસપાસ લડાઇની વેળાએ રક્ષણને માટે ઊંચો કોટ અથવા પુસ્તો કરી લીધેલો હતો, અને એમાંનો એક "લિનડિન" અથવા સરોવરકિલ્લો —જેનો ઉચ્ચાર લંડન હતો તે—લંડન નામે ઇંગ્રેજોનું હાલનું મોટું નગર વસવાનું મડાણ હતું એમ જણાય છે. તેઓ અનાજ પકવી ખડકોની બોભણમાં ભરી રાખતા, અને ઝાડનાં થડોને કોરી કોટીઆં અને ટોપલીના જેવી હોડીઓ બનાવતા. એ બેટની અંદરના ભાગોમાં વસનારા લોકો વધારે અજ્ઞાન હતા. તેઓ પશુઓનાં ચામડાં ઓઢતા, અને દૂધ તથા માંસ ખાઇને રહેતા. પરંતુ એથીએ વધારે ઉત્તરમાં વસનારા લોકો કેવળ જંગલી અવસ્થામાં નગ્ન રહેતા, અને નિર્ભય, ક્રૂર, અને કીનાખોર હતા.

બ્રિટનોના રહેઠાણ

બ્રિટનોનો ધર્મ કાંઇક પ્રૌઢ તથાપિ ભયાનક હતો. તેમના આચાર્યોને ડ્રુઈડો કહેતા; તેઓ પોતાનાં મત ગુપ્ત રાખતા, અને તેઓ-

એ પુરૂષોનાં અને સ્ત્રીઓનાં બળિદાન આપેલાં કહેવાય છે; પરંતુ લોકો મુખ્યત્વે સૃષ્ટિ (કુદરત) ને પુજ્ય માનતા એવું ભાસેછે. તેઓ

દ્રુઈડ ધર્મ

ઝરણો, જંગલો અને પર્વતોના દેવતાઓની આરાધના કરતા. ઓક વૃક્ષ તથા તેપર ઊગતી આકાશવેલ એ તેમના દેવતાનું ચિન્હ હતું, અને તેઓ ગુફાઓમા તથા જંગલોના માહેલા ભાગમાં એકઠા મળીને ભજન કરતા.

કેસર ક્લોડિઅસની સરદારી નીચે રૂમીઓએ ઇ. સ. ૪૩ માં બીજી વાર આવીને બેટના દક્ષિણ ભાગોનો કબજો કરી લીધો. તે વારે બ્રિટનોની સ્થિતિ આ પ્રકારની હતી. બ્રિટનોએ ઘણાં

રૂમીઆએ બ્રિટન બેટ જીતી લીધો, ઈ. સ. ૪૩

વરસ લગી બહાદુરીથી વઢી રૂમીઓને જંગલોમાં અને ભેજવાળી જમીનોમાં હેરાન કર્યા. કિયા પક્ષનો જય થશે તે વિષે સાત વરસ લગી સંદેહ રહ્યાં કીધો, અને પછી રૂમીઓએ મોટા બ્રિટિશ સરદાર નામે કરાક્ટકસને હરાવી કેદ કરીને રોમ મોકલી દીધો. પોતાનો પગ જામ્યા પછી રૂમીઓ આગળ વધ્યા,

કરાક્ટકસ, ઈ. સ. ૫૦.

અને થોડાં વરસ કેડે આંગલ્સી ટાપુમાં જઇ પહોંચ્યા. અહીં તેમણે ડ્રુઈડોને તેમના કિલ્લામાં કતલ કર્યા. એ વેળા આંગલ્સી ટાપુને મોના કહેતા. પરંતુ તેમના હાથમાંથી દેશ જતો જતો રહી ગયો, કારણ કે એક બ્રિટિશ સરદારની વિધવા નામે બોઆડિશીઆએ ઈંગ્લાં-

બોઆડિશીઆ ઈ. સ. ૬૧

ડના પુર્વ ભાગમાં વસનારા લોકોને ઉશ્કેર્યા, અને લંડનને બાળી નાંખ્યું; અને રૂમીઓ લગભગ દમ આખર થઈ ગયા, ત્યારે કેડેજ તેમને જય મળ્યો. એ વેળા લંડન. કિલ્લા કોટ વગરનું નગર હતું. શત્રુને હાથ જવાની નામોશી ન આવે તે માટે બોઆડિશીઆએ ઝેર ખાધું હતું એવું કહેવાય છે. હમણા હિંદ ઉપર ઈંગ્રેજો જેવી રીતે અમલ ચલાવેછે, તેને

માંથી પોતાની ફોજ હળવે હળવે ખસેડી લીધી, તે વારે એ લોકો ઉત્તરબ્રિટનભેટમાં વસનાર પોતાના જંગલી ફેલ્ટ પાડોશીઓ-થી રૂમીઓની મદદ વગર પોતાનું રક્ષણ કરી શકત તો તેમના જવાથી તેઓ ખુશી થાત.

એ પાડોશીઓ "પિક્ટ" અથવા કાલીડોનિયનો અને "સ્કાટ" લોકો હતા. તેઓ જંગલી અને લડવૈયા હતા. સ્કાટ લોકો પ્રથમ આયર્લાંડમાંથી આવ્યા હતા, અને તેમણે પછવાડેથી સ્કાટલાંડનું નામ પોતાના નામ પરથી પાડ્યું હતું. રૂમીઓએ પણ મજબૂત કિલ્લાકોટવડે માત્ર તેમને ખાળી રાખ્યા હતા. એ કોટમાંનો સૌથી પ્રખ્યાત હાડ્રિયનનો કોટ છે, તે સોલ્વેના અખાતથી ટૈન નદીના મુખ પર્યંત બાંધેલોછે. એનો કેટલોક ભાગ અદ્યાપિ છે. રૂમીઓ ચાલ્યા ગયાકે તુરતજ એ પિક્ટ અને સ્કાટ લોકો કોટ તોડી અંદર ધુસ્યા, અને દક્ષિણબ્રિટન લોકોને કનડવા લાગ્યા. એ લોકોને પોતાનું રક્ષણ કરવાનું કામ મુશ્કેલ જણાયું, કારણ કે રૂમીઓ બ્રિટિશ સિપાઈઓને પરદેશમાંની રૂમી ફોજમાં નોકરી કરવાને હમેશ મોકલતા હતા. જેથી પોતાનો બચાવ કરવાને તેઓએ રૂમી સીપાઈઓને બોલાવ્યા. એ સીપાઈઓએ એકવાર પાછા આવી પિક્ટ અને સ્કાટ લોકોને હાંકી કહાડ્યા; પરંતુ ત્યારપછી ૪૧૦ ની સાલમાં બ્રિટનોને પોતાનું લાખ્યું ભોગવવાને નિરાધાર મૂકી બધા રૂમીઓ ચાલ્યા ગયા.

પિક્ટ અને સ્કાટ લોકો.

રૂમીઓ ચાલ્યા ગયા, ઈ. સ. ૪૧૦.

ઈંગ્લાંડનો ઇતિહાસ જ્યાંથી શરૂ થાયછે, ત્યાં આપણે હવે આવી પહોંચ્યા; કારણ કે બ્રિટનોએ નિરાશ થઈ કાંહાની અપમાન કરનારા વધારે ભયંકર શત્રુઓને પોતાની મદદે બોલાવ્યા. ઈંગ્રેજોના જે પૂર્વજોએ ઈંગ્લિશ પ્રજાની સ્થાપના કરી તે એ લોકો હતા. તેઓ ક્યાંથી અને શી રીતે આવ્યા તે હવે જાણવું જોઇએ.

# प्रकरण २ जुं.

## इंग्रेजो शी रीते आव्या.

**રૂમીઓ બ્રિટન** બેટ છોડીને ચાલ્યા ગયા તેની પૂર્વે સોકરતાં વધારે વરસથી તેઓને ચાંચીઆઓ બહુ કનડ્યા કરતા હતા. એ ચાંચીઆ એલ્બ નદીની આસપાસના પ્રદેશમાંથી **જર્મન** સાગરમાં થઈ ચપટાં તળીયાંવાળી મોટી હોડીઓમાં બેસીને આવતા ગાલ (ફ્રાન્સ) ને ઉત્તર કાંઠે તથા **બ્રિટન** બેટના અગ્નિકોણ ભણીને કાંઠે ઉતરી આવી એ લટાગ, ભાયડા, બાયડીઓ, અને છોકરાંને પકડી જતા, તથા જે કાંઈ લૂટ હાથમાં આવતી તે લેઈ જતા. આ **સાકસન** ચાંચીઆ એટલાતો વિકરાળ અને નિર્દય હતા કે તેઓને ખાળી રાખવાને **રૂમીઓએ** હંબર નદીથી **વેક્ટિસ** અથવા **વાઈટ ટાપુ** લગી ચોમેર કિલ્લા કોટ બાંધ્યા હતા; અને કાંઠાનુ રક્ષણ કરવાના કામપર દેખરેખ રાખવાને **સાકસન** કાંઠાનો "**કોંટ**" એ નામે ખાસ અમલદાર નીમ્યો હતો.

સાકસન ચા- ચીઆ પૂર્યો કૈન.

એઓની વચગાળાના પ્રદેશમાં અને ઠેઠ જટ્લાંડ, સ્વીડન, અને **નાર્વે**માં ગયા અહિં એક પડખે **બાલ્ટિક સમુદ્ર** અને બીજી બાજૂએ **ઉત્તર સમુદ્ર** હોવાથી તેઓ સ્વાભાવિક રીતે બહાદુર ચાંચીઆ બન્યા; અને **જટ્લાંડ** તથા **જર્મની**ને કિનારેથી ચપટાં તળિયાંવાળી હોડીઓને ઓછામાં ઓછાં પચાસ હલેસાંથી હંકારી તેમાં બેશીને આવતા, અને **ગૉલ**ના સુંદર કાંઠાપર તથા **બ્રિટન** બેટના ભાગ્યે ઓછા રસાળ કિનારાપર ધાડ પાડતા.

જ્યાં લગી **રૂમીઓ** એ બેટમાં રહ્યા ત્યાં લગી એ પિંઢારાને તેમાં પગ મૂકવાની જગ્યા મળવાનો થોડોજ સંભવ હતો; અને **રૂમી** લશ્કરો ગયાં પછીએ **બ્રિટનો**એ લગભગ ચાળીસ વરસ લગી તેઓને ખાળી રાખ્યા. પરંતુ સ્થળ વાટે **પિક્ટ** અને **સ્કાટ** લોકોના તથા જળમાર્ગે આ **સાક્સન** ચાંચીઆના હુમલાથી છેક નબળા પડીજવાથી છેવટે **બ્રિટ**નોએ દુશ્મનોને પરસ્પર લડાવવાનો નિશ્ચય કર્યો; અને **વોર્ટિજર્ન** નામે બ્રિટિશ સરદારે ૪૪૯ના વરસમાં ચાંચીઆના બે સરદારો નામે **હેન્જેસ્ટ** અને **હોર્સા**ને કેન્ટની ઉત્તરે આવેલા **થાનેટ** ટાપુમાં વશી પોતાની તરફથી પિક્ટો જોડે લડવાને **જટ્લાંડ**થી બોલાવ્યા એવું કહેવાય છે. એથી **જ્યુટ** લોકો આવ્યા, પરંતુ **પિક્ટ** લોકોને જીતતાં વારને તેઓએ **બ્રિટનો**પરજ પોતાનાં હથિયાર ચલાવ્યાં. પહેલી લડાઈમાં **હોર્સા** મરાયો, પરંતુ **હેન્જેસ્ટે** **જ્યુટ** લોકોની સરદારી લેઈ લડાઈ ચલાવી, અને ત્રીસ વરસ સુધી વઢવાઢ ચાલ્યાં કેડે તેના દીકરા **એરિકે** **પૂર્વ** અને **પશ્ચિમ કેન્ટ** (૧ લો નકશો જૂઓ) એ નામે બે નાનાં રાજ્યો સ્થાપ્યાં. એમનું મુખ્ય શેહેર **કાન્ટ-વારા-બાઇરિગ** અથવા **કેન્ટમેન્સ બરો**, હાલનુ **કાન્ટર્બરી** હતું. માટે આ દેશમાં ઇંગ્રેજોના પહેલ વહેલા વસનારા પૂર્વજો **જ્યુટ** લોકો હતા.

જ્યુટ લોકોનું કેંટ ઉતરવું ૪૪૯

પરંતુ એ દર્મિયાન બ્રિટિશ ચાનલમાં વહાણ ફેરવનારા બીજા

સાચીઆ જીતનાના પ્રદેશના મમાચાર વગેરે નરમ લઈ જતા, અને ૪૭૭ મા સાક્સનો પોતાના એલ્લ અને સિસ્સા નામે સરદારો સહિત રેગનમ નામે રૂમી ગઢની નજીક બ્રિટન બેટને દક્ષિણ કાંઠે ઉતર્યા એ લોકો પણ એટબ અને વેસર નદીઓની વચ્ચે મામે કાઠેથી આવ્યા સિસ્સાના નામ પરથી રેગનમ શહેરનું નામ સિસ્સાચીસ્ટર પછવાડેથી ચિચેસ્ટર પડ્યુ એની પૂર્વે ઘણા વખતથી બ્રિટનોને પરદેશીઓને મદદે બોલાવ્યાથી ઘણો ખેદ થયો હતો, કારણકે એ નવા ચઢી આવનારાઓએ બધા બ્રિટનોને મારી નાખ્યા, અથવા હાંકી કહાડ્યા, અને હમણા જે ઠેકાણે પેવેન્સી શહેર છે, તેની પડમા આવેલો આંડેરિડા કસ્બો સિસ્સાએ લઈ લીધો તે વારે તેણે એકે બ્રિટનને જીવતો રેહેવા દીધો નહિ સાકસનો બહુજ હળવે હળવે આગળ વધ્યા કારણકે એ પ્રદેશ ધાડા જંગલોથી છવાયેલો કોઈ ઠેર ઠેર ઘાસવાળી ભીની પોચી જમીન હતી એ કાળમા

સાક્સનો આવો પહેલો ઈ સ ૪૭૭

અને તેમણે સસેકસ નામે દક્ષિણ સાકસનોનું રાજ્ય, વેસેકસ નામે પશ્ચિમ સાકસનોનુ રાજ્ય, એસેકસ નામે પૂર્વસાકસનોનુ રાજ્ય, અને મિડલસેકસ નામે મધ્ય સાકસનોનું રાજ્ય, એ ચાર રાજ્યો સ્થાપ્યા, અને પશ્ચિમ ભણીના જે ભાગને હમણા સમર્સેટ, ડેવન અને કોર્નવાલ કહે છે, તે ભાગમા સાકસનોને ધકેલી મુક્યા.

સાકસનોના વસ્તી સ્થાન

એ અરસામા "આંગલ" નામે બીજી જાતિના લોકો આઈડર નદીની ઉત્તરે આવેલા શ્લેસ્વિક પ્રાતના આંગેલન નામે નાના પ્રદેશમાથી સખ્યાબધ આવી બ્રિટન બેટના ઈશાન કોણમા વસતા હતા એ જાતિ ઉપર અંગ્રેજોના મનમાં વિશેષ આગ્રહ ઉત્પન્ન થવાનાં બે કારણ છે. પહેલુ કારણ એ છે કે લગભગ તમામ લોકો પોતાનુ સર્વસ્વ લઈને આવ્યા, અને એ દેશમાં પોતાના ઘરબાર કરીને રહ્યા અને બીજુ કારણ એ છે કે તેમણે પોતાના આંગલ્સ અથવા ઈંગલ્સ નામ પરથી પ્રજાનું નામ પાડ્યુ

આંગલોના વસ્તી સ્થાન

તેઓ પહેલ પહેલા કાંઠે ક્યારે ઉતર્યા, તે બરાબર જાણવામા આવ્યુ નથી, પરતુ આપણે એટલુ તો જાણીએ છીએ કે એમાના કેટલાક લોકે હમ્બર નદીને ઉપલાણે વહાણો હકારી લઈ જઈ ડાઈરા નામે રાજ્ય સ્થાપ્યુ, અને એ જાતિનો બીજો જથો ૫૪૭ મા બળવું ઝાબનાર આઈડા નામે પોતાના નાયકની સરદારી નીચે

થએ. કેહેટલેકોને હાઈલાંડમાં કહાડી મુકી આંગલ લોકો લોલાંડ બથાવી પડ્યા, અને એડિનબરો શહેરનું નામ પાછળથી થએલા આંગ્લિઅન રાજાઓમાંના એક નામે ઇંડવિન અથવા એડ્વિનના નામ પરથી ઈડ્રવિન્સ્બર્હ પડ્યું એ અરસામાં બીજા આંગલો હંબર નદીની દક્ષિણે પોતાનાં રહેઠાણ કરતા હતા. નાર્થફોક (ઉત્તરના લોકો) અને સૌથફોક (દક્ષિણના લોકો) અદ્યાપિ પોતાનાં નામથી કહેવાતાં પરગણાંમાં જઈ વશ્યા, અને પૂર્વ આંગ્લિઆનું રાજ્ય (૧ લો નકશો જુઓ) સ્થાપ્યું; અને બીજા લોકો ઇંગ્લાંડના મધ્ય ભાગમાં ધુશી જે ભાગને હમણાં મધ્યસ્થ પરગણાં કહેછે, તે ભાગમાં વશ્યા. એ મધ્યસ્થ આંગલો બ્રિટનોના તાબાના પ્રદેશની સરહદોપર રહેતા, તેથી તેમને માર્ચમેન અથવા બોર્ડરમેન કહેતા, અને તેમના દેશને માર્ચલાંડ અથવા મર્શિઆ કહેતા.

પૂર્વ આંગ્લિઆ અને મર્શિઆ

એવું બન્યુ કે છઠ્ઠા સૈકાના અતની લગભગમાં એટલે રૂમીઓ ગયા પછીનાં બસેં વરસોમાં આંગ્લોએ બ્રિટનોને છેક ઇંગ્લાંડની પશ્ચિમ (વિલ્મ)માં અને ઉત્તરે કમ્બર્લાંડ, વેસ્ટમોર્લાંડ, અને લાં-

જેવા તેવા વિભાગ કર્યા હતા—જ્યુટના તાબામાં કેંટ; સાકસનોના તાબામાં સસેકસ, વેસેકસ અને એસેકસ; આંગલોના તાબામાં નોર્ધંબ્રિઆ, ઍાંગ્લિઆ, અને માર્શિઆ—અને એ સાત રાજ્યોને "સપ્ત રાજ્ય" એ નામ આપ્યું છે. તથાપિ હમણાં રાજ્યોના વિભાગ જેવા મુકરર અને સ્થાયી હોયછે, તેવા એ વિભાગ મુકરર અને સ્થાયી હતા એવું ધારવું નહિ. આંગ્લો-સાકસનો સ્વાધીન હોઈ તેઓનાં જુદાં જુદાં ટોળાં માનીતા સરદારોને લેઈ પોતપોતાને માટે જે લઈ શકાય તે બથાવી પડવાને આવ્યાં હતાં. જ્યારે તેઓ બ્રિટનો જોડે લડતાં નહિ ત્યારે સર્વોપરીપણું મેળવવાને પ્રયત્ન કરવામાં પરસ્પર વઢી મરતા, તેથી કરીને ઇંગ્રેજોની એક પ્રજા બન્યા પહેલાં એ જુદાં જુદાં રાજ્યો વારે વારે તૂટી જતાં, અને પાછાં જોડાઈ જતાં.

'સપ્ત રાજ્ય' એ સંજ્ઞા ભૂલ ખવાડે એવી છે

આ સમયનો ઇતિહાસ સમજવા સારૂ જે ઉજડ મુલકમાં મોટાં જંગલો, ભીની પોચી વિશાળ ભોંય, અને મેદાનોમાં પડતર જમીન હોય, તે મુલકનો ચિતાર મનમાં આણવો જોઈએ. વધારે સુધરેલા ભાગોમાં રૂમીઓએ બાંધેલા રસ્તા અદ્યાપિ હતા, પરંતુ પશ્ચિમ ભણીના રસ્તા તો પર્વતોમાં થઈને જવાની સાંકડી અને ઉંચી નીચી નેળો માત્ર હતી. એ ભાગમાં બ્રિટનો જઈ ભરાયા હતા. દેશાની પૂર્વ ભણીનાં મેદાનોમાં અને ઉચી નીચી ભૂમિમાં કોઈ કોઈ ઠેકાણે ઇંગ્રેજોની હરેકોઈ એક અથવા બીજી જાતિનાં ગામડાંનો જથા કરી શકાય. એ ગામોની ચોમેર થોડીક ખેડાણ ભોંય હતી, પરંતુ રૂમીઓએ બાંધેલા કસ્બાઓમાં બહુજ થોડા લોકો વસતા હતા, અને એ કસ્બા પાયમાલ થઈ જતા હતા.

ઇંગ્રેજોના પહેલ વહેલા ગામડા

ગામડાંના લોકો જંગલી, મજબૂત, અને સ્વાધીન હતા, અને તેઓએ ચાંચીઆનો ધંધો છોડી માત્ર થોડો સમય થયાંજ ઠરીઠામ રહેવા માંડ્યું હતું. સર્વથી મોટું ઘર એથેલિંગ અથવા ઈઓર્લ (ખાનદાન) નું હતું. એ પુરૂષ

ઇઓલો અને ચીઓર્લો.

બીજા બધાથી વધારે ખાનદાન અને પૈસાદાર હતા. પરંતુ સીઓ-
ર્લો એટલે ચર્લોને પણ પોતપોતાનાં ઘરો હતાં. તેઓ તેમને એવા
સારૂ આપી દીધેલી જમીનોપર બાધેલાં હતાં. તેઓ વધારે નીચા
કુળના સ્વાધીન લોકો હતા. બીજા જે લોકોને પોતાની માલિકીની
જમીન નહોતી, પરંતુ બીજી બાબતોમાં તેઓ સ્વાધીન હતા, તે-
ઓને લેઍટો કહેતા, વળી પુષ્કળ ગુલામો હતા, તેઓ કાંતો જીતા-
યલા શત્રુનો કિંવા પોતાની સ્વાધીનતા વેચી નાં-
ખેલી અથવા ગુમાવી દીધેલી એવા લોકો હતા,
અને તેઓને તેમના શેઠો દેશ પરદેશમા વેચી
શકતા.

વેઅરા અને ગુલામો.

તથાપિ સાસટે મેળે જોતાં લોકોનો વધારે મોટો ભાગ સ્વાધી-
ન હોઈ તેઓને પોતપોતાના ઘર અને જમીન હતી, અને તકરારી
બાબતોનો નિકાલ કરવાને અથવા જમીનની વહેંચણ કરવાને ગા-
મના પવિત્ર ઝાડની આસપાસ ગામની પંચાયત એટલે સભા મ-
ળતી, તેમાં પોતાનું મત આપવાનો તેઓને અધિકાર હતો ગુન્હે-
ગારનો ઈનસાફ તેના સાથીઓ કરતા, અને તે
નિર્દોષ છે, એવા સોગન થોડાક પ્રમાણિક માણસો
ખાતા તો તેને છોડી દેતા અને "પડસાક્ષી" કહેતા એ પ્રકારે તે

ગામની પંચાયત.

ગુન્હામાથી મુક્ત થઈ શકતો નહીં, તો આજે પાટા બાંધી હજનર,
લાલચોળ તપાવેલા ચવડાપર ચાલીને અથવા
ખળખળતા પાણીમાં હાથ બોળીને "ધીજ" લેવા
દેતા અને તેઓ "પરમેશ્વરનો ન્યાય" ગણતા.
તેને કાંઈ ઈજા ન થતી તો તે નિર્દોષ ઠરતો.

પડસાક્ષી અને ધીજ.

પ્રત્યેક ગામ અથવા કસ્બાને ફરતી ઢગઢાળ વગરની વાડ હતી,
તેને "ટુન" કહેતા, અને બે ગામો અથવા કસ્બાની વચ્ચે પડતર
જમીન હતી તેને "માર્ક" એટલે સીમ કહેતા એનાપર કોઈપણ
માણસ દાવો કરી શકતુ નહિ. કોઈ પરદેશી એ સીમ ઓળગીને જતો,

તેવારે તે રણશીંગડું વગાડતો, કારણકે ન વગાડે તો તેને મારી નાંખવાનો હરેકોઈને હક હતો. ગામોમા મોસો કુટુંબોના જથા કર્યા હતા, અને લડાઈ કરવાને અથવા કોઈ મોટી તકરારનો ફડચો આણવાને લોકોને

ગામોમા મોસો કુટુંબોના જથા

ભેગા થવું હોય ત્યારે પ્રત્યેક ગામમાંથી થોડાક સ્વાધીન પુરૂષો "ફ્રોકમૂટ" એટલે તેમની જાતિના લોકોની મોટી સભામાં એકઠા થઈ રણસંગ્રામમાં તેમની સરદારી કરવાને અથવા "વિટેંજમોટ" એટલે ડાહ્યા પુરૂષોની સભામાં તેમની વતી બોલવાને ઈઓર્લોમાંથી ઈલ્ડેરમેનો અથવા આલ્ડરમેનો ચૂંટી કહાડતા વિટેંજમોટ સભા ધાગ (કાયદા) બાંધતી, અને સંધિ અથવા વિગ્રહને લગતા પ્રશ્નોનો નિર્ણય કરતી. ઈંગ્રેજો બ્રિટન બેટમાં આવ્યા, તેની પૂર્વે પ્રત્યેક ટોળાનો નાએ આલ્ડરમેન હોઈ તે તેનાપર હકૂમત ચલાવતો. પરંતુ હમણાં બીજી પ્રજાની સામે એકઠો કરવાની જરૂર પડવાથી તેઓએ બીજા આલ્ડરમેનનો ઉપરી એક આલ્ડરમેન પસંદ કરી તેને પુરાળ ટોળાંનો "રાજા" બનાવ્યો. પરતુ એ રાજાના તાબામાં પોતાના "થેનો" એટલે પસંદ કરેલા ઘણા લડવૈયા હતા, તો પણ વિદ્વાનની અને સમસ્ત લોકોની સંમતિ વિના તે કશું કરી શકતો નહિ. પોતાની પછી કોણ અમલ ચલાવશે તે પણ તેનાથી કહી શકાતું નહિ. અમુક કુટુંબો વોડન નામે તેમના યુદ્ધના મોટા દેવતાના વંશનાં છે, એવું લોકો માનતા, તેથી રાજાઓને બહુધા એકજ કુટુંબમાંથી ચુંટી કહાડતા, તો પણ પ્રત્યેક રાજાને પસંદ કરીને નીમતા.

ફ્રોકમૂટ અને વટાન

પસંદ કરેલા રાજા.

કારણ કે એ આંગલ લોકો અદ્યાપિ મૂર્તિપૂજક હતા, અને જે બ્રિટનોને તેમણે જીતી લીધા હતા તેઓ ખ્રિસ્તિ હતા, તોપણ તેમની કનેથી તેઓ કશું શીખ્યા નહિ. ઈંગ્રેજી ભાષામાં સાત વારનાં નામો છે, તેપરથી તેમના પૂર્વજોના દેવોનું અદ્યાપિ તેઓને સ્મરણ થાયછે. વેન્સડે

મૂર્તિપૂજકોના દેવો.

(બુધવાર) એ વોડનનો દિવસ છે, થર્સ્ડે (ગુરૂવાર કે બૃહસ્પતવાર) થોર નામે ગર્જનાના દેવનો દિવસ છે ફ્રાઇડે (શુક્રવાર) એ શાંતિ અને ફળવાનપણું આપનારી દેવી નામે ફ્રેયાનો દિવસ છે, અને વસંતઋતુની દેવી-ઈઓસ્ટરના નામપરથી ઈસ્ટર (ગુડફ્રાઇડે) ના તહેવારનું નામ પડ્યુંછે એ મુખ્ય દેવો ઉપરાંત તેઓ જળદેવીઓને, વનદેવતાઓને પૃથ્વીના અને વાયુના ભૂતોને, વીર પુરૂષોને, અને ડાકણોને માનતા તથાપિ એ પુરાતન ઈંગ્રેજોનો વાસ્તવિક ધર્મ આવા વહેમો માનવામા આવી રહેલો ન હોતો, પરતુ તેઓમા સત્ય, ન્યાય, સ્વાધીનતા અને જીવન તથા મરણના ભેદની ઊંડી સમજ હતી, તેમા સમાયલો હતો, અને તેઓ એટલા બધા ઉત્સુક હતા, તેથીજ ખ્રિસ્તિ ધર્મે આવીને તેમના મનમા એટલી ઊંડી અસર કરી

એ ધર્મ બહુ હળવે હળવે અને પુષ્કળ ઝઘડા થયા કેડે દાખલ થયો મહાન ગ્રેગરી નામે પોપ છેક તરૂણ હતો, તે વારે તેણે એક પ્રસંગે કેટલાક જુવાન સુંદર કેશવાળા છોકરાને રોમના બજારમા ગુલામ દાખલ વેચાતા દીઠા હતા તેમની કાંતિ જોઇને દયા ઉપજ્યાથી તેણે તેમને પૂછ્યુ કે તમે ક્યાથી આવ્યાછો? અમે "આંગલો' છીએ એવો તેમણે જવાબ દીધો, તે સાભળી તેણે કહ્યું "તમે આંગ્લો નથી પણ ઇશ્વરના દૂતોના જેવા ચહેરાવાળા એન્જલો (દૂતો) છો' જ્યારે તે પોપ થયો, ત્યારે એ મનોહર મૂર્તિપૂજક છોકરા સાભરી આવ્યાથી તેણે ૫૯૬ ની સાલમા ઈંગ્રેજ લોકોને ખ્રિસ્તિ ધર્મનો બોધ કરવાને ઓગસ્ટાઇન નામે રૂમી મહંતને ચાળીસ સાધુઓ આપી મોકલ્યો ઓગસ્ટાઇન કેન્ટને કાંઠે ઉતર્યો અહિં એથેલ્બર્ટ નામે રાજા એ સમે રાજ્ય કરતો હતો, અને તે એક ફ્રાંક રાજાની કુંવરી નામે બર્થા વેરે પરણ્યો હતો એ સ્ત્રી ખ્રિસ્તિ ધર્મમા હતી પોતાનાપર ભૂરકી નાખવાના ભયથી એથેલ્બર્ટ થાનેટ ટાપુના એક ખુલ્લા મેદાન-

ખ્રિસ્તિ ધર્મ

મા ઓગસ્ટાઈનને મળ્યો અને તેણે લક્ષ દેઈને ધીરજથી તેનો બોધ સાભળ્યો આખરે ૫૯૭ ના જુન મહીનાની ૨૭ તારીએ તેને તથા તેની પ્રજામાના ઘણા લોકોને કાન્ટર્બરીના મુખ્ય દરવાજાની

*કેન્ટના લોકે નવો ધર્મ સ્વીકાર્યો ૫૯૭*

બહાર બાપ્તિસ્મા ( જળસસ્કાર ) આપ્યુ હમણા એ ઠેકાણે સેંટમાર્ટિનનુ નાનુ દેવળ છે. એ સમયથી કેન્ટ રાજ્યના લોકો ખ્રિસ્તિ થયા, અને કાન્ટર્બરીના પહેલ વહેલો આર્ચ બિશપ ઓગસ્ટાઈન હતો

એ નવો ધર્મ કેન્ટમાથી નોર્થંબ્રિઆમા પ્રસર્યો એ મૂલકના રાજા એડવિને એથેલ્બર્ટની કુવરી વેરે લગ્ન કર્યું એ રાણી પોલિનુસ નામે સાધુને તેડીને ઉત્તર ભણી ગઈ અહિં એડવિને પોતાની વિટાનને ભેગી કરી, અને તેઓએ એ પથનો મુઆ પછીની જીદગી વિષેનો બોધ સાભળી ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો એડ્વિન ઘણો સમર્થ રાજા હતો, કારણ કે કેન્ટના રાજા સિવાયના તમામ રાજાઓએ તેને "રાજાધિરાજ" અથવા તેમના કહેવા પ્રમાણે "બ્રેટવાલ્ડા" માન્યો હતો તેણે એવો સારો અમલ ચલાવ્યો કે તેના સમયમા "હરકોઈ સ્ત્રી પોતાનુ છોકરૂ લઈને એક દરિયા કાંઠેથી બીજે દરિયા કાંઠે સહીસલામત જઈ શકતી" આવા તોફાની મૂલકમા એ પ્રમાણે હતુ, એ કાંઈ ઓછી વાત ન કહેવાય

*નાર્થંબ્રિઆના લોકે ખ્રિસ્તિધર્મ સ્વીકાર્યો*

પરતુ એડવિનના અમલમા એક રાજા અસ્વસ્થ હતો, તે મર્શિઆનો રાજા નામે પેન્ડા હતો હજુ પેન્ડાની પ્રજાનો પ્રેમ મુર્તિપૂજકોના જેવા દેવોપર હતા, તેથી તેણે ખ્રિસ્તિ રાજાની સામે થવાને તેઓને ઉશ્કેર્યા, અને વેલ્શ રાજાઓમાના એક નામે કાડ્વાલનને મનાવી પોતાની સાથે સામિલ કરી તેણે એડવિન જોડે લડાઈ જોડી, ઉત્તર ભણીના પ્રદેશમા હીથફીલ્ડ આગળ ૬૩૩ મા સગ્રામ થયો, તેમા એડ્વિન પડ્યો પછી નોર્થંબ્રિઆ અને મર્શિઆ

*પે-ડા લડે ન હારે ૬૩૩ ૬૫૫*

ની વચ્ચે લાંબી વઢવાઢ ચાલી તે, પેન્ડા છવ્યો ત્યાં લગી પહોં-ચી, યુદ્ધો અને ઝપાઝપીઓ થવાથી લોકો પીડા પામ્યા, અને આ-ખરે પેન્ડા ૬૫૫ માં મરાયો. અને મર્શિઆના લોકો હળવે હળવે ખ્રિસ્તિ થયા.

એડ્વિન રણમાં પડ્યા કેડે પોલિનુસ અને તેના અનુયાયી-ઓ નોર્થંબ્રિઆમાંથી પલાયન કરી ગયા હતા, પરંતુ એ નવા ધર્મને ટકાવી રાખવાને બીજા પાદરીઓ આવ્યા હતા. સો વર્ષ પહેલાં આઇરિશ લોકોને સેન્ટ પા-ટ્રિકે ખ્રિસ્તિ કર્યા હતા અને કોલમ્બા નામે

આઇરિશ મિ-શનો, ૬૩૪-૬૬૪

એક આઇરિશ સાધુએ સ્કાટ્લાંડને પશ્ચિમ કાંઠે આવેલા આયોના નામે નાના ખડકવાળા ટાપુમાં મિશનરીઓ (પાદરી-ઓ) નું થાણું બાંધ્યું અહિંથી ઉપદેશકો ઇંગ્લાંડના તમામ ઉત્તર ભાગમાં જતા. મોન્ટ્રોઝના સાધુ કથ્બેર્ટે, તથા વ્હિટ્બીના ગો-વાળ અને ઇંગ્રેજોના પહેલ વહેલા કવિ સીડમને આ આઇરિશ સાધુઓ કનેથી ધર્મનું શિક્ષણ લીધું હતું. કથ્બેર્ટ, નોર્થંબ્રિઆના લોકોમાં પગે ચાલીને રખડતો. એ આઇરિશ સાધુઓએ લોકો-માં રહી રૂડાં કામો કર્યાં. તથાપિ ૬૬૪ ના વરસમાં એ આઇરિશ સાધુઓની અને રૂમી પાદરીઓ વચ્ચે ધર્મસમાજને લગતી બાબતો વિષે કેટલાક વાધા ઉઠવાથી, નોર્થંબ્રિઆના રાજા ઓ-સ્વિએ રૂમી ધર્મોપદેશકોની તરફેણમાં ચુકાદો કર્યો. એથી ઘણા ખરા આઇરિશ સાધુઓ પાછા સ્વદેશ ગયા, અને રોમથી સા-ધુઓએ અને બિશપોએ આવીને એ કામ ઉપાડી લીધું પોપે ટાર્સસના થીઓડોરને કાન્ટર્બરીના આર્ચબિ-શપ નીમીને મોકલ્યો, અને બિશપોના તાબા ની-ચેના પ્રદેશો ઠરાવી પ્રત્યેક ગામદીઠ અથવા ગામોના જથાદીઠ પ્રીસ્ટો (પાદરીઓ) નીમ્યા. એથી એ

ઇંગ્રેજના ધર્મ-સમાજની વ્યવ-સ્થા કરી, ૬૭૩.

ગામોનાં પહેલ વહેલાં નામ "પારિશો" પડ્યા, એવું મળેછે. ઇંગ્લાં-

# પહેલાંના સમયના ઇંગ્લંડના મુખ્ય રાજાઓ.



- ૯૨૫-૯૪૦ એથલ્સ્ટન
- ૯૪૦-૯૪૬ ૧ લો એડ્મંડ
  - ૯૫૫-૯૫૯ એડ્વી
  - ૯૫૯-૯૭૫ એડ્ગર, શાંતિપ્રિય
    - ૯૭૫-૯૭૮ એડ્વર્ડ, સ્વધર્માર્થે પ્રાણ ખોનાર
    - ૯૭૮-૧૦૧૬ એથલ્રેડ, અસિદ્ધ
      - ૧૦૧૬ એડ્મંડ લોહાંગી (સાત માસનો અમલ)
        - એડ્વર્ડ દેશપાર કરેલો
          - એડ્ગર એથ્લિંગ
          - માર્ગરેટ, સ્કાટલાંડના ત્રીજા માલ્કમની રાણી
            - એડિથ અથવા માટિલ્ડા, ઈંગ્લાંડના ૧ લા હેન્રીની રાણી
      - ૧૦૬૬ ૨જો હારલ્ડ, અર્લ ગોડવિનનો પુત્ર ૫મી જાનેવારીએ વિટાને એને રાજા પસંદ કર્યો, ૧૪ મી અક્ટોબરે હેસ્ટિંગ્સના રણમાં પડ્યો.
      - ડેન રાજાઓ ૧૦૧૬-૧૦૩૫ કન્યૂટ
        - ૧૦૩૫-૧૦૪૦ ૧ લો હારલ્ડ
        - ૧૦૪૦ ૧૦૪૨ હાર્ધીકન્યૂટ
      - ૧૦૪૨-૧૦૬૬ એડ્વર્ડ, પાપ કબુલ કરનાર
- ૯૪૬-૯૫૫ એડ્રેડ

ડના ઉત્તર ભાગને માટે યોર્કમા પછવાડેથી એક આર્ચબિશપ નીમવામાં આવ્યો, અને આર્ચબિશપો, બિશપો, અને પ્રીસ્ટો "પચાયતો" મા બેશી લોકોપર હકુમત ચલાવવામા સામિલ થયા.

હવે મઠો ઉતાવળે બધાયા, અને સાધુઓએ ગમાર સ્વાધીન પુરૂષોમા વશી તેઓને સ્વસ્થ કામ કરવાપર પ્રીતિ રાખતા, તથા વિદ્યાનું સન્માન કરતા શીખવ્યુ સૂતારો અને બીજા કારીગરો તથા વેપારીઓ મઠોની અને મઠોના દેવળોની આસપાસ આવીને રહ્યા, દેવળોના દરવાજા આગળ બજાર મડાવ્યા, અને એ રીતે નાના

કસ્બાની ઉત્પત્તિ

કસ્બા વસવા માડ્યા. બીડે પોતાનો આખો જન્મારો ડર્હામને કાંઠે આવેલા જારોના મઠમાં પરદેશીઓ ઉપરાંત છમેં વિદ્યાર્થિઓને ધર્મનુ શિક્ષણ આપ્યુ ઇંગ્લાંડનો ઇતિહાસ પહેલ વહેલો એણે રચ્યો હતો. એણે લાટિન ભાષામા પીસતાળીસ ગ્રથો રચ્યા હતા, કેટલાંક પુસ્તકો પોતાના વિદ્યાર્થિઓને ભણવાને માટે અને કેટલાક બાઇબલ વિષે બનાવ્યાં હતા. એમા "ઇંગ્લિશ પ્રજાના ધર્મનો ઇતિહાસ" એ નામે એક પ્રખ્યાત ગ્રથ તેણે રચ્યો હતો, તે પરથી ઓગસ્ટાઇન કેન્ટને કાંઠે ઉતર્યો, ત્યારકેડેનાં દોઢસો વરસમા શા શા બનાવ

બીડ ૬૭૩-૭૩૫.

બન્યા હતા તે જાણવામાં આવેછે. બીડનો સ્વભાવ માયાળુ અને સહનશીલ હતો, અને કેટલાક નાના નાના રાજાઓ અધિકારને માટે લડી મરતા હતા, અને વેલ્શ લોકો કનેથી વધારે વધારે જમીન ખૂચવી લેતા હતા, તેવારે એના જેવાજ માણસો ઇંગ્રેજ લોકોને હળવે હળવે સુધારતા હતા.

પાછળ કહ્યા પ્રમાણે પ્રથમ નોર્ધમ્બ્રિઆનુ રાજ્ય અતિ બળવાન હતું, પછી મર્શિઆનું રાજ્ય પ્રતાપી ઓફ્ફા નામે તેના રાજાના અમલમાં (૭૫૭-૭૯૫) સર્વોપરિ થયુ, એ રાજાએ વેલ્શ લોકોને

ખાળી ગખવાને ચેસ્ટરથી ચેપસ્ટો પર્યંત મોટા પુસ્તો બાંધ્યો, અને રોમમાંના ઇંગ્રેજ જાત્રાળુઓના નિર્વાહને માટે તે શહેરમાં નાણું મોકલ્યું, અને છેવટે વેસેક્સનો રાજા એગબર્ટ (એ રાજા કરડિક નામે જે મોટા સરદારે ૪૯૫ મા પશ્ચિમ સાકસનોને બ્રિટન બેટમા પહેલ વહેલા આણ્યા તેના વંશનો હતો) મરસિઆ અને નોર્ધંબ્રિઆ એ બનેના લોકોને જીતી ટેમ્સ નદીની દક્ષિણે વસનારા તમામ ઇંગ્રેજોનો રાજા અને ઠેઠ ફોર્થના અખાત લગીના પ્રદેશનો ધ્રેટવાલ્ડા થયો કેન્ટ, સસેક્સ, અને એસેક્સના ગજ્યો નોખા ગણાતાં બંધ પડ્યાં, તેથી સમસ્ત ઇંગ્રેજોપર એક રાજાનો અમલ પહેલીવારજ થયો આવનાં બસેં વર્ષપર્યંત ઇંગ્રેજ લોકોપર વેસેક્સના રાજાઓ મુખ્ય સત્તા ચલાવતા હતા, તે આપણે જોઇશું

બધા ઇંગ્રેજો પર એગબર્ટ અમલ ચલાવે છે ૮૦૨ ૮૩૯

---

# प्रकरण ३ जुं.

## इंग्रेज अने डेन लोकोनी वच्चे वढवाढ.

तथापि इंग्रेजो पोतानी नानी नानी लडाईओमांथी परी भाग्ये ठरी ठाम रहेवा लाग्या, एटलामां तेमने माथे नवुं भय आवी पडवानी धास्ती उत्पन्न थई, तेणे करीने अंते बधां राज्योने जोडी देई एक राज्य बनाववामां सहाय मळी, तोपण तेओ लांबा समय लगी अधम स्थितिमां रह्या. जे बीजा ट्युटोन लोको युरोपमां प्रसर्या (२१ मुं पानुं जूओ) ते बीजा तेओमांना घणाक उत्तरे जई जे देशोने हमणां डेन्मार्क, स्वीडन. अने नोर्वे कहेछे ते देशोमां वश्या, ते तो तमने सांभरतुं हशे. ए लोको जंगली अने भुतपरस्त रह्या हता, तेओ वोडन देवने पूजता, अने उत्तरना ठंडा अने पाक न थाय एवा मुलकोमां घणी मुसीबते पोतानो निर्वाह चलावता. साकसनो तेमना देशी भाईओ हता तेओ जेम पूर्वे चांचीआनो धंधो करता हता तेम ए लोको पण चांचीआनो धंधो करवा लाग्या, अने तेओ नोर्थमेन, डेन, अथवा "वाइकिंग" कहेवाता. वाईकिंग एटले नानी खाडीओमां वसनारा. तेओ आर्कनी बेटमां अने मान टापुमां वश्या हता. अने लांबो वखत थया केडे तेमणे आयर्लांडनो कांठो कबजे करी लीधो हतो. तेमनां मुख्य शहेरो डब्लिन, लिमरिक अने वाटर्फर्ड हतां.

डेन अथवा नोर्थमेननी उत्पत्ति.

हवे तेओ इंग्रेजोने कनडवा लाग्या; तेओ कोइवार पश्चिम भणी वेल्शलोको जोडे मळी जता, वखते पूर्व कांठे चढाई करता, नदीओने उपलाणे वहाणो हंकारी लई जता, अने पोताना मुकामोने

ડેન લોકોની ચઢાઈઓ સને ૭૯૪-૮૭૯

ફરતા માટીના કોટ કરી લેતા. એમાંથી ઇંગ્રેજના મુલકમાં એકદમ ધશી જઈ તેઓ શાહેરોને અને મેહોને ખાળી મુકતા, ભાયડા અને છોકરાને મારી નાખતા, અને સ્ત્રીઓને ગુલામ કરી લઈ જતા. છેક સને ૭૯૪ ની સાલમા તેમણે જારોનો મઠ લુટ્યો હતો; અને નોર્ધમ્બ્રિઆનું રાજ્ય તેમના હુમલાથી નબળું પડી ગયુ હતુ, તેથીજ કાંઇક અંશે એગ્બર્ટ તે રાજ્ય જીતી શક્યો હતો. પહેલ તો તેઓ માત્ર ઉનાળામાં આવી પોતાની લુટ લઇને ચાલ્યા જતા, પંતુ ૮૩૯ માં એગ્બર્ટનું મરણ થયા કેડે તેઓ વધારે પીડા કરવા લાગ્યા, અને સને ૮૫૫ માં તેનો કુંવર એથલવુલ્ફ ગાદીપર હતો, તેવારે તેઓ ટેમ્સ નદીના મુખ આગળ આવેલા શેપીના દ્વીપમાં આખો શિયાળો રહ્યા. ડેન લોકોની મોટી ફોજે સને ૮૬૬ માં પુર્વ આંગ્લિઆપર ચઢાઈ કરી, અને હંબર નદી ઓળંગી યોર્ક શાહેર લઈ લીધું; તથા નોર્ધમ્બ્રિઆનો તમામ દક્ષિણ ભાગ જીતી લીધો પછી તેઓ દક્ષિણે મર્શિઆમાં ધુશી નોટિંગહામ લગી જઈ પહોંચ્યા, અને તે મુલકનો પૂરેપૂરો કબજો કરી નોર્ફોક પરગણાના થેટ્ફર્ડ ગામમાં શિયાળો ગાળ્યો. અહિં પુર્વ આંગ્લિઆના રાજા એડ્મંડે ખ્રિસ્તિ ધર્મ છોડી દેવાની ના કહ્યાથી તેઓએ તેને ઝાડસાથે બાંધીને પ્રાણ જતાં લગી તીર મારી તેની હત્યા કરી.

વેસેકસનો એથલવુલ્ફ ૮૩૮ ૮૫૮

માંના ત્રીજા નામે ૧ લા એથેલરેડે પોતાના નાના ભાઈ આલ્ફ્રેડની સહાયતાથી ડેન લોકો જોડે બહાદુરીથી લડી કાર્નવાલ અને વેલ્સમાંના વેહ્શ લોકોને વશ કર્યા, અને મોન બેટ લગી પણ તે જઈ પોંહચ્યો. નોર્થંબ્રિઆના રાજા એડવિને એ ટાપુનું નામ આંગલસી ( આંગલ્સ ઈ એટલે આંગલનો બેટ ) પાડ્યુ હતુ; પરંતુ એથેલરેડે ઘણાએ પ્રયત્નો કર્યા તે છતાં ડેન લોકનું પ્રબળ વધ્યું, અને સને ૮૭૧ માં તેનું મરણ થયું, અને આલ્ફ્રેડને રાજા પસંદ કર્યો તે વારે મામલો અણીપર આવતો જતો હતો.

સારો અને ડાહ્યો રાજા મોટી મુશ્કેલીમાં શું શું કરી શકે તે, આલ્ફ્રેડના ઇતિહાસ પરથી જાણવામાં આવેછે. બર્કશાયર પરગણાના વાન્ટેજ ગામમાં તેનો જન્મ થયો હતો. તે છેક બાળક હતો તે વારે તે તેની મા ઓસબર્ધાની આગળ સાક્સન ભાષાની જૂની કવિતા મોઢે બોલી જતો. એક દહાડો ઓસબર્ધાએ પોતાનાં બધાં છોકરાંને કહ્યું કે "તમારામાંનું જે કોઈ આ ચોપડી સૌથી પહેલું મોઢે બોલી જશે તેને એ ઇનામમાં મળશે." અને એવું કહેવાય છે કે બાળક આલ્ફ્રેડ એ ચોપડી પોતાંના શિક્ષકર્ત્તા કને લેઈ ગયો અને તે શીખીને પોતાની માની આગળ મોઢે બોલી ગયો. આ વાત ખરી હોય તો એ બનાવ બન્યો તે વેળા તેની ઉમર ચાર વરસની અંદર હોવી જોઈએ, કારણકે એટલી ઉમરે તેને તેના બાપે રોમ મોકલ્યો હતો અને તેની માને તે ફરીને મળવા પામ્યો નહોતો. જે જ્ઞાન આલ્ફ્રેડને પછીના સમયમાં ઉપયોગી થઈ પડ્યું, તે જ્ઞાન તેણે રોમમાં મેળવ્યું હતું એવું સંભવેછે. પછવાડેથી આલ્ફ્રેડ પોતાના બાપની જોડે બીજી વાર રોમ ગયો હતો. વીસ વરસની ઉમર પહેલાં તેણે સુખે લગ્ન કર્યું; પરંતુ તેની

વેસેક્સનો રાજા મહાન્ આલ્ફ્રેડ ૮૭૧-૯૦૧.

આલ્ફ્રેડનું બાળપણ.

પ્રકૃતિ નાદુરસ્ત રહેતી, અને તેને ફેફરૂ આવતું, તેથી તેને ઘણું દુઃખ ભોગવવું પડયું, અને ડેન લોકોની લૂટફાટથી વેરાન થઈ ગએલા પ્રદેશનો તે રાજા થયો, તેવારે તેની ઉમર માત્ર બાવીસ વરસની હતી.

તેના ભાઇને મુઆને મહીનો ન થયો તેટલામાં તેણે ડેન લોકોની જોડે લડાઈ જોડી, પરતુ તેમાં તે હાર્યો, અને તે વખતથી તેણે કેટલીક વાર તેમની જોડે લડીને, અને કેટલીવાર લાંચ આપીને તેમને વશ કરવાને ઘણાં ફાંફાં માર્યાં. પરતુ લાંચ મળ્યા છતાં તેઓનાં અસખ્ય ધાડાં બંદરે ઉતરી આવ્યાં. એ સ્વારી કરનારાઓએ સાધુઓને અને પાદરીઓને તેમનાં ઘરબાગમાથી કહાડી મૂકયા હતા, તેથી તેઓ દેશમાં રખડતા ફરતા, અથવા પોતાની દોલત યુરોપખંડમાં લેઈ જતા; લોકો બળહીન થઈ જઈ ભીખ માગતા બની ગયા હતા, દેશ વેરાન થઈ ગયો હતો, અને વેહ્લશ લોકોના મનનું વલણ ડેન લોકોને સહાય કરવાને અડધુ પડધુ થયું હતું પુષ્કળ વેહ્લશ લોકો વેસેક્સમાં હજુ વસતા હતા. સાત વરસ લગી લગભગ સતત્ લડાઈ ચાલ્યા કેડે છેવટે સને ૮૭૮ માં **વિલ્ટશાયર** પરગણાના **ચિપનમ** નામે ગામમાં આલ્ફ્રેડે એવીતો સજ્જડ હાર ખાધી કે વેશ બદલીને **સમર્સેટશાયર**નાં જંગલોમાં તથા કાદવ અને પાણીવાળાં સ્થળોમાં નાશી જવાની તેને જરૂર પડી પરતુ **મર્સિઆ**નો રાજા પોતાનો દેશ છોડીને **રોમ** જઈ પ્રવાસીની હાલતમાં મરણ પામ્યો, તેમ કરવાની એની ઇચ્છા નહોતી તેની પ્રજા આફતમાં હોવાથી તેને સહાય કરવાની તેની ફરજ હતી.

આલ્ફ્રેડને રખડવું પડયુ ૮૭૮

એવું કહેવાય છે કે આજ વેળાએ આલ્ફ્રેડ કોઈ ડુક્કર પાળનારના ઝૂંપડામાં ભરાયો હતો. અહીં તેણે પોતાના દેશનો બચાવ કરવાના વિચારમાં લીન થઈ જવાથી ભલી ઘરધણીઆણીએ તેને ચુલાપર રોટલા સેકવા બેસાડયો હતો તે રોટલા બળવા દીધા એમ છતાંએ તેના વિચારનો ઉદેશ સારો હતો, અને આથેલ્ની નામે

સમર્સેટશાયરના કાદવ અને પાણીવાળા સ્થળ માહેલા બેટમાં નિમકહલાલ મિત્રોની ટોળી ધીમે ધીમે ભેગી કરી, પોતાનુ રાજ્ય પાછુ જીતી લેવાને તે વસતઋતુમા નીકળી પડ્યો. જેમ જેમ તે આગળ ગયો તેમ તેમ પુષ્કળ લોકો તેને આવી મળ્યા, અને મરણીઆ જંગ થયા કે તેણે ચિપનમની થડમા એડિંગટનના ક્ષેત્રમા ડેન લોકોનો પૂર્ણ પરાભવ કરી તેમના સરદાર નામે ગુથ્રમને વેડમોરમા ૬૯ પ્રતિજ્ઞાપૂર્વક તહનામુ કરવાની જરૂર પાડી એ તહનામાની રૂઇએ ટેમ્સ નદીના મુખથી બેડફર્ડ પર્યંત, ત્યાથી આઉસ નદીને કાઠે કાઠે થઈ વાર્લિંગસ્ટ્રીટ નામે રૂમીઓએ બાધેલા જૂના રસ્તા લગી, અને વાટ્લિંગસ્ટ્રીટને પડખે થઈ ચેસ્ટર પર્યંત દોરેલી લીટીની દક્ષિણે નહિ જવાના ડેન લોકોએ સોગન ખાધા આ કરારથીએ તેમને તમામ નોર્ધંબ્રિઆ તથા પૂર્વઆંગ્લિઆ અને ડેન લોકોના પાંચ કસ્બાનાં નામથી ઓળખાતો મર્શિઆનો થોડાક ભાગ મળ્યો. આ પ્રદેશ ડેનલૉ અથવા "ડેનલા" કહેવાયો (૨જો નકશો જૂઓ). આલ્ફ્રેડે વેસેક્સ અને મર્શિઆનો થોડાક ભાગ માત્ર રાખ્યો. પરંતુ તેણે પોતાની ઘણી પીડા પામતી પ્રજામાં સુખશાતિ કરી, અને ગુથ્રમ તથા તેના ઘણાક ઉમરાવો ખ્રિસ્તિ થવાથી ડેન અને ઇગ્રેજ લોકો વધારે સુખચહેનથી ભેગા રહેવા લાગ્યા.

વેડમોરનુ તહનામુ ૮૭૮

હવે આલ્ફ્રેડે વેસેક્સમા સારો અમલ ચલાવવા તથા પોતાના રાજ્યને મજબૂત કરવા તરફ લક્ષ લગાડ્યુ તેણે ઇગ્રેજોના જૂના કાયદાનો સગ્રહ કર્યો અને તેમા ઇશ્વરની દશ આજ્ઞાઓ તથા મુસાના કેટલાક ધારા ઉમેરી વિદ્વાનને સમજાવીને તેનીકને તેને દેશનો કાયદો મનાવડાવ્યો, અને શ્રીમત તથા ગરીબ એ બનેને સરખો ન્યાય મળેછે તેની તપાસ ઘણો શ્રમ લેઇને રાખી. તેણે મઠોનો અને શાળાઓનો જીર્ણોદ્ધાર કર્યો, અને નવા મઠો અને શાળાઓ બધાવી. તેઓમાં વિદ્યાર્થિઓને ભણાવવાને માટે યૂરોપના બધા ભાગો-

આ કેડની રા જ્યરીત

માંથી વિદ્વાન પુરૂષોને બોલાવીને રાખ્યા. એ પંડીતોમાં આસ્સર નામે વેલ્સનો પ્રખ્યાત વતની હતો. ઉમરાવોને માટે મહેલમાં રાખેલી શાળા ઉપર તે પંડે દેખરેખ રાખતો, અને "હું અંગ્રેજી ભાષાનું બેશ જ્ઞાન મળતાં લગી પોતાના અભ્યાસમાં મચ્યા રહેવાને" જન્મથી સ્વાધીન જે તરૂણથી બની શક્યું, તે દરેકને તેણે ઉત્તેજન આપ્યું. તેણે બીડકૃત ઇતિહાસ અને બીજા ગ્રંથોનાં ઇંગ્રેજીમાં ભાષાંતરો કર્યાં, અને વિદ્વાનોને માટે ગ્રંથોમાંથી ઉત્કૃષ્ટ બાબતો વીણી કહાડી તેઓનો સંગ્રહ તૈયાર કર્યો, તથા તેની આજ્ઞાથી સાકસન સેકોનું કાળક્રમવૃત્તાંત રચવાના કામનો આરંભ થયો. એ પ્રમાણે ઇંગ્રેજી સાહિત્યનો તે સ્થાપનાર થયો; કારણકે અત્યાર લગી જૂના **સાકસન** કાવ્યો અને **સીદમન**ના ગીત સિવાય બાકીનાં તમામ પુસ્તકો લાટિન ભાષામાં લખાયલાં હતાં.

આલ્ફ્રેડ કેવળ વિદ્યાભ્યાસમાંજ લાગેલો નહોતો. તેણે પોતાની પ્રજાના બે ભાગ પાડી દરેકને યુદ્ધમાં જવાના અને સ્વદેશનું રક્ષણ કરવાના વારા બાંધી આપ્યા, અને કિલ્લાઓનું રક્ષણ કરવાને એક ટુકડીને તે હમેશ હથિઆરબંધ રાખતો. તેણે વહાણો બંધાવડાવી તેમની મદદથી ડેન લોકનો જબરો હલ્લો પાછો વાળ્યો. એથી ઇંગ્રેજી નૌકાસૈન્યની પ્રથમ સ્થાપના થઈ. **લંડન** શહેર આગ અને લૂટફાટથી લગભગ પાયમાલ થઈ ગયું હતું, તે તેણે ફરીને બંધાવ્યું. તેણે મુસાફરોને નોર્વે, જેરૂસલમ, અને હિંદમાંએ પ્રવાસ કરવાને ઉત્તેજન આપ્યું. એના વખતમાં પ્રખ્યાત

પીટરપેન્સ. **પીટર પેન્સ** નામે કર દર વરસે ઉઘરાવી ખંડણી દાખલ પોપને મોકલાવામાં આવતો. એ ફાળો (જૂઓ, પાનું ) રોમના જાત્રાળુઓને માટે નાણું મોકલ્યું તે વારે એ વેરો લેવાની શરૂઆત થઈ હતી. માત્ર થોડાં વરસ પર (સને ૧૮૮૩ માં) આલ્ફ્રેડના પૌત્રો નામે એથેલ્સ્ટન અને એડ્મંડની છાપવાળા

રૂપાના સાકસન સિક્કા રોમમાં પુષ્કળ ખોદી કહાડ્યા હતા. તેણે પોતાની પ્રજાને ઉદ્યમ, આત્મસંયમ, અને સહનશીલતાનું દૃષ્ટાંત આપી તેમની પ્રીતિ મેળવી. એની પહેલાંના કોઈ પણ રાજાએ પ્રજાની પ્રીતિ મેળવી નહોતી. દિવસના બાગ કરી પ્રત્યેક ભાગમાં ઠરાવેલું કામ તે નિયમસર કરતો. બક્તિમાં, વિદ્યાભ્યાસમાં, અથવા રાજકાજમાં કેટલો વખત જતો, તે મીણબત્તીના બળવા પરથી જણાતું. એક મીણબત્તી બે કલાક બળતી. તેનું મન બહુ ધાર્મિક હતું, અને તેણે પોતાના સંતાનોને કેળવણી આપી પોતાનાં કર્તવ્યોની ઊંચા પ્રકારની સમજ તેમના મનમાં ઠસાવી હતી. તેને ઘણાં સંતાન હતાં, તેઓમાંના બે નામે એથેલ્ફ્લેડ અને એડવર્ડ ઈતિહાસમાં જાણવાલાયક હતાં; એથેલ્ફ્લેડે એક ઈલ્ડારમન વેરે લગ્ન કર્યું હતું, અને વિધવા અવસ્થામાં મર્શિયા પર રાજ્ય ચલાવ્યું હતું; એડ્વર્ડ ૯૦૧ માં પોતાના બાપ આલ્ફ્રેડના મરણ કેડે ગાદીએ બેઠો હતો.

આલ્ફ્રેડના સંતાનોના અમલમાં ઈંગ્લાંડનું બનવું

ઈંગ્રેજોને હવે એંશી વર્ષ લગી **નાર્થમેન** તરફથી લગભગ કોઈ પણ ઉપદ્રવ થયો નહિ. પરંતુ દેશમાં જુદાં જુદાં પુષ્કળ રાજ્યો હતાં, તેઓ એક એકની અદેખાઈ કરતાં તેથી સલાહશાંતિમાં દેશ રહી શક્યો નહિ. એનું વિશેષ કારણ એ હતું કે પશ્ચિમે તેમના પડખામાં કાંટા રૂપી વેલ્શ લોકો વસતા હતા, અને પૂર્વે **ડેન** લોકો રહેતા હતા. વેલ્શ લોકોને તેઓએ વશ કર્યા હતા, અને **ડેન** લોકોએ તેમને અરધા જીતી લીધા હતા. "મર્શિઆની લેડી (કુલાંગના) એથેલ્ફ્લેડે પોતાના બાપના મરણ કેડે તુરતજ બહાદુરીથી રાજકાજમા મંડી પડી ડર્બી, લિન્કન, લેસ્ટર, સ્ટામ્ફર્ડ, અને **નોટિંગ્હામ** એ **ડેન** લોકોના પાંચ કસ્બા જીતી લીધા. તેના મુઆ પછી એડ્વર્ડે ડેનલાનો બાકીનો ભાગ હસ્તગત કરી લીધો,

વડીલ એડવર્ડ, ૯૦૧-૯૨૫

અને **નોર્થમ્બ્રિઆમાં** ડેન અને ઈંગ્રેજ લોકો વસતા હતા તેઓ-

એ અને વેલ્સ, સ્ટ્રાથક્લેડ, તથા સ્કાટ્‌લાંડના રાજાઓએ "પોતાનું પાલન કરવાને અને પોતાનાપર અમલ કરવાને" તેને પસંદ કર્યો.

એમ વસ્તુત આખા દેશપર તેનો અમલ હતો, અને તેનો કુંવર એથેલ્‌સ્ટન તેની પછી રાજ્યાસને બેઠો. તે ઘણીવાર કહેતો કે હું બ્રિટન બેટનો કૈસર છું; તથાપિ સ્ટ્રાથક્લેડના સ્કાટ અને વેલ્શ લોકો તરફથી તેને ભારે સંકટ વેઠવા પડતા તેઓ એ ડેન લોકો જોડે મળી જઈ તેની જોડે લડાઈ કરી, પરંતુ હંબર નદીની ઉત્તરે બ્રુનાનબર્હના પ્રખ્યાત રણક્ષેત્રમા તેમનો પરાજય થયો.

એથેલ્‌સ્ટન, ૯૨૫ એથેલ્‌સ્ટનની પછી એડવર્ડના પુત્રો નામે એડ્‌મંડ અને એડ્રેડ, અને પૌત્ર નામે એડ્‌વી એ ત્રણ રાજાઓ વારા ફરતી ગાદીએ બેઠા હતા. તેઓને પોતાના ટૂંકા અમલમા ચોમેરથી બંડો થતા તે બેસાડી દેવામાં ઓછી વત્તી મહેનત પડી હતી છેવટ સને ૯૫૯ મા એડ્‌વીનો ભાઈ અને આલ્ફ્રેડનો પ્રપૌત્ર એડ્‌ગર રાજ્યાસને બેઠો, તેવારે વીસ વરસ લગી સલાહશાંતિ રહી.

ડન્સ્ટન નામે અતિ પ્રખ્યાત માણસને લીધે મુખ્યત્વે શાંતિ રહી હતી. એનો જન્મ સને ૯૨૫ મા ગ્લાસ્ટનબરીમા થયો હતો, અને એણે ડહાપણથી રાજ્ય ચલાવવામા એડ્‌ગરને સહાયતા આપી હતી. તેને કેવા પ્રકારના લોકોપર એ સમે અમલ ચલાવવાનો હતો, તેપર પ્રથમ આપણે નજર કરીએ; કારણકે રાજ્યમા

પ્રજાની સ્થિતિ હળવે હળવે બધુ ચરપડતું ગયુંહતું,તેમતેમ ફેરફારો થતા ગયા હતા. સૌથી પહેલાંના સમય કરતા આ વેળા રાજાની સત્તા વધારે જામી હતી. સોસો કુટુંબના જથા કર્યા હતા તેઓનાં હવે પરગણા બનાવી દરેક પરગણામા "શેરિફ" નામે અધિકારી રાખ્યા એ રાજાનો ખાસ અમલદાર હોઈ તેની વતી કર વેરા ઉઘ-

રાવતા અને પરગણાની મભામા આહદરમન અને બિશપ બેઉ બેશી ન્યાય ચુકવતા બિશપને પણ હમેશા રાજા જ નીમતા રાજાના થેનોની સખ્યામા પણ વધારા થયા હતા, અને તેણે તેઓને જમીન કહાડી આપી હતી, તેથી હરકોઈ વેળા પાતાને મદદ કરવાને તે તેમને બોલાવી શકતા એ થેનોના નવા અમીર વર્ગ બન્યા, અને અસલના ઇઓર્લોની પેઠે તેઓ પ્રાચીન કુળના હતા, તેથી તેમના દરજ્જો વધ્યા નહાતા, પરંતુ રાજાએ તેમને અમીર બનાવ્યા તે કારણથી વધ્યા હતા. બીજો ફેરફાર સીઓર્લોમા થયા હતા આફતના સમયમા પાતાના ઘરબારાનું રક્ષણ કરવાનું કામ ઘણુ મુશ્કેલ જણાયાથી તેઓ પાતાના કરતા વધારે દ્રવ્યવાન અને બળવાન પુરૂષના આશ્રયનીચે આવવાને ખુશી હતા કસ્બાઓમા એ પ્રમાણે ઝાઝુ બન્યુ નહિ, કારણકે ત્યાના લોકો શાતિથી રહેવાને મહાજનો અથવા મડળીઓ ઉભી કરી રાખી એક એકને સહાય કરતા પરતુ ગામડામા વધારે નાના સ્વાધીન પુરૂષો એક સ્વામી ખોળી કહાડી તેના "દાસ" બન્યા. તેઓને તેની નાકરી બજાવવી પડતી તેઓ લાટિન ભાષામા એકુલ અર્થના વિલેનસ્ શબ્દ છે તે પરથી 'વિલન' એટલે "ગુલામ" કહેવાતા, અને પાતાના સ્વામીને 'લાર્ડ' (લાર્ડ) એટલે "અન્નદાતા" કહેતા એકદર રીતે તેમની સ્થિતિ છેક ખરાબ નહોતી, કારણકે તેમને પાતાના ઘરા અને જમીના હતી, અને જવની રોટલી, મધ, માછલા, શાક ભાજી અને ફળ ખાઈને તથા છાશ પીને તેઓ પાતાના નિર્વાહ ચલાવતા પૂર્વે ગામની પચાયત તરફથી હક્ક તરીકે તેમને જમીન મળતી, અને પ્રત્યેક જણ હરકોઈ બીજા માણસની પેઠે ઊંચુ માથુ કરી છૂટથી પાતાનુ મત આપતા, પણ હવે તેઓને તેમના સ્વામી તરફથી જમીન મ-

રાજાનો શેરિફ

થેનોનુ વધી ગયેલુ મહત્વ

મહાજનો

સીઓર્લો આ પ્રમ થઈ દાસ બનૅ્યા

ળવા માંડી, તેઓ એકજ સ્થળે રહેવાને બંધાયા; અને તેની માર્ફત સિવાય રાજકાજમાં મત આપવાનો તેમનો કાંઈપણ હક્ક રહ્યો નહિ.

તથાપિ ઘણાક સ્વાધીન સીઓર્લોને હજુએ પોતાનાં ઘરબાર હતાં; રોક સણની બંડી, નીલા રંગનો ભરત ભરેલો સૂતરાઉ ડગલો, પટાથી બાંધી લીધેલો સણનો પાયજામો, અને ચામડાના જોડા પહેરી પોતાના વજીફામાં મજૂરો અને ગુલામો પર હુકમ ચલાવતો; અને રોકાણી ભરત ભરેલો ઝભ્ભો પહેરી અને ઉપર સણનો બુરખો નાંખી, પોતાની દાસીઓ સ્ત્રીને બેસવાના મંડપ નીચે બેસીને કાંતતી, અથવા ઘરમાં અને રસોડામાં ઘરકામ કરતી તેઓને કામ બતાવતી, એ લોકો અમલના વખતમાં જેટલા સ્વતંત્ર હતા તેટલાજ હજી સ્વતંત્ર હતા, અને પછીના સમયના લઈ જમીનદારોના પૂર્વજો હતા. ઘણાક સીઓર્લો પોતાનાં ઘરો અમીરોનાં ઘરોનાં જેવાંજ સારાં રાખતા. રોક અને ચાકર એકઠા બેશી દીવાનખાનામાં રાખવાની

ઉત્તરના જમીનદારો.

લાંબી ટેબલોપર ઢોર અને ઘેટાનું માંસ ખાતા, અને જવનો દારૂ તથા મધપાણી પીતા. તેમની કનેથી નાકરી લેવાનો અથવા તેમની સ્વતંત્રતા ઘટાડવાનો કોઈપણ માણસને હક્ક નહોતો. આ સ્વાધીન સીઓર્લો મુખ્યત્વે ઈગ્યાંડની ઉત્તરે રહેતા, અને બિશપોની આગેવાની નીચે તેઓ દક્ષિણના મોટા અમીરો જોડે ઘણીવાર લઢતા. એ અમીરોના તાબામાં ગુલામોની વધારે મોટી સંખ્યા થતી ગઈ તેમ તેમ તેઓના હાથમાં હળવે હળવે વધારે સત્તા આવતી ગઈ.

અમીરો પોત પોતાના વજીફામાં રહી આળસમાં અને મોજમઝામાં પોતાની જીંદગી ગુજારતા; તેમની કને લુંડા હતા, તેઓને ખેડુતોનું અથવા સૂતારોનું, લુહારોનું, અથવા મોચીઓનું અને ગુલામોનું કામ કરવું પડતું. એ લુંડાઓને પાળી પોષીને મોટા કરી તેઓ વેચતા. ખાવાને પુષ્કળ માંસ અને શિકાર, તથા

અમીરો અને બિશપો

પીવાને સારો જવનો દારૂ, મધપાણી, અને દ્રાક્ષનો દારૂ તેઓને મળતા પશુઓ તથા પક્ષીઓનો શિકાર કરવો, મુક્કાબાજી લડવું, અને ઘોડાની શરતો રમવી એ રાતિના વખતમા તેમની વહાલી ગમતો હતી; અને તેમની સ્ત્રીઓ કાતતી અથવા ભરત ભરતી, અને જે દીવાનખાનામા તેમના બાપદાદાઓ બેસતા, તે દીવાનખાનામાં ભરથરીઓ ગીતો ગાઈ અથવા ગામોગામ ફરનારા જાદુગરો અને નટો ખેલ કરી તેમને રાજી કરતા યુદ્ધને પ્રસંગે રાજા હુકમ કરતો તેવારે તેઓ ભેગા થતા, અને આ વેળા વિટેંજમોટમાં કર્તાહર્તા એ અમીરો તથા બિશપો હતા—રાજાને પસંદ કરીને નીમવાની અથવા પદભ્રષ્ટ કરવાની, ઇન્સાફ કરવાની, તહ કરવાની, જમીનો આપી દેવાની, અને રાજ્યનો બંદોબસ્ત કરવાની સત્તા તેમને હાથ હતી. એથી અમીરો અને બિશપોનું વજન ઘણું વધી પડી તેઓ રાજા અને પ્રજાના મધ્યસ્થ બન્યા અને લંડન તથા વિન્ચેસ્ટર નગરોમાંજ માત્ર સ્વાધીન પુરૂષો પોતાના મત હજીએ આપી શકતા. એ નગરોમા વિટાનો મળતી તેમા લોકો હાજર થઈ શકતા.

ડેન અને ઇંગ્રેજ લોકની મિશ્ર વસ્તી

આલફ્રેડના સમયથી તમામ પૂર્વ કાંઠાપર ડેન અને ઇંગ્રેજ લોકોની સેળભેળ વસ્તી થવાથી બીજો મોટો ફેરફાર થયો હતો, કારણ કે ડેન લોકો જીતનારા તરીકે વશ્યા હતા, અને તેમના હક્કોમાં કોઈ હાથ ઘાલે તે તેમનાથી ખમાતું નહિ તેઓ રાજા સિવાય બીજા કોઈને પોતાનો ઉપરી માનતા નહિ, અને તેનાથી નારાજ થતા તેવારે તેની સામે બંડ કરતા એમ તેઓ ઉત્તરના સ્વાધીન પુરૂષોની પેઠે જબરા અને સ્વતન્ત્ર હતા

એથેલ્સ્ટનના દરબારમાં ડન્સ્ટન આવ્યો તે વારે લોકોની

સ્થિતિ આ પ્રકારની હતી. ડન્સ્ટન હજુ જુવાન છોકરો હતો, અ

ડન્સ્ટનનો કારભાર

તેને ઉદ્ધત અમીરોએ કહાડી મૂક્યો હતો. અમીરો તેનું માન અને બુદ્ધિબળ જોઈ તેના બળતા હતા. સખ્ત મંદવાડ ભોગવ્યા કેડે ડન્સ્ટન માધુ થયો, અ એડમંડે તેને ગ્લાસ્ટનબરીનો મહંત બનાવ્યો. રાજાનો વ થયો ત્યારે તેણે દૃઢતાથી કારભાર ચલાવ્યો. પ્રથમ તો તેણે સ્કા લાંડના રાજા માલ્કમને કમ્બલાંડ આપી દઈ તેને મેળવી લી અને ડેન લોકોને તેની મદદ મળતી તે બંધ પાડી. ડેન લોકોને મના કાયદા અને રિવાજો પાળવા દઈ રાજી કર્યાં; અને ગરી તથા તવંગર લોકોને સમાન ગણી તથા તેમની જોડે ન્યાયથી વ આવા તોફાની મુલકમાં કોઈક પ્રકારનો ઇન્સાફ મળે એવી ગોઠ ચાલુ રાખી. લીઓફ નામે કોઈ બહારવટીઆ

એડ્મંડ, ૯૪૦.
એડ્રેડ, ૯૪૬.
એડ્વી, ૯૫૫

સને ૯૪૬માં એડ્મંડને મારી નાંખ્યો, પરંતુ એડ્રે ના અમલમાં ડન્સ્ટનને હાથ પ્રધાનવટું રહ્યું, ન એડ્વીએ ગોત્રની કન્યા વેરે લગ્ન કર્યું, તેની સામે ડન્સ્ટને વાંધો

વરસના વધારે ભાગમાં લોલાંડમાં રહેવા લાગ્યા, અને એડિન્બરો સ્કાટ્લાંડની રાજધાની થઈ. વેલ્સના ફિતુરી રાજા ઈડ્વલને તાબે કરી દર વરસે ૩૦૦ વરૂના માથા આપવાની જરૂર પાડી. બીજી પ્રજાઓ જોડે હવે વેપાર વધવા માંડ્યો. ચોરોથી અને વહાણ ભાગનારાથી વેપારનું રક્ષણ કરવાને અતિ સખ્ત ધારા બાંધ્યા હતા, અને એડ્ગરે ત્રણ નૌકાસૈન્ય રાખ્યાં હતાં, તેઓ વાઈકિંગ લોકોથી નિરંતર કાંઠાનો બચાવ કરતા હતાં, એથી કરીને ફ્રાન્સ અને જર્મનીના વેપારીઓ લંડન સહીસલામત જઈ શકતા. લંડનના કારીગરોએ પોતપોતાના મહાજનો ઠરાવ્યાં અને પારિશો જોડાઈ જઈ લત્તા ( જિલ્ના ) બન્યા. પ્રત્યેક જિલ્લાનો ઉપરી આલ્ડરમન હતો કસ્બાતીઓએ પોતાના કસ્બાની તમામ હકૂમત પોતાના હાથમા રાખવાનો દાવો કર્યો

લોથિઅન પરગણું સ્કાટ લોકોને આપી દીધું

વેપારની વૃદ્ધિ

ડન્સ્ટને કેળવણીને સજીવન કરી, અને મઠોના તથા શાળાઓના સાધુઓના આચરણ વધારે સારાં થાય, અને તેઓ શીખવવામાં વધારે ખત રાખે, તે માટે ઘણો પ્રયત્ન કર્યો, તથાપિ ધર્મસમાજપર તેની આસક્તિ હોવાથી તેણે ભૂલ કરીને છેવટે તેના હાથમાથી અધિકાર જતો રહ્યો તેણે સાધુઓ અથવા કુવારા પાદરીઓ પર મહેરબાની રાખી, અને જેમ રોમમા પરણેના પાદરીઓને પોતાની સ્ત્રીઓનો ત્યાગ કરવાના ફરજ પાડવામા આવતી, તેમ અહીં પણ કરવાનો તેણે પ્રયત્ન કર્યો, અને એડ્ગરને કહી પુષ્કળ જમીનો, મઠોને અને મઠોના દેવળોને ધર્માદા આપી દીધી. એથી પ્રજા ઘણી નારાજ થઈ, અને એડ્ગર મરણ પામ્યો, અને તેના તરૂણ કુમાર એડ્વર્ડે માત્ર ચાર વરસ અમલ કર્યો, એટલામાં તેને તેની ઓરમન મા એલ્ફ્રિથના હુકમથી કો-

ધર્માર્થે પ્રાણ ખો-નારો એડ્વર્ડ ૯૭૫-૯૭૯.

ઇએ મારી નાંખ્યો, તે વારે થેનોએ ધર્મસમાજને લગતા ટંટાઓથી કંટાળી એલ્‌ફ્રિથના તરુણ કુમાર એથેલ્‌રેડને રાજ્યાસને બેસાડ્યો. અને એલ્‌ફ્રિથ તથા તેનો માનીતો આલ્ડરમન એથેલ્‌વેન પોતાના પર અમલ ચલાવશે એવો તેમનાપર ભરોસો રાખ્યો. ડન્સ્ટન કાન્ટરબરી જઇને રહ્યો, અને ત્યાં નવ વરસ કેડે મરણ પામ્યો.

અસિદ્ધ એથેલ્‌રેડ ૯૭૯-૧૦૧૬.

અને હવે કમનશીબ દેશપર પુષ્કળ આફતો આવી પડી. અમલ ચલાવી શકાય, એવડી ઉમરે આવતાં વારને "અસિદ્ધ" અથવા "આપમતીઆ" એથેલ્‌રેડે પાદરીઓ જોડે ટંટો કર્યો, અને પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય ચલાવવાનો તથા થેનોની સત્તા તોડવાનો પ્રયત્ન કર્યો. એ રાજા બીજાઓની સલાહ માનતો નહિ તેથી એનું એ નામ પડ્યું હતું. પરંતુ તેઓની જોડે તે ખર આવ્યો નહિ, અને દેશનાં ફરીને નાનાં નાનાં રાજ્યો થઈ જઈ તેઓપર ડેન લોકો હુમલો કરવા લાગ્યા. સ્વેન (અથવા સ્વેગેન) અને ઓલાફ નામે ડેન્માર્ક અને નાર્વેના બે

રાજી કર્યા પછી નાર્મેનો તરફથી મદદ મળશે, એવી આશાથી તેણે નાર્મંડીના ડ્યૂક રિચર્ડની કુંવરી [એમા] વેરે લગ્ન કર્યું; અને છેવટે વિટાનને ઉશ્કેરી સેન્ટ-બ્રાઈસના દિવસે એટલે સને ૧૦૦૨ ના નવેંબર માસની ૧૩ મી તારીખે ડેન લોકોની [કતલે આમ] કરવાના છૂપા હુકમ તેમનીકને કઢાવ્યા. એ સભા તિરસ્કાર પામેલા ડેન લોકોપર તૂટી પડવાને કેવળ હાથે પગે થઈ રહી હતી.

ડેન લોકોની કતલ, ૧૦૦૨.

એ કતલમાં બીજાઓની જોડે સ્વેન રાજાની બેન ગનહિલ્ડ, તેનો ધણી, તથા તેનું બાળક મારી ગયાં; તેથી સ્વેને તેમનું વેર લેવાના સોગન લીધા. મોટી ફોજ લેઇને તે ચઢી આવ્યો, અને તેની કેડે લાગલોઅર્લ થાર્કેલ વાઈકિંગોનું ઝૂંડ લેઇને આવ્યો. તેઓએ દેશ વેરાન કરી નાખ્યો, અને ડેન લોકોએ કાન્ટર્બરીના આર્ચબિશપ આલ્ફીજને નિર્દયપણે મારી નાંખ્યો. એથેલ્રેડે પોતાના શત્રુઓને ફરીને બેવાર લાંચ આપી પાછા વાળ્યા. પરંતુ તેના નઠારા અમલથી ઇંગ્રેજો કંટાળી ગયા હતા. નોર્થંબ્રિઆ અને મર્શિઆ સ્વેનને મળી ગયા, અને વેસેક્સના થેનો પણ તેને શરણે આવ્યા. એથેલ્રેડ પોતાનાં બાયડી છોકરાંને લેઈ નાર્મંડી નાશી ગયો, અને સ્વેન ઇંગ્લાંડનો રાજા થયો. બઇ છે કે એક મહીનાકેડે સ્વેન મરી ગયો, તેવારે એથેલ્રેડ પાછો આવ્યો, પરંતુ સ્વેનના કુંવર કનૂટે તેને મારીને હાંકી મૂક્યો. બે વરસ લગી રાજ્ય લેવાને તરફડીઆં મારી તે સને ૧૦૧૬ માં મરણ પામ્યો. ત્યારપછી લંડનના લોકે એથેલ્રેડના કુમાર લોહાંગી એડ્વર્ડને પોતાનો રાજા પસંદ કર્યો; પરંતુ ઇંગ્લાંડના બાકીના ભાગના લોકે કનૂટને પસંદ કર્યો. એડ્મંડ બહાદુરીથી લડ્યો, અને વ્યૂહપૂર્વક છ સંગ્રામ થયા કેડે તેણે અને કનૂટે રાજ્ય વહેંચી લીધુ, પરંતુ એડ્મંડ સાત

રાજ્યને માટે વઢવાઢ.

લોહાંગી એડ્મંડ, સાત માસનો અમલ, ૧૦૧૬.

મહીના રાજ્ય ભોગવી મરણ પામ્યો, અને ઇંગ્રેજ અને ડેન એ બનેએ કનૂટને રાજા સ્વીકાર્યો.

છત્રીસ વર્ષલગી ત્રાસદાયક ઝઘડો ચાલ્યા કેડે દઢમનન, ગજાનો ક્ષ્રીને અમલ થયો, અને અઢાર વર્ષ પર્યંત દેશમાં સલાહ શાંતિ રહી. કનૂટે ઇંગ્લિશ રાજા દાખલ અમલ ચલાવવાનો નિશ્ચય કર્યો. ગાદીપર નિર્ભય થતાં પહેલાં શરૂ અમલમાં તેણે ઘાતકી કર્મો કર્યાં હતાં, તો પણ પછવાડેથી તે ડાહ્યો અને ન્યાયી રાજા નીવડયો. સઘળા ઇગ્રેજ રાજાઓને વિટેંજમોટ તરફથી ગાદી મળી હતી તેમ એને મળી; "એડ્ગરના ધારા" પ્રમાણે તેણે રાજ્ય ચલાવ્યું; અને એથલરેડની વિધવા રાણી એમાની સાથે લગ્ન કર્યું, તેથી તેની અને ઇગ્રેજ પ્રજાની વચ્ચે વધારે ઘાડો સબંધ થયો.
કનૂટ. ૧૦૧૬ ૧૦૩૫. તેનો જોડે તે સ્વજાતિનો રાજા હોવાથી ડેનલોકો પણ હરખાયા. કનૂટે ઇંગ્લાંડના ભાગ પાડી ચાર અર્લડમો ઠરાવ્યા—અર્લ અથવા યાર્લ એ ડેન લોકનો ખિતાબ હોઈ ઇંગ્રેજના આલ્ડરમનને મળતો છે. એ અર્લડમો મર્શિઆ, નોર્થબર્લાંડ, વેસેક્સ અને પૂર્વ આગ્લિઆ હતાં, અને તેઓપર ઇંગ્રેજોનો અમલ હતો. એ-
અઢાર વરસની સલાહ શાંતિ. ઓમા મર્શિઆનો અર્લ લિઓફ્રિક અને વેસેક્સનો અર્લ ગોડ્વિન સર્વથી બળવાન હતા. ગોડ્વિન કનૂટનો પ્રધાન હતો, અને તેની ભત્રીજી જોડે પરણ્યો હતો. કનૂટે પોતાના ડેન લશ્કરને રજા આપી "હસ-કાર્લ" એટલે ઘરગતુ લશ્કરની ટૂકડી માત્ર રાખી, અને ઇંગ્રેજ સિપાઈઓને લેઈને પણ તે ડેન્માર્કમાં લડવા જતો એના અમલમાં ઇંગ્લાંડના લોકોમાં સુખશાંતિ રહી, અને પાણી તથા કાદવવાળા સ્થળોમાંથી પાણી કહાડી નાંખી જમીનને ખેડવાને જંગલો કાપી નાંખવાનો, પોતાનાં ઘરબાર સુધારવાનો, વેપાર વધાર-

વાનો અને કારીગરીનો નવી નવી જણશો બનાવવાનો તેમને અવકાશ મળ્યો. વેહશ તથા ઇંગ્રેજ લોકોને ગુલામ દાખલ વેચવાનો લાજ લગાડનારો વેપાર બંધ કરવાને તેની પહેલાં થઈ ગયેલા રાજા એડ્ગરે પ્રયત્ન કર્યો હતો તેમ એણે પણ કર્યો, પરંતુ તેમાં તે નિષ્ફળ થયો. ગુલામો નહીં વેચવાને ધારા બાંધ્યા હતા, અને પાદરીઓ ઉપદેશ કરતા હતા તે છતા બ્રિસ્ટલથી વહાણોમાં ભરી જુવાન સ્ત્રીપુરૂષોને આયર્લંડ લેઈ જઈને હજીએ ડેન લોકોને વેચતા.

૧ લો હારલ્ડ, ૧૦૩૫ ૧૦૪૦, હાર્થાક્નૂટ. ૧૦૪૦ ૧૦૪૨.

ક્નૂટના પુત્રો હારલ્ડ અને હાર્થાક્નૂટ તેના જેવાજ ડાહ્યા હોત તો ડેન રાજાઓનો અમલ ઇંગ્લાંડમા જારી રહેત. પરંતુ નિર્દય હોઈ તેઓએ પોતાના ટૂંકા અમલમાં પ્રજાની દુર્દશા માત્ર કરી; અને ૧૦૪૨ માં લગ્નની જમણવારમાં હાર્થાક્નૂટ પડીને મરણ પામ્યો, તે વારે જૂના રાજવંશનો હોવાથી તેના સાવકા ભાઈ અને એથેલ્રેડ તથા એમાના પુત્ર એડ્વર્ડને ઇંગ્રેજોએ વધાવી લેઈ ગાદીએ બેસાડ્યો. એ સમયથી ઇંગ્લાંડમાં વસનારા ડેન લોકો હળવે હળવે ઇંગ્રેજ પ્રજામાં ભળી ગયા, તેથી ડેન કિયા અને ઇંગ્રેજ કિયા તે કહેવું થોડા જમાના ગયા કેડે મુશ્કેલ થઈ ગયું. યોર્કશાયર અને લિન્કનશાયરના સુંદર કેશવાળા લઠ્ઠ જમીનદારોના અંગમાં ડેનનું લોહી વહેછે, તેની એંધાણીઓ આજે પણ જોઈ શકાય; અને તેઓએ વસાવેલાં શહેરોનાં નામોને છેડે બી પ્રત્યય હોયછે તેનો, અને સાકસન બોલીના ટન અને હામ પ્રત્યયોનો અર્થ એકજ છે. ઉદાહરણ, ડર્બી, વ્હિટ્બી, અને રૂગ્બી શહેરો પહેલાં ડેન લોકોનાં હતાં, અને નોટિંગહામ, ડર્હામ, અને બ્રિડ્લિંગટન, પરથી ઇંગ્રેજોએ વસાવેલાં જૂનાં શહેરો જણાઈ આવેછે.

ડેન લોકોનાં શહેર.

# प्रकरण ४ थुं.

## इंग्लांडमां नोर्मनोनी सत्ता शी रीते जामवा मांडी.

પરંતુ આલ્ફ્રેડના વંશજોમાંના એકનો અમલ પાછો થવાથી પ્રજા હરખાઈ, તોપણ એડવર્ડ કન્ફેસર કરતાંએ બઉ જોતાં વધારે અંશે પરદેશી હતો. આના ખુલાસાને માટે આપણે શુમારે દોઢસો વરસ પાછા હઠી ફ્રાન્સને ઉત્તર કિનારે શા બનાવ બનતા હતા તેની નિરીક્ષા કરીએ. જે વેળા ડેનો અથવા નોર્થમનો મહાન્ આલ્ફ્રેડને ઈંગ્લાંડમાં ઘણો હેરાન કરતા હતા, તે વેળાને શુમારે એજ ચાંચીઆઓનાં મોટાં ઘાડાં વહાણોમાં બેસી ફ્રાન્સમાં સીન નદીની આસપાસના પ્રદેશોમાં ઉતરી આવી લૂંટફાટ કરતા હતા. તેમના સાથીઓએ ઇંગ્લંડમાં એજ પ્રમાણે કર્યું હતું. આ ધાડપાડુઓની એક ટોળીએ રોલ્ફ અથવા રોલો નામે પ્રખ્યાત વાઈકિંગની સરદારી નીચે સીન નદીને ઉપલાણે વહાણ હંકારી જઈ રૂઆંગ લઈ લીધું. રોલ્ફે ચોમેર કેર વર્તાવ્યો હતો, તેની દંતકથાઓ ઇંગ્રેજી ભાષામાં પુષ્કળ છે. પરંતુ એટલુંતો નક્કી જાણવામાં આવ્યું છે કે સને ૯૧૩માં એથેલફ્લેડ અને એડ્ગર ઇંગ્લાંડમાં ડેનલા જીતી લેતા હતા ( મું પાનું જૂઓ ) તે સમે ફ્રાન્સના રાજા સાદા ચાર્લ્સે એ સાહસિક રોલ્ફ જોડે તહ કરી સીન નદીનાં બંને પડખાંની ભૂમિ તેને આપી દીધી. રોલ્ફે રૂઆંગ શહેરમાં પોતાની રાજધાની કરી. પછી રાજાની પુત્રી જોડે પરણી રોલ્ફ ખ્રિસ્તિ થયો; અને જે પ્રદેશ પર તેણે કૌંટ અથવા ડ્યુકને નામે અમલ કર્યો, તે પ્રદેશનું નામ નાર્મંડી અથવા નો-

ફ્રાન્સમાં નોર્મનો, ૯૦૦.

નાર્મંડીના ડ્યુક, ૯૧૩.

થેમનની ભૂમિ પડ્યું. એ પ્રાંત તેના વારસોને વંશપરંપરા મળ્યો.

માટે ફ્રાન્સ માંહેલા નોર્મેનો અને ઇંગ્લાંડમાંના ડેનો એકજ ઓલાદના હતા, પરંતુ જે ફ્રેંચ લોકોમાં નોર્મેનો જઈને વશ્યા, અને જેમની જોડે કન્યા આપવા લેવાનો તેમણે વહેવાર કર્યો, તેઓ ઇંગ્રેજોથી ઘણા નિરાળા હતા.

નોર્મેનો ફ્રેંચ થઈ જાય છે.

તેમનામાં હોંસ અને બળ થોડાં હતાં, તોપણ તેઓ વધારે સુધરેલા અને સભ્યતાવાળા હતા, કેમકે તેમને સંસારનો અનુભવ અને રોમના કેળવાયલા લોકોનો સહવાસ વધારે થયો હતો. તેઓ હુનર અને શિલ્પકળામાં કુશળ હોઈ ચંચળ, તીવ્ર બુદ્ધિવાળા, ખબરદાર, અને આનંદી હતા; અને બહુ થોડા સમયમાં નોર્મેનોએ ફ્રેન્ચ ભાષા, ટેવો, અને રીતભાતો ગ્રહણ કર્યાથી તેમની જબરી અને દૃઢ પ્રકૃતિ બદલાઈને વધારે સુધરેલા ફ્રાંક લોકોની જેવી થઈ ગઈ. બેયુની આસપાસના એક નાના સ્થળમાં વસનાર નોર્મેનો માત્ર બદલાયા નહિ.

માનો પુત્ર વિલિયમ નોર્મંડીનો ડ્યૂક થયો, તે વારે તે ત્યાં હતો એ વેળા વિલિયમની ઉમર માત્ર સાત વર્ષની હતી એ બન્ને મોળાઈ બાઈઓ. વચ્ચે થોડી મૈત્રી હતી

માટે છ વરસ કેડે એડ્વર્ડને તેના સાવકા ભાઈ હાર્થાકનૂટે ઇંગ્લાંડ તેડાવ્યો, અને થોડા વખત પછી લોકે તેને ઇંગ્લાંડનો રાજા ઠરાવ્યો, તેવારે ઘણા નોર્મન ધર્મગુરૂઓ અને અમીરો, તેની કેડે ઇંગ્લાંડ આવ્યા, તેઓને રાજ્યમાં મોટા ઓહ્દા મળ્યા

પાપ કબૂલ કરનાર એડ્વર્ડ ૧૦૪૨ ૧૦૬૬

એડ્વર્ડ નમ્ર, બીકણ અને ધાર્મિક હતો, અને તેણે જુમીજેસના રોબર્ટ નામે નોર્મન સાધુને તુરત લંડનનો બિશપ નીમ્યો, અને પછી ઉલ્ફ નામે બીજા સાધુને રોચેસ્ટરનો બિશપ ઠગાવ્યો થોડા વરસ પછી તેણે બિશપ રોબર્ટને વળી કાન્ટર્બરીના આર્ચબિશપની પદવીએ ચઢાવી દીધો. આ શખ્સ પ્રજાને ઘણી પીડા કરનારો થઈ પડ્યો રાજાના માનીતા નોર્મનોને દાબમાં રાખનારો એકજ પુરૂષ ગોડ્વિન નામે વેસેક્સનો અર્લ હતો એની પુત્રી એડિથ વેરે એડ્વર્ડ પરણ્યો હતો વાસ્તવિક રાજ્યસત્તા ગોડવિનને હાથ હતી, અને તેનો તેણે ઠીક ઉપયોગ કર્યો, પરતુ કમનસીબે તેનો સૌથી વડો પુત્ર સ્વેન જંગલી અને દુરાચારી હતો, અને તેણે અપરાધો કર્યા, તે થકી રાજા અને પ્રજા બન્ને નારાજ થયા એ નિમિત્ત કહાડી ગોડવિનના શત્રુઓ તેની સામે થવાને ટાપી રહ્યા હતા

આ વેળા એવું બન્યું કે બૂલોનના કૌંટ યૂસ્ટેસને ડોવરના લોકો જોડે ટંટો હતો, તેને લીધે લડાઈ થઈ તેમા ઘણા માણસો માર્યા ગયા કૌંટ યૂસ્ટેસ એડ્વર્ડની બેન જોડે પરણ્યો હતો કાયદા પ્રમાણે તજવીજ કર્યા વિના ડોવરના લોકને શિક્ષા કરવાની ગોડ્વિને ના કહી, અને તેનું કહેવું ખરૂં હતું, તોપણ નોર્મનોએ અને બીજા

ઈંગ્રેજ અમીરોએ પણ તેની વિરૂદ્ધ પડી રાજાનો પક્ષ કર્યો. તેઓ તેની સત્તાની અદેખાઈ કરતા હતા. તેને અને તેના પુત્રોને દેશનિકાલ કર્યા, તેથી પ્રકૃતિ ક્ષોભ ન કરતાં ગોડ્વિન તાબડતોબ ફ્લાંડર્સ જતો રહ્યો.

ગોડ્વિનને દેશપાર કર્યો, ૧૦૫૧

તેટલી મુદત લગી **નોર્મન** નાઇટો અને પાદરીઓ પોતાની મરજી પ્રમાણે ચાલ્યા, અને **નોર્મંડી**નો ડ્યૂક **વિલિયમ** એડ્વર્ડની મુલાકાત કરવાને ઈંગ્લાંડ આવ્યો. એ વેળા **વિલિયમ** ઉંચો અને ખુબસુરત હોઈ તરૂણાવસ્થામાં હતો. એવું કહેવાય છે કે એડ્વર્ડને કાંઈ સંતાન નહોતું, તેથી આ મુલાકાત વખતેજ તેણે **વિલિયમ**ને વચન આપ્યું કે મારી પછી ઈંગ્લાંડની ગાદી હું તને આપીશ.

એડ્વર્ડને વિલિયમ મળવા આવે, ૧૦૫૧

ખરૂં જોતાં ગાદી આપવાની સત્તા તેના હાથમાં નહોતી, તોપણ પોતાના મોળાઈ ભાઈ જોડે ઘણી દોસ્તી હોવાથી તે તેને એવું વચન આપે તે ઘણું સ્વાભાવિક દીસેછે. ગાદી આપવાનો અધિકાર માત્ર **વિટાન**ને હતો, અને **વિલિયમ** ઈંગ્રેજના વંશનો ન હોવાથી ગાદીપર તેનો કશો હક નહોતો

એ અરસામાં **ગોડ્વિન** વિના દેશમાં ઘણી અવ્યવસ્થા થઈ ગઈ, અને પોતાના નાના છોકરાઓને લઈને બીજે વરસે તે પાછો આવ્યો તે વારે પુષ્કળ લોકો તેને જઈ મળ્યા. રાજાનાં માણસો જોડે લડવાની તેમને ના કહી. તેણે પોતાનો બચાવ સાંભળવાની માગણી કરી, અને તેને પાછો અધિકાર સોંપવાની રાજાની ઘણી નાખુશી છતાં **વિટાને** પ્રસન્ન થઈને તેને તેની જાગીરો અને અધિકાર પાછાં આપ્યાં. તેનાપર રાજાની પાછી મહેરબાની થયાની ખબર કાને પડતાજ રાજાના માનીતા **નોર્મનો** **ફ્રાન્સ** નાશી ગયા, તથાપિ ઘણાક નાના ઓહ્દેદારો ઈંગ્લાંડમાં રહ્યા.

ગોડ્વિન પાછો આવ્યો, ૧૦૫૨

અને હવે ચૌદ વરસ લગી એટલે સને ૧૦૫૨ થી ૧૦૬૬ પર્યંત

ઈંગ્લાંડમાં ફરીને ઈંગ્રેજોના હાથમાં વાસ્તવિક રાજસત્તા રહી; અને બૂઝાઈ જતાં પહેલાં દીવો વધારે તેજ મારેછે, તેમ એ ચોદ વરસમાં પ્રજા બહુ દીપી. બીજે વરસે ગોડ્‌વિન ઉજાણીમાં ગયો ત્યાં તે એકાએક મરી ગયો, પરંતુ તેનો બીજો પુત્ર હારલ્ડ તેની જગ્યાએ થયો. હારલ્ડ બહાદુર લડવૈયો, અને રાજકાજમાં કુશળ અને ભલો હતો. વેસ્ટમિન્સ્ટરમાં જે ઠેકાણે હમણાં દેવળ છે, ત્યાં સેંટપીટરનું મોટું મંદિર બંધાતુ હતુ, તેપર દેખરેખ રાખવામાં અને શિકાર કરવામાં એડ્‌વર્ડે પોતાનો બધો કાળ ગાળ્યો. એ અરસામાં મર્શીઆના અર્લ લીઓફ્રિકની તથા યોર્કના આર્ચબિશપ એલ્ડ્રેડની સહાયતાથી હારલ્ડે ઈંગ્લાંડમાં અમલ ચલાવ્યો. લીઓફ્રિકનો વંશ અને ગોડ્‌વિનનો વંશ એ બંને બરોબરીઆ હતા, અને લીઓફ્રિકના પુત્રોએ હારલ્ડને બહુ કનડ્યો, પરંતુ વૃદ્ધ લીઓફ્રિકને સ્વદેશ ઉપર એટલી બધી પ્રીતિ હતી કે હારલ્ડ જેવા સમર્થ રાજાને સહાય થવામાં તેણે પાછી પાની કરી નહિ.

સાક્સન હારલ્ડનો અમલ

આમટે મેગ જોતાં સોઢો એટલાતો મુખ્ય હતા કે વેલ્સ અને નોર્ધંબર્લાંડમાં કેટલાંક હુલ્લડો થયાં હતાં તેઓના વર્ણન સિવાય બીજુ કશું કહેવાનું નથી. ગોડ્‌વિનને દેશપાર કર્યો ત્યારથી વેલ્સ રાજા ગ્રિફિડ ઇંગ્લાંડના પશ્ચિમ ભાગમાં વસનારા લોકોને કનડ્યા કરતો હતો, પરંતુ હમણા હારલ્ડે પોતાના ભાઈ ટોસ્ટિગની મહા-

દરબારમાં હમેશાં રહેતો, તેથી મોટું બંડ ઉઠ્યું લોકે પોતાની સભા બોલાવી લીઓફ્રિકના પૌત્ર માર્કારને પોતાનો અર્લ પસંદ કર્યો, અને દક્ષિણ સખ્યાબંધ જઈ ટોસ્ટિગને દેશપાર કરવાની માગણી કરી હારલ્ડને લાગ્યું કે મારાથી માગ ભાઈનો બચાવ કરી શકાશે નહિ, તેથી તેણે ટોસ્ટિગને દેશપાર કર્યો. ટોસ્ટિગ પોતાના કુટુંબ સહિત ફ્લાંડર્સ ગયો. એ વખતથી તે પોતાના ભાઈનો શત્રુ થયો. અને હારલ્ડની પડતી થવાના મુખ્ય કારણોમાંનું એક કારણ તે હતો.

નોર્થમ્બ્રિઆના લોકોનું બંડ ટોસ્ટિગને દેશપાર કર્યો

આ વેળા ઈંગ્લાંડનો ખરેખરો સર્વોપરિ હાકેમ હારલ્ડ હતો. એના દૃઢ અમલમાં લોકો સુખી હતા, અને એડ્વર્ડને કાંઈ સંતાન નહોતું, તેથી તેની પછી હારલ્ડ રાજા થશે એવી તેઓને આશા થઈ. એડ્વર્ડે વિલિયમને ગાદી આપવાનું ખરેખરું વચન આપ્યું હશે, તોપણ તે વચન પાળી શકાશે નહિ એવું તેને હવે સ્પષ્ટ જણાયું, કારણ કે તેણે પોતાની પાછળ ગાદીએ બેસવાને સોહાગી એડમંડના પુત્ર એડવર્ડને હંગરીથી તેડાવ્યો. તથાપિ ઈંગ્લાંડ આવ્યા કેડે માત્ર થોડા દિવસમાં તેનો કાળ થયો. રાજાને પણ તે મળવા પામ્યો નહિ. તેણે પોતાની પાછળ એડ્ગર નામે એક બાળકુંવર માત્ર મુક્યો. એના વિશે ફરીને આગળ કહેવામાં આવશે.

ગાદીપર દાવો કરનારા

ઓનર્યો પણ હતો એવું કહેવાય છે. એ ગમે તેમ હોય, પરંતુ ઇંગ્લાંડની ગાદી આપી દેવાનું વચન આપનારો એડ્વર્ડ કિંવા હારલ્ડ એ બેમાથી એકેને અધિકાર નહોતો પોતાના વહાલા મંદિરની પ્રતિષ્ઠા કર્યા કેડે એકજ અઠવાડીઆમા સને ૧૦૬૬ના જાનેવારી મહીનાની

એડવર્ડનુ મૃત્યુ

તારીખ ૫ મીએ તે મરી ગયો એ દેવળમા તેના શબને તુરતજ દાટવુ પડ્યું એ રાજામા ઝાઝું બુદ્ધિબળ નહોતું તે ધાર્મિક હોવાથી તેના મુઆ બાદ સો વરસ વીત્યા પછી ત્રીજા એલેક્ઝાંડર નામે પોપે સને ૧૧૬૩ મા સતક્રિયા કરી તેને કન્ફેસર ( પાપ માની દેનાર ) એવું ઉપનામ આપ્યું પોતાની પાછળ હારલ્ડને ગાદીપર બેસાડવાની તેણે મરતા પહેલા ભલામણ કરી હતી, અને એ વેળા લંડનમા વિટાન મળી હતી, તેણે તેજ દિવસે તેને રાજા નીમ્યો આર્ચબિશપ એલ્ડ્રેડે વેસ્ટમિન્સ્ટરમા હારલ્ડનો રાજ્યાભિષેક કર્યો

ગોડવિનનો પુત્ર હારલ્ડ પોતાની માના તરફથી માત્ર ગાજરાનો હતો, તોપણ પ્રજાની સમતિથી તે હવે ઇંગ્લાંડનો રાજા થયો એની મા ડેન રાજાની કુંવરી હતી પરંતુ હારલ્ડ પોતાને મળેલી

રજો હારલ્ડ ૧૦૬૬ની તા ૫ મી જાનેવારીથી તે ૧૪મી અકટુબર લગી

ગાદીનો ઉપભોગ ઝાઝા દિવસ કરવા પામ્યો નહિ. તેને રાજ્યાસન મળ્યાની ખબર થતાજ ડ્યૂક વિલિઅમે કસમ ખાધા કે હું હારલ્ડની કને તેના સોગન પળાવી તે મને ગાદી આપી દે એમ કરૂ ત્યારે ખરો. તેણે તાબડતોબ નૌકાસૈન્ય બાંધવાની તથા આખા ફ્રાંન્સમા મોટું લશ્કર ભેગું કરવાની તૈયારી કરવા માંડી, અને સંતોના મડદા પર લીધેલા સોગન તોડનારાપર પોતે સવારી કરે તેમા તેનો જય થાય એવો આશીર્વાદ દેવાનુ પોપ એલેક્ઝાંડરને કહાવી મોકલ્યુ એ અરસામા દુર્દૈવથી હારલ્ડનાજ ભાઇએ તેની મુશ્કેલીઓમા વધારો કર્યો ટોસ્ટિગ નામે જતો રહ્યો હતો તેણે આ તક સારી પોતાનું અર્લડમ પાછું લેવાને પ્રયત્ન કર્યો દક્ષિણ કાંઠો લૂટી

તે ઉત્તરમા ગયો અને નાર્વેના રાજા હારલ્ડ હાર્ડ્રાડાની સગાતમા હમ્બર નદીની ઉપલાણે વહાણ હકારી લેઈ જઈ યોર્કશાયરને કિનારે ઉતર્યો

ચોમેરથી ધાસ્તીમા આની પડવાથી હારલ્ડે કેટલાક માસ લગી દક્ષિણ કિનારાપર જાતો રાખ્યો પરતુ વિલિઅમ આવ્યો નહિ તેથી પોતાના નૌકાસૈન્યને વિખેરાઈ જવાની રજા તેને આપવી પડી એ નૌકાસૈન્યમા માછલા પકડનારા વહાણો હતા તે પછે ટોસ્ટિગની

સ્ટામ્ફર્ડ બ્રિજ ન્નુ યુદ્ધ

સામે સત્વર ઉત્તરમા ગયો યોર્કશાયર પરગણામા આવેલા સ્ટામ્ફર્ડ બ્રિડ્જ આગળ તેણે નાર્વેના લશ્કરને હરાવ્યુ અને ટોસ્ટિગ તથા હાર્ડ્રાડા રાજા એ બેઉ રણમા પડ્યા પરતુ જયોત્સવ પૂરો ન થયો એટલામા જાસુસે આવીને સમાચાર કહ્યા કે નાર્મનો સસેક્સ પરગણાના પેવન્સી બદરે ઉતર્યા છે

રાજાએ ઝટપટ પાછા દક્ષિણ ભણી લડન જઈ દેશનો બચાવ કરવાને લોકોને ભેગા કર્યા માત્ર દક્ષિણના લોકો આવ્યા તેમને લેઇને હેસ્ટિંગ્સમા નાર્મનોએ પડાવ કર્યો હતો ત્યા તે ગયો તેના ભાઈ ગર્થે તેને આજીજી કરીને કહ્યુ કે, તમારી કને વધારે બળવાન ફોજ નથી, તેથી લડાઇના જોખમમા ન પડતા દેશને વેરાન કરો અને વિલિઅમને ભૂખે મારીને નમાડી મૂકો પરતુ હારલ્ડને ઈંગ્રેજોની ભૂમિ ઉજાડ કરવી ગમી નહિ, અને ગામથી સુમારે સાત મૈલને છેટે

**નાર્મન** તીરંદાજોએ બાણો માર્યાં, તથા ટૈલેફરનીસરદારી નીચે બખ્તર અને ટોપ પહેરેલા ઘોડેસ્વારોએ ટેકરીપર ચઢી છગ્રેજ લશ્કરમા ભગાણ પાડવાનો પ્રયત્ન કર્યો. ટૈલેફર **નાર્મન** ગવૈયો હતો, અને પહેલવહેલો એજ પડયો. જબરદસ્ત **સાકસનો**એ દીવાલની માફક ઊભા રહી ચોમેર મરણીઆ ઘા કર્યા, અને **નાર્મનો** હારવાની તૈયારીમા જણાયા, અને ડયૂક મરાયાની બૂમ પડી. પોતાનો ટોપ ચીરી નાખી વિલિઅમ મોટે સાદે બોલ્યો કે "હુ જીવતો છુ, અને ઇશ્વરની મહાયતાથી હજુ મને જય મળશે," અને નાસવાનુ ડોળ કરવાની તેણે પોતાના માણસોને આજ્ઞા કરી, તેથી ઇંગ્રેજો ગભરાટમા પડી ટેકરી પરથી હેઠે ઉતરી આવ્યા, એટલે **નાર્મનો**એ પાછા ફરી તેમને વાઢી નાખ્યા, અને ઇંગ્લાંડના અમીરોમા થોડાકને પાછા ટેકરીપર નસાડી મુક્યા. એ ટેકરીપર જે ઠેકાણે યુદ્ધમદિર પછવાડેથી બાધવામા આવ્યું તે સ્થળે તેઓ રાજાની અને પાદશાહી વાવટાની આસપાસ વીંટાઈ વળ્યા અહિં વિલિયમે પોતાના તીરદાજોને આણી ઉપલીમેર તીર મારવાનો હુકમ કર્યો, તેથી ઉપલે પાસેથી ઇંગ્રેજોને બાણ વાગ્યા એક બાણ હારલ્ડની જમણી આખમા ભોકાયાથી તે પડયો, અને તેના માણસોએ બહાદુરીથી તેનું રક્ષણ કર્યું, તોપણ **સાકસનો**નો છેલ્લો રાજા ચાર **નાર્મન** નાઇટોના ઘા વાગવાથી મરણ પામ્યો, અને વિલિયમને જય મળ્યો ગોડ્વિનની વૃદ્ધ વિધવા ગાઇથાએ પોતાના પુત્રનું મુડદુ માગ્યાથી વિલિઅમે

હારલ્ડનુ મરણ

તે તેને અપાવ્યુ અને તેને જાંબુઆ રંગનો ઝભો પહેરાવી સસેકસના ખડકોમાના પથરાના ઢગલા નીચે દાટવા દીધુ

વિલિઅમ લડન આવ્યો, તે વારે ઇંગ્રેજી પ્રજામાં અમીરો સેન્સાક ટેકરીપર મરણ પામ્યા હતા તેથી તેની સામુ કોઈ થયુ નહિ.

વિલિયમનો રાજ્યાભિષેક થયો

લડનના લોકોએ બાળ એથલિંગ એડ્ગરનેગ પોતાનો રાજા પસંદ કર્યો તો ખરો, પરતુ માર્ગમા સોથવર્ક શહેર બાળી મૂકી વિલિઅમ ફોજ લઇને

આવ્યો તેવારે તેઓ હિંમત હારી ગયા, અને "લાચાર થઈ તેને શરણે આવ્યા." નાતાલને દિવશે વિટાને વિલિયમ મનેગાજ ડગાવ્યો, અને આર્ચબિશપ એલડ્રેડે વેસ્ટ મિન્સ્ટરમા તેનો રાજ્યાભિષેક કર્યો. એજ આર્ચબિશપે હારલ્ડનો રાજ્યાભિષેક કર્યો હતો.

ઈંગ્લાંડે પોતાનું સ્વાધીનપણું ખોઈ દીધું હતું ઈંગ્રેજોનાં ધાડાએ છસેં વર્ષપર ઉત્તર સમુદ્રના કાંઠાપરનાં પોતાના રહેઠાણોમાંથી આવી પેવન્સી બંદરની થડમાં આવેલા આન્ડેરિડા ગામ આગળ બ્રિટનોને હરાવ્યા હતા. હમણા લગભગ એજ સ્થળે તેમનો પરાજય થઈ તેમને પરદેશી રાજાને તાબે થવું પડયું. પરંતુ એ વિજય જુદા પ્રકારનો હતો. સંખ્યાબંધ નાર્મનો આવ્યા ખરા, પરંતુ સમસ્ત

ઈંગ્રેજો અને નાર્મનો

પ્રજા તરીકે આવ્યા નહિ, અને તેમણે ઈંગ્રેજોને હાંકી કહાડયા નહિ. ખરૂં જોતાં ઈંગ્રેજો અને નાર્મનો એકજ વંશના હતા. વળી વિજયી વિલિઅમ ડાહ્યો અને પ્રતાપી હતો, અને ઈંગ્રેજો તેને ઉપયોગી થઈ પડયા તથા તેમનાપર સારો અમલ ચલાવવાની તેની ખરેખરી ઇચ્છા હતી એ બે કારણોથી તેણે ઈંગ્રેજોનું રક્ષણ કર્યું, તે આપણે આગળ જોઈશું. છેલ્લે ઈંગ્રેજ લોકની દૃઢ નિશ્ચયવાળી જબરી પ્રજા એ વેળા બની હતી, અને તેઓ એટલાતો સ્વતંત્ર અને ઉત્સુક હતા કે તેમને જે જુલમ વેઠવો પડયો તે જુલમથીએ તેઓ કચરાઈ ગયા નહિ. અને તેથી સુમારે સો વરસમાં નાર્મન લોકોજ ઈંગ્રેજ થઈ ગયા, અને ઈંગ્લાંડ અમારો દેશ છે, એમ તેઓ અભિમાનથી કહેવા લાગ્યા.

# ભાગ ૨ બીજો.

## ઈંગ્લંડની જીતથી મોટા પટા સુધી.

---

### ૧ લો વિલિઅમ.

૧૦૨૭ મા જન્મ્યો ૧૦૮૭ માં મરી ગયો.

૧૦૬૬–૧૦૮૭ સુધી રાજ કર્યું

ફ્લાંડર્સની માટિલ્ડા વેરે પરણ્યો



# પ્રકરણ ૫ મું.

## નાર્મન રાજાઓના તાબામાં ઇંગ્લાંડ.

૧ લો વિલિઅમ ૧૦૬૬ ૧૦૮૭

રકતવર્ણો વિલિઅમ
૧૦૮૭ ૧૧૦૦

૧ લો હેન્રી
૧૧૦૦-૧૧૩૫

હવે ઈંગ્લાંડમા અગત્યના ફેરફારો થયા, અને તેથી પ્રજાને ઘણું સંકટ ભોગવવું પડ્યું પશ્ચિમ સાકસન રાજાઓના જુના ઇંગ્રેજી વગની સમાપ્તિ થઈ, અને એ દિવસથી આજ પર્યંત શુદ્ધ આંગ્લો સાકસન વંશનો કોઈપણ રાજા ઈંગ્લાંડના તખ્તે બેઠો નથી નાર્મંડીના ડયુક વિલિઅમનો બાપ નાર્મંડીનો ડયૂક રાબર્ટ હતો,

૧લો વિલિઅમ, ૧૦૬૬ ૧૦૮૭.

અને તેની મા નાર્મન ચમારની દીકરી આર્લોટા હતી, તેથી તે કોઈપણ રીતે ઈંગ્રેજ નહોતો, તોપણ સાકસન રાજાઓની ગાદીપર તે ચઢી બેઠો. તે છેક બાળક હતો તેવારે તે તેના બાપની પાછળ નાર્મંડીનો ડયુક થયો હતો, અને તે ઉમરે આવ્યો તેવારે તેણે હુલ્લડખોર નાર્મન બારનોને જેર કરી મેન પ્રાંત જીતી લીધો. સને ૧૦૫૩ માં તેણે ફ્લાંડર્સના કૌંટની દીકરી માટિલ્ડા જોડે લગ્ન કર્યું. તે પોતાની પત્ની તથા સંતાનોપર ઘણી મમતા રાખી તેમની જોડે સારી રીતે વર્ત્તતો ઈંગ્લાંડના રાજ્યાસનપર બેસવાને આવ્યો, તેવારે તે લગ-

સગી કાયદાઓમાં અને રિવાજોમાં કોઇપણ ફેરફાર કર્યો નહિ. પરંતુ દેશનો કબજો કરવાને પરદેશીઓનું લશ્કર લઇને તે આવ્યો હતો, અને ઈંગ્રેજોની સ્વતંત્રતાનો ઉચ્છેદ કર્યા વિના તથા તેમને દુઃખી કર્યા વગર દેશ કબજે કરી શકાય તેમ નહોતું.

વેસ્ટમિન્સ્ટરમાં તેનો રાજ્યાભિષેક થયો હતો તે સમયે પણ દેવળની અંદરના લોકોના શોરબકોરથી બહાર ઉભેલા નાર્મન સીપાઈઓએ ગભરાઇને આસપાસનાં ઘરોને આગ લગાડી બતાવી આપ્યું કે હવે ભયના સમયનો આરંભ થયોછે; અને એજ સિપાઈઓ તથા તેમના સરદારો વિલિયમની તરફથી લડાઈઓ લડ્યા તે બદલ ઇનામ મળવાની વાટ જોતા હતા.

રાજ્યાભિષેક થતી વેળા આગ લગાડી.

તેઓને વધારે વખત લગી થોભવું પડ્યું નહિ. રાજ્યાભિષેક થયા કેડે તુરતજ તેણે રાજાના હાથથી ઈંગ્લાંડના દક્ષિણ અને પૂર્વ ભાગમાં જઈ ત્યાંની જમીન પોતાના બારનો, નાઇટો અને સાધારણ સીપાઈઓને વહેંચી આપી. ખરેખરો જીતાયલો ભાગ માત્ર એજ હતો. તેણે કહ્યું કે એડવર્ડના મૃત્યુ કેડે હકદાર રાજા હું હતો, અને હારલ્ડને તાબે થઈ પ્રજાએ મારી સામે બંડ કર્યું. તેથી દેવસ્થાનની જમીન સિવાયની તમામ જમીનો પરથી તેનો હક ઉઠી ગયો. આ કહેવું સત્યથી કેવળ વિરુદ્ધ હતું, પરંતુ તેણે જે ફેરફાર કર્યો તે વાજબી છે, એવો ભાસ એથી થયો.

ભૂમિ જપ્ત કરી.

એ પ્રમાણે કેન્ટ પરગણાની તમામ જમીન તથા સરે અને સસેક્સ પરગણાની લગભગ તમામ જમીન **નાર્મનોને** હાથ ગઈ તેમજ બીજા પરગણાની પુષ્કળ જમીનના પણ તેઓ ધણી થયા. વિલિઅમે થોડીક જમીન વિધવાઓને, માબાપ વગરના છોકરાને, અને નાના જમીનદારોને પાછી આપી, પરંતુ જે ઇંગ્રેજોની કને હોય રહી તેઓને તે પાછી મળી, અથવા તેમણે પાછી ખરીદ કરી, અને ગુલામ દાખલ તે તેમના કબજામાં રહી એથી આલ્ફ્રેડના વખતની— એ સમે પ્રત્યેક માણસનો પોતાની જમીનપર હક્ક હોઈ, તેનો લશ્કરી નોકરી વડે બચાવ કરવામાં તે સહાય કરતો, અને પોતાનો **આલ્ડર્મન** પસંદ કરતો, અને એ આલ્ડર્મન રાજાને પસંદ કરવામાં મદદ કરતો— ઇંગ્રેજોની જૂની સ્વાધીનતાને બદલે હવે કેવળ ઊલટું થવા માંડ્યું જૂની ઇંગ્રેજી પદ્ધતિમાં નીચેથી ઉપર લગી એટલે સ્વાધીન પુરૂષથી રાજા લગી ચઢતી ગોઠવણ કરેલી હતી. પરંતુ **નાર્મન** પદ્ધતિમાં ઉપરથી નીચે લગી ઉતરતી ગોઠવણ કરવામાં આવી. તમામ જમીન રાજાની માલિકીની થઈ, અને તે તેણે પોતાના અર્લો, બારનો અને નાઇટો (જેઓ ઇંગ્રેજ પોતાને દામે થયા તેઓ) ને આપી અને તેને આધીન રહેવાની શરતે તે તેમને કબજે રહી, અને એજ રીતે તેમનીકનેથી નાના જમીનદારોને મળી ગુલામે પોતાનો હાથ પોતાના સ્વામીના હાથમાં આપી, વગર હથિયારે અને ઉઘાડે માથે નમન કરી સોગન ખાધા કે હું તમારો તાબેદાર સેવક છું, અને તમારી જોડે મરતાં લગી વફાદારીથી અને નીમકહલાલીથી વર્તીશ પછી ચુમ્બન કરી સ્વામીએ

કુપુરુષ પદ્ધતિ

તે જમીન જાગીર દાખલ તેના તથા તેના વારસોના ઉપભોગને માટે યાવચ્ચન્દ્રદિવાકરૌ આપી દીધી અને તે પેટે તે પોતાના સ્વામીની વતી લડવાને અમુક માણસોનું લશ્કર પૂરૂં પાડવાને બંધાયો.

આ ફેરફારોમાંના ઘણાક હળવે હળવે થયા, અને તે કરવામાં જબરદસ્તી કે ધાતકીપણું ગુજારવામાં આવ્યું નહિ તોપણ પોતાનું

સર્વસ્વ અથવા લગભગ સર્વસ્વ પરદેશીઓને આપી દીધેલું જો-
આએ નજરે જોયું હશે તેમના જીવને કેટલો સંતાપ થયો હશે,
તેની આપણે કલ્પના કરી શકીએ અને પ્રત્યેક માણસને જમીનને
લગતા તમામ હક મળ્યાથી ગુનાઓ અને લડાઓ પણ પરદેશી
ઓના કબજામાં આવી પડ્યા નાર્મન બારનો સ્વભૂમિમાએ
ગિરજોરી કરતા, અને રૂપાળા ઘરોમાં રહેવાની, સારો ખોરાક
ખાવાની અને દરબારી રીતભાતો રાખવાની ટેવ પડેલી હોવાથી
તેમને ઇંગ્રેજોના સફાઈવગરના ઘર, જોડા ખોરાક, અને બારે

નાર્મનોએ ઇંગ્ર
જોને હલકા ગણ્યા

પાન ઉપર આવતા થતી, અને તેઓ ઘણીવાર
પોતાના રસોઇઆ, દરજીઓ, કારીગરો અને
કારભારીઓને જોડે તેડી લાવતા

વળી આ વેળા દેશમાં ઠેરઠેર મજબૂત કિલ્લા બંધાવા માડ્યા
પોતાનો રાજ્યાભિષેક થયા કેડે ત્રણ મહીને પોતાના ભાઈ કેન્ટના
અર્લ બિશપઓડોને તથા પોતાના મિત્ર હેરિફર્ડના અર્લ વિ-
સ ઓસબર્નને પોતાની ગેરહાજરીમાં રાજ્યનો કારભાર સોંપી તથા
હરેક સ્થળે ઉતાવળે કિલ્લા બાંધવાનો હુકમ કરી વિલિયમ

કિલ્લા બાંધ
વાનું કામ

પાછો નાર્મંડી ગયો લંડનમાં ટેમ્સ નદીને કાંઠે
વ્હાઈટ ટાવર બંધાવ્યો અને હેસ્ટિંગ્સ, ના-
રિચ, કાન્ટર્બરી, રોચેસ્ટર બાર્ન્સેર, લુઇસ,

કારિસબ્રુક, વિન્ડસર, અને બીજા સ્થળોમાં મોટા બુરજવાળા
કિલ્લા બાંધી તેઓમાં જીતેલા દેશ કબજામાં રાખવાને વિશ્વાસુ
નાર્મનોની સરદારી નીચે મોટા પાયદળ અને ઘોડેસ્વાર લશ્કરો
રાખ્યા ઇંગ્રેજોને પથરના કોટ ઉપર તિરસ્કાર, અને સ્વતંત્રપણા
ઉપર પ્રેમ હતો, તેથી મોટા કિલ્લા બંધાતા જોઈ તેઓને ખેદ થયો.
તેથી વિલિયમની ગેરહાજરીમાં ઇંગ્રેજોની મિલકત ખુચવી લઈ
તથા તેમની સ્ત્રીઓનું તથા દીકરીઓનું અપમાન કરી બારનોએ
તેમનાપર જુલમ કરવા માડ્યો, તેવારે કેન્ટ અને હેરિફર્ડમાં બારે

ખંડ ઉઠ્યા; અને પશ્ચિમમાં હારલ્ડના કુમારોએ તથા ઉત્તરમાં મોટા ઈંગ્રેજ અર્લોએ રાજ્ય પાછું જીતી લેવાના પ્રયત્ન કરવા માંડ્યા. ડેન્માર્કનો રાજા સ્વેન ઈંગ્રેજોની કુમકે આવેછે, એવી ખબર થતાંજ વિલિયમ ઝટપટ પાછો આવ્યો

ઈંગ્રેજનું બંડ

પછીના ચાર વરસ વિલિયમ રાજાની તથા સ્વદેશાભિમાની ઈંગ્રેજોની વચ્ચે લાંબો ઝઘડો ચાલ્યો તેમાં ગયા, પ્રથમતો રાજાએ પશ્ચિમ ભણીનું બંડ બેસાડી દીધું, અને એકસિટરમાં મજબૂત કિલ્લો બાંધવાનો હુકમ કર્યો પછી લિઆફ્રિકના પોત્રો એડ્વિન તથા મોર્કારે અને બહાદૂર સિવર્ડના પુત્ર વાલ્થીઆફે સ્કાટલાંડના રાજા ૩ જા માલકમની સહાયતાથી ઉત્તરમાં દંગા મચાવ્યો, અને છેવટે સને ૧૦૬૯ માં નોર્થંબ્રિઆના લોકોએ એડ્ગર એથેલિંગને પોતાનો રાજા પસંદ કર્યો, અને ડેન લોકોની મદદ મળવાથી યોર્કે શહેરપર હલ્લો કરી ત્રણ હજાર નાર્મનોને વાઢી નાખ્યા

સ્વદેશાભિમાની ઈંગ્રેજો સેક્સ્ટ ઈ. ૧૦૬૭ ૧૦૭૧

પરતુ વિલિઅમે ત્રાસદાયક વેર વાળ્યું. ઉપલા સમાચાર તેને મળ્યા, તેવારે તે ડીનના જંગલમાં શિકાર કરતો હતો, પરતુ તે તાબડતોબ નીકળી પડ્યો, અને ડેન નૌકાસેનાને લાંચ આપી તેને તેણે પોતાના પક્ષમાં લઈ લીની. પછી યોર્ક શહેર ફરીને જીતી લઈ તેણે ડર્હામ અને યોર્કની વચગાળાના તમામ પ્રદેશમાં લશ્કર લઈ જઈ બધુ પાધર કરી દીધુ શહેરો, ગામડાં, ઢોર, ખેતરના પાક, એ સર્વે નાશ કર્યાં, અને દુર્ભાગી લોકોને કાંતો મારી નાખ્યા, અથવા સ્કાટલાંડની સરહદમાં નસાડી મૂક્યા કહેછે કે એકલા દુકાળથી એક લાખ કરતા વધારે નિરપરાધી માણસો મરી ગયા, અને દેશ એટલો તો ઉજડ થઈ ગયો કે કોઈપણ માણસે નવ વરસ લગી જમીન ખેડવાનો પ્રયત્ન કર્યો નહિ પરતુ વિલિઅમની મત-

વિલિઅમ ઉત્તર ભણીનો પ્રદેશ ઉજડ કરેછે

નખ હાસન થઈ—ઇગ્લાંડનો ઉત્તર ભાગ જીતાયો પછી પોતાની અથવા પોતાના સિપાઈઓની આરોગ્યતા બગડવાની દરકાર ન કરતા તે ભર શિયાળામાં પવનથી ધમડાઈ જતા બરફપર થઈ તથા પૂર આવેલી નદીઓ ઉતરી અને બેજવાળા ઉજડ મેદાનોમાં થઈ ચેસ્ટર ગયો અને તે શહેર સર કર્યું જે શહેરો તેની સામે ટક્યાં હતા તેઓમાં એ છેલ્લું હતું યાદ રાખવું કે એ બધળા સ્થળોમાં જે લોકોએ બળવો કર્યો તેમની જમીન ખુચવી લેવામાં આવી, તેથી **નાર્મન** જમીનદારોની સખ્યા વધી

એ છતા પણ સ્વદેશાભિમાની ઇગ્રેજ બહારવટીઆઓની માત્ર એક નાની ટોળીએ ઈલાઈના ટાપુમાં પોતાની જાતના સેકડો માણસોને ભેગા કરી મોર્કારની અને પ્રખ્યાત બહારવટીઆ નામે હેરિવર્ડ ધ વેકની સરદારી નચે લગભગ એક વરસ લગી ટક્કર ઝીલી એ ટાપુની આસપાસ વેગા અને વાળા હતી છેવટે વિલિઅમે ત્રેન ની ની વચમાં બે મૈલ લાંબો પુલ બાધી બહારવટીઆઓએ મરણીઆ થઈ પ્રતિરોધ કર્યા તો પણ એ કેલ્લો ઇસ્વી ૧૦૭૨ માં જીતી લીધો સ્વદેશાભિમાની ઇગ્રેજ બહારવટીઆ સરદારો વીખરાઈ ગયા દેશભક્ત ઈ

સોળ વર્ષ લગી સુખશાંતિ

એમ સ્વદેશાભિમાની પુરૂષોમાંના છેલ્લા પુરૂષે પોતાના પક્ષને કાજે પ્રાણ ખોયા, અને ઇલાર્ડ મેટ તાબે થયા પછી વિલિયમના અમલના બાકીના વરસોમાં દેશ મુકાબલે સુખશાંતિમાં રહ્યો. રાજાએ દૃઢતાથી અમલ કર્યો તેણે પ્રત્યેક પરગણામાં બાર માણસોને ભેગા કરી તેમનીકને ઇંગ્રેજના કાયદા પ્રસિદ્ધ કરાવ્યા, અને એ કાયદા સ્વીકાર્યા. હિસાબ રાજમંદિરના કારકુનો રાખે એવું ઠરાવી પરગણાનો તમામ વહીવટ તેણે પોતાના શેરિફોને સોંપ્યો; દેવળનો મુખ્ય અધિકારી પડદાની પાછળ બેસતો, તેથી તે ચાન્સેલર કહેતા એ પડદાને લાટિન ભાષામાં કાન્સેલી કહેછે. રાજાની અદાલતમાં ફર્યાદો કરવા દઈ તેણે બારનોને દાબમાં રાખ્યા. એ અદાલ-

રાજાને વફાદાર રહેવાના શપથ

તમાં નાર્મનોને તથા ઇંગ્રેજોને સરખો ઇન્સાફ મળતો. ઇંગ્રેજ જમીનદારો તેને પોતાનો પાડોશી અને સર્વોપરિ સ્વામી ગણે તેટલામાટે તેણે વળી ૧૦૮૬ માં સાલસ્બરીમાહેલી મોટી કચેરીમાં પોતાને વફાદાર રહેવાના સોગન તેમનીકને ખવડાવ્યા. બારનોની સત્તાથી બીજા દેશોની જેવી ખરાબી થઈ, તેવી ઇંગ્લાંડની ખરાબી થતી એથી અટકી એમ આગળ જતાં જણાશે. તેણે ધર્મસમાજને દાબમાં રાખવાની પણ સારી કાળજી લીધી. તેણે પોપને કહેવડાવ્યું કે મારી પહેલાં થઈ ગયેલા ઇંગ્લાંડના કોઈ પણ રાજાએ તમને અધિરાજ

પેલી જમીનને પેટે સોગન ખવડાવ્યા. ઇન્સાફ કરવાને પાદરીઓને આહડરમનો તથા શેરિફોની જોડે સાધારણ અદાલતોમાં બેસવા ન દેતા તેમને માટે જુદી કોર્ટો સ્થાપી. "લોકોની ઘણી દુર્દશા અને તેમના પર ઘણો અન્યાય થતો જોઈ દેશ છોડીને ચાલ્યા જવાની લાન્ફ્રાન્કે ઘણીવાર ઇચ્છા જણાવી હતી" તોપણ લાન્ફ્રાંકે જેટલો સમય ધર્મસમાજનો રૂડો કારભાર ચલાવ્યો, તેટલા સમયમાં પાદરીઓની અને મઠોની સ્થિતિ વધારે સારી થઈ, અને બારનોપર કાંઇક અંકુશ રહ્યો. ઇંગ્લાંડમાં જે અતિભવ્ય નાર્મન દેવળો હમણાં જોવામાં આવેછે, તેઓમાંના ઘણાંક આ સમે બંધાવા માંડ્યાં હતાં, અને એ કરતાં વધારે સારું એ હતુંકે બ્રિસ્ટલમાં ગુલામ વેચવાનો લાજ લગાડનારો ધંધો ચાલતો હતો તે બંધ પાડવાનો લાન્ફ્રાન્કે તથા રાજાએ બનતો પ્રયત્ન કર્યો.

આર્ચબિશપ લાન્ફ્રાન્ક, ૧૦૭૦

વિલિઅમ કરડો રાજા હતો તથાપિ તેણે ન્યાયપૂર્વક રાજ્ય ચલાવ્યું પોતાના લાભને અર્થે માત્ર બે બાબતમાં તેણે અન્યાય કર્યો. એકતો પોતાને શિકાર કરવાને તેણે હમ્પશાયરમાં ૯૦૦૦૦ એકરથી વધારે ભોંય ઉજડ કરી નવું જંગલ બનાવ્યું, અને હુકમ કર્યો કે એ જંગલમા જે કોઈ માણસ હરણનો શિકાર કરશે, તેની આંખો ફોડી નાંખવામાં આવશે; અને બીજું વિન્ચેસ્ટરમાં પુષ્કળ દ્રવ્યનો સંચય કર્યો હતો તેમાં વધારો કરવાને કરવેરા નાંખી પ્રજાપર જુલમ કર્યો. પાપ કબૂલ કરનાર એડ્વર્ડ રાજાએ ડેનગેલ્ડ કર કહાડી નાંખ્યો હતો, તે એણે પાછો લેવા માંડ્યો.

નવું જંગલ.

ઇંગ્લાંડની જમીનના કેવા વિભાગ કરવામાં આવ્યા છે, અને કેટલીમાં શી નીપજ થાયછે, તથા દરેક માણસે કેટલો કર આપવો જોઈએ તે જાણવાને તેણે તમામ ભૂમિની માપણી કરાવી તેથી લોકો તેનાપર ગુસ્સે થયા. તથાપિ ખરું જોઈએતો એ કામ

તેણે ઠીક કર્યું એ માજણીના પરિણામ ડૂમ્સડેબૂક નામે એક ચોપડામા નોંધાવ્યા **નાર્મન** લોકને હાથ કેટલી જમીન ગઈ, તે એ ચોપડાપરથી જાણવામા આવેછે વળી એપરથી માલૂમ પડેછે કે એ

ડૂમ્સડે બુક ૧૦૮૬

મમે ઇંગ્લાંડમા વીસ લાખથી વધારે માણસો વસતા નહોતા, અર્થાત્ એકલા **લંડન** શહેરમા હમણા જેટલી વસ્તી છે, તેના અર્ધથી ઓછા હતા તેમજ ઘણા જમાના લગી વસ્તીમા વધારો થયો નહોતો **વિલિઅમની** પછીના બે રાજાના અમલમા પુષ્કળ **ફ્લેમિંગ** લોકો તથા વેપારીઓ રૂઆંગ તથા કાનથી ઇંગ્લાંડ આવીને રહ્યા અને **યાહુદી** લોકે ઇંગ્લાંડમા વેપાર કરવા માંડ્યા **યાહુદીઓ** રાજાના રક્ષણ નીચે શહેરોના જે જુદા લતામા વશ્યા તેઓના નામ **યાહુદીવાડ** પડ્યા એમ છતાપણ વસ્તીની સંખ્યામા વધારો થયો નહિ તેપરથી જણાય છે કે **નાર્મન** જીત પછીના વિપત્તિના સમયમા જે યુદ્ધો થયા અને દુકાળ પડ્યા તેઓ થકી પુષ્કળ માણસો મરણ પામ્યા હશે

**વિલિઅમને** પોતાના અમલમા છેવટના ભાગમા ઘણી પીડા ભોગવવી પડી તેના સૌથી વડા પુત્ર રાબર્ટે ૧૦૭૮ મા તેની સામે **નાર્મંડીમા** બંડ કર્યું, અને પોતાના બાપને ઓળખ્યો ન હોતતો લડાઈમા તેને પૂરોજ કરત તેના સાવકા ભાઈ બિશપ ઓડોએ બાપનો જોડે મળી જઈ તેની સામે તરકટ રચ્યુ તેથી તેને કેદખાને નાખવો પડ્યો, અને છેવટે સને ૧૦૮૭ મા **ફ્રાન્સના** ફિલિપ

વિલિઅમના અંક અને મૃત્યુ તા ૯ મી સપ્ટે મ્બર ૧૦૮૭

તારીખે તે મરણ પામ્યો, અને તેને કાનમાં દાટ્યો. એને ચાર કુમાર હતા–તેમના નામ-રાબર્ટ, રિચર્ડ, વિલિયમ અને હેન્રી. રિચર્ડ નાનપણમાં મરી ગયો, રાબર્ટને નાર્મંડી અને મેઈન પ્રાંત મળ્યા. હેન્રીને તેણે પાંચ હજાર પૌંડ આપ્યા. રાબર્ટ એગ્રલોતો માથાનો ફરેલ અને નબળો છે કે તેનાથી રાજ્ય ચલાવી શકાશે નહિ, એવું તે જાણતો હતો, તેથી તેણે લાન્ફ્રાન્કને કાગળ લખ્યો કે વિલિયમને ગાદી આપવી અને એ કાગળ વિલિયમને આપી તેના કને તેને તાબુડનોબ મોકલ્યો.

**વિલિયમ રૂફસ એટલે રક્તવર્ણ રાજા, ઈ. સ. ૧૦૮૭—૧૧૦૦.**

જિતેતાનો ત્રીજો કુમાર બીજો વિલિયમ ઈંગ્લંડના રાજ્યાસનને બેમવાને પોતાના બાપની વીંટી લેઈને લાન્ફ્રાન્કની કને આવ્યો. એ જબરો અને વિકરાળ હતો. તેનો ચહેરો ગતો, વાળ પીળા, અને આંખો તીક્ષ્ણ અને માંજરી હતી. એ પોતાના બાપની આજ્ઞામાં

સ્વરૂપ અને લક્ષણ

રહેતો, અને તેના જેટલોજ બહાદુર હતો, પરંતુ એનામાં રાજ્ય ચલાવવાની આવડત નહોતી; કાયદાની અથવા ધર્મની એ દરકાર રાખતો નહિ અને સ્વચ્છંદ તથા દુર્વ્યસનમાં પોતાની જીંદગી ગુજારતો.

રખેને રાબર્ટ ગાદીનો દાવો કરે એ બીકથી લાન્ફ્રાન્કે વેસ્ટમિન્સ્ટરમાં સન ૧૦૮૭ના સપ્ટેમ્બરની ૨૬ મી તારીખે તાબડતોબ વિલિયમનો રાજ્યાભિષેક કર્યો. લાન્ફ્રાન્ક તેનો શિક્ષક હતો. પ્રજાને માટે સારા કાયદા બાંધવાનું તેણે તેની કનેથી વચન લીધું, અને બે વર્ષ કેડે સન ૧૦૮૯ માં લાન્ફ્રાન્કનું મરણ થયું ત્યાર લગી એ વચન તેણે પાળ્યું. પરંતુ બારનો નારાજ હતા.

બારનોનો દંગો ૧૦૮૮.

તેમની મરજી નબળા અને સુશીલ રાબર્ટને ગાદીએ બેસાડવાની હતી. ત્રણ મહીના ન ગયા એટલામાં તેમણે દંગો કર્યો, અને ફિતુરી બિશપ ઓડોની સરદારી નીચે પોતાના કિલ્લા મજબૂત કર્યા, દેશ વેરાન

કર્યો, અને રાજાએ ઉધરાવેલા કરવેરા અને દડના નાણા લુટી લીવા રાજા બારનોથી આપણુ રક્ષણ કરશે એવુ ઇગ્રેજો માનતા હતા તેથી વિજયી વિલિઅમે તેમનાપર ડહાપણથી કેટલો સારો અમલ કર્યો તે આ વેળા તેમને જણાયુ મદદ કરી શકે એવા તમામ લોકોને ભેગા કરી મારો અમલ ચલાવવાનું, તથા જગલના ક્રૂર ધારા રદ કરવાનુ વિલિઅમે તેમને વચન આપ્યું, તેવારે પુષ્કળ લોકો તેને જઈ મળ્યા. બારનોનો પરાજય થયો એટલુજ નહી, પણ રાબર્ટે નાર્મંડીથી જે સિપાઈઓને નોકરોના સહિત મોકલ્યા હતા, તેમને પણ ઇગ્રેજોએ હાકી કહાડ્યા; અને ઇગ્રેજી લશ્કરે નાર્મન રાજાની કુમકે રહી નાર્મન લશ્કરને હરાવ્યું, એ આશ્ચર્યકારક દેખાવ પેવન્સામા જોવામા આવ્યો. નાર્મનો પહેલા વહેલા સને ૧૦૬૬ મા પેવન્સી બદરે ઉતર્યા હતા

ઇગ્રેજો નાર્મન રાજાને આશ્રય આપેછે

પરતુ વિલિઅમે પોતાના વચન વિસારી દીધા લાન્ફ્રાન્ક મરી ગયો, તેવારે તેની આર્ચબિશપની જગ્યા ચારથી વધારે વરસ લગી તેણે ખાલી રાખી અને તેને કોઈએ પૂછ્યુ નહીં. સને ૧૦૯૦ મા તેણે રાબર્ટ જોડે નાર્મંડીમા લડાઈ કરી, અને આપણામાંનો જે વધારે વરસ જીવે, તે નાર્મંડી અને ઇગ્લાંડ એઉનો ધણી થાય એવા કરારથી સનાહ કરી બન્ને ભાઈઓએ હેન્રી જોડે લડાઈ જોડી એ સમયમા પગારને પેટે સિપાઈઓને ખેતરો અને ઘર આપ્યા હતા અને રાજાની નોકરી બજાવવાને કામપરથી તેમને બોલાવતા તોપણ ઇગ્રેજ સિપાઈઓની કનેથી લશ્કરી નોકરી લીધી; અને ઇગ્રેજોનાં નાણા રોકડે હાથે ખરચ્યા વિલિઅમ બહાદુર સરદાર હોઈ પોતાના માણસો પર માયા રાખતો, અને દુશ્મનો જોડે ઉદારતાથી વર્તતો તેની નોકરી કરવાને દેશના તમામ ભાગોમાથી ઉમરાવો આવતા, તેમને તે ઈનામો આપતો, અને તેમનો સત્કાર

નાર્મન યુદ્ધોનુ ખર્ચ લોકોને માથે પડ્યુ

કરવામાં ઉડાઉ ખર્ચ કરતો. હું પ્રજાના પૈસા ખરચું છું, એવો ખ્યાલ તેના મનમાં આવતોજ નહિ.

કાયદાનો અમલ ન્યાયાધીશો કરતા તેઓમાંના મુખ્ય ન્યાયાધીશને વિજયી વિલિઅમના સમયમા પ્રથમ જસ્ટિશિઅર કહેતા, અને તેના હાથમા ઘણો અખત્યાર હતો. રાજા પરદેશ જતો તેવારે તેની વતી એ ન્યાયાધીશ અમલ ચલાવતો, અને તેને નામે આજ્ઞાપત્રો કહાડતો રાલ્ફ ફ્લામ્બર્ડ નામે એક અભણ અને અસભ્ય માણસને ૨ જા વિલિઅમે મુખ્ય ન્યાયાધીશ નીમ્યો ખજાનામાં પૈસા ઘટી જતા, તેવારે એ ન્યાયાધીશ લોકો પર હરેક પ્રકારનો જુલમ ગુજારતો, બિશપો અને મહાધિપતિઓ મરણ પામે તેવારે તેમની જગ્યાઓ વેચે અથવા ખાલી રાખે, અને તેના નાણા રાજાના ખજાનામા ભરે. અમીરો કનેથી ભારે કર લેતો હરેક વારસને પોતાની મિલકતનો વારસો મળે ત્યારે અથવા બાપ પોતાની છોકરી પરણાવવા રાજાની પરવાનગી માગે તેવારે તેની કનેથી ભારે દંડ લે; અને પ્રજાની કનેથી ગેરવાજબી કર વેગ ઉઘરાવતો, અને ખરેખરા ચોરો દંડ આપીને શિક્ષાથી બચી જતા આટલેથીજ જુલમ અટકતો નહિ. રાજાના હજુરીઆઓ જે જે

રાલ્ફફ્લામ્બર્ડ મુખ્ય ન્યાયાધીશ

તાના મનનું સમાધાન ગમ્યવાનું કારણ હતું. પણ જોતાં રાજાએ ઈંગ્લાંડના હિતને અર્થે બે વાનાં કર્યાં. જેઓએ વેલ્સમાં જમીન જીતી લીધી તેઓને તે જમીન તેણે સને ૧૦૯૦ માં

વેલ્સમાં જીત

આપી દીધી અને તે દેશપર પંડે બેવાર સવારી કરી. વિશેષે કરીને પેમ્બ્રોક અને કાર્ડિગન પરગણામાં ઘણીક નવી ભૂમિ જીતી લઈ કિલ્લા બાંધ્યા. સને ૧૦૯૨

કંબરલેંડ પરગણું ઈગ્લાંડ સાથે જોડીદીધું.

માં તેણે કમ્બરલાંડ પરગણું પણ સર કર્યું. એ પરગણું અત્યાર લગી સ્કાટલાંડનો ભાગ ગણાતું હતું. કાર્લાઈલમાં મોટો કિલ્લો બાંધી તેણે હામ્પશાયરમાંથી ખેડુતોને તેડાવી ત્યાં વસાવ્યા અને તેને ઈંગ્રેજ અર્લના તાબાનું પરગણું બનાવ્યુ. તેણે સ્કાટલાંડના ત્રીજા માલ્કમને હાથ તેનું રાજ્ય રહેવા દેઈ પોતાનું ઉપરીપણું સ્વીકરવાની પણ ફરજ પાડી.

હવે સને ૧૦૯૩ માં ભારે મંદવાડ આવ્યાથી વિલિઅમને પોતાનાં દુષ્ટ કર્મોનો તથા ગરીબોને લુટ્યા હતા તેનો પશ્ચાતાપ થયો, અને આન્સેલ્મ નામે બેકના અતિ સુશીલ અને વિદ્વાન આબટ (મહંત) ને તેણે કાન્ટર્બરીનો આર્ચ બિશપ નીમ્યો. એ ઓહ્દો સ્વીકારવાની આન્સેલ્મની ઘણી નાખુશી હતી. તેણે કહ્યું કે હુ અને

આન્સેલ્મ આર્ચબિશપ.

વિલિઅમ એકઠા રાજ્ય કરીએ, એ ગરીબ ઘેટાને હરાયા સાંઢની સાથે જોડ્યું હોય તેના જેવું છે. બિશપોએ ધર્માધ્યક્ષનો દંડ તેને પરાણે

એકલો રહી પોતાની દુષ્ટ ઇચ્છા મુજબ રાજ્ય ચલાવવા લાગ્યો. આન્સેલ્મ દુષ્કર્મોનો અટકાવ કરી શક્યો નહિ.

આ અરસામાં વિલિયમે રાબર્ટ જોડે ફરીને લડાઈ જોડી અને ફ્રેંચ રાજાએ રાબર્ટનો પક્ષ કર્યો માટે તેને ભારે લાંચ આપીને ફોડ્યો; અને જે ક્રુસેડમાં જવાને નાણાં જોઈતાં હતાં તે મેળવવાને માટે રાબર્ટે વિલિયમ જોડે સલાહ કરી તેને નાર્મંડી પ્રાંત સાનમાં આપ્યો, તે પેટે રાબર્ટને તેણે દશ હજાર માર્ક એટલે ૬૬૬૬ પૌંડ આપ્યા. એજ સમે એટલે સને ૧૦૯૬ માં એ પવિત્ર શહેર જીતી લેવાને તથા ખ્રિસ્તિ જાત્રાળુઓપર તુર્ક લોકો ઘણો જુલમ ગુજારતા હતા તેમને શિક્ષા કરવાને યુરોપના તમામ લોકો એકે પગે થઈ રહ્યા. ચોથા અર્બન નામે પોપે અપમાન પામેલા જાત્રાળુઓમાંના એક નામે પીટર સાધુને ઉશ્કેરીને પવિત્ર કબરની જાત્રાએ જનાર પ્રવાસીઓ પર પડતા ભારે દુઃખો વિષે તેની કને ભાષણો અપાવ્યાં, અને પોતાનાં પાપની ક્ષમા મેળવવાની ઇચ્છા રાખનાર સર્વ લોકોને પોતાના ડાબા

રાબર્ટ પહેલો ક્રુસેડ (ધર્મયુદ્ધ)માં જાયછે, ઈ સ ૧૦૯૬

માં શિકાર કરવા નહિ જવાની ચેતવણી આપી હતી તે છતાં સને ૧૧૦૦ ના આગષ્ટ મહીનાની ૨ જી તારીખે તે ત્યાં મૃગયા રમવા ગયો. અહિં, તે તેના સાથીઓથી છુટો પડયો, અને થોડી વાર કેડે તેની છાતીમાં તીર ભોંકાઈ મૂએલો પડેલો કેટલાક ગામડીઆએ જોયો કેટલાકનું ધારવું એમ હતું કે વાલટર ટિરેલ નામે એક ફ્રેંચ નાઈટે અકસ્માતથી તેની હત્યા કરી. પરતુ ટિરેલે સોગન ખાઈને કહ્યું કે મેં એને માર્યો નથી. અને તેણે ગુજારેલા જૂલમને લીધે જે ગરીબ લોકો તેનાપર ઘણા દાઝે બળતા હતા તેમાંના કોઈએ એના પ્રાણ લીધા, એ વધારે સભવિત છે. તેના શબને કોઈ ખેડુતના ગાડામાં નાખી વિન્ચેસ્ટર લઈ જઈ ધર્મની કાંઈ પણ ક્રિયા કર્યા વગર દાટયુ એનું કારણ એ કે "પાપથી વિમુક્ત થયા વિના" એ મૂઓ. એ વેળા તેનો ભાઈ હેન્રી શિકાર કરનારાની ટોળીમાં હતો રાબર્ટને રાજ્યાસનપર બેસાડવાની ગોઠવણ થતા પહેલાં ગાદી બથાવી પડવાને હેન્રીએ વિન્ચેસ્ટર ભણી ઘોડો દોડાવી મૂકયો. રાબર્ટ પવિત્ર નગરથી હજુ પાછો આવ્યો નહોતો.

વિલિઅમ રૂફસનુ મરણ, ઈ સ ૧૧૦૦

૧ લો હેન્રી, પંડિત, ઈ સ ૧૧૦૦-૧૧૩૫-પ્રજાને ભારે કરવેરા આપવા પડતા, તથા કઠણ સમય હતો તો પણ પાંત્રીસ વર્ષ પર્યંત એ દેશમાં સારા રાજાનો અમલ રહ્યો વિજેતાનો સૌથી નાનો કુમાર હેન્રી શાંત અને દુરંદેશી હતો. તેની આંખો પરથી તે વિચારવંત અને બુદ્ધિમાન જણાતો. તેને વિદ્યાપર પ્રેમ હતો, અને સ્વભાવે તે નિર્દય હતો, તથાપિ તેની બુદ્ધિ સારી હતી એને જણાવ્યું કે હું પ્રજાપર સારો અમલ ચલાવીશ તો રાજ્યાસન પર હું ટકી શકીશ જે દિવસે વિલિઅમનો ઘાત થયો તેજ દિવસે એટલે ૨જી આગસ્ટે વિંચેસ્ટર જઈ તેણે સરકારી ખજાનો કબજે કર્યો, અને પછી સત્વર લંડન જઈ કેટલીક તકરાર થયા કેડે પોતાને

૧ લા હેન્રીનુ લક્ષણ

મહારાજા કહેવડાવ્યો, અને સને ૧૧૦૦ ના આગસ્ટ મહીનાની તા० ૫ મીને રવિવારે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. વિજેતાના કુમારોમા એકલો એજ ઇંગ્લાંડમા જનમ્યો હતો અને કેળવણી પામ્યો હતો, તેથી એ ગાદીએ આવ્યાથી લોકો રાજી થયા. વળી તેણે દુષ્ટ રાલ્ફ ફ્લામ્બર્ડને તાબડતોબ પકડેજ કરી ટાવર ગઢપર મોકલાવી દીધો, અને ભલા બિશપ આન્સેલ્મને પાછો બોલાવ્યો.

તેની સનદ

પછી તેણે "સનદ" એટલે કબૂલાતપત્ર લખી આપ્યું, તેમા નીચેની સરતો કરી —હું સારા ધારા ફરીને ચલાવીશ, અને લોકોને તથા ધર્મસમાજને ગેરવાજબી કરવેરાના બોજામાથી મુક્ત કરીશ, વિધવાઓ અને વારસદાર કન્યાઓપર તેમની મરજી વિરુદ્ધ પરણવાનો બળાત્કાર કરીશ નહી, અને લોકોને તેમની મરજી પ્રમાણે તેમની મિલ્કત વારસામા આપવા દઇશ. તેણે બારનોને જે હક્કો આપ્યા, તે તેઓએ પોતાના ઉપજમીનદારોને આપવા એવી તેમની પાસેથી કબૂલાત પણ લીધી.

ઇંગ્રેજી રાજકન્યા વેરે તે લગ્ન કરે છે

સ્કાટલાંડના રાજા માલ્કમની અને તેની પત્ની માર્ગારેટની દીકરી નામે એડિથ વેરે તેણે લગ્ન કર્યું, તેથી ઇંગ્રેજ લોકોનો તેનાપર વધારે પ્રેમ થયો. માર્ગારેટ રાણી પોહાગી એડમંડની પ્રપૌત્રી હો-

રાબર્ટ લશ્કર સહિત પોર્ટસમથ બંદરે ઉતર્યો, પરંતુ આન્સેલ્મે અને મોંફલાંડના રાબર્ટે બન્ને ભાઈઓ વચ્ચે સલાહ કરાવી, અને હેન્રીએ રાબર્ટને રૂપાના ચાર હજાર માર્કનું સાલિઆણું બાંધી આપ્યું, તેથી રાબર્ટ પાછો ગયો. તોપણ બીજા પાંચ વરસ લગી ઈંગ્લાંડ અને નોર્મંડીના બારનોએ લોકોને ઉશ્કેર્યા કીધા. શ્રુઝ-બરી અને આરંડેલના અર્લ નામે બેલસમના રાબર્ટે ભારે બંડ મ-ચાવ્યાથી તેને નોર્મંડીમાં દેશવટો દીધો. અહિં તેણે હેન્રીના તાબા-

ટેન્શેબ્રાઈનો સગ્રામ, ઈ સ ૧૧૦૬

ના સંસ્થાનોપર ફરીને હલ્લો કર્યો. એ નિર્દય અને દગાખોર હતો. ડ્યુક રાબર્ટે નાર્મંડીમાં એટલો તો નઠારે અમલ ચલાવ્યો કે તેના હળવે હળવે કડકા થઈ જવા માંડ્યા. પછી ઈ સ ૧૧૦૬ માં ઇંગ્રેજી સૈન્ય લઈ હેન્રી નાર્મંડી ગયો, અને ટેન્શેબ્રાઈના પ્રખ્યાત સં-

રાબર્ટને કેદ-ખાને નાખ્યો

ગ્રામમાં તેણે અભાગીને હરાવી રાબર્ટને ઈંગ્લાંડ આણ્યો. અહીં પોતાના ભવના બાકીનાં વરસ તેણે બંદીખાને કહાડ્યાં. એટલો બધો માથાફરેલ અને બેપરવા, તથાપિ ઉદાર અને મમતાળુ હોવા છતાં બાપડા રાબર્ટનાં જીવતરનો અંત એ રીતે આવ્યો. નાર્મનોને સ્વભૂમિમાં હરાવ્યાથી હેસ્ટિંગ્સના યુદ્ધમાં થયેલી હારથી લાગેલું કલંક ભુંસાઈ ગયું એવું ઇંગ્રેજોએ માન્યું, તેથી ટેન્શેબ્રાઈના સગ્રામમાં મળેલા જયનું તેમને અભિમાન આવ્યું.

હવે નાર્મંડી અને ઈંગ્લાંડ એ બન્નેપર પાછો એક રાજાનો અમલ થયો અને નાર્મન બારનો જોડે થયલો આ ઝગડો ઈંગ્લાંડને અતિ અગત્યનો હતો, કારણકે હેન્રીએ ઇંગ્રેજ સિપાઈ-ઓને ફ્રેન્ચ ઘોડેસ્વાર લશ્કર જોડે લડતાં શીખવ્યું એટલુંજ નહિ, પણ ફિતૂરી બારનોની ઈંગ્લાંડ માંહેલી જાગીરો ખુંચવી લઈ વફા-દાર રહે એવા ઓછા બળવાન માણસોને વહેંચી આપી. એથી ઇંગ્રેજ સિપાઇઓના મનમાંથી ફ્રેન્ચ ઘોડેસ્વાર લશ્કરનો ડર

જતો ગયો. આ નવા અમીરો ઘણીવાર પરગણાના શેરિફો થતા, અને તેઓ નામનો હતા, તથાપિ તેઓ અમલના અમીર વર્ગના નહોતા

નવો અમીર વ ઇંગ્લેન્ડ થાયછે

તથા તેમના તાબામા નાર્મંડીમા કાંઈ પણ જમીન નહોતી, તેથી તેઓએ ઈંગ્લાડને સ્વદેશ ગણી ઇંગ્રેજો સાથે લગ્નવ્યવહાર જારી કર્યો એથી કરીને જેમજેમ ઇંગ્રેજી ભાષા હરેક ન્યાયે વધારે વધારે વપરાવા માંડી, તેમ તેમ નાર્મન અને ઇંગ્રેજ વચ્ચેનો ભેદ ઘસાઈ જવા લાગ્યો – માત્ર દરબારમા એ ભાષા વપરાતી નહી કેટલાક વખત

ઇંગ્રેજી ભાષામાં ફ્રેંચ ભાષાના શબ્દો આવ્યા

લગી અમીરોની ભાષા ફ્રેન્ચ હતી એમ ઇંગ્રેજો જોડે નાર્મનોનો મળાપ થવાથી ઇંગ્રેજ લોકો જેમ વધારે સબળ જોષમ મેહનતુ, અને સભ્યતા વાળા થયા, તેમ અદ્‌ભુત કયા અથવા ફ્રેન્ચ શબ્દ દાખલ થવાથી ઇંગ્રેજી ભાષા પણ વધારે પ્રૌઢ અને વધારે સુંદર થઈ.

હેન્રીના અમલમા વાજબી ન્યાય મળવાથી એ બન્ને પ્રજા વળી વધારે નિકટ સબંધમા આવતી ગઈ સને ૧૧૦૭મા તેણે સાલ્સબરીના બિશપ રોજરને પોતાનો જસ્ટિશિઅર નીમ્યો આ પ્રખ્યાત ન્યાયા-

સાલ્સબરીનો રાજ જસ્ટિશિ અર નીમ્યો

ધીશે રાજ્યના કાયદા અને જમાબંદીની ઉત્તમ વ્યવસ્થા કરી તેણે પરગણામા પંચાયત પાછી ભરવા દીધી રાજાની કચેરીમા જમીનનું મહેસૂલ કરવેરા, અને દંડનું ભરણું કરવાને દરવરસે શેરિફો આવતા એ ભરણાના ખુલાસા તેમને લાકડાની નાની ચીપો મળતી એ ચીપોને ટેલ (ટાલ્લી) કહેતા એ શબ્દ ફ્રેન્ચ ભાષામા ટેલેર એટલે કાપવું અર્થનો શબ્દ છે તે ઉપરથી નીકળ્યો છે ભરણું દર્શાવવાને એ ચીપોની બન્ને બાજુએ એક સરખી ખાચ પાડેલી હતી, અને તેઓને વચમાથી ભાગી અડધી કચેરીમા રાખતા,

જમાબંદીની કચેરી

અને અડધી શેરિફને આપતા જે ટેબલ ઉપર દામ ગણી લેતા તેપર શેતરંજના જેવું ગગળેગી લૂગડું પાથરતા રાજાનો કેટલોક હિસાબ મેળવ્યા

કુડે એ લુગડાપર રકમોની સામે હિસાબ ગણવાના લાકડાના કે લોઢાના કડકાવની લીટા કરતા એપરથી એ શરાફી દુકાનનું નામ "જમાબંદીની કચેરી" પડ્યું. શેરિફોને હાથે હરકોઈને અન્યાય થતો, તો તેની ફર્યાદ રાજાની કચેરીના ન્યાયાધીશો અથવા અમલદાર આગળ થઈ શકતી. એ અધિકારીઓ કરવેરા ઠરાવવાને તથા તકરારોના તપાસ કરવાને દરવર્ષે ગામોમાં ફરવા નીકળતા.

શહેરો અને ગામો

૧ લા હેન્રીએ નાણું લઈ શેહેરોના લોકોને પુષ્કળ નવા હક્ક આપ્યા અને લંડન શહેરને પોતાનો શેરિફ અને જસ્ટિશિઅર નીમવાનો હક્ક આપી વિશેષ પટો કરી આપ્યો. એ નગરમાં વસનારા લોકોનો ઈનસાફ શહેરના કોટની બહાર થઈ શકતો નહિ; તેમને ડેનગેલ્ડ કર આપવો પડતો નહિ, તેમની વેપારની જણસોપર દાણ લેવાતું નહિ; અને દેશના કેટલાક ભાગોમાં બારનોએ દિવ્યથી ઈનસાફ કરવાની રીતને ઠામે દ્વંદ્વયુદ્ધથી ઈનસાફ કરવાની રીત દાખલ કરી હતી, તે તેમને લાગુ પાડી શકાતી નહિ. ગામડાના લોકો પણ ઘણા સુખી હતા કેમકે જંગલના ધારા હજીએ બહુ સખ્ત હોવા છતાં લૂટારાઓને અને ચોરોને ગરદન મારવામાં આવતા, અને દુષ્કર્મો કરનારાને ભારે શિક્ષા થતી. સાક્સન લોકોના કાળક્રમ વૃત્તાંતમાં લખ્યું છે કે "હેન્રી ભલો રાજા હતો, અને લોકોને તેનો ઘણો ધાક હતો; એના સમયમાં કોઈપણ માણસથી બીજાનું ભુંડું કરવાની હામ ચાલતી નહિ."

ફ્લેમિંગ અને સિસ્ટર્શી લોકો

સારા કાયદા હોવાથી ઈંગ્લાંડમાં શાંતિના હુનર વધવા માંડ્યા. આ અમલમા બે આશ્ચર્યકારક મસ્થાનો વસ્યાં. સને ૧૧૦૫ માં હેન્રીએ પેમ્બ્રોક રાજ્યમા ફ્લેમિંગ લોકનું સસ્થાન વસાવ્યું. સ્વદેશમા રેલ આવ્યાથી તેઓ અહિં નાશી આવ્યા હતા. એ લોકો અદ્યાપિ એ પરગણામાં રહે છે. સને ૧૧૨૮ મા સિસ્ટર્શી સાધુઓએ

ઈગ્લાંડના અતિ ઉજડ ભાગોમાં, સરે પરગણાના વેવર્લી ગામમાં, અને પછી ઉત્તરે અને પશ્ચિમે વસ્તી કરવા માંડી. એ સાધુઓ સખ્ત નિયમો પાળનારા, અને ઉદ્યોગી હતા, અને તેમણે રૂઆંગની, યડમા સીટો ગામમાં પ્રથમ આશ્રમ સ્થાપ્યો હતો. સિસ્ટર્શી સાધુઓએ ઘેટાં ઉછેર્યાં, અને પડતર જમીનોમાં ખેડાણ કર્યું અને ફ્લેમિંગ લોકોએ ઊન વણવાનો હુનર આણ્યો, તેથી એ બન્ને સંસ્થાન દેશને ઉપયોગી થઈ પડ્યાં.

હેન્રીના અમલનાં બીજાં બે કૃત્ય પછીનાં રાજ્યોમાં મહત્વનાં થઈ પડ્યાં, તેથી તેઓ વિષે અહીં કહેવું જોઈએ. આર્ચ બિશપ આન્સેલ્મ જોડે ઘણો વિવાદ કર્યો કેડે હેન્રીએ દેવળોના પાદરીઓને પોતપોતાના બિશપો પસંદ કરીને નીમવાની રજા આપવાની કબુલાત આપી, તેથી જેમ વિલિઅમ રૂફસ બિશપોની જગ્યાઓ ખાલી રાખતો તેમ એનાથી ખાલી રાખી શકાઈ નહિ પરંતુ બિશપોને રાજાની કચેરીમાં પસંદ કરીને નીમવા પડતા, અને પોતાને મળેલી જમીનને પેટે બિશપોએ રાજાનું ઉપરીપણું સ્વીકાર્યું. હેન્રીએ ઇગ્લાંડમાં વકીલ મોકલવાની પણ પોપને પરવાનગી આપી. એથી કરીને પોપના હાથમાં એક પ્રકારનો અધિકાર આવ્યાથી પછીના સમયમાં પીડા ઉભી થઈ.

બિશપોને પુટી કાહાડવાની સત્તા અને પોપનો વકીલ

આ વેળા દેશમાં સલાહ શાંતિ હતી, તેવામાં હેન્રી ભારે શોકમાં આવી પડ્યો. નાર્મંડીમા ત્રણ વરસ લગી બારનોના સાથે લડી તે પાછો આવ્યો, તે વારે તેનો એકનો એક કુંવર વિલિઅમ વ્હાઈટ શિપ નામે વહાણમાં બેઠો હતો, તે વહાણ ખડક સાથે અથડાઈને ભાંગી મધ્રળા ઉતારૂઓ સહિત ડૂબી ગયું, તેમાં તે ડૂબી મુઓ. કહેછે કે એ પછી રાજા ફરીને હશ્યોજ નથી. જો તે ડાહ્યો અને ઉદાર હોત તો ડયુક રાબર્ટનો કુંવર નાર્મંડીનો તરૂણ વિલિઅમ

હેન્રીનો એકનો એક કુંવર ડૂબી મુઓ, ઈ સ ૧૧૨૦

ભલો અને પ્રમાણિક તથા ગાદીનો છેક થડમાંનો વારસ હતો, તેથી તેને પોતાનો વારસ ઠરાવત. પરતુ પોતાના કુટુંબમાં ગાદી રાખવાની તજવીજ હેનરીએ કરી. તેણે પોતાની કુંવરી અને જર્મનીના કેસરની વિધવા માટિલડાને આનૂજુના કોંટ જેફ્રી વેરે પરણાવી માત્ર એ કોંટનીજ દુશ્મનાવટનુ ભય તેને લાગતુ. પછી તેણે ઇંગ્રેજ બારનોને સોગન ખવડાવવી કબૂલ કરાવ્યું કે અમે એ કુંવરીને અને તેની પછી તેના બાળ કુંવરને ગાદીએ બેસાડીશું. પોતાનાપર સ્ત્રી રાજ્ય ચલાવે એ, આ ફિતુરી બારનોને ગમતુ નહોતું, તેથી નાર્મંડીનો તરણ વિલિઆમ લડાઈમાં હણાયા પછીએ તેમણે ઘણીજ નાખુશીથી ઉપલા સોગન ખાધા. હેન્રીની આશા બર આવવાનો ઘણો ઓછો સંભવ જણાયો; અને જેટલો જણાયો તેના કરતાં વધારે ઓછો થયો. મને ૧૧૩૪ ના ફેબ્રુઆરી માસની ૩જી તારીએ રાબર્ટ કેદખાનામાં મરી ગયો; અને લાંપ્રે નામે એક જાતની માછલી ખાધાથી હેન્રીને તાવ આવ્યો, તેથી તેણે સને ૧૧૩૫ ના ડિસેમ્બર મહીનાની ૧ લી તારીએ નાર્મંડી માંહેલા પોતાના મૃગયાગૃહમાં દેહ છોડ્યો. એના શબને ઇંગ્લાંડ આણી રીડિંગના દેવળમાં દાટ્યું; પરંતુ તેને આણતાં પહેલાંજ ઇંગ્લાંડના રાજ્યાસનપર બીજો રાજા ચઢી બેઠો.

માટિલડાને અને તેના કુંવરને ગાદી આપવાના હેન્રી બારનોને સોગન ખવડાવે છે

## प्रकरण ६ ठ्ठुं.

## स्टीफनना अमलमां ओगणीस वर्ष लगी अंधेर.

सने ११३५—११५४.

હવે પછીનાં ઓગણીસ વરસ લગી ઈંગ્લાંડના લોકોને જેવાં દુઃખ, ખુનરેજી, અને નિર્દયપણું ભોગવવું પડ્યું, તેવું તેમને પહેલાં કદી ભોગવવું પડ્યું ન હોતું, અને ફરીને ભોગવવાનો વારો ન આવિતો સારૂ. મામાનો દેહ પડતાંવારને બ્લોઈનો સ્ટીફન સત્વર ઈંગ્લાંડ દોડી આવ્યો. એ વિજયી વિલિઅમની પુત્રી આડીલાનો કુમાર હતો. બ્લાવાના એક કોંટ જોડે આડીલાનું લગ્ન થયું હતું (માં પાનામાં આપેલી વંશાવળી જુઓ). સ્ટીફન અને માટીલ્ડાનો બાળ કુંવર હેન્રી માત્ર પુરૂષ

સ્ટીફનનાહક્ક

વારસોમાં ગાદીના હક્કદાર વારસો હતા. કારણ કે સ્ટીફન, વિજયી વિલિઅમનો પૌત્ર અને હેન્રી પ્રપૌત્ર હતો. સ્ટીફન લોકપ્રિય, બહાદુર, અને ઉદાર હોઈ ૧ લા હેન્રીનો બહુ માનીતો હતો; પરંતુ તે ઉદ્ધત, અસ્થિર મનનો, અને રાજ્ય ચલાવવાને છેકજ નાલાયક હતો લંડનના લોકોએ તેને વધાવી લીધો, તેનું કારણ એ કે તેમને રાણી જોઈતી નહોતી, અને સાલિસ્બરીના બિશપ રોજરે તથા સ્ટીફનના ભાઈ વિન્ચેસ્ટરના બિશપ હેન્રીએ તેનો પક્ષ કર્યો. અને ૧૧૩૫ ના શિયાળામાં એટલે ડિસેંબર મહીનાની ૨૬ મી તારીખે તેને ગાદીએ બેસાડી તેનો રાજ્યાભિષેક કર્યો. સારીરીતે રાજ્ય ચલાવવાનું તથા બારનોના ટંટા બેસાડી દેવાનું તેણે વચન આપ્યું.

પરંતુ પોતાથી બની ન શકે તે કામ કરવાનું તેણે વચન આપ્યું હતું. હેન્રીના જેવા જબરા રાજાનો દાબ હવે જતો રહ્યાથી ઉધાડેછોક

બારનોએ બડ મચાવ્યું, ને પોતાના કિલ્લા મજબુત કર્યા, કેટલાકે માટિલ્ડાને સહાય કરવાના સોગન લીધા હતા તેમણે તેનો પક્ષ કર્યો, અને કેટલાકે પોતાના મુકટધારી રાજા સ્ટીફનનો પક્ષ કર્યો, પરતુ અરૂ જોતા તેમણે દેશ વેરાન કરી તે બથાવી પડવાનીજ માત્ર કાળજી ગખી સ્કાટલાંડનો રાજા ડેવિડ માટિલ્ડાનો મામો થતો હતો, તેણે તેનો પક્ષ કરી લઢાઈ કરી, પરતુ યોર્કશાયર પરગણામાના કોટન મૂર નામે સ્થળમા "સ્ટાન્ડર્ડ (પતાકા) ના પ્રખ્યાત યુદ્ધમા' તેનો પરાજય થયો એ યુદ્ધનુ એ નામ પાડવાનુ કારણ એ છે કે ઇગ્રેજોએ પોતાની ધજા દાખલ વહાણના ડોળપર દેવને અર્પણ કરેલી રોટલી લટકાવી હતી

સ્ટાડર્ડ (પતાકા)નું યુદ્ધ સને ૧૧૩૮

પછી સને ૧૧૩૮ મા સ્ટીફને ઘણીજ મૂર્ખાઈનુ કામ કર્યું બારનો વધારે વધારે હુલ્લડ મચાવતા ગયા તેથી બિશપોને પોતાની મિલ્કતની સલામતીનું ભય લાગ્યુ, અને તેમણે પોતાના કિલ્લા મજબૂત કરવા માડ્યા રએને તેઓ મને દગો દઈ માટિલ્ડાને મળી જશે, એ બીકથી સ્ટીફને તેઓમાના કેટલાકને કેદ કર્યા, અને બીજાઓની જોડે રોજર જસ્ટિશિઅર તેનો જીવજાન મિત્ર હતો તેને, રોજરનો છોકરો ચાન્સલર હતો તેને, અને તેનો ભત્રિજો ઈલાઈનો બિશપ ખજાનચી હતો તેને પરહેજ કર્યા. તેણે રોજરને પગે બેડીઓ ઘાલી ધમકી આપી કે બારનો પોતાના કિલ્લા મને સ્વાધીન નહિ કરે તો હું તારા છોકરાને ફાસીએ લટકાવીશ બિશપ રોજરે નિરાશ થઈ નોકરી છોડી, અને સ્ટીફને પોતાના અતિ ઉપયોગી મિત્રો ગુમાવ્યા એ વખતથી છેક અધાધુંદી અને અવ્યવસ્થા થઈ ગઈ

જસ્ટિશિઅરને અને ચાન્સેલરને સ્ટીફન પરહેજ કરછે

માટિલ્ડાના સાવકા ભાઈ ગ્લાસ્ટરના અર્લ રાબર્ટ તથા

ઉત્તર અને પશ્ચિમના બારનોએ તેની તરફથી હથિઆર ઝાલ્યાં, અને પૂર્વ તથા દક્ષિણના બારનો સ્ટીફનનો પક્ષ કરી લડ્યા.

માટિલ્ડા ઈંગ્લાંડમાં ઉતરે છે સન ૧૧૩૯

સને ૧૧૩૯ માં માટિલ્ડા પોર્ટસમથને કાઠે ઉતરી અને પ્રકૃતિક્ષોભનો આરંભ થયો. એક પછી એક લડાઈઓ થઈ તે સર્વેનું વર્ણન અહીં થઈ શકે તેમ નથી, કારણકે દેશના કોઈ ને કોઈ ભાગમાં લડાઈ ચાલી ન હોય એવું આઠ વરસમાં એકે અઠવાડીયું ગયું ન હોતું. એક વેળા સ્ટીફનને લિન્કન કાસ્ટલમાં કેદ કર્યો હતો. માટિલ્ડા લંડનમાં પેઠી, અને સને ૧૧૪૧ માં રાણી તરીકે તેની આણ ફરી; પરંતુ તે એટલીતો કરડી અને મગરૂર જણાઈ કે લોકો તેની સામે થયા અને તેનો રાજ્યાભિષેક થયો નહિ. પછી સ્ટીફનની બહાદુર રાણી મુલોનની માટિલ્ડાએ વિન્ચેસ્ટરને ઘેરો ઘાલવાને એક હજાર બખતરી સિપાઈઓ મોકલવાની લંડનના લોકોને ઉશ્કેરણી કરી. તે શહેરને ઘેરો ઘાલી તેઓએ ગ્લાસ્ટરના અર્લને કેદ પકડ્યો, અને તેની અને સ્ટીફનની અદલાબદલી કરી. ફરીને છૂટા થવાથી સ્ટીફને પછી સને ૧૧૪૨ મા આક્સફર્ડ કિલ્લામાં માટિલ્ડાને ઘેરી લીધી, અને તે એવીતો સપડાઈ ગઈ કે ધોળો ઝભ્ભો પહેરી ઊંડા

માટિલ્ડા ઈંગ્લાંડ છોડીને નાશી જાયછે. સને ૧૧૪૭

બરફપર થઈને તેને રતોવઈ નાશી જવું પડ્યું. ઘણી ઝપાઝપીઓ થયા કેડે છેવટે થાકીને તે સને ૧૧૪૭ માં ઇંગ્લાંડ છોડીને જતી રહી, અને એજ સમયના અરસામાં અર્લ રાબર્ટ મરી ગયો.

તથાપિ બારનો પરસ્પર લડ્યાં કરતા હતા, તેથી દેશમાં સલાહ શાંતિ ન હોતી. પ્રત્યેક કિલ્લાનું જુદું રાજ્ય બની તેનો ધણી પોતાના સિક્કા પાડતો, પોતાના કાયદા બાંધતો, અને આસપાસનો દેશ વેરાન કરતો. નાર્મન લોકના કાળક્રમવૃત્તાંતમાં લખેછે કે "તેઓએ દેશના કંગાળ લોકોપર નિર્દયપણે જુલમ ગુજારી

લોકોપર પડેલા સંકટો

તેમની કને કિલ્લા ચણાવ્યા, અને કિલ્લા બંધાઈ રહ્યા કેડે તેઓમાં ઘાતકી અને દુષ્ટ માણસોને રાખ્યા. પછી જે મજૂરીઆત સ્ત્રીપુરૂષોનીકને કાંઈ મિલ્કત છે, એવું તેમણે ધાર્યું, તેઓને દહાડે અને રાત્રે પકડીને પૈસા કઢાવવા સ રૂ કેદમા નાંખ્યા, અને ટીખી રીખીને વર્ણન ન થઈ શકે એવા માર માર્યો ..તેઓએ હજારો લોકોને ભૂખે મારી નાખ્યા. આ દેશમાંહેલા કંગાળ લોકોને જે માર મારેલો અને દુ ખ દીધેલું તે સર્વનું વાર્ણન મારાથી કરી શકાતું નથી. ઓગણીસ શિયાળા લગી સ્ટીફન ગાદીપર રહ્યો તેટલી મુદતમાં એ પ્રમાણે ચાલ્યું, અને દિવસે દિવસે વધારે દુર્દશા થતી ગઈ ..પછી અનાજ, માંસ, પનીર, અને માંખણ દેશમાં ન હોવાથી મોઘાં થતાં ગયાં...થોડા સમય કેડે દેવળો તથા કબરસ્તાનોને ન છોડતાં તેમાંની તમામ મિલ્કત લૂટી લઈ તેઓએ દેવળોને અને સર્વને ફૂંકી મૂક્યાં......આવાં દુષ્કર્મોથી બધો દેશ ઉજડ થઈ જવાથી જમીનમાં ધાન્ય પાક્યુ નહિ, અને લોકો છચોક કહેતા કે ઈસુખ્રિસ્ત અને તેના સંતો ઊંઘેછે."

ધર્મનું પુનર્જીવન

ખરા ભાવની ભક્તિનો જૂનો જુસ્સો પરદેશી પાદરીઓના વખતમાં લાંબો સમય થયાં દબાઈ ગયો હતો તે મૃત્યુ અને આપત્તિથી લોકો બહુ હેરાન થવાથી પાછો જાગૃત થયો. શહેરોમાં અને ગામડાંમાં લોકો ભેગા મળીને પ્રાર્થના કરવા લાગ્યા. સાધુઓનાં ટોળાં જંગલમાં એકઠાં થવા માંડ્યાં, તથા સખ્ત રહેણી રાખનાર સિસ્ટર્શી સાધુઓ જંગલોમાં અને અરણ્યોમાં પ્રસરી જવાથી અમીરો અને ભેદુઓ ખુશી થઈ તેમનું સન્માન કરવા લાગ્યા. બારનો વધારે નિર્દય થતા ગયા તેમ તેમ લોકોમાં વધારે ઉત્સુકતા આવતી ગઈ, અને છેવટે દુ:ખમાંથી તેમનો છૂટકારો થયો.

સને ૧૧૫૦ મા રોમમા નવો પોપ નીમાયો તેણે કાન્ટરબરીના આર્ચ બિશપ થીઓબાલ્ડને પોતાનો વકીલ ઠરાવ્યો થીઓ-બાલ્ડ ઘણો નીતિમાન હતો તેણે પોતાની નવી સત્તાનો ઉપયોગ કરી સ્ટીફનને સમજાવી તેની કને કબુલાત લીધી કે મારી પાછળ માટિલ્ડાનો કુમાર ગાદીપતી થાય એ વેળા હેન્રીની ઉમ્મર વીસ વરસની હતી એજ સમયે સ્ટીફનનો કુમાર યુસ્ટેસ મરી ગયો અને તરણ હેન્રી ઈંગ્લાંડમા ઉતર્યો, એટલે સ્વસ્થતા થવાની આશાથી લશ્કર ઝઝ તેને જઈ મળ્યુ નમતી દોરી મૂકવા ની જરૂર જણાયાથી સ્ટીફને સને ૧૧૫૩ મા વાલિંગફર્ડમા તહનામુ થયુ, તેની રૂઈએ હેન્રીને ગાદીનો વારસ માન્ય કર્યો

વાલિંગફર્ડનું તહનામુ ઈ સ ૧૧૫૩ પછી સલાહ શાંતિને ચાહનારા લોકો બડખોરોને દબાવી દેવામા સામિલ થનાથી પ્રજાને પાછો ન્યાય મળવા માંડ્યો વળી સ્ટીફન મરણની પથારીમા હતો સને ૧૧૫૪ના અક્ટોબર માસની ૨૫મી તારીખે તે મરી ગયો, અને હેન્રીને ગાદપાર મળ્યુ એજ વરસમા જૂનો એંગ્લો સેક્સન કાળક્રમવૃત્તાંત લખાતો બંધ થયો તેમા છેલ્લી નોંધ પીટરબરોના દેવળમા કરવામા આવી હતી

# प्रकरण ७ मुं.

## हेन्री प्लान्टाजनेट अने तेना पुत्रो.

(આંજેવિન રાજાઓ.)

૨જો હેન્રી. ૧૧૫૪—૧૧૮૯

રિચર્ડ, ૧૧૮૯–૧૧૯૯ | જોન, ૧૧૯૯–૧૨૧૫

સ્ટીફન મરણ પામ્યો, તેવારે તરુણ હેન્રી પરદેશ હતો, પરંતુ તેના આવતાં લગી આર્ચબિશપ થીઓબાલ્ડે સારો બંદોબસ્ત રાખ્યો, અને સને ૧૧૫૪ ના ડિસેંબર માસની ૧૯ મી તારીખે એકવીસ વર્ષની ઉમરે તેનો અને તેની રાણીનો વેસ્ટમિન્સ્ટરમાં રાજ્યાભિષેક થયો. તેણે એક પટો પ્રસિદ્ધ કર્યો. સકળ ઇંગ્લાંડ કરતાં ફ્રાન્સ માહેલાં તેના સંસ્થાનો વધારે મોટાં હતાં. અને તેણે પોતાનાં પાત્રીસ વર્ષના અમલમાંનાં અગઢ એટલે અર્ધ કરતાં વધારે વર્ષ પરદેશમાં ગાળ્યાં હતાં, તોપણ તે સર્વોત્કૃષ્ટ ઇંગ્રેજ રાજાઓમાંનો એક રાજા હતો.

નવા વંશના રાજાઓને હાથ ઇંગ્લાંડનું રાજ્ય આવ્યું, તેઓમાં એ સૌથી પહેલો હતો. એ રાજાઓને કેટલાક લોકો પ્લાન્ટાજનેટ કહેછે, અને કેટલાક આંજેવિન રાજાઓ એટલે આંજુના કૌંટોના વંશજો કહેછે. પ્લાન્ટાજનેટ કહેવાનું કારણ એ કે હેન્રીનો બાપ આંજુનો જેફ્રી પોતાના ચિન્હ દાખલ ખજૂરીની ડાળી (પ્લાન્ટાજનિસ્ટા) રાખતો. પ્લાન્ટાજનેટ નામ મને ઉત્તમ લાગેછે, કારણ કે એ માત્ર

૨જો હેન્રી, ૧૧૫૪—૧૧૮૯.

ચિન્હ છે, પરંતુ બીજા નામપરથી તો જાણે ઇંગ્લાંડપર પરદેશી રાજાઓ અમલ કરવા આવેલા હોય એમ જણાયછે. એથી ઉલટું હેન્રીનો ઇંગ્લાંડની

જીતપછી થયેલા રાજાઓમાં **પશ્ચિમ સાકસન** વંશનો પહેલો રાજા હતો, કારણ કે તે આંજુના કૌંટનો પુત્ર હતો, તોપણ તેની મા વિજયી **વિલિઅમ**ની પૌત્રી, અને લોહાંગી એડ્મંડની વૃદ્ધ પ્રપૌત્રી હોવાથી **નાર્મન** અને **સાકસન** એ બંને વંશની હતી. વળી **હેન્રી**ના વંશજો થોડા સમય પછી આંજુના કૌંટ કહેવાતા બંધ પડ્યા તે વિષે આગળ આપણા વાંચવામાં આવશે.

તથાપિ હેન્રીએ પંડે વિશાળ મુલકપર અમલ કર્યો. તેનામાં **ફ્રેન્ચ**ની તામસી પ્રકૃતિનો ઘણો અંશ હતો. તેને તેના બાપનીતરફથી **આંજુ** અને **ટુરેન** પ્રાંતો, અને માની તથા વડવાની (માના બાપની) તરફથી **ઍંજિન, નાર્મંડી** અને **ઇંગ્લાંડ**

તાબાના સંસ્થાનો અને લગ્ન.

વારસામાં મળ્યા; અને પોતાના પુત્ર **જીફ્રી**ની માર્ફત **બ્રિટની**પર તેણે અમલ ચલાવ્યો. બ્રિટનીની વારસ **કોન્સ્ટન્સ**વેરે **જીફ્રી** પરણ્યો હતો. વળી **હેન્રી**એ **એલીનોર** જોડે લગ્ન કર્યું, તેથી તેને **પ્વાટુ, આકિવટેન** અને **ગાસ્કની** પ્રાંતો પહેરામણીમાં મળ્યા. **એલીનોર**ને **ફ્રાંસ**ના ૭મા લુઈએ તલ્લાક આપ્યા કેડે માત્ર થોડાંજ અઠવાડીઆંમા **હેન્રી** તેની જોડે પરણ્યો. એ સ્ત્રી તેના કરતાં વયે મોટી હતી.

**હેન્રી** જબરો અને બાંધી દડીનો હતો. તેના વાળ ટુંકા અને રાતા, અને આંખો ભૂખરી અને આગળ પડતી હતી. તે એટલોતો ચંચળ હતો કે ભોજનને માટે બેસતો તે સિવાય બેસતો નહિ, અને

દેખાવ અને લક્ષણ.

હરકોઈ બીજે પ્રસંગે તે કયાં દીઠામાં આવશે તેની ખબર તેની પ્રજાને પડતી નહિ, તેથી તેનાપર હમેશા તેનો દાબ રહેતો. તે સારો કેળવાયલો, વ્યવહારમાં કુશળ, અને રાજકાર્યમાં નિપુણ હતો, પરંતુ સ્વભાવે તામસી હતો, તેથી તેને તામસ ચડતો તેવારે તેનું શાણપણ બધું ઢંકાઈ જતું. તે પોતાનાં સંતાનોપર ઘણું હેત રાખતો, તે છતાં તેઓ તેની જોડે

માડી વર્તણુક ચલાવતા, પરતુ તે પોતાની પત્ની જોડે માયાળુપણે અને સાચા પ્રેમથી વર્ત્યો નહિ, તેથી તેને ઘણા સકટો ભોગવવા પડયા

ઇગ્રેજ લોકોને દૃઢ મનના અને ન્યાયી રાજાથી થતા ફાયદા તુરત જણાવા માડ્યા રાજાની પરવાનગી વગર બધાવેલા તમામ કિલ્લા તોડી પાડવાની થીઓબાલ્ડના મનાહથી હેન્રીએ બાગ તોને ફ જ પાડી સ્ટીફને પોતાના અનુચરાને લાભમા જે સર-કારી જમીન આપી હતી તે તેણે પાછી લઈ લીધી, અને ઇગ્લાડમા પરદેશી લશ્કર આણ્યું હતું તેને વિદાય કર્યું તેણે ન્યાયની અદા લતોનો પુનરૂદ્ધાર કર્યો અને રિચર્ડ ડી લુસી નામે માગ અને વફાદાર માણસને જસ્ટિશિઆર નીમ્યો એ ન્યાયાધીશે પચીસ વર્ષલગી તેની નોકરી કરી કાન્ટર્બરીના આર્ચ

ટામસ બેકટને આ સનર નીમ્યો

ડીકન ટામસ બેકેટને તેણે પોતાનો ચાન્સેલર નીમ્યો ટામસ બેકેટ એ ગિલ્બર્ટ બેકેટ કરીને નાર્મડીનો એક શ્રીમત વેપારી લડનનો મુખ્ય માજિસ્ટ્રેટ તથા આર્ચ બિશપ થીઓબાલ્ડનો શિષ્ય અને મિત્ર હતો, તેનો પુત્ર હતો

હેન્રીએ પરદેશો જોડે કેટલાક યુદ્ધ કર્યાં, અને પાચ વરસ લગી એટલે સને ૧૧૫૮ થી ૧૧૬૩ લગી તે પરદેશ રહ્યો, તોપણ ગાદીએ બેઠા પછીના દશ વર્ષ લગી ઇગ્લાંડમા સલાહશાતિ રહી પરતુ પરદેશ હતો તેવારે પણ ઇગ્લાડને લગતી બાબતો પ્રત્યે તે લક્ષ આપતો, અને એ દશ વરસમા તેણે લોકોને માટે પુષ્કળ સારા કાયદા બાધ્યા બારનોની સત્તા ઘટાડવાની તેની ઇચ્છા હતી, અને પરદેશ લડવા જનાર લશ્કરના સિપાઈઓને પગાર આપવા માટે તેને નાણા જોઈતા હતા નાના બેરુનોને પોતાના ધણી જોડે

સ્કુટેજ

લડાઈમા જવું પડે, તેને બદલે 'સ્કુટેજ એટલે રક્ષણ વેરો નામે દડ આપવાની છૂટ આપી, તેણે પોતાનો હેતુ પાર પાડ્યો સ્કુટેજ શબ્દ સ્કુટમ એટલે ઢાલ પરથી નીકળ્યો છે એથી બેરુનોને ઘણુ સુખ થયુ, અને

બારનોના તાબામાં હથિઆરબંધ માણસો થોડાં થઈ ગયાં. એકૂતો વાવેતર કરવાને તથા લણવાને નિર્ભયપણે પોતાને ઘેર રહી શકતા.

ફરનારા ન્યાયાધીશોએ પહેલાં કરતાં વધારે નિયમસર ગામોમાં ફરવા માંડ્યું, કારણકે હેન્રીએ દેશના છ પ્રાંત અથવા "સર્કિટ" ઠરાવી એવી ગોઠવણ કરી કે સો સો કુટુંબના પ્રત્યેક જથામાંના બાર અને કસબામાંના ચાર માણસે પાડોશમાંના ગુનેગારોનાં તોહમતની તપાસ કરી તોહમતો ખરાં માલૂમ પડેતો તોહમતદારોને એ ન્યાયાધીશોની આગળ રજુ કરવા, અને સોગન ખાઈને કહેવું કે તેમના અપરાધ ખરા છે. એમ મોટા પંચ (ગ્રાંડજ્યુરી) થી ઈન્સાફ કરવાની પદ્ધતિનો આરંભ થયો. એ પદ્ધતિમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યોછે, અને એ અદ્યાપિ ઈંગ્લાંડમાં ચાલેછે. પંચ નીમાયલા માણસને "જ્યુરર" કહેતા. લાટિન ભાષામાં "જ્યુરો" એનો અર્થ સોગન ખાવા એવો થાયછે, તેપરથી જ્યુરર શબ્દ નીકળ્યોછે. અસલના સાક્સન રાજાઓના વખતમાં દિવ્યથી ઈન્સાફ થતો, તેમ એ તોહોમતદારોનો પછી દિવ્યથી ઈન્સાફ કરવામાં આવતો. આગળપર ૪૦ વર્ષ રહીને એ રીત જોન રાજાના રાજ્યમાં બંધ પડી, અને પછી એ "મોટા પંચે" કેદીને "નાના પંચ (પેટી જ્યુરી)" ની રૂબરૂ મોકલવા માંડ્યા. નાના પંચમાં બાર માણસ હતાં. તેઓને કામની તમામ હકીકતથી વાકેફ હોવાનો ઘણો સંભવ હોઈ મોટા પંચે મૂકેલો આરોપ ખરો છે કે નહિ તે પોતાના જાણવા પ્રમાણે કહેતા. એને "અભિપ્રાય" આપવો કહેતા. ત્યારપછી બીજા લોકો જાણતા હોય તેની વધારે બારીક તપાસ કરવાની નાનાપંચને જરૂર જણાયાથી સાક્ષીઓ લેવાની રીત નીકળી.

સર્કિટો અને પંચ (જ્યુરીઓ)

પોતાનાપર થતા જુલમનો ફર્યાદ કરવાનો હવે લોકોને લાગ મળ્યો અને સને ૧૧૬૬ માં કલારેન્ડનનાં, અને સને ૧૧૭૬ માં

**નાર્થાંપ્ટન**ના વ્યવસ્થાપત્રો થયાં તેઓમાં એ તમામ ફેરફાર બહાલ રાખ્યા. યાદ રાખવું કે એ વ્યવસ્થાપત્રો

ક્લારેન્ડનનું વ્યવસ્થાપત્ર, સને ૧૧૬૬

આજે પણ ઈંગ્રેજોની સ્વતંત્રતાને અગત્યનાં છે. આ સારા કાયદાને લીધે દેશમાં સ્વસ્થતા થવાથી હવે ઘણા લોકો જ્ઞાન મેળવવાનો વિચાર કરવા લાગ્યા. આફતના સમયમાં તેઓથી એવો વિચાર થઈ શકતો નહિ. આ વેળા આક્સફર્ડમાં

આક્સફર્ડના પહેલવહેલા વિદ્યાર્થીઓ

વિદ્યાર્થીઓએ સાધુઓનીકને અધ્યયન કરવા માંડ્યું, એવું પ્રથમજ આપણા સાંભળવામાં આવે છે. એ આરંભ અલ્પ હોઈ વિદ્યાની મોટી પાઠશાળા સ્થપાવાનું પહેલું પગથિયું હતું.

પરંતુ ન્યાયની કચેરીઓને સુધારવાની હોંસમાં **હેન્રી**એ પોતાને માથે મોટી પીડા હોરી લીધી. તેનો ચાન્સેલર **ટામસ બેકેટ** મહાન્ પુરૂષ અને તેનો પરમ મિત્ર થઈ પડ્યો હતો, અને થીઓબાલ્ડ મરણ પામ્યા કેડે પાદરીઓને તથા અમીરોને સુધારવાની અગત્ય જણાયાથી **હેન્રી**એ

બેકેટ આર્ચ બિશપ નીમાયો

**બેકેટ**ને કાન્ટર્બરીનો આર્ચબિશપ નીમ્યો. તેણે ધાર્યું કે એ મને મદદ કરશે. પરંતુ પોતાને કરવાનાં બધાં કામો બેકેટ પૂર્ણ લક્ષ દઈને બરાબર કરતો. તે ચાન્સેલર હતો તે વારે રાજાનો નોકર હોવાથી તેણે તેની બરાબર નોકરી બજાવી, આર્ચબિશપ નીમાયો, એટલે ધર્મસમાજનો નોકર થવાથી તેણે પોતાનો ભભકાદાર પોશાક કહાડી નાંખી, વાળનું ખમીસ પહેર્યું, અને પાદરીઓને સહાય કરવાનો નિશ્ચય કર્યો.

વિલા વિલિયમે પાદરીઓને માટે જુદી અદાલતો ઠરાવી હતી, તે તો તમને સાંભરતું હશે ( મું પૃષ્ઠ જૂઓ). એ અદાલતોનું કામ સારૂં ચાલતું નહોતું, કારણ કે ગૃહસ્થ લોકોને આપવાના ઘણાક

એઓપર પાદરીઓ હતા તોપણ એ વખતમા તેઓજ બહુધા ભણેલા હતા; અને તેઓ જે કાંઈ ગુનાહ કરતા, પછી તે ચોરી અને ખુન હોય, તોપણ તેઓને માટે થોડી શિક્ષા થઈ તેઓ બચી જતા, કેમકે

પાદરીઓની તપાસ

ધર્મસમાજના કાયદામા ભારે શિક્ષાઓ નહોતી, અને સાધારણ ન્યાયાધીશોનો અધિકાર તેમનાપર ચાલતો નહિ. પાપ કબૂલ કરનાર એડ્વર્ડ રાજાના સમયમા સાધારણ ગુનાહને માટે રાજાની કચેરીમા બીજા લોકોની પેઠે પાદરીઓની તપાસ કરી તેમને શિક્ષા કરવામા આવતી, તેમ કરવાનો હેન્રીએ આગ્રહ કર્યો. બિશપો કબુલ થયા પરંતુ બેકેટે ના કહી; અને પાદરીઓપર હકુમત ચલાવવાને સને ૧૧૬૪ મા "ક્લારેન્ડનનું વ્યવસ્થાપત્ર" થયું તેપર બેકેટને સમજાવીને તેની કને મોહર શિક્કો કરાવી તે મન્જૂર કરાવ્યું, તોપણ બીજે દિવસે પસ્તાવો થવાથી તેણે ધર્મસમાજ વિરૂદ્ધ કરેલી કબૂલાતમાથી છૂટવાને પોપને અરજ કરી

હેન્રીને પોતાના મિત્રપર ઘણો ક્રોધ ચઢ્યો તેણે બેકેટનું હરેક પ્રકારે અપમાન કર્યું, તેથી તેને ફ્રાન્સ નાશી જવું પડ્યું એ ત્યા છ વરસ રહ્યો હેન્રીએ નઠારો દ્વેષ રાખી તેના સર્વ મિત્રોને અને સગાઓને દેશપાર કર્યા. સને ૧૧૭૦ મા રાજાની એવી મરજી થઈ કે હું પરદેશ હોઉં તેવારે મારી ગેરહાજરીમા શાહજાદો હેન્રી અમલ ચલાવી

શાહજાદા હેન્રીનો રાજ્યાભિષેક

શકે તેટલા માટે તેનો રાજ્યાભિષેક કરાવું બેકેટને દેશપાર કર્યો હતો, તેથી યોર્કના આર્ચબિશપ રોજરે રાજ્યાભિષેકની ક્રિયા કરી. એથી કાન્ટર્બરીના આર્ચબિશપનું ભારે અપમાન થયું, અને પોપે હેન્રીને ધમકી આપી કે બેકેટને તમે પાછો નહિ બોલાવો તો હું તમને જાતિ બહાર મૂકીશ

એથી હેન્રીને ટટો પતાવી બેકેટને ઈંગ્લાંડ પાછો આવવા દેવો

પડયો આ મમે હેન્રી ફ્રાન્સમાં હતો. પરંતુ બેકેટે પણ આ વખતે ક્રોધાયમાન થઈ ઇંગ્લાંડ આવતાવાગને યોર્કના આર્ચબિશપે શાહજાદાનો રાજ્યાભિષેક કર્યો, માટે તેને તેના અધિકારપરથી દૂર કર્યો. આ ઠરાવ મૂર્ખાઈ ભરેલો હતો, અને "આ ફિતૂરી પાદરીથી શું મને કોઈ નહિ છોડવે?" એવું હેન્રી જે ક્રોધના આવેશમાં વગર વિચારે બોલ્યો તે, એ કરતાએ વધારે મૂર્ખાઈ ભરેલું હતું. ચાર સરદારોએ તેનું બોલવું ખરૂં માની તે પ્રમાણે વર્તવાને ઇંગ્લાંડ આવી રાત અને બહાદુર બેકેટને કાન્ટર્બરી માહેલા તેના પોતાનાજ દેવળના હેઠલા ભાગમાં મારી નાંખ્યો.

બેકેટનું ખૂન, તા ૨૯મી ડીસેમ્બર ૧૧૭૦

ક્રોધ અને વેરનાં આવાં પરિણામ નીપજ્યાં. હેન્રીએ કાયદામાં ફેરફાર કર્યો એ વાજબી હતું, અને બેકેટ માત્ર પોતાની ફરજ સમજીનેજ તેની વિરૂદ્ધ પડયો. પરંતુ હેન્રીએ બેકેટને બહુ સતાવ્યો, તેથી તેનું વેર લેવાની બુદ્ધિએજ બેકેટને છેવટે ભૂલાવામાં નાંખ્યો, અને ક્રોધના આવેશમાજ હેન્રી પોતાના મિત્રની હત્યા કરાવનારો થયો. બેકેટનું ખૂન થયાની ખબર જાણી હેન્રીને અત્યંત ખેદ થયો, અને તેણે તાબડતોબ જાસુસો મોકલી પોપને કહાવ્યું કે, એ ખૂન કરાવવાનો મારો ઇરાદો નહોતો. પછી એ આરોપમાંથી મુક્ત થતાં લગી દુર રહેવાને તે ઇંગ્લાંડ આવ્યો, અને ત્યાથી આયર્લાંડ ગયો.

આયર્લાંડમાં મોટા ફેરફારો થતા હતા. ડેન લોકે સને ૭૯૫ મા એ દેશપર હલ્લો કર્યો, ત્યારથી જુલમ તથા લુટફાટને લીધે લોકો પાછા જંગલી અવસ્થામાં આવી પડ્યા હતા. સને ૧૦૧૪ મા બ્રાયન બોરૂ નામે આઇરિશ યોદ્ધાએ ડેન લોકોને હાકી કહાડ્યા હતા, અને પંડે રણમાં કપાઈ મૂઓ હતો, અને તે પછી નાના નાના રાજાઓ અને ઠાકોરો સદા પરસ્પર લડ્યા કરતા હતા. પોતાના અમલની છેક શરૂઆતમાં હેન્રીએ આયર્લાંડપર સવારી

લીન્સ્ટરની જીત.

કરી, તે દેશ જીતી લેવાની પોપની પરવાનગી મેળવી હતી. પરંતુ સને ૧૦૬૬ માં આયર્લાંડના રાજાઓમાંના એક નામે લીન્સ્ટરના ડર્મોટે પોતાના પાડોશીઓની સામે લડવા સારૂ તેની મદદ માગી ત્યાં લગી તે બેશી રહ્યો. પછી હેન્રીએ પેમ્બ્રોકના અર્લ રિચર્ડ ડી ક્લેર-ને માહસિક પુરૂષોનું લશ્કર લેઈ જવાની પરવાનગી આપ્યાથી તેણે લગભગ આખો લીન્સ્ટર પ્રાંત જીતી લીધો. એનું ઉપનામ "બાણાવળી" હતું. આ નવા પ્રદેશનો કબજો લેવા માટેજ હેન્રી હવે સૈન્ય લેઇને ત્યા ગયો. ડબ્લિન શહેરની બહાર એક વરસ લગી રહી તેણે પોતાના સેવકોને જાગીરો આપી, અને કિલ્લા બાં-ધવાનો હુકમ કર્યો; તથા સરદારોએ તેને આયર્લાંડનો રાજા ગણી તેનું ઉપરીપણું સ્વીકાર્યું. પાંચ વર્ષ કેડે તેણે પોતાના વહાલા પુત્ર જોનને આયર્લાંડ પર અમલ કરવાને મોકલ્યો, પરંતુ તેને એટલા બધા લોકો જોડે દુશ્મ-નાવટ થઈ કે તેને ઈંગ્લાંડ પાછા આવવું પડ્યું.

૨ જો હેન્રી આયર્લાંડનો રાજા થયો, સને ૧૧૭૨.

આયર્લાંડની જીતનો એ આરંભ હતો, તોપણ ત્રણસેં કરતાં વધારે વર્ષ કેડેજ એ દેશપર ઇંગ્રેજોનો વાસ્તવિક અમલ થયો.

તરફનાં પરગણા જીતી લેવાને આતુર હતો, અને એ હંગામામાં કેટલીક સત્તા પાછી મળશે એવી ઇગ્રેજ બારનોને આશા હતી.

પરતુ હેન્રી એ સર્વને પૂરો પડે એવો હતો પોપનું ક્ષમાપત્ર લેઇને જાસૂસ આવતા હતા, તેમને મળવાને તે આયર્લાંડથી નાઠો ગયો, અને પછી લશ્કરની મદદથી તેણે પોતાના બડબોર પુત્રોને હરાવી રાણીને બદીખાને નાખી હેન્રીના મરણ પછી કેટલાક વખત લગી તે કેદમા રહી પછી બેકેટની કબર આગળ પ્રાયશ્ચિત કરી હેન્રીએ લોકોની પ્રીતિ સપાદન કરી, અને કાન્ટર્બરીથી નીકળતાજ તેને ખબર મળી કે સ્કાટ્લાંડનો રાજા વિલિઅમ કેદ પકડાયોછે. વિલિઅમે ઇગ્લાંડના માડલિક રાજા તરીકે તેની તાબેદારી સ્વીકારી, ત્યારેજ તે કેદમાથી છુટયો. હેન્રી કાન્ટર્બરીથી ઝટપટ હન્ટિંગ્ડન ગયો, અને બડબોર બારનો જોડે લડી વફાદાર રહેવાના તેમને પાછા સોગન ખવડાવ્યા. એક વર્ષથી ઓછી મુદતમા સઘળા ભડ બેસાડી દઈ તે પાછુ સ્વસ્થતાથી રાજ્ય ચલાવવા લાગ્યો.

હે રીતે પશ્ચાત્તાપ અને ફતેહ

પરતુ ભરોસો રાખી શકાય એવુ ઇગ્રેજી સૈન્ય રાખવાની જરૂર જણાયાથી તેણે સને ૧૧૮૧ મા લશ્કરી નોકરીનો જૂનો પશ્ચિમ સાકસનધારો પાછો દાખલ કર્યો એ ધારાની રૂએ તમામ સ્વાધીન પુરુષોને શસ્ત્રો મળ્યા, અને તેમણે ભયના સમયમા રાજાનું અને દેશનુ રક્ષણ કરવાના સોગન ખાધા નોકરીને પેટે આપેલી જાગીર પદ્ધતિથી એ ધારો કેવળ નોખો હતો, અને તેથી "મિલિશિઆ" ની સ્થાપના થઈ મિલિશિઆ એટલે પ્રજામાંના કેટલાક માણસોને નિયમિત લશ્કર દાખલ કવાયત શીખવી દેશનું રક્ષણ કરવાના પ્રસંગેજ માત્ર લડવાને બે લાવવામા આવે એવા સિપાઈઓનું સૈન્ય પોતાના જીવતરના બાકીના વરસ હેન્રીએ મુખ્યત્વે પરદેશમા ગાળ્યા હેન્રી ચાર વખત ઇગ્લાંડ આવ્યો હતો, તોપણ

મિલિશિઆની સ્થાપના થઈ, સને ૧૧૮૧

રાનલ્ફ ડીગ્લાનવિલ નામે ઘણા હોશિયાર જસ્ટિશિઅર અને માગ વકીલે તેની વતી અમલ ચલાવ્યો. આ સમયના અરસામાં લંડનનો જૂનો પૂલ બંધાવા માંડ્યો. ટેમ્સ નદીપર બાંધેલો પત્થરનો પૂલ પહેલવહેલો એજ હતો. એ પૂલ છેક સને ૧૮૨૪ લગી હતો, અને એજ વરસમાં એને ફરીને બાંધ્યો.

હેન્રીના પુત્રો અદ્યાપિ તેને બહુ સતાવ્યા કરતા. છેલ્લે તેના ચાર પુત્રોમાંના મોટા હેન્રીનો સને ૧૧૮૩ માં, અને ત્રીજા પુત્ર જીફ્રીનો સને ૧૧૮૬ માં કાળ થયો રિચર્ડ અને જોન માત્ર જીવતા રહ્યા.

હેન્રીનું મૃત્યુ, સને ૧૧૮૯

ફ્રાન્સના રાજા ફિલિપની મદદથી રિચર્ડે પોતાના બાપને ટુરેનમાંથી કહાડી મુક્યો આ વેળા હેન્રીની તબીયત બગડતી જતી હવી. તેનું મન ભંગ થયું હતું, અને તેને તાવ આવતો હતો. તેણે પોતાની સામે તરકટ કરનારાઓની યાદી જોવા માગી, અને તેમા પોતાના વહાલા પુત્ર જોનનું નામ સૌથી પહેલું લખ્યું હતું, તે જોઈને તે બોલ્યો "હવે જે થવાનું હોય તે થાઓ, મને માગ પડની કિંવા આ દુનિયાની કશી દરકાર નથી." બે દિવસ કેડે તેણે દેહ છોડી એ ઇગ્લાંડનું હિત કરનારો રાજા અને કાયદા બાંધનારો હતો. એણે પ્રજામા સલાહ શાંતિ કરી ન્યાયથી અમલ કર્યો, અને સારા કાયદા બાંધ્યા. એ કાયદા અદ્યાપિ ઈંગ્લાંડમા ચાલેછે.

ઠમાં થોડાક મહીના લાગટ રહ્યો હતો  રિચર્ડ બહાદુર અને રણશૂર, તથાપિ નીચ અને લોભી, જન્મથી પોતો સ્નેહી મિત્ર, પરંતુ હાનિકારક શત્રુ, પ્રજાના કલ્યાણ વિષે બેદરકાર, પરંતુ ધર્મપર પૂર્ણ આસ્થાવાળો હતો રિચર્ડ ક્રુઝેડમાં ઉમદા રીતે વર્ત્યો, અને ઇંગ્રેજ લોકને એને માટે અભિમાન હતું પરંતુ એણે ઈંગ્લાંડના ઇતિહાસમાં કાંઈ પણ ભાગ લીધો નહિ એ ઇતિહાસના બનાવો એના વગર બન્યા ગયા

કંઈ રિચર્ડ ઈંગ્લંડના રાજાકડ થાય નહિ

સને ૧૧૮૯ ના સપ્ટેંબર માસની ૩ જી તારીખે એનો રાજ્યાભિષેક થયો, અને એણે બની શક્યા તેટલા તમામ ઓદ્ધા, ખિતાબો અને દેવસ્થાનની તથા સરકારી જમીનો તાબડતોબ વેચવા માંડી ક્રુઝેડને માટે નાણું મેળવવાને તેણે સ્કાટલાંડના રાજાપરનું પોતાનું ઉપરીપણું પણ વેચ્યું તેણે કહ્યું કે "જો કોઈ ખરીદદાર મળે તો હું લંડન શહેર વેચું" પછી પોતાની ગેરહાજરીમાં ઇંગ્લાંડનો રાજકારભાર પોતાની મા એલીનોરને અને પોતાના જસ્ટિશિઅર, લાંગશાના વિલિઅમને સોંપી રિચર્ડ ડીસેંબર મહીનામાં ઈંગ્લાંડથી નીકળી ફ્રાન્સનો રાજા ફિલિપ પવિત્ર ભૂમિ ભણી જતો હતો તેને જઈ મળ્યો સુભાગ્યે તેના બાપે સારા કાયદા બાંધ્યા હતા, તેથી કરીને વાસ્તવિક રાજ્યવહિવટ ચાલ્યો લાંગશા નીચા કુળનો હતો, અને એણે ચાન્સેલરનો ઓદ્ધો વેચાતો લીધો હતો બારનોનો દ્વેષ હોવાથી એણે માત્ર બે વરસ કારભાર ચલાવ્યો, અને એલીનોર રાણી સને ૧૧૯૧ માં સિસિલિ ગઈ, ત્યારે શાહજાદા જોને લંડનના રહેવાશીઓની સહાય અને કૃપાથી તેને પદભ્રષ્ટ કર્યો અને તે નાર્મંડી નાશી ગયો લંડનના લાર્ડ મેયરની નીમણુંક પહેલા એમને લીધેજ થઈ, કારણ કે જોને લંડનના રહેવાશીઓના ઉપકારના

રિચર્ડ રાજ્યના ઓદ્ધા વેચે છે

લાંગશાને પદભ્રષ્ટ કર્યો સન ૧૧૯૧

બદલામાં તેમની વહીવટ કરનારી મંડળીના નિયમો પાળવાના સોગન ખાઈ તેમને માટે એક "મેયર" પહેલવહેલો ઠરાવ્યો. એનો અધિકાર શહેરમાં રાજાના જેટલોજ લગભગ હતો. લંડનનો સૌથી પહેલો મેયર હેન્રી ફિટ્ઝ આલ્વિન હતો; અને તે તેવીસ વર્ષ પછી મરણ પામ્યો, તેવારે જોન ગાદીપર હતો તેણે લંડનના રહેવાસીઓને પોતાનો મેયર પસંદ કરવાનો હક્ક વેચ્યો.

લંડનનો પહેલો મેયર, સને ૧૧૮૯.

એ અરસામાં લાંગશાપ લોકોની અપ્રીતિ થયાની ખબર સાંભળી રિચર્ડે બીજો જસ્ટિશિઆર મોકલ્યો; એલીનોર રાણી પાછી આવી; અને જોન ખુશીથી ગાદી બથાવી પડત, પરંતુ તેને શાંત રહેવું પડયું. રાજા પવિત્ર ભૂમિમાં જે જે પરાક્રમો કરતો તેના સમાચાર વખતે વખતે આવ્યા કરતા, અને એક દિવસે ઇંગ્રેજ લોકના સાંભળવામાં આવ્યું કે સ્વદેશ પાછા આવતાં રાજાને આસ્ટ્રિઆના ડયુકે પકડી જર્મનીના કૈસરને વેચ્યો છે. નાણું આપી તેને છોડાવવાની અગત્ય તેમને જણાઈ. એ કાર્ય માટે એક લાખ પૌંડ જોઈતા હતા. તે ઉઘરાવવાને દરેક માણસને પોતાની વાર્ષિક કમાઈનો અને મિલકતનો ચોથો હિસ્સો, તથા બીજા પ્રકારના કરવેરા આપવા પડ્યા. જર્મનીના કૈસરને સમજાવી રિચર્ડને કેદમાં ગબવાને જોને કપટ રચ્યું, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ, અને નાણું આપ્યાથી રિચર્ડ છૂટીને સને ૧૧૯૪ ના માર્ચની ૨૦ મી તારીખે સાન્ડવિચને કિનારે ઉતર્યો.

રિચર્ડનો છુટકારો, સને ૧૧૯૪

આ બીજી વારની મુલાકાતના ચાર મહીના તેણે પરદેશી જોડેના વિગ્રહોને માટે નાણું ઉઘરાવવામા ગાળ્યા, અને કેદમાથી છૂટ્યા પછી આર્ચબિશપનો આશીર્વાદ મેળવી બે મહીનામાં તે નાર્મંડી ગયો ત્યાંથી તે ફરીને ઇંગ્લાંડ આવ્યોજ નહિ. તેણે જોનની કનેથી તેની જાગીરો અને કિલ્લા ખુંચવી લીધા, પરંતુ નીચ દગલબાજી કર્યા છતાં તેને બીજી વાર ઉદારતાથી ક્ષમા બક્ષી.

રિચર્ડની બીજી વારની મુલાકાત, માર્ચ મે, ૧૧૯૪

પછીનાં ચાર વરસ લગી હ્યુબર્ટ વાલ્ટર અને જ્યૉફ્રી ફિટ્ઝ પીટર એ બે નિમકહલાલ જસ્ટિશિઅરોએ દેશનો રાજકારભાર ચલાવ્યો, અને રિચર્ડને નાણાંની જે ભારે રકમોનો ખપ હતો, તે તેમણે બનતાં લગી ન્યાયપૂર્વક ઉઘરાવી. એથી એક લાભ થયો. હમણાં લોકોમાં સવાહ શાંતિ હતી, તેથી રાજાને આવા ભારે કરવેરા નાંખવા દેવા એ ડહાપણ ભરેલું છે કે નહિ તે વિષે તેઓ વિચાર કરવા લાગ્યા, અને કર નાખતી વખતે જસ્ટિશિઅરોને કાયદાસર સભાઓ બોલાવવી પડી. લિન્કન અને સાલસબરી એ બે પરગણાંના બિશપોએ પરદેશી જોડેના વિગ્રહોમાં ખરચવાને દેવસ્થાનની જમીનપર વેરો આપવાની એકવાર ચોખ્ખી ના કહી, અને ફિયા કરવેરા નાંખવા, તે ઠરાવવામાં અમારૂ મત પૂછવું જોઇએ, એવો વિચાર પ્રજામાં ઉત્પન્ન થયો.

પરદેશી જોડેના વિગ્રહોના ખર્ચ માટે બિશપો નાણુ આપવાની ના પાડે છે

છેલ્લે સને ૧૧૯૯ ના એપ્રિલ મહીનાની ૬ઠી તારીખે રિચર્ડના મરણના સમાચાર એકાએક આવ્યા. લીમોઝની પડમાં શાલુસના કિલ્લાને તે ઘેરો ઘાલતો હતો, તેવામાં તેને તીર વાગ્યું, તેના ઘાથી તે મુઓ. જે માણસે તેને તીર માર્યું, તેને મારી આપી તેણે પોતાનું જીવતર જેવી બહાદુરી કરવામાં કહાડ્યુ હતું તેવી બહાદુરી કરતાં પ્રાણ ખોયા; પરંતુ તેના મૃત્યુ કેડે એ હુકમ માન્ય ન થતા તે માણસને નિર્દયપણે મારી નાંખ્યો.

રિચર્ડનું મૃત્યુ. સને ૧૧૯૯

**જોન સાન્સ્ટર અથવા લાકલંડ, ઈ. સ. ૧૧૯૯–૧૨૧૬.**

ઇંગ્લાંડનો એક રાજા એવો તો ખરાબ હતો કે તમામ પ્રજાએ ઉશ્કેરાઇને ન્યાય અનેહક્કની માગણી કરી, તેથી તેનો અમલ ઇંગ્લાંડને ઘણો અગત્યનો હતો, તોપણ તેના વિષે કાંઇપણ સારૂ કહી શકાય એવું નથી. એ રાજા વિષે હવે આપણે બોલીએ છીએ. જોન કેવળ

જોનનાં લક્ષણ

નીચ સ્વભાવનો અને સ્વાર્થી હતો તે ખુબસુરત, આનંદી, સારો કેળવાયલો, અને બુદ્ધિમાન હતો. પરંતુ ઘાતકી, લંપટ, લોભી, અને દગલબાજ હોઈ પોતાના પંડ-સિવાય બીજા કોઈની ચિંતા રાખતો નહિ. તેણે પોતાના બાપને અને પોતાના ભાઈને દગો દીધો હતો, અને રાજા તરીકે તેણે પોતાના ભત્રીજાનો અને પોતાની પ્રજાનો વિશ્વાસઘાત કર્યો હતો, અને પોતાનું વચન તે પાળતો નહિ.

રિચર્ડ મરી ગયો તેવારે તે તેની જોડે હતો, અને ત્યાં જે બારનો હાજર હતા તેમણે તેને પોતાનો રાજા માન્યો; અને ઈંગ્લાંડમાં બિન હરકતે તેને ગાદી મળી, કારણકે જીફ્રીનો કુમાર (બ્રિટનીનો આર્થર માત્ર બાર વર્ષની ઉમરનો હતો, અને કોઈએ ખાસ દિલથી તેનો પક્ષ કર્યો નહિ. પરંતુ ફ્રાન્સમાં એથી ઉલટું

આર્થર અને ફ્રાન્સજોડે વિગ્રહ.

બન્યું ત્યાં જોનને નારમેંડી, ત્વાટ્રૂ અને આકિટેન એ ત્રણ પ્રાંતો કેટલીક ખુસીખતે મળ્યા; પરંતુ આન્જુનો વાસ્તવિક કૌંટ આર્થર હોવાથી આન્જુ, મેઈન અને ટુરેનની એ ત્રણ પ્રાંતોએ તેનો પક્ષ કર્યો. ઘરડી રાણી એલીનોર આ વેળા એંશી વર્ષની હતી. તેણે જોનનો પક્ષ કર્યો, અને ફ્રાન્સનો રાજા ફિલિપ આર્થરની તરફેણ કરી લડ્યો. થોડો વખત લડાઈ ચાલે અને થોડો સમય બંધ રહે એમ ત્રણ વર્ષ ચાલ્યું, અને છેવટે શાહજાદો આર્થર ત્વાટૂમહેલા (મરાબેલના કિલ્લામાં પોતાની દાદી એલીનોરને ઘેરી લેતો હતો તેવામાં જોને તેને હરાવી કેદ પકડ્યો.

એ પછી એક ઘોર કર્મ કરવામાં આવ્યું, તે સાંભળીને આજેપણ આપણને કંપારી છુટેછે. આર્થરને ફ્ર્યાંગમાહેલા નવા ગઢમાં કેદ કર્યો. પરંતુ એથી તેણે ન ડગતાં ઈંગ્લાંડના રાજ્યાસનપરનો પોતાનો દાવો છોડી દેવાની બેધડક ના કહી. એ વેળા એની ઉમર પંદર વર્ષની હતી. એ વખતથી તે ફરીને કોઈની નજરે પડ્યો નહિ.

એ બહાદુર તરૂણ રાજકુમારની લાજ લગાડનારી હત્યાવિષે શેકસ્પીઅર કવિએ આપણા મનમા ક્રોધ અને દયા ઉપજ થાય એવું વર્ણન કર્યુંછે, પરન્તુ ખરેખરૂં તો એટલુંજ જાણવામા છે કે જોને એ કુમારને મારી નાખ્યો, એ વાત આખા યુરોપમા વધારે વધારે ફેલાઈગઈ; અને એ આરોપના ખરાપણા વિષે જગએ સશય જણાતો નથી. ફ્રાન્સના રાજા ફિલિપે પોતાના રાજ્યના અમીરોની રૂબરૂ હાજર થઈ ખૂનના આરોપમાંથી મુક્ત થવાને જોનને બોલાવ્યો. એ રાજાએ પોતાના સેવક દાખલ જોનને ફ્રાન્સમાં જાગીરો આપી હતી, પરંતુ જોને આવવાની ના કહી, તેથી ફ્રાન્સમાંની તેની તમામ જાગીરો ફિલિપે જપ્ત કરી ઘણાખરા બારનો જોનની વિરૂદ્ધ પડયા, તેની મામરી ગઈ, અને છેવટે તેણે ચાનલ ટાપુઓ સિવાય ફ્રાન્સની ઉત્તરમાંના પોતાના તમામ પ્રાંતો ખોયા (૩ જો નકશો જૂઓ.) છેક દક્ષિણે તેની માનો ગાસ્કની પ્રાંત અને આકિવટેનનો થોડો ભાગ માત્ર તેના કબજામાં રહ્યા તેણે નાર્મંડી અને આન્જુ પ્રાંતો પાછા લેવાને કેટલાક પ્રયત્ન કર્યા તો ખરા, પરંતુ તેનું કાંઈ વળ્યું નહિ; અને એમ ઇંગ્લાંડની ગાદી મેળવવાને તેણે જે અધમ હત્યા કરી, તેણે કરીને બાપદાદાથી વારસામાં મળેલી તમામ જાગીરો એક સપાટે ખોઈબેઠો તેને ટોટો ગયો, તેથી ઇંગ્લાંડને લાભ થયો. હવે પછી ઇંગ્લાંડના રાજાઓનો અને અમીરોનો સંબંધ માત્ર ઇંગ્લાંડ જોડેજ રહ્યો. તેઓ પરદેશ રહી ઇંગ્લાંડના પૈસાથી લડી શકતા નહિ. તેમને ઇંગ્લાંડમાં વાસ કરી ઇંગ્રેજોની જોડે મૈત્રિ કરવી પડી.

આર્થરની હત્યા ઈ સ ૧૨૦૩

તેણે નાર્મંડી અને આન્જુ પ્રાંતો ખોયા

પરન્તુ થોડા સમયમાં જોનને સારૂ નવો ટંટો ઉભો થયો. આર્ચબિશપ હુબર્ટે છેલ્લાં પાચ વરસ લગી ચાન્સેલરના ઓદ્ધાપર રહી પ્રજાનું હિત કર્યું હતું; પરંતુ સને ૧૨૦૫ માં તે મરી ગયો, અને તેની

સ્ટીફન લાંગ્ટનની નિમણુક

જગ્યાપર પોતાની મહેરબાનીના કોઈ માણસને જોન નીમશે એમ સમજી કાન્ટર્બરીના સાધુઓએ ગુપચુપ એક આર્ચબિશપ પસંદ કર્યો. એ ખબર સાંભળી જોને તેઓમાના કેટલાક સાધુઓને બીજો આર્ચબિશપ નીમવાની ફરજ પાડી, અને એને આર્ચબિશપોએ પોપ ૩ જા ઈનોસેંટને અપીલ કરી પરંતુ તેણે બન્નેની નીમણુક રદ કરી, અને જે ૭ સાધુઓ તેની સલાહ પૂછવા આવ્યા હતા તેમનીકને સ્ટીફન લાંગ્ટન નામે એક ઈંગ્રેજ કાર્ડિનલ આ વેળા રોમમા હતો, તેને નીમાવરાવ્યો એ કાર્ડિનલ ભલો અને પ્રમાણિક હતો લાંગ્ટનને આર્ચ બિશપના ઓદ્ધાપર ઈંગ્લાંડ આવવાની જોને ના કહી, અને પોતાની હઠ છોડી નહિ તેથી સને

ઈંગ્લાંડ દેશને નિષિધ ઠેરવ્યો, સને ૧૨૦૮

૧૨૦૮ મા પોપે તેના તમામ મુલકને નિષિદ્ધ ઠેરવ્યો, એટલે દેવળમા લોકોના લગ્ન કરવાની, અથવા મસાણોમા મુડદા દાટવાની અથવા જળસરકાર ક્રિયા અને મરવા પડેલાઓને માટે પ્રાર્થના સિવાય બીજી કોઈપણ ધર્મક્રિયા કરવાની પાદરીઓને મના કરી. આઠ વર્ષ લગી કોઈપણ દેવળમાં ઘટ વાગ્યો નહિ, અર્થાત દેવળો બંધ રહ્યા, તેઓમા ભક્તિ કરવામા ન આવી, અને મુડદાને ધર્મની ક્રિયા કર્યા વગર ખાઈઓમા અને ખેતરોમા દાટવા પડ્યા.

આ કૃત્ય ઘણુ ઘાતકી હતુ, કારણકે દેવળ ધર્મસમાજ અને રાજા વચ્ચે ટંટો છતા લોકોને જ બહુ દુઃખ ખમવુ પડ્યું પરંતુ જોને પોપની દરકાર રાખી નહિ, તેણે બિશપોની અને પાદરીઓની મિલકત જપ્ત કરી, તથા આયર્લાંડ, સ્કાટલાંડ, અને વેલ્સમજોડે વિગ્રહો ચલાવવામાં પૈસા ઉડાવી માત્ર પોતાનુ વેર વાળ્યુ પછી

જોનને જાતિબહાર મુક્યો, સને ૧૨૦૯

સને ૧૨૦૯મા ઈનોસંટે જોનને જાતિબહાર મુક્યો, અને તેની નોકરીમા રહેવાની સઘળા લોકોને મના કરી પરંતુ જોને ન ગણકારતા પોપના હુકમપ્રમાણે જેઓ વર્ત્યા તે સર્વને શિક્ષાકરી, અને નોરિચના

એક આર્ચડિકને તેની આજ્ઞા પાળવાની ના કહી તેથી તેને માથે સીસાનો ટોપ પહેરાવી છૂંદી માર્યો તેના બારનો દરબારમાંથી ઉઠીને ચાલ્યા ગયા, તેવારે તેણે તેમના કિલ્લા જપ્ત કર્યા તેમનાં બાળકોને પકડ્યાં, અને તેમની વહુ દીકરીઓની લાજ લીધી. છેવટે સને **૧૨૧૨** માં પોપે જોનને પદભ્રષ્ટ ઠેરવી ફ્રાન્સના ફિલિપને ઈંગ્લાંડ જીતી લેવાની આજ્ઞા કરી.

પછી છેવટે જોનનું મન અસ્વસ્થ થયું, કારણકે એથી તેના પેડને કાંઈક ટોટો થાય તેવું હતું. જો તેનાપર તેની પ્રજાનો પ્રેમ હોત તો તે પોપને અને ફિલિપને તુચ્છ ગણી શકત. પરંતુ તેના અપરાધોને માટે બધા લોકો તેને ધિક્કારતા હતા. આસેન્સન ડે એટલે ઈસુ ખ્રિસ્તના સ્વર્ગારોહણના દિવસ પહેલાં તેનો અમલ બંધ પડશે, એવી ભવિષ્યવાણી સાંભળીને હબકી જઈ તેણે લાંગ્ટનને આર્ચબિશપ કબૂલ રાખી તેનો સત્કાર કર્યો, એટલુંજ નહિ, પણ પોપના એલચી પાન્ડલ્ફને ચરણે ઈંગ્લાંડના રાજાનો મુગટ ખરેખરો મુક્યો, અને પાન્ડલ્ફે તેને પોપનો સેવક કબૂલ કરી તે તેને પાછો આપ્યો. તેના રાજ્યાભિષેકનો સાંવત્સરિક દિવસ એ હતો. એ રીતે નમી જઈ તેણે પોપોની અને ઈંગ્લાંડના રાજાઓની વચ્ચે લાંબો ઝઘડો ઉભો કર્યો. એ ઝઘડો ત્રણસેંથી વધારે વરસ લગી ચાલ્યો.

જોન નમી જઈ પોપનો સેવક થાય છે, ઇ સ ૧૨૧૨.

પરંતુ તેણે લાંગ્ટનને આર્ચબિશપના હોદ્દાપર કબૂલ કર્યાથી તેના માથાપર વધારે ઉતાવળે આફત આવી પડી. ૨ જા હેન્રીના અને રિચર્ડના શાંત અમલમાં ઘણાં વર્ષથી પ્રજા વધારે બળવાન થતી જતી હતી. કસ્બાઓમાં લોકોને ઘંટ વગાડી ભેગા મળવાને બોલાવતા તેવારે તેઓ એકઠા મળી છૂટથી ચર્ચા ચલાવતા. વેપારીઓનાં મહાજનો વેપારને લગતા નિયમો ઠરાવતા, ધંધાનાં મહા-

જનો કારીગરોનુ જૂલમથી રક્ષણ કરતા, અને
નોરમનુ ૫૫૩ રાજાઓને નાણાંનો ખપ પડતો તેવારે પૈસા આ-
નવુ બળ પીને પુષ્કળ નવા હક ખરીદ કરવામા આવતા

યુનિવર્સિટિયોમા પણ ઇંગ્રેજ અને નાર્મન, આઇરિશ અને વેલ્સ, તવગર અને ગરીબ, તથા તમામ વર્ગના વિદ્વાનો એકઠા મળી મિત્રો અને બરોબરીઆ પ્રમાણે વર્ત્તતા ગામોમાએ સ્વામી પ્રત્યે સેવકના ધર્મ કાયદાથી ઠરાવવામા આવ્યા હતા તેથી પ્રત્યેક જણ પોતાના હક ભોગવતો, અને ઘણાખરા એકુતો સ્વતંત્ર હોઈ પોતાના સ્વામીનું કામ કરવાને બદલે તેમને પૈસા આપતા. જૂલમી રાજાની સામે થવાને લોકોનો અને બારનોનો હમણા એકસપ થયો હતો

તેમને એક આગેવાન માત્ર જોઈતો હતો અને તે તેમને મળ્યો એ આગેવાન લાંગ્ટન હતો જે બિશપોને જોને લૂટી લીધા હતા તેમના શા હક છે તે નક્કી કરવાને સને ૧૨૧૩ ના આગસ્ટ મહીનાની ૪ થી તારીખે કરખાઓના શેરિફોની, બિશપોની અને બારનોની સભા મળી, અને પછી ન્યાયાધીશ જીફ્રી ફિટ્‌ઝ-પીટરે બારનોને

કહ્યું કે જો તમે જોનના જૂલમને તાબે થશો તો ત-
બારનો પટાની માગણી કરેછે માગે દોષ ગણાશે, કારણકે હેનરીના ધારા
પળાવવાનો તમારો હક છે. થોડા અઠવાડીઆ કેડે

સેન્ટપૌલના દેવળમા બીજી સભા મળી, તેમા હેનરીએ કરી આ પેલા જે પટામા એ ધારા લખ્યા હતા, તે પટો સ્ટીફન લાગ્ટને રજુ કર્યો કમનસીબે એજ વેળા ફિટ્‌ઝ પીટર મરી ગયો, અને જોને પોતાના એક પરદેશી મિત્રને જસ્ટિશિઅર નીમ્યો પરતુ આર્ચ બિશપ લાગ્ટને લડત જારી રાખી, અને કાંતો હકોના પગાપગ જોનની કને સહી કરાવવી, અથવા તેની સામે લડવું એવા છુપા શપથ ઉત્તર અને દક્ષિણના બારનોએ એડ્‌મંડ્‌સ્બરીમા ખાવા સને ૧૨૧૫ ના જાનેવારી મહીનાના તેમણે પોતાની માગણીઓ રાજાને નિવેદન કરી

તેઓએ આમ એકાએક આવી માગણી કર્યાથી જોને વિસ્મય પામી એ બાબતનો વિચાર કરવાને ઈસ્ટર લગીનો વાયદો કર્યો. એ ત્રણ મહીના તેમના શા હક્કો છે તેની માહીતી મેળવવામાં ન ગાળતા પગાર આપી છૂપા લશ્કર રાખવામાં ગાળ્યા, અને ધર્મયુદ્ધ કરનારાઓડે તે સામિલ થયો તે એટના માટે કે તેની સામે તેઓ લ-ડેતોધર્મ વિરૂદ્ધ ગણાય, પરંતુ બાગ્નો લડવાને એટલા તો તત્પર થઈ રહ્યા હતા કે તેમણે એ બાબત લક્ષમા લીધી નહિં. તેઓ શસ્ત્ર લેઈ લડવા ઊભા થયા, અને આખો દેશ તેમને મળી ગયો, તેથી જોનને લાગ્યું કે હવે મારૂં કાંઈ ચાલવાનું નથી. તે લગભગ એકલો એટલે માત્ર સાત વફાદાર નવારો લેઈ વિન્ડસરની થડમાં ટેમ્સ નદીને કાંઠે આવેલા રનિમીડ નામે સ્થળમા બારનોને મળ્યો, અને મને ૧૨૧૫ ના જૂન માસની ૧૫ મી તારીએ તેણે ઘણી નાખુશીથી "માગ્નાકાર્ટા" એટલે મહાન પટાપર સહી કરી. એ સનદથી ઇંગ્રેજોની સ્વતંત્રતા તે દિવસથી આજ લગી જળવાઈ રહીછે. આ મહાન પટામાંના ઘણાખરા ભાગ નવા નહોતા. અગાઉ કરેલા

જોન મહાન પટાપર સહી કરેછે, ઈ સ ૧૨૧૫

બીજા પટાઓમાં તે દાખલ કરવામાં આવ્યા હતા. એની મુખ્ય બે કલમો આ પ્રમાણે હતી —૧. મરજીમા આવે તેમ રાજા પોતાની રૈયતને કેદ કરી શિક્ષા કરી શકશે નહિં, પરંતુ દરેક માણસનો ઇન્સાફ તેની સમાન પદવીના પુરૂષો કરશે; અને ૨. બિશપો, અર્લો અને નાના મોટા બાગ્નોની સંમતિ વિના તેનાથી કર ઉઘરાવી શકાશે નહિં. બીજી કલમોમાં મુખ્યત્વે જૂના હક્કો તાજા કર્યા હતા. પરંતુ એથી મોટો ઉદ્દેશ પાર પડ્યો, તે એ કે બીજા પટાઓમાં તો ગાદ્યાભિષેક થતી વેળા રાજાઓ એટલુંજ માત્ર જણાવતા કે અમે કાયદાઓ પ્રમાણે પ્રજાપર અમલ ચલાવીશું, પરંતુ આતો તદ્દનાર્મુ હોઈ ખ્યાગ્ય રાજાની કને તેની પ્રજાએ બળાત્કારે લખાવી લીધું

મહાન્ પટાથી થયેલા લાભ

હતું. રાજાએ તેમજ તેની પ્રજાએ કાયદા પાળી બીજાઓના હક્ક જાળવવા જોઈએ એવું આગ્રહપૂર્વક કહેવાનું બળ હમણા પ્રજામાં આવ્યું હતું. પોતાના તથા રૈયતના હક્ક પળાવવાનો બારનોએ એવો તો દૃઢ નિશ્ચય કર્યો હતો કે આપેલાં વચનો પળેછે કે નહિ તેની તપાસ રાખવાના કામપર તેમનામાંના પચીસ બારનો નીમાયા, અને એ વચનો રાજા તોડેતો તેના કિલ્લા અને જાગીરો જપ્ત કરવાનો તેમને અધિકાર મળ્યો.

જોનની અને બારનોની વચ્ચે વિગ્રહ.

પરંતુ વચન પાળવાનો જોનનો કાંઈ ઇરાદો નહોતો. તેણે બાનાં કહાડી બારનોને ઉડાવ્યા કર્યા, અને પોતાની પરદેશી ફોજ જમાવી પોપના મદદ માગી. આખરે માહોમાહેની લડાઈ ચાલી. જોનને કેટલાક જય મળ્યા, અને તેણે ઈંગ્લાંડની ઉત્તરનો તમામ પ્રદેશ બાળીને વેરાન કર્યો. પછી તેણે દગલબાજી કર્યાથી ચીડાઈ જઈને છેવટે બારનોએ ફ્રાન્સના રાજાના સૌથી વડા કુમાર લુઈને કહેવડાવ્યું કે તમે આવીને અમારા પર રાજ્ય કરો. એ પરથી મોટી ફોજ લઈને તે આવ્યો, પરંતુ થોડા મહીના કેડે એ જૂલમી રાજાનું મોત થવાથી ઈંગ્લાંડની પ્રજા દુખમાંથી છૂટી. જોન લિન્કનશાયરની પાણી અને ઘાસવાળી જમીનપર થઈને

લુઈ ફોજ લેઈ ને આવેછે.

વોશનો અખાત ઓળંગતો હતો, તેવામાં તેનો તમામ સરજામ, તેનાં આભૂષણો, અને તેનો મુગટ ધસડાઈ ગયાં. એ મર્યોને તે પોતાની પ્રજા કરતાં ઘણું વધારે ચહાતો હતો. બીજે દિવસે સ્વાઈન્સ હેડના દેવળમાં તેનું

# ભાગ ૩ જો.

## ઈંગ્લાંડની પાર્લમેન્ટનો ઊદય.

### મહાન્ પટાના સમયથી લાંકાસ્ટર વંશના સમયલગીમાં થયેલા રાજાઓ

જોન.
(પૃષ્ઠમા આપેલી વંશાવળી જુઓ)

૩ જો હેન્રી.
૧૨૦૭ માં જનમ્યો, ૧૨૭૨મા મુઓ, ૧૨૧૦ થી ૧૨૭૨ લગી રાજ્ય કર્યું.
પ્રોવિન્સની એલીનાર વેરે પરણ્યો.

૧ લો એડ્વર્ડ
૧૨૩૯ માં જનમ્યો, ૧૩૦૭માં મુઓ, ૧૨૭૨ થી ૧૩૦૭ લગી રાજ કર્યું કાસ્ટિલની એલીનોર વેરે તથા ફ્રાન્સની માર્ગરેટ વેરે લગ્ન કર્યું

એડ્મંડ, લાંકાસ્ટરનો અર્લ

ટામસ, લાંકાસ્ટરનો અર્લ્ એણે ડિસ્પેન્સરોની સામે બળવા કર્યો તેથી એને ૧૩૨૨ માં ગરદન માર્યો

હેન્રી લાંકાસ્ટરનો અર્લ

હેન્રી લાંકાસ્ટરનો ડ્યુક

બ્લાંચી, લાંકાસ્ટરની ડચેસ

૨ જો એડવર્ડ ૧૨૮૪માં જન્મ્યો, ૧૩૨૭ માં એને મારી નાખ્યો, ૧૩૦૭ થી ૧૩૨૭ લગી રાજ કર્યું ફ્રાન્સની ઈસાબેલાજોડે લગ્ન કર્યું

૩ જો એડવર્ડ ૧૩૧૨માં જન્મ્યો ૧૩૭૭ માં મુઓ, ૧૩૨૭ થી ૧૩૭૭ લગી રાજ કર્યું હેનોલ્ટની ફિલિપ્પા જોડે પરણ્યો

એડવર્ડ શ્યામ યુવરાજ
૧૩૩૦માં જન્મ્યો ૧૩૭૬માં મરી ગયો

ગાન્ટનો જોન, લાંકાસ્ટરની ડચેસ બ્લાંકી વેરે પરણ્યો અને લાંકાસ્ટરનો ડ્યુક થયો

૨ જો રિચર્ડ ૧૩૬૬ માં જન્મ્યો, ૧૩૯૯માં પદભ્રષ્ટ થયો ૧૩૭૭ થી ૧૩૯૯ લગી રાજ કર્યું બોહીમિઆની આન વેરે તથા ફ્રાન્સની ઈસાબેલા વરે પરણ્યો

હેન્રી, ડર્બીનો અર્લ અને લાંકાસ્ટરનો ડ્યુક, પછવાડેથી ૪ થો હેન્રી.

# प्रकरण ८ मुं.

## बारनोनो विग्रह.

### ૩ જો હેન્રી ઈ. સ. ૧૨૧૬થી ૧૨૭૨ લગી.

જૉન રાજા મરણ પામ્યો હતો. એનાથી હવે વચનો આપી કે તોડી મકાય તેમ નહોતું; અને શાહજાદો લુઈ પોતાના ફ્રેન્ચ અમીરોને ઇંગ્લાંડની જાગીરો આપી દેશે એવું જણાયાથી બારનો ઇંગ્લાંડના બાળરાજકુમાર હેન્રીને ગાદીએ બેસાડવાને ઘણા રાજી હતા. આ વેળા કુમારની ઉમર માત્ર નવ વરસની હતી. તેના બાપના મરણ કેડે દશે દહાડે વિન્ચેસ્ટરના બિશપે ગ્લાસ્ટરમાં તેના માથે સોનાનું નાનું સાદું વર્તુળ મુકી (કારણ કે તાજ ખોવાઈ ગયું હતું) તેનો રાજ્યાભિષેક કર્યો,

તરૂણ હેન્રીનો રાજ્યાભિષેક કર્યો. તારીખ ૨૮ મી અક્ટોબર સને ૧૨૧૬.

અને તેણે પોતાના રાજ્યને માટે પોપના એલચી ગ્વાલોને નમન કર્યું. કરવેરાની બાબતમાં પ્રજાની સંમતિ લેવા વિષેની કલમ કાઢી નાંખી મહાન્ પટો ફરીને પ્રસિદ્ધ કરવામાં આવ્યો. પેમ્બ્રોકનો અર્લ વિલિઅમ માર્શલ "રાજાનો તથા રાજ્યનો રક્ષક" નીમાયો. એ શાણો વૃદ્ધ પુરૂષ હેન્રીના બાપ અને દાદાનો મિત્ર હતો.

સઘળા બારનો હળવે હળવે પાછા વફાદાર થયા. શાહજાદા લુઈએ ઇંગ્લાંડનું રાજ્ય લેવાને લડાઈ જારી રાખી, પરતુ મને ૧૨૧૭ ના મે માસની ૨૦ મી તારીખે પેમ્બ્રોકના અર્લે લિંકનના મોહોલ્લામાં તેના લશ્કરનો અને ૨૪ મી આગષ્ટે હ્યુબર્ટ ડી બર્ગે બ્રિટિશ ચાનલમાં તેની નૌકાસેનાનો પરાભવ કર્યો, તેથી તેણે ખુશીથી

શાહજાદો લુઈ ફ્રાન્સ જાય છે ઈ. સ. ૧૨૧૭.

નાણુ લઈ લાક્ષ્મેથમા તહનાસુ કર્યું, અને તે પાછો ફ્રાન્સ ગયો.

બે વરસ કેડે પેમ્બ્રોકનો ઘરડો અર્લ મરી ગયો, અને તેને ઠામે વિન્ચેસ્ટરનો પીટર ડી રોસ તરૂણ રાજાનો રક્ષક ઠર્યો.

રાજાનુ સગીરપણુ ઇ ૧૨૧૬-૧૨૨૭. હ્યુબર્ટ ડી બર્ઘ જસ્ટિશિયરના અને ભલા સ્ટીફ્ન લાગ્ટને આર્ચબિશપના ઓહ્રાપર રહીને રાજ્યકારભાર ચલાવ્યો. સને ૧૨૨૦ માં આર્ચબિશપે બીજીવાર હેન્રીનો રાજ્યાભિષેક કર્યો, અને સને ૧૨૨૭ માં તેની ઉમર ૨૦ વર્ષની થઈ તેવારે તેણે પોતાને નામે રાજ્ય ચલાવવા માંડ્યુ. એથી પ્રથમતો કાંઈ વાસ્તવિક ફરક પડયો નહિ, કેમકે તેના સલાહકારો તેની " ખાનગી કોન્સિલ (સભા)" ના સભાસદો જારી રહ્યા, અને હાલની "પ્રિવિ કોન્સિલ" નો એ આરંભ હતો.

શહેરો અને ગામોના લોકો સુખી હતા. ખરૂ છે કે મહિામાંહેની લડાઈને લીધે દેશમાં અસ્વસ્થતા થઈ ગઈ હતી બહાદુર રોબિન હુડ અને તેના સાથીઓ નામે લિટલ જોન અને ફ્રાયર ટક જેવા વાટપાડુઓ અને લુટારાઓ રસ્તામા લુટફાટ કરતા, પરંતુ એ લુટારાઓ લોકોનાં ઘરોને ન છેડતા મુખ્યત્વે દ્રવ્યવાન મુસાફરોને લુટી લેતા. અનાજ એકંદરે ઠીક પાકતું. મજૂરોને પણ

લોકોની સ્થિતિ

ઓટ ધાન્યના અને વખતે ઘહુંના રોટલા પેટપૂર ખાવાને મળતા; અને તેઓ જવનો દારૂ પીતા, અને હેરિંગ નામે માછલીઓ અને પનીર ખાતા. શિયાળામાં તેઓ પોતાનાં લુગડાં વણતા, પોતાના ચામડાં કમાવતા, અને પોતાનાં લાકડાંનાં ઓજારો બનાવતા. તેઓ કુસ્તી કરવાની, ભાલા ફેંકવાની, અને તીર મારવાની રમતો રમતા. એ રમતો શીખવાની તેમને કાયદાથી ફરજ પડતી, અને પેઠા મહાલોમાં અને જાગીરી ગામોમાં રહી તેઓ એકસરખુ કામ કરતા, તેમાં વરસમાં કેટલીક વખતે ફેરફાર થતો. કોઈ ગામડીઓ પોતાના જમીદારને પૈસા આપી તેની પર-

વાનગીથી વખતે વખતે શહેરમાં વેપાર કરવા જતો, અથવા કોઈ ગામડીઓ પરરાજ્યો જોડેની લડાઈઓમાં જઈ રાજાની સેવા બજાવતો, અથવા ગામનો પુરોહિત કોઈ ગામડીઆને ભણાવી યુનિવર્સિટીમાં શીખવા મોકલતો. રાજા ભારે દાણ લેતા તે છતાં શહેરોની અંદરનો તથા બહારનો વેપાર પણ વધતો જતો. રાજાની ખાસ પરવાનગીથી રાજ્યના જુદા જુદા ભાગોમાં વરસોવરસ બજાર ભરાતાં, તેમાંથી જાગીરી ગામનો કારભારી જે વસ્તુઓ ગામના લોકો બનાવી શકતા નહિ, તે વસ્તુઓ ખરીદ કરતો. જે સામાનનું વેચાણ થતું તે પર રાજા દાણ લેતો. કોઈ

બજારો.

વાર જ્યારે હેન્રીને નાણાંનો ખપ પડતો તે વારે જરૂર ન હોય તેવે ઠેકાણે ઉદાહરણ, લંડનમાં બજાર ભરવાનો તે હુકમ કરતો, અને તેથી દુકાનદારોને નુકસાન થતું, તોપણ એ બજારો લોકોને ઘણાં ઉપયોગી હતાં. આ જ રાજાના અમલમાં સોનાના સિક્કા સને ૧૨૫૭ માં ઈંગ્લાંડમાં પહેલવહેલા પાડવામાં આવ્યા, પણ તે સને ૧૩૪૮ લગી લોકોના વાપરવામાં આવ્યા નહોતા. પરંતુ લોકોમાં સલાહશાંતિ અને આબાદી હતી, તેવામાં બારનોની અને રાજાની વચ્ચે પાછું તોફાન ઉઠવાની તૈયારી હતી. આર્ચબિશપ લાંગટન સને ૧૨૨૮ માં મરણ પામ્યો, અને તેના મૃત્યુ કેડે પોપ ૯મા ગ્રેગરીએ ઈંગ્લાંડ પોતાના તાબાનો દેશ હોય એમ ગણી વારંવાર પૈસા મંગાવ્યા, અને પોતાનાં યુદ્ધોને માટે બારનોની તથા પાદરીઓની મિલકતનો

પોપ ઈંગ્લાંડથી નાણાં મગાવે છે

દશમો હિસ્સો પણ માગ્યો. તેણે વળી ઈંગ્લાંડના બિશપોની જગ્યાઓ તથા ઉપજીવિકાઓ ઈતાલીના પાદરીઓને આપી દીધી એથી એ પાદરીઓ ઈંગ્લાંડના પૈસાથી ગરુમર થયા. આ પરદેશી પાદરીઓ લોકોના હિતની જરાએ દરકાર રાખતા નહિ. "ફ્રાયરો" એટલે "બંધુઓ" ના બે નવા પંથોએ આવીને લોકોને બોધ કર્યો

ન હોત તો તેઓ માઠી દશામા રહેત. તેઓ ડોમિનિકનો અથવા શ્યામ ફ્રાયરો અને ફ્રાન્સિસકનો અથવા શ્વેતફ્રાયરો કહેવાતા

ફ્રાયરો

ડોમિનિકનો ડોમિનિક નામે એક સ્પાનિઅર્ડના ચેલા હતા, અને ફ્રાન્સિસકનો આસિસિના ફ્રાન્સિસ નામે એક ઈતાલિઅનના શિષ્યો હતા તેઓમા બની પ્રજાના સારા માણસો ભળ્યા હતા નિર્ધન રહેવાનું વ્રત લઈ તેઓ ઉઘાડે પગે અને પોતાના રેશમી ઝભ્ભાની આસપાસ સણનો કમરપટો વીટાળી યુરોપ અને એશિઆમા ભટકતા ફરતા ઈગ્લાંડપરના શાહેરોના જે ભાગોમા છેક નીચા અને હલકા વર્ગના લોકો રહેતા હતા તે ભાગોમા તેઓ વશ્યા, અને એક સ્થળેથી બીજે સ્થળે જઈ તેમણે લોકોમાં ભળીને તેમના હિતને માટે ઉત્સાહથી મહેનત કરી. એમાનો એક ફ્રાયર પ્રખ્યાત રોજર બેકન હતો, તેણે ઓપસ મેજસ નામે એક મોટો ગ્રંથ લખ્યો હતો. એ પુસ્તક વાંચવાથી લોકોના વિચાર સાયન્સ (વિદ્યા) પ્રત્યે પહેલ વહેલા ગયા.

હ્યુબર્ટ ડી બર્ધ ઉપર ઈર્ષા થવાથી તેણે સને ૧૨૩૨ માં તેને જસ્ટિશિઅરના ઓહ્દાપરથી દૂર કરી રાજ્યની લગામ પોતાના હાથમા લીધી, અને મોટા મન્ત્રિઓની જગ્યા ઉપર માત્ર કારકુનો રાખ્યા. હેન્રી ઢગ વગરનો, પતરાજીખોર અને

હેન્રી એકનો રાજ્ય ચનાવછે, ૧૨૩૨ ૧૨૫૮

ઉડાઉ હતો, તથા તેને તેના માનીતાઓ જે રસ્તે દોરી લઈ જતા, તે રસ્તે તે મહેલથી દોરાતો, તેથી એ વખતથી રાજ્યમા અવ્યવસ્થા થઈ ગઈ. તે મળતાવડો હતો, અને કવિતા તથા હુન્નરકળા ઉપર તેની પ્રીતિ હતી. તેણે વેસ્ટ મિન્સ્ટરનું દેવળ હાલ છે તેવું ફરીને બધાવ્યું, અને ઈગ્લાંડની શિલ્પકળામા સુધારો કર્યો, પરંતુ રાજકાજમાં તે નિપુણ નહતો. હરકોઈ માણસપર ઘડીમા

તેનો ભરોસો બેમે અને ઘડીમા તેના પરથી ભરોસો ઉઠી જાય; તે દયાળુ અને ભલો હતો, તોપણ એવોતો નબળા મનનો હતો કે તેનાથી પોતાના પડના સબંધમા અથવા બીજાઓના સંબંધમા પ્રમાણિકપણે વર્તાયું નહિ

તેની મા ઈસાબેલા જોન રાજાના મરણ કેડે એક ફ્રેંચ કોંટ જોડે પરણી હતી, તેથી હવે ઈંગ્લાંડના પૈસા તથા જાગીરો પોતાના તરૂણ ફ્રેંચ માવકા ભાઈઓને તેણે આપી દેવા માંડ્યા પછી સને ૧૨૩૬ મા તેણે પ્રોવેન્સની ઇલીનોર વેરે લગ્ન કર્યું, તેથી તેના સગાઓને સારા સારા ઓહ્દા મળ્યા, અને તેના દરબારમા

પરદેશીઓની ભરતી

પુષ્કળ પરદેશીઓ ભરાયા. એ પરદેશીઓને તેણે ઈંગ્લાંડના જમીનદારોની કન્યાવેરે પરણાવ્યા. સ્ટ્રાંડની દક્ષિણે આવેના લંડનના જે ભાગને અદ્યાપિ સેવોય કહે છે, તે ભાગનું નામ ઇલીનોર રાણીના કાકાઓમાના એક નામે સવોયના પીટરના મહેલપરથી સવોય પડ્યુ.

પોપના માણસો બળાત્કારે પૈસા કઢાવતા તેથી, તથા પરદેશીઓના અતિલોભથી ઈંગ્લાંડ દેશ ભીખારી થઈ જતો હતો એનું વિશેષ કારણ એ હતુ કે રાજા પોતે ઈંગ્લાંડમા ઘણો ઉડાઊ ખર્ચ કરતો, અને ફ્રાન્સમાહેલા પોતાના બાપના સંસ્થાનો પાછા મેળવવાનો તે હમેશ પ્રયત્ન કરતો: એ સઘળા કાર્યોને માટે જોઈતા નાણા મેળવવાને તેને અર્લોની, બારનોની, અને બિ-

યોગ્ય ખજાનચી, ચાન્સેલર અને જસ્ટિસિઅર નીમવા દેવાને દરેક વખત આગ્રહ કરતા. રાજાએ ઘણાં વચનો આપ્યાં અને પટાઓને છવાર મજુર કર્યા-પરતુ તે તેણે પાળ્યા નહિ. વરસો વરસ તે નાણાં માગતો તેથી તેની તંગ અડચણો પડતી, વધારે વધારે નાણા માગ્યાથી વધારે વધારે અડચણો પડવા માંડી, તેથી છેવટે બારનોને લાગ્યું કે દેશમાથી પૈસો નિરંતર ખાલી થતો જાયછે, અને પરદેશી માનીતા વધતા જાય છે તેનો હવે અટકાવ કરવો જોઈએ

લિન્કનના બિશપ, ગ્રોસ્ટેસ્ટે, કાન્ટર્બરીના આર્ચબિશપ એડમન્ડ રિચે, અને ખુદ રાજાના ભાઈ કોર્નવાલના અર્લ રિચર્ડ પણ સારો રાજ્યકારભાર ચાલે તેને માટે ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ બારનોનો મુખ્ય આગેવાન લીસ્ટરનો અર્લ સાઇમન ડી મોન્ટફર્ટ હતો. અર્લ સાઈમન રાજાનો બનેવી થતો હતો, કારણ કે તેની બેન ઈલીનોર જોડે તે પરણ્યો હતો. આ-

સાઈમન ડીમો-ન્ટફર્ટ.

જાયબ જેવું છે કે એનાં માબાપ પરદેશી હતાં, પરંતુ તેની દાદી ઇંગ્રેજ હતી અને ઇંગ્લાંડનો એ ખરેખરો મિત્ર હતો. તે વચનનો સાચો, બોલ્યાપ્રમાણે કરનારો, અને સત્યનો બચાવ કરવામાં દૃઢ મનનો હતો, અને તેના મિત્ર ગ્રોસ્ટેસ્ટના અને આડમ માર્શ નામે એક ઉત્સાહી ફ્રાન્સિસ્કન સાધુના બોધથી તેનામાં લોકોપર સારો અમલ ચાલે એવી ઇચ્છા ઉત્પન્ન થઈ હતી. તેને માણસોની અથવા પૈસાની મદદ ન આપતાં હેન્રીએ તેની જોડે શરમ ભરેલી વર્તણુક ચલાવી, તોપણ તેણે ઘણાં વરસ લગી ગાસ્કનીમાં રાજાની

બાવીસ વર્ષ લગી નઠારો અમલ.

વતી અમલ કર્યો. તે ઇંગ્લાંડ પાછો આવ્યો તે વારે રાજાને કમઅકલના અને મૂર્ખાઈનાં કામો કરતો અટકાવવાનો તેણે પ્રયત્ન કર્યો, પરતુ તેનું કાંઈ વળ્યું નહિ. બાવીસ વર્ષલગી રાજ્યમાં ઘણી અવ્ય-

વરથા ચાલી. રિચર્ડ સને ૧૨૪૦ માં મરી ગયો, તેથી હેન્રીએ સવોયના બોનીફેસને કાન્ટરબરીના આર્ચબિશપ નીમ્યો. બોનીફેસ છેક જ તરુણ હોઈ રાણીનો કાકો થતો હતો. સને ૧૨૫૩ માં ગ્રોસટેસ્ટ પણ મરણ પામ્યો, અને તેણે મરતાં પહેલાં પ્રજાના દુઃખોનું પત્રક તૈયાર કરી મારો પ્રાણ જશે તોએ હું ન્યાય અને સત્યનો ત્યાગ કરીશ નહિ એવા સોગન સાઈમનને ખવડાવ્યા. અર્લ સાઈમને પોતાનું વચન પાળ્યું. થોડાં વરસકેડે તોફાનનો ભભૂકો કાઢી નીકળ્યો. જર્મનીના કૈસર કોન્રાડને સિસિલીમાંથી કહાડી મુકવાની ઇચ્છા થવાથી પોપ ૪ થા ઈનોસંટે સને ૧૨૫૪ માં હેન્રીને કહાવ્યું કે હું તમારા બીજા કુમાર એડ્મંડને સિસિલીનું રાજ્ય આપુંછું. આ સમયે એડ્મંડની ઉમર માત્ર નવ વરસની હતી. હેન્રી

પોપ સિસિલીનુ રાજ્ય એડ્મંડને આપવાનું કહેણ મોકલે છે

એવો તો બેવકૂફ હતો કે તેણે એ કહેણ કબૂલ કર્યું, અને એજ અરસામાં ઇનોસંટ મરી ગયો, તોપણ તેની પછી ૪ થો અલેકઝાંડર પોપ થયો, તેણે હેન્રીને નામે અને તેને ખર્ચે કોન્રાડ ઉપર ચઢાઈ કરી. માટે પોપના ૧૩૫,૦૦૦ માર્ક એટલે ૯૦,૦૦૦ પૌંડ દેવા છે, એમ રાજાને સને ૧૨૫૭ માં પોતાની પાર્લમેન્ટની આગળ કબુલ કરવું પડ્યું.

હેન્રીએ બારનોની સલાહ પૂછી નહોતી, તથા દેશમાંથી દ્રવ્ય ખાલી થઈ ગયું હતું, તેથી તેઓ તેના ઉપર ઘણા કોપાયમાન થયા હતા. તેઓએ માત્ર ૫૨,૦૦૦ માર્ક આપ્યા; અને સને ૧૨૫૮ ના જૂન માસની ૧૧ મી તારીખે તેઓએ ઓક્સફર્ડમાંની પાર્લમેન્ટમા હથિઆરબંધ આવી નીચેપ્રમાણે આગ્રહ પૂર્વક માગણી કરી.

ગાંડી પાર્લમેન્ટ સને ૧૨૫૮

રાજાની પસંદગીના બાર અને બારનોની પસં-

દગીના બાર મળી ચોવીસ બારનોએ રાજ્યમાં સુધારો કરવો; પાર્લામેન્ટે વરસમાં ત્રણવાર મળવું, કિલ્લા ઇંગ્રેજોને પાછા આપી દેવા, પોતાને સલાહ આપવાને રાજાએ જાતની પ્રિવિ-કૌન્સિલ રાખવી; અને એ બારનો જેઓને જસ્ટિશિઅર, ચાન્સેલર, અને ખજાનચી નીમે તેઓએ દર વર્ષની આખરે પ્રિવિકૌન્સિલને હિસાબ આપવો. રાજાના પક્ષના લોકો આથી ઘણા ગુસ્સે થયા; અને તેમણે આ પાર્લમેન્ટનું નામ "ગાંડી **પાર્લમેન્ટ**" પાડ્યું, તોપણ હેન્રીને નમવું પડ્યું; તેણે અને તેના

આક્સફર્ડના ધારા

સૌથી વડા કુમાર એડ્વર્ડે આ "ઓક્સફર્ડના ધારા" પાળવાના સોગન ખાધા. આ સમયે એડ્વર્ડ માત્ર ૧૯ વરસનો હતો. જે પરદેશીઓએ પોતાના કિલ્લા આપી દેવાનું કહ્યું તેઓમાં સૌથી પહેલો અર્લ **સાઈમન** હતો, અને ઘણા ખરા પરદેશી માનીતાઓ ફ્રાન્સ નાશી જવાથી તેમની જગ્યાઓ ઇંગ્રેજોને મળી.

હવે બારનો અમલ કરવા લાગ્યા, પરંતુ તેમને હાથ માત્ર બાર વરસ લગી હકુમત રહી, કારણકે પરદેશીઓને કહાડી મુક્યાથી તેઓમાંના ઘણાખરા બારનોએ સંતોષ માની સુધારા કરવા પાછળ શ્રમ લીધો નહિ. પરંતુ અર્લ **સાઈમન**ની ખરેખરી ઇચ્છા તો એ હતી કે સારો અમલ ચાલે. શાહજાદો એડ્વર્ડ જન્મથી ન્યાયી અને ઉદાર મનનો હતો, તેથી તેના મનનું વલણ **સાઈમન**ને સહાય કરવા તરફ હતું, પરંતુ આક્સફર્ડના "ધારા" પાળવાને આપેલા વચનમાંથી મુક્ત થવાને રાજાએ પોપને લખી મોકલ્યું હતું, અને એ મુક્તિપત્ર આવ્યું, એટલે તેણે **ટાવરગઢ** કબજે કર્યો, અને પરગણાંમાં હુકમો લખી મોકલ્યા કે બારનોના અમલદારોની આજ્ઞા કોઈએ પાળવી નહિ. એથી બારનો લડવાને ઉભા થયા, ને રાણી ગભરાઈને **ટાવર ગઢ**માં સંતાઈ બેઠી.

એકે મોટું યુદ્ધ થયું નહિ, તોપણ માંહોમાંહેની લડાઈ ચાલશે એવું ભય લાગ્યુ. છેવટે એવું ઠર્યું કે ફ્રાન્સનો રાજા ૯ મો લુઈ ભલો છે, અને તેની ભક્તિ તથા ઉમદા ગુણોને લીધે તેનાપર લોકોનો ઘણો પૂજ્યભાવ છે, માટે બધી તકરારનો નિકાલ કરવાનું કામ તેને સોપવું. સ્વતંત્રપણે અમલ કરવાનો રાજાનો હક્ક છે, એવું વિચારી સંત લુઈએ (સને ૧૨૮૭માં એનું નામ સંતોના પત્રકમાં દાખલ કરવામા આવ્યું તેપછી એનું એ નામ પડ્યું) આમિએનના લવાદનામામાં કેવળ હેન્રીના લાભમાં ફેંસલો આપ્યો.

આમિએનનું લવાદનામું, સને ૧૨૫૪

ખરૂ જોતાં રાજાની અને બારનોની વચ્ચે અધિકારને માટે જોન રાજાના વખતથીજ વઢવાઢ ચાલ્યાં કરતી હતી, તોપણ આ વેળા પ્રખ્યાત " બારનોનો વિગ્રહ " ચાલ્યો. પંદર હજાર લંડનવાસીઓ અર્લ સાઈમનને જઈ મળ્યા; અને ઈલીનોર રાણીએ ટાવર ગઢમાંથી નીકળી નાસવાનું કર્યું,ત્યારે લોકોએ તેનું અપમાન કરી તેનાપર પત્થરા અને કાદવ ફેંક્યા. કેટલાક બારનો રાજાના પક્ષમાં ભળ્યા અને હવે ઉઘાડી લડાઈ ચાલી; તેથી શાહજાદા એડ્વર્ડે તમામ પરદેશી ફોજ લઈ પોતાના બાપનો પક્ષ કર્યો. પરંતુ અર્લ સાઈમનની કને પણ મોટી ફોજ હતી. નાની નાની ઘણીક ઝપાપીઓ થયા કેડે સને ૧૨૬૪ ના મે માસની ૨૪ મી તારીખે લૂએસ શહેરની થડમાં બંને તરફનાં સૈન્યો સામાસામી આવી ગયાં. પહેલેતો રાજાની ફોજને જય મળ્યો, પરંતુ લંડનવાસીઓએ તરૂણ એડ્વર્ડની માનું અપમાન કર્યું હતું, તેથી તે તેમને હરાવીને જોરાભેર તેમની કેડે પડ્યો. લડાઈમાં પહેલો હાથ એણે ઉગાર્યો હતો. તે પાછો આવ્યો ત્યારે રાજાના લશ્કરની હાર થયેલી અને રાજા કેદ પકડાયલો તેના જોવામાં આવ્યો. એથી એડ્વર્ડને પણ દુશ્મનને શરણે જવું પડ્યું.

બારનોનો વિગ્રહ સને ૧૨૬૪

લુએસનો સંગ્રામ સને ૧૨૬૪

એ પછી એક વરસ કરતા વધારે મુદત લગી અર્લ સાઈમને પોતાની જોડે રાજાને રાખી તેને નામે ઇંગ્લાંડમા રાજ્ય ચલાવ્યું સને ૧૨૬૫ ના જાનેવારી મહીનાની ૨૦ મી તારીખે તેણે વેસ્ટમિન્સ્ટરમા પાર્લમેન્ટ બોલાવી એ પાર્લમેન્ટમા તેની મત્તાને ટેકો આપનારાજ માણસો માત્ર મળ્યા હતા, તોપણ એ પાર્લમેન્ટ ઘણી ઘણી અગત્યની હતી કારણ કે સાઈમને પાર્લમેન્ટમા અમીરોની જોડે બેસવાને દરેક પરગણામાથી (સને ૧૨૫૮ મા બોલાવ્યા હતા તેમ) બબે નાઇટોને બોલાવ્યા એટલુંજ નહિ, પણ દરેક શાહેર અને કસ્બાની તરફથી એ બબે મુખ્તારોને તેડાવ્યા, એથી નગરના લોકો એટલે કામન્સ તરફના મેંબરો પહેલ વહેલા પાર્લમેન્ટમા દાખલ થયા અમલના વખતમા પરગણાની સભામા નાઇટો નીમાતા, તેમ આ વેળા પરગણાની કચેરીમા પરગણાના જમીદારો નાઇટોને નોમતા, અને હાલના પરગણાના મેમ્બરોના જેવાજ તેઓ હતા એ મેમ્બરો અદ્યાપી પરગણાના નાઇટો કહેવાયછે શહેરો અને કસ્બાના મેમ્બરોને નગરવાસીઓ નીમતા

રાજા અને શાહજાદા કેદમા ૨ હ્યા ૧૨૬૪ ૧૨૬૫

મુખ્યાર ને પાર્લમેન્ટમા બોલાવ્યા તા ૨૦મી જાનેવારી ૧૨૬૫

પરંતુ સાઈમનના પક્ષમા પાછો કુસંપ પેઠો તેના હાથમા મત્તા હતી તેથી તે ઉપર બારનો અને વિરોધ કરીને ગ્લાસ્ટરનો અર્લ દાઝે બળતા હતા સાઈમનના પુત્રોના અભિમાનથી તેમના મન દુખાયા હતા, અને રાજા કેદમા રહે તે પ્રજાને ગમતું નહોતું શાહજાદા એડવર્ડને હેરિફર્ડમા નજરકેદ રાખ્યો હતો, તેણે છેવટે પોતાના પહેરેગીર સ્વારોને ઘોડા દોડાવવાની રમત રમાડી ને તેમના ઘોડા થાકી ગયા, એટલે તે પલાયન કરી ગયો

શાહજાદા એડ્વર્ડ નાશી જાય છે તા ૨૮ મી મે સને ૧૨૬૫

તે પાછો છુટો થવાથી તેના જુના મિત્રો તેને વળગાઈ વળ્યા

અને ગ્લાસ્ટરનો અર્લ મોટું લશ્કર લાવી તેને જઈ મળ્યો તેણે ઝટપટ સેવર્ન નદીને કાંઠે કાંઠે કુચ કરી ગ્લાસ્ટર અને વુર્સ્ટર પરગણા લઈ લીધા, પૂલો ભાગી નાખ્યા, અને સાઈમનને નસાડી મૂક્યો. સાઈમન નાશીને વેલ્સના શાહજાદા લુએલિન-

ઈવ્ઝમનું યુદ્ધ, તા ૪થી આગષ્ટ ૧૨૬૫

ને શરણે ગયો. પછી એડ્વર્ડ કેનિલવર્થ જઈ સાઈમનનો દીકરો પોતાના બાપની કુમકે આવતો હતો તેને હરાવ્યો, અને સાઈમનના પુત્રના નાયટોની કનેથી ઝુંટવી લીધેલા વાવટા પોતાના લશ્કરને મોખરે રાખી દુશ્મન થડમાં આવ્યાની ખબર પડતા પહેલાં વુર્સ્ટર પરગણાના ઈવ્ઝમ શહેર આગળ તેણે વૃદ્ધ અર્લ ઉપર ધમારો કર્યો સાઈમનની કને બિનકવાયતની વેલ્સ લોકની નાની સરખી ફોજ માત્ર હતી, અને તેને લાગ્યું કે હવે જય મળવાનો નથી. તેની પાસે થોડાક બારનો ઉભા હતા, તેમને તેણે કહ્યું કે "આપણે આપણા આત્મા ઈશ્વરને સોંપીએ, કારણકે આપણા શરીરના માલિક શત્રુઓ છે," અને તે બહાદુરીથી લડતા મૂઓ. મરતી વેળા તે બોલ્યો કે "મારી વાણીપર પરમેશ્વરની કૃપા છે."

તે મરણ પામવાથી જય મળવાની બધી આશા નાશ પામી માહોમાંહેની લડાઈ એક વરસ લગી ચાલ્યા કરી અને પછી કેનિલવર્થનું તહનામું થયું. તેની રૂઈએ ગતએ

# प्रकरण ९ मुं.

## वेल्स अने स्काट्लांड जोडे वढवाढ.

(વેસ્ટમિન્સ્ટરનો)૧ લો એડવર્ડ, ઈ.સ.૧૨૭૨-૧૩૦૭.
|
(કાર્નાર્વનનો) ૨ જો એડ્વર્ડ, ઈ. સ. ૧૩૦૭-૧૩૨૭.

હેન્રીનો કાળ થયો, તેવારે રાજસભાએ શાહજાદા એડ્વર્ડની ફ઼ેરવાઈ ફ઼રવી અને તે ઈંગ્લાંડ પાછો આવ્યો, અને સને ૧૨૭૪ ના આગષ્ટ મહીનાની ૧૯ મી તારીખે તેનો રાજ્યાભિષેક થયો, ત્યાં લગી એટલે લગભગ બે વર્ષ પર્યંત સલાહ શાંતિથી અમલ ચલાવ્યો. એ વેળા તેની ઉમર પાંત્રીસ વર્ષની હતી. તે ઉંચો અને જબરો હતો, તથા તેના વાળ કાળા અને આંખો નરમાશ ભરેલી હતી, પરંતુ તે ઉશ્કેરાતો ત્યારે તેની આંખોપરથી તેનો કોપ જણાઈ આવતો. એ ઈંગ્લાંડના સર્વોત્તમ રાજાઓમાંનો એક હતો, અને એણે કાયદામાં ઘણા ઉપયોગી સુધારા કર્યાં. પોતાના માબાપ, પત્ની, તથા સંતાનોપર એનો ઘણો પ્રેમ હતો. એની માનું અપમાન થવાથી એને ગુસ્સો ચઢયો હતો તેપરથી, તથા લિંકન શાયર અને વેસ્ટમિન્સ્ટરની વચ્ચમાં જે જે સ્થળે તેની પહેલી રાણી એલીનોરના શબને દાટયું હતું, તે તે સ્થળે ઉભા કરેલા ક્રૂસોપરથી તેમનાપરની તેની અંતઃકરણની ભક્તિનો પુરાવો મળી આવેછે. એ ક્રૂસો અદ્યાપિ જોવામાં આવેછે. એમાંના એક ક્રૂસના નામપરથી એક મહોલ્લાનું નામ ચેરિંગક્રોસ પડયું છે. એડ્વર્ડ બહાદુર, સત્યવાદી, અને સ્થિરમનનો હતો, અને "સત્યપાળ" એ તેની કહેવત થઈ પડી હતી. પોતાના બાપની ભૂલો માલમ પડવાથી તેને પ્રજાનો પ્રેમ મેળવવાની

રાજપ્રતિનિધિ સભા (રીજન્સી) સને ૧૨૭૨-૭૪

એડ્વર્ડનો દેખાવ, અને લક્ષણ

તથા તેમને માટે સારા કાયદા બાંધવાની ઇચ્છા થતી હતી. એમ કરવામાં તે કોઈવાર નિષ્ફળ થતો, તેનું કારણ એજ કે રાજા કાયદાને વેગળો મૂકી શકે એ જુનો વિચાર તેના મનમાં હજુ ભરાઈ રહ્યો હતો.

બારનોના વિગ્રહ પછી જસ્ટિશીઅરની જગ્યા પાછી કહાડી નહોતી. રાજાથી ઉતરતો અધિકાર હમણા ચાન્સેલરના હાથમાં હતો, અને રાબર્ટ બર્નેલ પહેલ વહેલો ઇંગ્લાંડનો મોટો ચાન્સેલર થયો. જે ગેરરીતો ચાલતી હતી, તેઓમાં એડ્વર્ડ તાબડતોબ સુધારો કરવા માંડ્યો. મૂલ આપ્યા વગર પોતાના કિલ્લામાં ઢોરોને હાંકી લઈ જવાની અથવા ગેરવાજબી રીતે નાણાં ઉઘરાવવાની બારનોને તેણે મના કરી, અને એવો કાયદો કર્યો કે પ્રજાની નજરમાં આવે તેઓને શેરીફોની અને બીજા ન્યાયાધીશોની જગ્યાઓપર તે નીમે. તેણે દેશના ચલણી નાણામાં પણ સુધારો કર્યો, અને રૂપાના અડધા પેનીઓ અને ફાર્ધિગો પડાવ્યા. આલ્ફ્રેડના સમયથી તે અત્યાર લગી રૂપાના પેનીપર ઊંડો ક્રૂસ (સાથિઓ) પાડતા, અને લોકોને પરચુરણનો ખપ પડતો તેવારે ભાંગીને તેના તેઓ બે અથવા ચાર કકડા કરતા.

પહેલવહેલો મોટો ચાન્સેલર સને ૧૨૭૪

અડધા પેની-ઓ અને ફાર્ધિંગો પાડયા

પછી એડ્વર્ડે પોતાનું લક્ષ વેલ્સ પ્રત્યે લગાડ્યું. એ દેશમાં હમેશ બખેડા થયા કરતા. બ્રિટનોએ પોતાની લગભગ તમામ ભૂમિ હળવે હળવે ગુમાવી દીધી હતી. સ્ટ્રાથક્લૈડ અને કમ્બ્રિઆ એ બે પરગણાં લાંબા સમયથી ઇંગ્લાંડ અને સ્કાટલાંડમાં ભળી ગયાં હતાં, પશ્ચિમ વેલ્સ એટલે ડેવન અને કાર્નવાલ પરગણાં દક્ષિણ ઇંગ્લાંડનો ભાગ થયાં હતાં, અને વેલ્સની દક્ષિણભણીના પરગણાં પણ નોર્મન બારનોએ જીતી લીધાં હતાં એ બારનો વેલ્સના સીમાડા પર

વેલ્સ

રહેતા હતા તેથી તેઓ "વેલ્સની સરહદોના ધણી" કહેવાતા હતા ઈંગ્રેજમાં સરહદને માર્ચ કે માર્ક કહેછે. ફક્ત ઉત્તર વેલ્સમાં વસનારા વેલ્સ લોકોપર અદ્યાપિ સ્વદેશી હાકેમોનો અમલ હતો, અને તેમના ભાટો તિરસ્કાર પામેલા સાકસનોનાં અને ભલા રાજા આર્થરના સમયના ગીતો ગાતા સ્નોડનનો સ્વામી અને વેલ્સનો શાહજાદો લુએલિન એ હાકેમોનો ઉપરી હતો. તેણે બારનોના વિગ્રહના સમયમા અર્લ સાઈમનને સહાય કરી સ્વતંત્ર હકૂમત ચલાવી હતી, અને હવે ઈંગ્લાડ આવી એડવર્ડનું સેવકપણું કબૂલ કરવાની ના કહી.

લુએલિન સેવકપણું કબૂલ કરવાની ના પાડેછે

એથી વધારે વર્ષ લગી સલાહ કરવાના તમામ ઉપાયો અજમાવ્યા કેડે રાજા છેવટે સને ૧૨૭૭ માં લશ્કર લઈ વેલ્સમાં ગયો, અને લુએલિનને ડુંગરી કિલ્લામાં નસાડી મૂક્યો. પછી તેને શરણે આવવું પડ્યું એડવર્ડે તેની સાથે કેટલીક સરતો કરી, તેને તેનો ઈલકાબ તથા અધિકાર રાખવા દીધા, અને સાઈમન ડી મોન્ટફર્ટની દીકરી વેરે પરણવાની રજા આપી.

પરંતુ ચાર વર્ષ કેડે, પાછું બંડ ઊઠ્યું. લુએલિન બહાદુર અને પ્રૌઢ સરદાર હતો, પરંતુ તેનો ભાઈ ડેવિડ અસ્થિર મનનો અને જોખમ માથે લેનારો હતો. તેણે એકવાર લુએલિનને દગો દઈ ઈંગ્રેજોનો પક્ષ કર્યો હતો હવે તેણે નારાજ થઈ ઈંગ્રેજોને દગો દીધો; અને ફ્લિન્ટશાયર માહેલા હાવર્ડન કિલ્લામાં ધૂસી વેલ્સનો મુખ્ય ન્યાયાધીશ ઇંગ્રેજ હતો, તેને કેદ પકડ્યો. અને સરહદોપર હલ્લો કરી તેઓમાં લૂટફાટ કરવાને લુએલિનને તથા વેલ્સના રાજાને સમજાવ્યા. ઈંગ્લાંડમાં ચાલતું નાણું ગોળ થશે તેવારે વેલ્સના શાહજાદાનો લંડનમાં રાજ્યાભિષેક થશે એવું વેલ્સ લોકો ભવિષ્ય કહેતા, અને ભાગેલા પેનીઓને બદલે નાના ગોળ શિક્કા પાડવામાં આવ્યા, તેપરથી લોકે ધાર્યું કે એ ભવિષ્યકથન ખરૂં પડશે રાજા

વેલ્સની છત, સને ૧૨૮૨

લશ્કર લઈ ફરીને વેલ્સપર ચડ્યો, અને ત્યાં શિયાળામાં સખ્ત ટાઢ પડતી હતી તેથી ઘણું મકટ વેઠવું પડ્યું, પરતુ તેથી તે ડગ્યો નહિ. દેવની કૃપાથી વાઈ નદીને તીરે નાની લડાઈ થઈ તેમાં લુએલિન પડ્યો, અને તે મરણ પામવાથી વેલ્સ જીતાયું થોડા માસ કેડે ડેવિડ પકડાયો, અને રાજદ્રોહીને કરવામાં આવતી દેહાંત દંડની યોગ્ય શિક્ષા પામ્યો. એડ્વર્ડે આખું વરસ વેલ્સમાં રહી સારા કાયદા દાખલ કર્યા, અને તે ત્યાં હતો તે અરસામાં તેના કુમાર એડ્વર્ડનો કાર્નાર્વનમાં સને ૧૨૮૪ માં જન્મ થયો.

વેલ્સના પહેલ વહેલો ઈંગ્રેજ શાહજાદો, સને ૧૩૦૧

વેલ્સને માટે જુદા કાયદા હતા તોપણ એ વખતથી તેને ઈંગ્લાંડ સાથે જોડી દીધું અને ૧૩૦૧ માં એડ્વર્ડે વેલ્સમાં જન્મેલા પોતાના કુંવરને વેલ્સ લોકોનો રાજા ઠરાવ્યો. એલીનોરના ચાર કુમારોમાં એજ માત્ર જીવતો રહ્યો હતો. એ કુંવરને વેલ્સ લોકો બહુ ચહાતા હતા, અને વેલ્સનો પહેલવહેલો ઇંગ્રેજ શાહજાદો એ હતો અને સને ૧૩૦૭ માં એ ગાદીએ બેઠો. એટલે એ એક વેલ્સ શાહજાદાનો લંડનમાં પટ્ટાભિષેક થયો.

એ પછીનાં બાર વરસ મુખ્યત્વે કાયદાને સુધારવામાં ગાળ્યાં. એમાંના ત્રણ વરસ લગી એડ્વર્ડ ઇંગ્લાંડમાં ન રહેતાં પરદેશ રહેતો. એ કાયદા અદ્યાપિ કાયમ રહ્યા છે. જમીનને લગતા કાયદાની સંભાળથી ગોઠવણ કરી, અને પ્રખ્યાત "માર્ટ્મેનનો કાયદો"

માર્ટ્મેનનો કાયદો, સને ૧૨૭૯

મંજૂર કર્યો. પરવાના વગર દેવસ્થાનો આદિથી જમીન રાખી શકાય નહિ, એવી એ કાયદામાં બંધી કરી. જમીનને પેટે ફ્યુડલ નિયમ પ્રમાણે નોકરી કરવી ન પડે તેટલામાટે લોકો પોતાની જમીન દેવસ્થાનોને અને ધર્મસભાઓને આપી દેવાનો ઢોંગ કરતા, તેનો એ કાયદાથી અટકાવ થયો. ન્યાયની કચેરીઓને જસ્ટિશિઅરના ઉપરીપણા નીચે જોડી દેવામાં આવતી, તેઓના ત્રણ ભાગ આ વેળાને સુમારે પાડ્યા. સર્વથી વરિષ્ઠ કચેરી (કિંગ્સબેન્ચ) એમાં

સરકારી બાબતોની તપાસ થતી; સાધારણ મુકદ્દમા ચલાવવાની કચેરી, એમાં લોકોના ખાનગી દાવા ચૂકવાતા; અને જમાબંધી કરવાની કચેરી (કોર્ટ ઓવ ધિ એક્સચેકર) એમાં રાજાની મહેસૂલને લગતી તમામ બાબતોનો નિકાલ થતો. કાયદાને લગતી જે બાબતોમાં લોકો "દયા અને કૃપા" નેમાટે રાજાને અપીલ કરતા

ન્યાયની કચેરીઓની વ્યવસ્થા

તે તમામ બાબતોની પણ ચાન્સેલરે હવે તપાસ કરવા માંડી અને તેથી ત્રીજા એડ્વર્ડના અમલ લગીમાં ચાન્સરીની કોર્ટને નામે કહેવાતી કચેરીનો તે હળવેહળવે ઉપરી બન્યો. એમાંની હરકોઈ કચેરીથી જે તકરારોનો નિકાલ ન થતો તે તકરારો છેવટે ગેરઈન્સાફની દાદ મળવા માટે પ્રિવિકોન્સિલમાં રાજાની હજૂરમાં આવતી.

પછી એડ્વર્ડે કાળજી રાખી લૂટફાટ અને મારામારી બંધ પાડી. આ વેળા દુરાચારી લોકોનાં મોટાં ટોળાં લૂટ કરી તથા લોકોને જબરાઈથી નાણાં કઢાવી પોતાનું ગુજરાન ચલાવતા. એક પ્રસંગે ગામડાના કેટલાક ગૃહસ્થોએ લિન્કન શાયરમાંના બોસ્ટન શહેરની બજારમાં ખરેખરી ધાડ પાડી વેપારીઓને લૂટી લઈ મારી નાંખ્યા, અને તેઓ ડક્કા લગી પોતાનાં વહાણો લાવ્યા હતા તેઓમાં લૂટેલો માલ લઈ ગયા. આ મોટા અનર્થો બંધ પાડવાને એક કાયદો કરવામાં આવ્યો, તેની રૂએ માણસ હથિઆર રાખવાને તથા લૂટારાઓને પકડવાના "શોરબકોર" માં સામીલ થવાને બધાયો અને "શાંતિના રક્ષક"નું કામ કરવાને તથા ગુનેગારો શિક્ષા પામે છે, તે વિષે શેરિફ ઉપર નિધેબાની રાખ-

શાંતિના રક્ષકો, સને૧૨૮૫

૧. સને ૧૮૭૫ માં ન્યાયની કચેરીઓના વહીવટમાં ફેરફાર કરવામા આવ્યો તે વારે એ કચેરી ન્યાયની હાઈકોર્ટનો "ચાન્સરી વિભાગ" થયો અને એમાં ઘણા પ્રકારના ફેરફાર કરવામાં આવ્યા છે.

વાને દરેક પરગણામાં સને ૧૨૮૫ માં એકેક નાઈટ પસંદ કરવામાં આવ્યો. એ રક્ષકો પાછળથી "સુલેહના અમલદારો" અથવા "પરગણાના માજીસ્ટ્રેટો" થયા પ્રત્યેક માજીસ્ટ્રેટ હમણા પોતાની પાડોશમાં થતા ગુનાહની તપાસ કરી તેને માટે શિક્ષા કરેછે.

યાહુદીઓને કહાડી મુક્યા એ આ ઉપયોગી સુધારામાં એક એબકારક કલંક હતુ ઘણાક રાજાઓએ પોતાના અમલમાં યાહુદીઓનુ વિશેષ રક્ષણ કર્યુ હતુ, તેથી તેઓ ઘણું ભારે વ્યાજ ખાઈ દિવસે દિવસે વધારે શ્રીમત થતા ગયા હતા.

અમીરો ઘણાક યાહુદીઓતીકને નાના જમીનદારોને નાણું ધીરાવી તથા તે પેટે તેમની જાગીરો ખુચાવી લેઈ તેમને પાયમાલ કરાવતા એથી યાહુદીઓપર લોકો દાઝે બળતા હતા તેઓનાપર શિક્કા કાપવાના તથા ઘણીક હરામખોરી કરવાના આરોપ પણ મુકવામાં આવ્યા હતા. સોવસા એ તોહમતો વાજબી હતાં. ૧ લા રિચર્ડ રાજાના રાજ્યાભિષેકની વેળાએ લંડનમા અને યોર્કમાં યાહુદીઓની ત્રાસજનક કતલ ચાલી હતી અને "બારનોના વિગ્રહ" ના સમયમા યાહુદીવાડોને એક પછી એક લુટી લીધી હતી. ગ્રોસ્ટેસ્ટ અને સાઇમન ડી મોન્ટફર્ટ એ બઉની ઇચ્છા યાહુદીઓને દેશનિકાલ કરવાની હતી, અને હવે એડ્વર્ડે હુકમ કર્યો કે જે યાહુદીઓ ખ્રિસ્તી ન થાય તેમણે ઇગ્લાંડ છોડીને ચાલ્યા જવુ. તેણે તેમનીકને તેમની દોલત રહેવા દીધી અનેતેમને હાંકી કહાડયાથી પૈસો મેળવવાનું એક સાધન તેણે પેડે ગુમાવ્યુ પરતુ એ કૃત્ય ઘાતકી હતુ અને ફ્રાન્સ જતા તેઓમાંના ઘણાક લુટાયા અને પાયમાલ થયા. એમ લુચ્ચા ભેગા મારા માણસો દુખ પામ્યા એ વખતથી ક્રામ્વેલના સમય પર્યંત ઇંગ્લાંડમાં એક યાહુદી નહોતો.

યાહુદીઓને કહાડી મુક્યા, સને ૧૨૯૦

આ કૃત્ય જાુનગી હતું, પરંતુ એડવર્ડે નાઈટોને તથા નગરજનોને પાર્લમેન્ટમા બોલાવવાની સાઇમન ડી મૉન્ટ્ફર્ટની યોજના સ્વીકારી સ્વાધીનતા ભણી ઘણું વધારે ઉપયોગી પગલું ભર્યું પાર્લમેંટમા બારનો અને બિશપોકનેથી માત્ર તેને નાણાની બક્ષિસો મળી શકતી પરગણા, નગરજનો, અને પાદરીઓ એ પ્રત્યેકનીકને પાર્લમેન્ટની બહાર પૃથક્ પૃથક્ માગણી કરવી પડતી અને એથી ઘણીક અડચણ પડતી. હવે

પહેલ વહેલી સમગ્ર પાર્લમેંટ સને ૧૨૯૫

દરેક પરગણામાથી બબે નાઈટોને, દરેક નગરમાથી લોકોના બબે પ્રતિનિધિઓને, અને દરેક બિશપની સત્તા નીચેના પ્રદેશમાથી બબે પાદરીઓને બોલાવ્યાથી એ મેમ્બરો પોતાને નીમનાર લોકોની વચ્ચે આવી નાણા આપી શકતા વળી "જે બાબત સઘળાને લગતી હોય, તે વિષે સર્વેની સમતિ જોઈએ" એ યથાર્થ છે એવું એડ્વર્ડ કહેતો, તે વાજબી હતું એથી સને ૧૨૯૫ મા રાજાની આજ્ઞાથી સમગ્ર અને સંપૂર્ણ પાર્લમેન્ટ પહેલ વહેલી બોલાવવામા આવી દરેક અમીરને નામવાર જાુદો પત્ર લખીને અને નાઈટોને તથા લોકોના પ્રતિનિધિઓને શેરિફનો હુકમ મોકલીને તેડાવ્યા એ પાર્લમેન્ટ હાલની પાર્લમેન્ટના જેવીજ હતી, ફેર એટલોજ કે અમીરો અને મધ્યમ વર્ગના લોકો એકઠા બેસતા, અને એમા પાદરીઓ પણ હતા પછવાડેથી પાદરીઓએ આવવાની નાકબૂલી અને તેઓએ પોતાની જાુદી સભા એટલે કોન્વોકેશનમા એકઠા મળી નાણાની મજૂરી આપવાનું વધારે પસદ કર્યું અને એજ કારણથી હાલની આમની સભામા પાદરીઓ બિલકુલ નથી અગાઉના વખતની આ પાર્લમેન્ટોની અને હમણાની પાર્લમેન્ટની વચ્ચે કેટલીક બીજી બાબતોમા પણ તફાવત હતો તેઓ જ્યારે જ્યારે મળતા ત્યારે ત્યારે નવા મેમ્બરો પસદ કરવા-

મેમ્બરોને ખર્ચ મળતો.

માં આવતા અને લોકોને મેમ્બરોનો ખર્ચ આપવો પડતો. લોકના પ્રત્યેક પ્રતિનિધિને રોજના બે અને દરેક નાઇટને ચાર શિલિંગ મળતા. તે વખતના બે અને ચાર શિલિંગની કીમત હાલના પાંચ અને દશ શિલિંગ જેટલી થતી; અને મેમ્બરોને શ્રમ લેવો પડતો, તથા લોકોને ખર્ચ આપવો પડતો તે તેમને ઝાઝું ગમતું નહિ. વળી રાજાને નાણું પુરૂ પાડવાની નવી માગણી કરવા સારૂજ દર વેળા પાર્લમેન્ટ મળે છે એવું લોકો માનતા, અને પાર્લમેન્ટમાં પોતાની તરફથી બોલનારા મેમ્બરો નીમાયાથી આગળ જતાં કેટલી સતા પ્રાપ્ત થશે તે વિષે તેઓ થોડોજ વિચાર કરતા. સમગ્ર પાર્લમેન્ટ પહેલ વહેલી મળી તે પછી એક વરસે એડ્વર્ડને સ્કાટ્લાંડ જોડે લડાઈથઈ. એ અને દેશોની વચ્ચે લગભગ સો વરસથી સલાહ ચાલતી હવી. સને ૧૨૮૬માં સ્કાટ્લાંડનો ત્રીજો અલેક્ઝાંડર મરણ પામ્યો, અને ગાદીની પ્રત્યક્ષ વારસ માત્ર તેની બાળ પૌત્રી અને નાર્વેના રાજા એરિકની કુવરી માર્ગારેટ હતી. સને ૧૨૯૦ ના ઉનાળામાં આ નાર્વેની બાળ કન્યા કાર્નાર્વનના શાહાજાદા એડ્વર્ડ જોડે પોતાનો વિવાહ કરવાને આવતી હતી તેવામાં મરી ગઈ, તેથી સ્કાટ્લેંડપર રાજ્ય ચલાવનાર કોઈ રહ્યું નહિ. એડ્વર્ડ

સ્કાટ લેંડપર રાજ્ય ચલાવનાર કોઈ રહ્યું નહિ સને ૧૨૯૦

સ્કાટ્લાંડનો રાજાધિરાજ હતો તેથી તેને સ્કાટ્લાંડની કૌંસિલે કહ્યું કે પાંચ અમીરો ગાદીનો દાવો કરે છે, તેઓમાં કોનો હક ખરો છે, તે ઠરાવી આપો. એ કારણથી એડ્વર્ડે સ્કાટ્લાંડની પાર્લમેન્ટને સરહદપર આવેલા એરિકશાહેરની ચડમા નાર્હામ ગામમાં બોલાવી અને તેની કને પોતાનું પ્રભુત્વ કબુલ કરાવ્યા કેડે ત્રણ મુખ્ય દાવાદારોના હકની સંભાળથી તપાસ ચલાવી. એ દાવાદારો જોન બેલિઅલ, રાબર્ટ બ્રૂસ અને જોન હેસ્તિંગ્સ, સ્કાટ્લાંડના ૧ લા ડેવિડ રાજાના કુળમાં જન્મેલી ત્રણ બેનોના વંશજો હતા. જોન

બેલિયેલ એ ત્રણ બેનોમાંની સૌથી વડીનો દૌહિત્ર હતો. તેને એડ્વર્ડે હક્કદાર ઠરાવ્યો એણે સ્કાટલાંડના રાજા જોનના નામથી એડ્વર્ડની આધીનતા કબૂલ કરી, અને થોડા વખત લગી સઘળું ઠીક ચાલ્યું, પરન્તુ ફ્યુડલ પદ્ધતિ પ્રમાણે ધણીપણાના હક્કથી જેટલી સત્તા મળે તેના કરતા વધારે સત્તા મેળવવાની એડ્વર્ડને ઇચ્છા થઈ. તેણે એવો આગ્રહ કર્યો કે સ્કાટલાંડની અદાલતોમા જે ફેંસલા થાય, તેપર સ્કાટલાંડના અમીરોએ અને નગરવાશીઓએ મને અપીલ કરવી, અને ગિયેન સબબી તેને ફ્રાન્સના રાજા જોડે લડાઈ થઈ, તેવારે પોતાની જોડે આવી તેની સામે લડવાને સ્કાટલાંડના અમીરોને બોલાવ્યા તેઓએ ચાકરાઈ જઈ આવવાની ના કહી, અને ઈંગ્લાંડની સત્તા ઉઠાડી દેવાને આતુર હોવાથી તેઓએ ફ્રાન્સના રાજા જોડે ગુપ્ત કરાર કર્યો, અને ઈંગ્લાંડની સરહદ આગળી કમ્બર્લાંડ પરગણું લૂટી વેરાન કર્યું.

જેન બેલિઅલને રાજા ઠરાવ્યો, સને ૧૨૯૨

એથી એડ્વર્ડને ઘણો ક્રોધ ચઢયો. પોતાની વતી પોતાના ભાઇને ગાસ્કની મોકલી તેણે ઉત્તર ભણી મોટું લશ્કર લઈ જઈને બરિક શહેરને ઘેરો ઘાલ્યો, અને તે શહેરના રહેવાશીઓના મહેણાંથી ખીજવાઇને ગાંડા જેવો બની જઈ સર્વેને ઘાતકી રીતે મારી નાંખ્યા બેલિઅલ હજુ તેની અવજ્ઞા કરતો હતો તેથી તેણે પછી એડિનબરો, સ્ટર્લિંગ, અને પર્થ શહેરો સર કર્યાં અને મોન્ટ્રોઝમા બેલિઅલને કેદ પકડી ઈંગ્લાંડ મોકલી દીધો પછી એ રાજ્યપર હકૂમત ચલાવવાને તેણે ઇંગ્રેજોની એક કૌન્સિલ નીમી, અને સ્કોન નગરના જે "પવિત્ર પાષાણ" ઉપર સ્કાટલાંડના રાજાઓનો પટ્ટાભિષેક કરવામાં આવતો હતો, તે પાષાણ તથા સરકારી જવેરાત ઇંગ્લાંડ લઈ ગયો. આ

સ્કાટલાડમાં પહેલવહેલો વિગ્રહ. સને ૧૨૯૬

---

૧ આ પુરૂષના પિતાએ આક્સફર્ડની બેલિઅલ પાઠશાળા સ્થાપી હતી.

પાષાણને વેસ્ટમિન્સ્ટરના દેવળમાંની બાદશાહી ખુરશીના આસન પર જડયોછે, અને એપર ઇંગ્લાંડના રાજાઓનો અદ્યાપિ રાજ્યાભિષેક કરવામાં આવેછે. સ્કાટ લોકો કહેતા કે એ પાષાણ ચોડો વહેલો જ્યાં જ્યાં લઈ જવામાં આવશે, ત્યાં ત્યાં સ્કાટ રાજાઓનો અમલ થશે; અને ૧ લા જેમ્સ રાજાનો પટ્ટાભિષેક થયો તેવારે એ ભવિષ્યકથન ખરૂ પડયું.

વેલ્સ દેશ જીતી લીધો, તેમ સ્કાટલાંડ દેશ હવે જીતાયો, એવું એડવર્ડે ધાર્યું. પરંતુ જે લોકોની જોડે તેને કામ પડવાનું હતું તે લોકોને તેણે ઓળખ્યા નહિ. પોતાની સ્વાધીનતા જતી રહ્યાથી જુસ્સાવાળા સ્કાટ લોકો ક્રોધે ભરાયા હતા, અને વિલિઅમ વાલેસ નામે બહાદુર બહારવટીઆ નાઇટે બંડનો ઝુડો ઊભો કર્યો તેવારે લોકોનાં ટોળે ટોળાં તેને જઈ મળ્યાં.

વિલિઅમ વાલેસ સને ૧૨૯૭

વાલેસ હિંમતવાન અને ચતુર હતો. તેણે લાનર્કશાહેરના કિલ્લામાંની ઇંગ્રેજ લશ્કરી ટૂકડીને વાઢી નાંખી, સ્કોન નગરપર છાપો માર્યો, અને ઇંગ્રેજ જસ્ટિશિયરને કહાડી મુક્યો. પછી સર વિલિઅમ ડગ્લસ કરીને બીજો બહારવટીઓ હતો તેની મદદથી તેણે સ્ટર્લિંગમાં ઇંગ્રેજી સૈન્યનો પરાભવ કરી જોન રાજાની તરફથી પોતે "રાજ્યરક્ષક" થયાનાં જાહેરનામાં પ્રસિદ્ધ કર્યાં.

આ વેળા એડવર્ડ ફ્લાંડર્સમાં હતો. એ પ્રાંતના બંદરોમાં ઇંગ્લાંડમાંથી ઉન ભરીને વહાણો જતા તેમને ફ્રાંસનો ૪થો ફિલિપ રાજા પકડતો હતો તેથી તેની સામે લડવામાં ફ્લેમિંગ લોકોને સહાય કરવાને તે ત્યાં ગયો હતો. આ સમયે એડવર્ડને માથે બારે વિપત્તિઓ આવી પડેલી હતી; આયર્લાંડમાં અસ્વસ્થતા હતી, વેલ્સમાં બંડ ઉઠયું હતું, અને તેને ફરેબ દઈ તેની કનેથી ગિએનપ્રાંત પડાવી લેવાને ફિલિપ મથતો હતો. નાણાંની ભીડ પડ્યાથી તેણે પાદરીઓની કને તેમની વાર્ષિક ઉપજનો અરધો ભાગ માગ્યો, પરંતુ પોપની આજ્ઞાથી તે આપવાની તેમણે ના

એડ્વર્ડ ભારે કરવેરા લેછે, સને ૧૨૯૭

કહી. તેણે તેમને કહ્યું કે એ તમે જો નહિ આપો તો તમને ન્યાયની કચેરીઓમા ઇન્સાફ અથવા રક્ષણ મળશે નહિ. એથી તેમને આખરે હા કહેવી પડી પછી કેટલાક ઇંગ્રેજ અમીરોએ ગિએન જઇને લડવાની ના કહી. તેઓએ એ પરદેશી સસ્થાનોની દરકાર રાખી નહિ, અને વિચાર્યું કે સ્વદેશમા કાંઇ ઓછી લડાઇઓ નથી. ફ્રેન્ચ રાજાની સામે લડવાને આતુર હોવાથી તેણે પ્રજાપર કરવેરા નાખ્યા અગાઉ ઊનપર જેટલો વેરો લેવામા આવતો તેનાથી છગણો તેણે વધારી દીધો, પુષ્કળ ખોરાક પુરો પાડવાને પરગણાને હૂકમ કર્યો, અને ગામોના ગૃહસ્થોને નાઇટનો ખિતાબ લેવાને બોલાવ્યા, એ ખિતાબને માટે તેમણે ભારે રકમો આપી. યુદ્ધમા લડવા સારૂ સિપાઇઓને લઇને આવવાનો તમામ જમીનદારોને પણ તેણે હુકમ કર્યો. એથી પાર્લમેન્ટે બડ મચાવ્યું, અને તેણે એડ્વર્ડ ઉપર ગેરવાજબી કર ઉઘરાવવાનો આરોપ મૂક્યો, તેવારે જે ઉદાર વૃત્તિને લીધે તેનાપર લોકોની પ્રીતિ થઇ હતી, તે ઉદાર વૃત્તિથી તેણે કબૂલ કર્યું કે મારી ભૂલ થઇ છે. પરતુ મેં તો ઇંગ્લાંડની આબરૂ જાળવવાને એ કામ કર્યુંછે, અને હું તમને વિનતિ કરૂછુ કે તમે વફાદાર રહી મને સહાય થશો પછી યુદ્ધ કરવાને તેમણે પોતાનું અનુમત આપ્યું, પરંતુ

પાર્લમેન્ટ તેનીકને નવા પટા કરાવી લેછે, સને ૧૨૯૭

એક પટો તૈયાર કરી તેની કેડે ફ્લાંડર્સ મોકલ્યો. એ પટાપર તેણે પોતાની મહી કરી એ પટામાં તેણે કેટલાક વચનો આપ્યા હતા તેઓમાંનું એક એ હતું કે હું હવે પાર્લમેંટની સમતિ વિના વધારે કર ઉઘરાવીશ નહિ, અને મને નાણાની નવી બક્ષિસ ,મળશે તે પહેલાં હું લોકોનાં દુ ખ સદા ટાળીશ.

એડ્વર્ડના માથાપર આટલી બધી મુશ્કેલીઓતો હતીજ, અને હમણાં તેને સમાચાર મળ્યા કે સ્કાચ લોકો ઇંગ્લાંડનો ઉત્તર·

ભાગ વેરાન કરેછે તેણે તાબડતોબ સ્વદેશ આવી સ્કાટ્લાડ પર કુચ કરી અને ફાલકર્ક શહેર આગળ તેના અને વાલેસના લશ્કરોની ભેટ થઈ અહીં પ્રખ્યાત સગ્રામ થયો સ્કાટ્લોકો બહાદુરીથી લડ્યા.

ફાલકર્કનો સગ્રામ સન ૧૨૯૮.

અને વાલેસે ઘણી ચતુરાઈથી તેમની હારબંધ ટૂકડીઓ કરી, લશ્કરનો કોટ કરી ઈંગ્રેજ સીપાઈઓ અદ્યાપિ લડેછે તેને કાંઈક મળતી ગોઠવણ કરી. પરંતુ સ્કાટ્લોકો કરતા ઇંગ્રેજોની સખ્યા ત્રણ ગણી હતી, અને તેમના તીરંદાજો આખી દુનિઆમા સૌથી ચઢીઆતા હતા તેમણે દુશ્મનની ફોજમા ભગાણ પાડ્યાથી સખ્યાબધ ઈંગ્રેજ ઘોડેસ્વારો તેમા ધુસી ગયા સ્કાટ્લોકો કપાઈ મુઆ, અને તેમના સૈન્યનો નાશ થયો. એડ્વર્ડે બડ મોર અમીરોને ક્ષમા કરી પરંતુ વાલેસ નાશી ગયો, અને રાજાની ક્ષમા સ્વીકારવાની તેણે ના કહી માત વર્થ કે જાક શોર્ટ નામે તેનો એક નોકર હતો, તેણે તેનો વિશ્વાસઘાત કરી

વાલેસને ફાસી દીધી, તા ૨૪ મી આગષ્ટ, ૧૩૦૫

તેને ડબાર્ટન કિલ્લાના ગવર્નર સર જાન મોન્ટીથને હવાલે કર્યો સને ૧૩૦૫ ના આગષ્ટ મહિનાની ૨૪ મી તારીખે વાલેસને ફાસીએ લટકાવ્યો.

ફાલકર્કના યુદ્ધકેડે આઠ વર્ષવગી એડવર્ડે સ્કાટ્ અને ઈંગ્રેજ લોકોને ભેળી દેઈ તેમની એક પ્રજા બનાવવાનો મિથ્યા પ્રયત્ન કર્યો બેલિઅલના ભત્રિજા જોન કોમિનની સરદારી નીચે અમીરો નિરંતર બડ મચાવ્યા કરતા, પરંતુ છેવટે સને ૧૩૦૪ મા મનાહ થવાનો કાંઈક સભવ જણાયો, તથાપિ એ અરસામા એડ્વર્ડના દરબારમા રાબર્ટ બ્રૂસ કરીને એક બહાદુર અને તરુણ સ્કાટ અમીર ઉછરતો હતો એ કારિકનો અર્લ અને એનન્ડેલનો લાર્ડ હતો, તથા સને ૧૨૯૧ મા રાબર્ટ બ્રૂસ નામે જે અમીરે ગાદીનો દાવો કર્યો હતો તેનો પૌત્ર થતો હતો. તેનાથી અડધો પડધો ડરીને એડ્વર્ડ તેને પોતાની પાસે ને પાસે રાખતો, અને કાર્લૈલમા સ્કાટ્ અને ઇંગ્રેજોની મિશ્ર પાર્લમેન્ટ સોનાવ-

વાની ગોઠવણ કરતો હતો તેવામાં કોમિનની તરફથી તેને કાને એવી વાત આવી કે સ્કાટ્ લોકોજોડે મળી જઈ બ્રુસ ઇંગ્રેજોની સામે કાવતરૂ રચે છે. બીજા દિવસની સવારે તરૂણ બ્રૂસ દીઠામાં આવ્યો

ખૂન કોમિન ની હત્યા કરેછે, ફેબ્રુઆરી ૧૩૦૬

નહિ, અને પછી તેના વિષે એવી ખબર સાંભળી કે ડમ્ફ્રીજના એક દેવળમા કોમિન જોડે ટંટા થવાથી તેને તેણે મારી નાખ્યોછે, અને ઇંગ્રેજ ન્યાયાધીશોને નગરમાથી કહાડી મુક્યાછે.

બ્રુસે આ આરંભ ખોટા કર્યો, કારણકે દેવળમાં કોમિનની હત્યા કરવાથી તેનાપર ખૂનનો તથા દેવસ્થાનને અભડાવવાનો આરોપ આવ્યો, પરંતુ કેટલાક અમીરોએ તેનો પક્ષ કર્યો, અને છ અઠવાડીઆં કેડે બ્રુકનની હિમતવાન કોન્ટેસે સ્કોન નગરમાં તેનો

રાબર્ટ બ્રુસ સ્કાટ્લાંડના રાજ્યાસને બેઠો, તા ૨૫ માર્ચ સને ૧૩૦૬

રાજ્યાભિષેક કર્યો. એ કોન્ટેસ માકડફ હતી સ્કાટ લોકોના રાજાને માથે હમેશા માકડફે મુગટ પહેરાવવો જોઇએ એવી દંતકથા ચાલતી હતી. એડ્વર્ડ રાજાએ આ સમાચાર વેસ્ટ મિન્સ્ટરમાં સાંભળ્યો. તે માંદો અને વૃદ્ધ હતો, તથા ચિંતાથી તેનું શરીર ઘસાઈ ગયું હતું, તોપણ ફરીને સ્કાટ્લાંડપર હલ્લો કરવાને તેણે નિશ્ચય કર્યો. ત્યાં જતાં પહેલાં તેણે પોતાના પુત્ર પ્રિન્સ આવ્ વેલ્સને નાઇટ્સ ટેમ્પ્લર્સના દેવળમાં મહાન વિધિપૂર્વક નાઇટ બનાવ્યો. એ દેવળને હમણા ટેમ્પલ* ( મંદિર ) કહે છે. એ પછી મોટી ફે-

* એના પછીના રાજાના અમલમા ( સન ૧૩૦૯–૧૩૧૨) નાઇટ્સ ટેમ્પ્લર્સ નામે ધનવાન સાધુઓની એક મંડળી ક્રૂસેડના સમયમા ઉભી થઈ હતી, તેને ઈંગ્લાડમા અને બીજા દેશોમા પોપની આજ્ઞાથી તોડી પાડવામા આવી હતી. પોતાના મુલકમાના સાધુઓની દોલત લઈ લેવાના લોભથી ફ્રાન્સના રાજા ફિલિપે એ મંડળીને તોડી પાડવાને પોપને ઉશ્કેર્યો હતો ઈંગ્લાડમાની તેમની મિલકત મુખ્યત્વે સંત જોનના નાઇટોને આપી દીધી હતી એ નાઇટો ટેમ્પલનો થોડો ભાગ કાયદા શિખનારા વિદ્યાર્થીઓને ભાડે આપતા અને એ રીતે કાયદા શિખવવાને સ્થપાયેલી કોલેજો (ઈન્સ આફ કોર્ટ ) માની એક કોલેજ એ થઈ.

યાફત થઈ તે વેળા તેણે કૌમિનની હત્યાનું વેર લેવાના સોગન ખાધા, અને પોતાના માણસોને હુકમ કર્યો કે હુ મરી જાઉં તો મારૂં મડદું સ્કાટ્લાંડ જીતતાં લગી લશ્કરને મોખરે રાખજો. તે હળવે હળવે કાર્લેલ ગયો અને પેમ્બ્રોકના અર્લની સરદારી નીચે લશ્કરને આગળ મોકલ્યું. પેમ્બ્રોકે સ્કાટ્લાંડના ઘણાક અમીરોને કેદ પકડ્યા, અને પલાયન કરી જનાર બ્રુસને ગ્રામ્પિયન પહાડોમાં નસાડી મુક્યો. ક્રોધાયમાન થઈ એડ્વર્ડે ફરીને સખ્ત વેર વાળ્યું; અમીરોને ફાંસીએ લટકાવ્યા, અને બુકનની કોન્ટેસને લાકડાના પાંજરાંમાં પૂરી તે પાજરૂ બેરિક કિલ્લાના કોટપર મુક્યું. પરંતુ વેર લેનાર રાજાને માથે કાળ ભમતો હતો, અને તેણે આગળ ચાલ્યાં જવાનો પ્રયત્ન કર્યો. તથાપિ સને ૧૩૦૭ ના જુલાઈ મહીનાની ૭ મી તારખે સ્કાટ્લાંડની ચડમાં બર્ઘ ઓન-ધ-સૅન્ડસ નામે સ્થળમાં તેણે દેહ છોડી. સૌથી વડો કુમાર વેલસના શાહજાદા એડ્વર્ડ ઉપરાંત પોતાની બીજી પત્ની ફ્રાન્સની માર્ગરેટથી થયેલા બે કુવરો તેણે પોતાની પાછળ મૂક્યા.

એડવર્ડની ઉલી મુશાફરી, સને ૧૩૭૦

## કાર્નાર્વનનો ૨જો એડ્વર્ડ, સને ૧૩૦૭-૧૩૨૭.

ઘરડો રાજા મરણ પામવાથી બનાવોનો બધો ક્રમ બદલાઈ ગયો. ૧ લો એડ્વર્ડ જીવ્યો હોત તો થોડા વખત લગી એ બ્રુસ જીતાત એમાં શક નથી; પરંતુ ભલા અને હોશિયાર માબાપનો પુત્ર એડ્વર્ડ છીછરો અને આળસુ હતો. તેને બાળપણમાં ઘણાં લાડ લડાવ્યાં હતાં અને તેણે પોતાના પિતાને ઘણું દુખ દીધું હતું. આ વેળા એની ઉમર તેવીસ વર્ષની હતી એ દેખાવડો અને માયાફરેલ હતો, અને એને નીચ લોકોની સોબત, મોજમઝા અને મૂર્ખાઈનાં કામો કરવાં બહુ ગમતાં. વીસ વર્ષ કેડે એનો ભેદકારક રીતે અંત આવ્યો, તો એ આવા દયા આણવા જોગ રાજા પર આપણાં મનમાં ભાવ ઉત્પન્ન થશે નહિ.

તેના બાપે મરતી વખતે તેને ત્રણ આજ્ઞાઓ કરી હતી ૧. સ્કાટલાંડ જીતાય ત્યાં લગી વિગ્રહ જારી રાખવો; ૨. તેનું હૃદય પવિત્ર ભૂમિમાં મોકલી દેવું, ૩ પીયર્સ ગાવેસ્ટનને દેશવટામાંથી પાછો બોલાવવો નહિ. ગાવેસ્ટન ગાસ્કનીનો વતની હોઈ ઘણો દુરાચરણી હતો, અને એને ૧ લા એડવર્ડે દેશપાર કર્યો હતો. એ ત્રણે આજ્ઞાઓ રાજાએ પાળી નહિ તેથી ઝટપટ દક્ષિણ ભણી પાછા ફરી

માનીતો ગાવેસ્ટન

બ્રૂસને ત્રણ વર્ષ લગી લડવાની તૈયારી કરવાનો અવકાશ આપ્યો. એડવર્ડે પોતાના બાપને વેસ્ટમિન્સ્ટરમાં ભૂમિદાહ કર્યો, અને તેને મૂઆને મહીનો ન થયો એટલામાં ગાવેસ્ટનને પાછો બોલાવી પુષ્કળ દોલત અને ઊંચી પદવી આપી, અને ૪ થા ફિલિપની કુંવરી ઈસાબેલાને પરણવાને તે ફ્રાન્સ ગયો, તે વારે બે માસ લગી તેને રાજપ્રતિનિધિ ઠરાવ્યો.

તે ઇંગ્લાંડ પાછો આવ્યો તે વારે સને ૧૩૦૮ ના ફેબ્રુઆરી માસની ૨૫ મી તારીખે તેનો અને તેની રાણીનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો રાજાએ ગાવેસ્ટનને હાથ બધો રાજકારભાર સોંપ્યો. એ રાજાનો માનીતો, રંગીતો, ઉન્મત્ત, અને લોભી હતો, રાજાની જોડે ઉજાણીઓ અને ક્રીડાયુદ્ધ કરતો, અને અમીરોનું અપમાન કરતો. એને બે વાર દેશનિકાલ કર્યો, પરંતુ બન્નેવાર રાજાએ તેને પાછો બોલાવ્યો. એક વરસ પાર્લમેન્ટે રાજાના હાથમાંથી રાજસત્તા ખપેરખરી ખુચવી લઈ "લોર્ડ્સ ઓર્ડેનર્સ" નામે બિશપો અને અમીરોની એક મંડળીને સોંપી હતી. એ મંડળીએ કેટલાક નિયમો બાંધી રાજાની સત્તાની હદ ઠરાવી હતી. આજ પાર્લમેન્ટને પહેલ વહેલી થોડા વખત લગી વિસર્જન કરી નવા મેમ્બરો નીમ્યા વગર પાછી બોલાવવામાં આવી હતી ગાવેસ્ટને થોડા સમય પર્યંત દેશવટો ભોગવ્યો, પરંતુ છેવટે તે પાછો ઈંગ્લાંડમાં આવ્યો, ત્યારે સ્કારબરોમાં બાગ્નોએ તેને કેદ પકડ્યો. બોરિકનો

ઓર્ડેનરો. સને ૧૩૧૦—૧૩૧૧

ગાવેસ્ટનનું ખૂન, સને ૧૩૧૨

અર્લ તેનો કટ્ટો શત્રુ હતો, તેના હાથમાં તે સપડાઈ ગયાથી રાજાના કાકાના દીકરા લાન્કાસ્ટરના અર્લ ટોમસની સમક્ષ સને ૧૩૧૨ ના જૂન મહીનાની ૧૯ મી તારખે બ્લાકલો ટેકરીપર તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

આ વેળા રાજા મોજશોખમાં પોતાનો કાળ ગુમાવતો હતો, અને સ્કાટ્લાંડ દેશ તેના હાથમાંથી જતો રહેવાની તૈયારીમાં હતો. સને ૧૩૦૭ પછી બ્રુસે એક પછી એક શહેરો લઈ લીધાં હતાં, અને એડ્વર્ડ અને ગાવેસ્ટને સને ૧૩૧૦ માં તેનાપર ચઢાઈ કરી હતી તેમાં તેમનું જરાએ ફાવ્યું ન હોતું. બ્રુસ છેવટે સને ૧૩૧૪ માં સ્ટર્લિંગ અને બેરિક સિવાય હરેક સ્થળનો ધણી થઈ પડ્યો;

બાનકબર્નની લડાઈ તા ૨૪ મી જુન સને ૧૩૧૪

અને સ્ટર્લિંગ કિલ્લાનો ગવર્નર એવો તો સપડાઈ ગયો કે તેણે તેને વચન આપ્યું કે જો મારો છુટકારો નહિ થાય તો સંત જોનને દિવસે એટલે તા. ૨૪ મી જુને હું તમારે શરણે આવીશ. એડવર્ડ પોતાનો માનીતો ગુમાવ્યો હતો. તે એટલો બધો સુસ્ત હતો તો પણ જ્યારે ઉશ્કેરાતો ત્યારે તેનામાં ઘણું શૂરાતન આવતું. પછી ઉત્તરભણી જઈ એડ્વર્ડ સ્ટર્લિંગ કિલ્લાની થડમા બાનક નામે નાના નાળા આગળ બ્રુસની સામો થયો. સ્કાટ્લાંડની સ્વતંત્રતા મેળવવાનો કિંવા ખોવાનો પ્રસંગ આવ્યો, અને સ્કાટ્ લોકો ભારે ઉત્સાહથી લડવાને તત્પર થયા. સંત જોનને દિવસે યુદ્ધ થયું. બર્ન નામે સ્કાટ્લાંડના એક કવિએ ચારસેં વરસ કેડે એ લડાઈ વિષે પ્રસિદ્ધ ગીત* જોડ્યું હતું તે પરથી જણાય છે કે એ સંગ્રામને સ્કાટ્લાંડના લોકો અદ્યાપિ સંભારે છે. રોબર્ટ રાજાએ પોતાના લશ્કરની આગળ ખાઈઓ ખોદાવી, તેઓને લાકડાંવતી અને ઘાસના જડીઆંવાળી સાદ્રીવતી ઢાંકી દેવરાવી.

---

*વાલસ સંગે રહી, રૂધિર અર્પ્યું જેણે,
ધન્ય ધન્ય તે સ્કાટ્, સદા બ્રુસ્યા બ્રુસ જેણે

અને ભાખરાના સિપાઈઓને ઘુટણવાળીને બેસાડી વાલેસની પેઠે ભાલિદારોનો કોટ કર્યો. ઈંગ્રેજ તીરદાજોના બાણો તેમને ખૂબ વાગ્યા, પણ તેઓ ઘણી આવી બહાદુરીથી લડયા ઇંગ્રેજ ઘોડે-સ્વારોએ ધસારો કર્યો, તેવારે તેમના ઘોડાઓને ઊભા ભાલા વારવાર એટલા તો ભોંકાયા કે આખરે તેઓમા ભગાણુ પડયુ એ વેળા હાઈલાંડ ચાકરોની એક ટોળી ટેકરીપર ચઢી આવતી હતી, તેને ઈંગ્રેજોએ ભૂલથી દુશ્મનની ટોળી જાણી ઇંગ્રેજી લશ્કરમા ગભરાટ થઈ ગયો, અને અમીરો તથા નાઇટો સુંદર ક્રમમા ગોઠવાયલા હતા, તેઓ પાછા ફરી પલાયન કરી ગયા. એડ્વર્ડ પડે

સ્કાટ્લાંડ દેશ સ્વતંત્ર થયો

બેરિક નાશી ગયો, પરતુ તેનું લશ્કર વીખરાઈ ગયું, તેના અમીરો કેદ પકડાયા, અને ભારે લૂટ શત્રુને હાથ ગઈ. સ્કાટ લોકે ઈંગ્લાંડની તાબેદારી છોડી દીધી હતી

ઈંગ્લાંડને ભારે નામોશી લાગી, અને છ વર્ષ લગી લોકો દુખ પામ્યા દેશમાથી લશ્કરી નોકરીને માટે જોઈતા માણસોની ઘટ પડી ગઈ હતી; નઠારી મોસમો, ઢોરની મરકી, તથા રાજાના નોકરોના અતિ લોભથી ખોરાકની અછત થઈ ગઈ પાર્લેમેન્ટે કાયદો કરી ખોરાકનો ભાવ વધતો અટકાવવાનો પ્રયત્ન કર્યો, એ ડહાપણ ભરેલું ન હોતુ,

દુકાળ, અને આફત

એનું પરિણામ એ થયું કે ખોરાક સોંઘો મળવાથી લોકે પુષ્કળ ખરીદ કરી લીધો એથી દુકાળ પડયો, તેમા ઘણા માણસો મરણ પામ્યા સ્કાટ લોકો પણ ઈંગ્લાંડનો ઉત્તર ભાગ વેરાન કરતા હતા, શાબર્ટનો ભાઈ એડ્વર્ડ બ્રુસ આયર્લાંડપર ચઢાઈ કરતા હતા; અને સને ૧૩૨૦ મા એડ્વર્ડે હ્યુલી ડી સ્પેન્સરને પોતાનો માનીતો કર્યો એણે પોતાના બાપની સહાયતાથી લાન્કાસ્ટરનો અર્લ ટામસ મુખ્ય પ્રધાન હતો, તેને બમેડી પ્રધાનપદ લીધુ, અને રાજ્યકારભાર

માનીતો હ્યુ ડીસ્પેન્સર

ચલાવ્યો. રાજાના આગલા માનીતાથી એ ડીસ્પેન્સરો વધારે ચઢીઆતા હતા, પરંતુ થોડા સમય કેડે તેમની જોડે બારનોને ટંટો થયો, અને વિગમોરના લોર્ડ રોજર મોર્ટિમરની તથા હેરીફર્ડ અને લાન્કાસ્ટરના અર્લોની સરદારી નીચે હથિઆર ઝાલી તેઓએ ઈંગ્લાંડનું રાજ્ય લેઈ લેવાને સ્કાટ્લાંડના રાજા જોડે એકો કર્યો.

પરંતુ આ વખતે એડ્વર્ડે સાવધાની રાખી; સ્કાટ લોકો બંડ-ખોરોને મળી જઈ શકે તે પહેલાં તે તેમની સામે ગયો. હેરીફર્ડનો અર્લ મરાયો, મોર્ટિમરને ટાવરગઢપર ચઢાવી દીધો, અને લાંકાસ્ટરના ટોમસનો શિરચ્છેદ કર્યો. ગાવેસ્ટનની હત્યાને માટે એને એડ્વર્ડે માફી આપીજ ન હોતી. પછી એડ્વર્ડે યોર્ક નગરમાં પાર્લમેન્ટ બોલાવી પહેલાંના નિયમો રદ કર્યા;

લાન્કાસ્ટરનો શિરચ્છેદ કર્યો, સને ૧૩૨૨

અને બારનોની સત્તા ઘટાડવાની ઈચ્છાથી તેણે પાર્લમેન્ટને સમજાવી અતિ અગત્યનો કાયદો કરાવ્યો. એ કાયદો એ હતો કે "રાજા, ધર્માધિકારીઓ (આર્ચ બિશપો, બિશપો, વગેરે), અર્લો, બારનો અને રાજ્યના સાધારણ લોકો (કામન્સો) એ સઘળી બાબતોનો નિર્ણય કરવો જોઈએ." કાયદા કરવામાં કામન્સોને પહેલ વહેલા આ જ વખતે સામિલ કર્યા; અત્યાર લગી માત્ર કરવેરા સંબંધી તેમની સલાહ પૂછવામાં આવતી હતી. હમણા ડીસ્પેન્સરો અમલ ચલાવતા હતા, પરંતુ તેમનાપર રાણી અને પ્રજાના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થયો હતો, અને દેશમાં અધેર અને

કાયદાબાંધવામાં કામન્સો સામિલ થાયછે, સને ૧૩૨૨

ઘોટાળો ચાલતો હતો. સને ૧૩૨૫ની શરૂઆતમાં ઈસાબેલા રાણી પોતાના ભાઈ ૪ થા ચાર્લસ જોડે ગિએનની ઠકરાત સંબંધી વાંધો હતો તે પતાવવાને ફ્રાન્સ ગઈ, અને થોડા મહીના પછી પોતાના પુત્ર શાહજાદા એડ્વર્ડને ઠકરાતને માટે ફ્રેન્ચ રાજાનું

સેવકપણું સ્વીકારવાને ત્યાં તેડાવ્યો. પરંતુ એડ્વર્ડને ગાદીપરથી ઉઠાડી મૂકી પોતાના કુમારને રાજ્યાસને બેસાડવા સારૂ લોર્ડ **મોર્ટિમર** ( એ **ફ્રાન્સ** નાશી ગયો હતો ) જોડે રાણી કાવતરૂં કરતી હતી, તેથી તે તથા શાહાજાદો એડ્વર્ડ ઈંગ્લાંડ પાછાં આવ્યાં નહિ. સને ૧૩૨૬ ના સપ્ટેમ્બર માસની ૨૪ મી તારીખે થોડા લશ્કર સહિત **સફોક**ને કાંઠે તે ઉતરી કે લાગલા આર્ચ બિશપ અને બારનો તેને મળી ગયા.

સઘળા લોકે તજી દીધાથી દુઃખી રાજા ડીસ્પેન્સરોની જોડે વેલ્સ નાશી ગયો અને **ગ્લામર્ગન**માં કેદ પકડાયો. બંને ડીસ્પેન્સરોને ફાંસીએ લટકાવ્યા, અને સને ૧૩૨૭ ના જાનેવારી મહીનાની ૮ મી તારીખે **વેસ્ટમિન્સ્ટર**માં મળી પાર્લમેન્ટે રાજાને રાજ્ય ચલાવવાને નાલાયક ઠેરવ્યો. તેનો રાજદંડ ભાગી નાંખી તેને બદલે તરૂણ એડ્વર્ડની આણ ફેરવી. રાજાના બોલ

રાજા એડ્વર્ડને પદભ્રષ્ટ કરી મારી નાખ્યો, સને ૧૩૨૭.

અતિ કરૂણાજનક છે. તેણે કહ્યું કે " હું મારી પ્રજાની પ્રીતિને આટલો થોડો પાત્ર થયો, તેથી મને ઘણો અફસોસ થાયછે, અને અહીં જેઓ બેઠેલા છે, તે સર્વેની ક્ષમા માગુંછું. પરંતુ હવે બીજો ઉપાય નથી તેથી, મારા જ્યેષ્ઠ પુત્રને તમે રાજા નીમ્યો તેટલા સારૂ હું તમારો આભાર માનું છું." પછી તેને જુદા જુદા કિલ્લામાં પૂર્યો; અને સને ૧૩૨૭ ના સપ્ટેમ્બર માસની ૨૧ મી તારીખે **મોર્ટિમર**ની આજ્ઞાથી બર્કલી નામે ગઢમાં ક્રૂરરીતે તેના પ્રાણ લીધા.

---

# प्रकरण २० मुं.

## सो वर्षनो विग्रह—गामडीआओनुं बंड.

૩ જો એડ્વર્ડ, ઈ. સ. ૧૩૨૭-૧૩૭૭.
|
( શ્યામ યુવરાજ, ઈ.સ. ૧૩૭૬ માં મરી ગયો )
|
૨જો રિચર્ડ ઈ. સ. ૧૩૭૭-૧૩૯૯.

સને ૧૩૨૭ ના જાનેવારી મહીનાની ૨૯ મી તારીખે તરૂણ શાહજાદાનો પટ્ટાભિષેક થયો; એની વતી રાજ્યકારભાર કરવાને રક્ષકો નીમાયા, પરંતુ પહેલાં ચાર વરસ લગી રાજ્યનો વાસ્તવિક અખત્યાર ઈસાબેલા રાણી તથા તેનો માનીતો લોર્ડ મોર્ટિમર બથાવી પડયાં એ પછી એડ્વર્ડે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. તેણે સને ૧૩૨૮ માં હેનોના કૌન્ટની દીકરી ફિલિપ્પા વેરે લગ્ન કર્યું; અને ૧૩૩૦ ના જૂન મહીનાની ૧૫ મી તારીખે તેના પહેલા પુત્રનો જન્મ થયો. એ કુમાર પાછળથી શ્યામ યુવરાજના નામથી પ્રખ્યાત થયો. મોર્ટિમરની ઉશ્કેરણીથી પોતાના કાકા કેન્ટનો અર્લ ગરદન મરાયાથી એડ્વર્ડની આંખ ઉઘડી, અને એજ વરસના નવેંબર મહીનામાં કેટલાક મિત્રોને લઈને મધરાતે નોટિંગહામ નામે ગઢમાં તે પેઠો, અને મોર્ટિમરને પકડયો. મોર્ટિમરને માથે અમીરોએ પુષ્કળ આરોપો મુકી દૂષિત ઠેરવ્યો, અને સને ૧૩૩૦ ના નવેંબર માસની ૨૯ મી તારીખે ટૈબર્ન (એને એ વેળા "ધી એલ્મ" કહેતા હતા) માં ફાંસી દીધી. ઈસાબેલા રાણીને નોર્ફોક માહેના રાઈઝિંગ નામે કિલ્લામાં પૂરી જન્મપર્યંત નજરકેદ રાખી.

રાજાની બાલ્યાવસ્થા (સગીરપણું), ઈ. સ. ૧૩૨૭-૧૩૩૦

મોર્ટિમરની પડતી.

એમ ઓગણીસ વર્ષની ઉમર થયા પહેલાં એડ્વર્ડ પરણ્યો,

અને પુત્રનાન થયો, તથા તેને માથે રાજ્યની જવાબદારી આવી એના અમલનો ઇતિહાસ બે પ્રકારનો છે, ૧—પરદેશો જોડે થયેલા વિગ્રહો, અને ૨—સ્વદેશમા બનેલા મોટા બનાવો આપણે એ બન્ને પ્રકારના ઇતિહાસનું જુદુ જુદુ વર્ણન કરીશુ આ સમે સ્કાટ્લાડ દેશ સ્વતત્ર હતો, તોપણ બન્ને દેશોની વચ્ચે મારામારીઓ થયા કરતી, અને સાત વર્ષનો બાળકુવર માત્ર મૂકીને રાબર્ટ રાજા મરી ગયો એટલે ૩ જા એડ્વર્ડે સ્કાટ્લાડ પર ચઢાઈ કરી, જોન બાલિઅલના સૌથી વડા પુત્રને રાજ્યાસને

ફ્રાન્સ જોડે ટટા થવાનાં કારણો

બેસાડ્યો થોડા વખત પછી બાલિઅલને પાછો હાકી કહાડ્યો પરતુ ફ્રેંચ લોકો સ્કાટ લોકોના મિત્ર હતા તેથી એડ્વર્ડે સ્કાટલાડપર ચઢાઈ કર્યાથી ફ્રાન્સના છઠ્ઠા ફિલિપ રાજાને ગાસ્કનીપર સ્વારી કરવાનું બહાનું મળ્યુ ફિલિપને ગિએન પ્રાત લેઈ લેયો હતો આ સમે ફ્લાડર્સના લોકોનો ઇંગ્લાડ જોડે ઊનનો બહોળો વેપાર ચાલતો હતો

ફ્લેમિંગ લોકો એડવર્ડની મદદ માગે છે

અને તેમનો નાલાયક રાજા કૌન્ટ લુઈ તેમની કનેથી જબરદસ્તીથી નાણા કઢાવતો હતો તેથી, તેનાથી પોતાનુ સરક્ષણ કરવાની આ જ સમયના અરસામાં તેમને જરૂર પડી હતી તેમનો આગેવાન જેમ્સ વાન આર્ટેવિલ્ડે "ઘેન્ટનો બુઅર" કહેવાતો હતો તેણે તેમને સહાય કરવાનું તથા ફ્રેન્ચ રાજાની તાબેદારી છોડી દઈ તેઓ એડ્વર્ડનુ સેવકપણુ સ્વીકારે તેમાટે "ફ્રાન્સના રાજા" નો ઇલકાબ ધારણ કરવાનુ એડ્વર્ડને કહેણ મોકલ્યુ

એ કહેણ એડવર્ડે માન્ય કર્યું એણે પોતાની ઢાલપર ફ્રાન્સનુ રાજ્યચિન્હ ચીતરાવી "ઈશ્વર અને મારો હક" એ કહેવત લખાવી અને પોતાની મા ઇસાબેલાના

એડવર્ડ ફ્રાન્સની ગાદીનો દાવો કરે છે

હકથી ફ્રાન્સની ગાદીનો દાવો કર્યો ઇસાબેલા ફ્રાન્સના રાજવરાની વડી શાખાની હતી, અને

૬ ઠ્ઠો ફિલિપ નાની શાખાનો હતો. એ દાવો ખોટો હતો, કારણ કે ફ્રેન્ચ કાયદાની રૂઇએ સ્ત્રીને ગાદી મળી શકે નહિ.




પરંતુ ૬ ઠ્ઠો ફિલિપ રાજ્યાસને બેઠો તેવારે એડ્વર્ડે એવી તકરાર ઉઠાવી કે ફ્રાન્સની ગાદીપર સ્ત્રી પેઠે બેશી શકે નહિ એ વાત ખરી, પરંતુ તેનો પુરૂષ વારસ છેલ્લા રાજાનો છેક નિકટનો સગો હોવાથી ફ્રાન્સની ગાદીપર તેનો હક છે. એથી પ્રખ્યાત " સો વર્ષનો વિગ્રહ " ઊઠ્યો. થોડો સમય બંધ રહી પાછો ચાલે એમ રહી રહીને એ વિગ્રહ ઇંગ્લાંડના પાંચ રાજાના અમલ પર્યંત ચાલ્યો. ફ્લેમિંગ લોકો જોડે એ વિગ્રહનો સંબંધ હવે રહ્યો નહિ. એ વિગ્રહથી લોકો બહુ કષ્ટ પામ્યા, કારણ કે એ વઢવાડ માત્ર સત્તા મેળવવા માટેજ હતી, બેઉમાંની એકે પ્રજાનું ભલું કરવાનો બિલકુલ હેતુ નહોતો. પરાક્રમો કરવાનો આ સમય હતો. આ વેળા અમીરો ગમતને માટે ખોટી લડાઈઓ લડીને પણ પોતાની જીંદગીને જોખમમાં નાંખવામાં તથા બહાદુરી અને હિંમતના ખેલો કરવામાં આનંદ માનતા. આ જુસ્સાવાળી હિમ્મત અને નાઇટને છાજે

એવું પ્રમાણિકપણું ઘણે અંશે વખાણવા લાયક હતું,

બહાદુરી. પરંતુ અમીરો તેનો ઉપયોગ માંહોમાંહે માત્ર કરતા. તેઓ યુદ્ધે ચઢતા તેવારે બળતાં ગામડાંની, નાશ પામેલા પાક અને દ્રાક્ષની વાડીઓની, તથા પીડા પામતા લોકોની બિનકુલ દરકાર કરતા નહિ. એવા કંગાળ લોકો એ સમે "હરામખોર" કહેવાતા અને કશા લેખામાં ગણાતા નહિ. એડ્વર્ડના અમલમાં એ વિગ્રહના ત્રણ યુદ્ધકાળમાં વિભાગ પડ્યા હતા. ફ્રેંચ લોકે સને ૧૩૩૮ માં પોર્ટ્સમથ બંદરપર હલ્લો કર્યો, એટલે પહેલો યુદ્ધકાળ શરૂ થઈ સને ૧૩૬૭ સુધી પહોંચ્યો, તેમાં સામટે મોંએ જોતાં ઈંગ્રેજોને જય મળ્યો. સને ૧૩૪૦ ના જુન

સો વર્ષનો વિગ્રહ, પહેલો યુદ્ધકાળ, ઈ. સ. ૧૩૩૮—૧૩૭૦

મહીનામાં ફ્લાંડર્સને કાંઠે આવેલા સ્લૉઈ બંદરની ખાડમાં નૌકાયુદ્ધ થયું તેમાં તથા ફ્રાંસના ઉત્તર ભાગમાં આવેલા ક્રેસી નામે ગામમાં સને ૧૩૪૬ ના આગષ્ટ માસની તા. ૨૬ મીએ બીજું યુદ્ધ થયું તેમાં તેમને મોટા વિજય મળ્યા. ક્રેસીના સંગ્રામમાં ઈંગ્રેજ તીરંદાજોએ ફ્રાન્સ નાઈટોને સજ્જડ હરાવ્યા. એ યુદ્ધમાં બંદુકના દારૂનો ઉપયોગ પહેલવહેલો કરવામાં આવ્યો, અને વેલ્સના શાહજાદા એડ્વર્ડે સોળ વર્ષની ઉમરે બહાદુરી કરી નાઈટનો અધિકાર મેળવ્યો. એડવર્ડનું નામ શ્યામ યુવરાજ પડ્યું હતું. આ જ સંગ્રામ કે શ્યામ યુવરાજે પોતાની ટોપી પર ત્રણ પીછાંની કલગી અને "હું સેવા બજાવુંછું" એવી કહેવત ધારણ કર્યાં એવું કહેવાયછે, પરંતુ એનો આધાર સંશયયુક્ત છે. ઈંગ્લાંડનો પાટવી કુંવર અદ્યાપિ એ કહેવત અને ત્રણ પીછાંની કલગી ધારણ કરેછે.

કાલેનો ઘેરો. પછી કાલે શહેરને ઘેરો ઘાલ્યો. એ ઘેરો અગીઆર મહીના પર્યંત એટલે સને ૧૩૪૬ ના સપ્ટેમ્બરથી સને ૧૩૪૭ના આગષ્ટની ૪ થી તારીખ

લગી ચાલ્યો. તારીખ ૪ થી આગસ્ટે એ શહેરથી ટકી શકાયું નહીં, એટલે છ બહાદુર નગરજનો લોકોને માટે દયા માગવાને ઉઘાડે પગે અને ડોકમાં ફાંસો ઘાલીને બહાર આવ્યા. ભલી રાણી ફિલિપાએ તેમને જીવતા રાખવાને એડવર્ડને ઘણી આજીજી કરી વિનવ્યો નહોત તો તે તેમને ફાંસી દેત. એડવર્ડે કાલેને અંગ્રેજોથી વસાવ્યું. એ નગર બસેં વરસ લગી અંગ્રેજોના તાબામાં રહ્યું, અને એનાથી ઈંગ્લિશ ચાનલમાંના વહાણોનું ઘણું રક્ષણ થતું. આ જ વખતને સુમારે, અને કદાચ કાલેના ઘેરાની પાછ-

આર્ડર આવ ધિ ગાર્ટર નામે પદવી સન ૧૩૪૮

ળગીરીમાં ૩ જા એડવર્ડે આર્ડર આવ ધી ગાર્ટર એ નામે પ્રખ્યાત પદવી સ્થાપન કરી. એમાં પચીસ નાઈટો હતા, અને કદીમમાં નાઈટ [illegible]

મહીનાની ૮ મી તારીખે સલાહના કોલકરાર પર સહીઓ થઈ. એ તહનામાની રૂઈએ એડવર્ડે ફ્રાન્સની ગાદીપરથી પોતાનો હક્ક ઉઠાવ્યો, પરંતુ તેણે આકિટેન, પ્વાટૂ, ગાસ્કની અને કાલેપર સ્વતંત્ર રાજાનો અખત્યાર ચલાવ્યો. એથી બીજા યુદ્ધકાળની સમાપ્તિ વેળાએ ઇંગ્રેજોના તાબામાં ફ્રાન્સનો ઘણો ભાગ હતો.

પરંતુ તે તેમણે ત્રીજા યુદ્ધકાળમાં ખોયો. શ્યામ યુવરાજે સ્પેનમાં ચાલતા ઝઘડામાં હાથ ઘાલ્યો, તેથી ફ્રાન્સના ૫ મા ચાર્લ્સ રાજાએ ફરીને વિગ્રહ આરંભ્યો. શ્યામ યુવરાજ આકિટેનનો ડયૂક થઈ બોર્ડો નગરમા અમલ ચલાવવા ગયો હતો. પોતાના બાપ જોન કરતાં ચાર્લ્સ વધારે ચતુર હતો. તેથી તેણે લડાઈઓ ન લડતાં ઉજડ પ્રદેશને માર્ગે લાંબી મજલો કરાવી ઇંગ્રેજોને હેરાન કર્યા. શ્યામ યુવરાજ માંદો હતો, અને ચીઢીઆ સ્વભાવનો થઈ ગયો હતો; લીમોઝ શહેરના લોકો શત્રુ જોડે મળી ગયા હતા, તેથી તેમની કતલ કરાવી તેણે પોતાની કીર્તિને કલંક લગાડયું; પરંતુ ચાર્લ્સે દર ફેરે તેનાપર હાથ કર્યો. છેવટે બિમારીને લીધે યુવરાજને ઇંગ્લાંડ પાછા જવું પડયુ, અને એ વખતથી ઇંગ્રેજોની હાર થઈ. સને ૧૩૭૧ માં સ્પાનિઅર્ડોએ તેમના નૌકાસૈન્યનો પરાભવ કર્યો, અને ૧૩૭૪ ની સાલ લગીમાં તો ફ્રેન્ચોએ કાલે, બોર્ડો અને બાયોન પરગણાં સિવાયનો તમામ મુલક તેમની કનેથી પાછો જીતી લીધો. એથી છવીસ વર્ષપર વિગ્રહનો આરંભ થયો હતો તે વારે ફ્રાન્સનો જેટલો ભાગ ઇંગ્રેજોના તાબામાં હતો તે કરતાં આ ત્રીજા યુદ્ધકાળને અંતે ઓછો થઈ ગયો.

આપત્તિ ભરેલો ત્રીજો યુદ્ધકાળ, ઈ સ ૧૩૬૭—૧૩૭૪

હવે આપણે એડવર્ડના અમલની શરૂઆતમાં ઇંગ્લાંડમાં બનેલા બનાવોની નોંધ લઈએ. ઇંગ્લાંડના લોકોને ફ્રેન્ચ વિગ્રહ ગમતો હતો એ તાજુબી ભરેલું લાગશે. પરંતુ અમીરોને યુદ્ધપર પ્રેમ હતો, અને લોકો ધારતા હતા કે રાજાના તાબામાં વધારે રૈયતો

આવે તો તેઓ કરવેરા આપવામા મદદ કરે. તેમ બહાદુર શ્યામ યુવરાજનું તેમને અભિમાન હતું વળી એ વિગ્રહથી નીચલા વર્ગના લોકોને પ્રથમતો ખરેખરો લાભ થયો. પોતાના કીમતી બખ્તરોને માટે તથા પરદેશમા ભભકો બતાવવાને નાઇટોને અને બારનોને નાણા જોઈતાં હતાં, અને તેઓ પોતાની જાગીરો લાંબી મુદત લગી ગણોતિ આપવાને ખુશી હતા. એમ ગણોતે જમીન આપવાની શરૂઆત થઈ ખેડુતો સ્વતત્ર થયા. એ નાઇટો અને બારનો પૈસા લઈ પોતાના દાસો અથવા ગુલામોને છુટા કરવાને પણ રાજી હતા, અને ખુદ રાજાએ પણ પોતાના ગુલામોને પૈસા સાટે છુટા થવાની. પરવાનગી આપી, નાણુ ભેગુ કરવાને પોતાની મોટી જાગીરોમા કમિશનરોને મોકલ્યા.

મજુરની ચઢતી, ઈ સ ૧૩૨૭-૧૩૪૮

જાગીરો ગણોત પટે આપી અને ગુલામોને છુટકારા કર્યા

એડવર્ડે ફ્લાંડર્સથી કેટલાક વણકરોને તેડાવ્યા હતા. તેઓએ નાર્ફોક, સફોક, અને એસેકસમા ઠરીઠામ વસી ત્યાના લોકોને લુગડા વણવાનો હુન્નર શીખવ્યો એથી કરીને થોડા સમયમા મોટો ઉદ્યોગ ચાલ્યો અને જે કોઈ ગુલામ શહેરમા નાશી જઈ ત્યા એક વરસ અને એક દિવસ રહેતો તેને સ્વાધીનતા મળતી, તેથી ઘણા લોકો સ્વતત્રપણે ગુજરાન ચલાવવા લાગ્યા પરદેશો જોડેનો વેપાર પણ વધવા માડ્યો. નાર્મેડી જોડે માછલા અને ઈમારતી લાકડાનો, ફ્લાંડર્સ જોડે ઊનનો, અને ગાસ્કની જોડે દારૂ અને મીઠાનો વેપાર ચાલ્યો, તેણે કરીને પુષ્કળ લોકોને નવી રોજીઓ મળી એજ વખતને શુમારે ચલણી નાણામા સુધારો થયો, અને સને ૧૩૪૪ મા સોના નાણુ પહેલ વહેલુ લોકોમા વપરાવા માડ્યુ. અમીરો યુદ્ધો કરવામા મચ્યા રહેતા, તેથી આ ઉત્તરોત્તર વૃદ્ધિને લીધે સ્વાધીન થયેલા ગુલામો તથા

ઉદ્યોગ અને વેપારની વૃદ્ધિ

સ્વતંત્ર કારીગરો અને ખેડુતોનુ બળ વધતુ જતું હતું, તેપર તેમનું લક્ષ ગયુ નહિ. એ સ્વાધીન પુરૂષોને જે ગરજો અગાઉ કદી પડેલી નહિ તે પડવા માંડી, અને જે હક્કોનો દાવો પૂર્વે કદી કરેલો નહિ તે હક્કો તેઓ માંગવા લાગ્યા.

વીસ કરતા વધારે વરસ લગી આ પ્રમાણે ચાલ્યુ અને એ મુદતમાં રાજા હમેશ પાર્લમેન્ટની કને વિગ્રહના ખર્ચને માટે પૈસા માગ્યા કરતો. મને ૧૩૪૦ માં અતિ ક્રોધના આવેશમાં **ફ્રાન્સથી** આવી તેણે પ્રધાનોને અને વડા ન્યાયાધીશોને બરતર્ફ કર્યા, અને **કાન્ટ-બરીનો** આર્ચ બિશપ **સ્ટ્રાટફર્ડ** તેનો ચાન્સેલર હતો તેને માથે પોતે એકઠાં કરેલાં નાણાનો ગેર ઉપયોગ કર્યાનો આરોપ મુક્યો રાજાની

અમીરોને અને લોકોના પ્રતિનિધિઓ (કામન્સો) પ્રધાનનો બચાવ કરે છે

ઇચ્છા એ હતી કે સ્ટ્રાટફર્ડ એ નાણાનો હીસાબ મને આપે, પરંતુ પાર્લમેન્ટે ઉત્તર વાળ્યો કે સકળ પાર્લમેન્ટમા અમીરોની મમક્ષ પ્રધાનોનો ઇન્સાફ થઈ શકશે, એકલા રાજાની આગળ નહિ થાય, અને મને ૧૩૪૧ માં તેઓએ આગ્રહ પૂર્વક જણાવ્યુ કે પ્રધાનો નીમવામાં અમારી મદદ લેવી જોઇએ, અને તેમણે અમારી રૂબરૂ કાયદો પાળવાના સોગન ખાવા જોઇએ. છેલ્લા નવવર-મથી નાઇટો અને નગરોના પ્રતિનિધિઓ તથા અમીરો અને બિશપો જુદા જુદા ઓરડામા બેસતા હતા, નાઇટો અને નગરોના પ્રતિનિધિઓ રંગિત ઓરડામાં બેસતા, અને અમીરો તથા બિશપો ધોળા ઓરડામાં બેસતા, તેથી અમીરોની મભા અને કામન્સોની મભા એમ બે સભાઓ આ મમે હતી અમીરો કામન્સોની મલાહ લેતા, અને કામન્સો છૂટથી પોતાનો અભિપ્રાય આપતા એમ જણાય છે. આ વેળા પાર્લમેન્ટે થોડીક વાસ્તવિક રાજ્યસત્તા પોતાના સ્વાધીનમાં લીધાથી થોડા મમય લગી રાજ્યકારભાર બેશ ચાલ્યો. ક્રેસીની લડાઇમાં જય મળવાથી તથા ડર્હામની પડમા નેવિલ ક્રાસના સંગ્રામમાં સ્કાચ લોકોનો પરાજય થયાથી ઇંગ્લાંડના લોકો

ગજી થયા હતા, અને કાલે નગર જીતી લીધાથી બ્રિટિશ ચાનલનું રક્ષણ થયું તેથી તેઓને એ કરતાએ વધારે આનંદ થયો હતો. સને ૧૩૪૬ માં નેવિલક્રોસના યુદ્ધમાં સ્કાટલાંડનો ડેવિડ રાજા કેદ પકડાયો હતો.

પરંતુ એ અરસામાં લોકોને માથે ભારે આફત આવી પડી. સને ૧૩૪૮ માં વિનાશકારી મરકીનો રોગ યુરોપમાં પ્રસરી ઇંગ્લાંડમાં આવ્યો. એને "કાળોકેર" કહેતા. શહેરોના ઘાડીવસ્તીવાળા મહોલ્લાઓમાં અને ગામડાના ઝુંપડામાં લોકો ટપાટપ એટલા બધા મરવા લાગ્યા કે તેઓને દાટવાની મુશ્કેલી થઈ પડી છેલ્લે સરવાળે

કાળો કેર

ઈંગ્લાંડની એક તૃતીયાંશ વસ્તી કરતા વધારે માણસો મરણ પામ્યાં. જે લોકો લડાઈઓમાં કપાઈ મુઆ હતા તે તો જુદા. તો આવી દશામાં જમીનદારો પોતાની જમીનો શી રીતે ખેડાવી શકે? આ ગભરાટમાં ખેતરો પડતર રહ્યાં, અને ખેતરો છોડીને ખેડુતો ચાલ્યા ગયા. આ વખતે મજુરોની સંખ્યા ઘણીજ થોડી હતી, તેથી તેમણે વધારે રોજ માગ્યા. પછી જેઓની કને દ્રવ્ય અને જમીન હતા તેઓની અર્થાત ધનવાનોની, અને જેઓ મહેનત કરીને પોતાનું ગુજરાન ચલાવતા

મુડી અને મહેનતની વચ્ચે ઝઘડો.

તેઓની વચ્ચે પહેલવહેલો ઝઘડો ઊઠ્યો. મરકી ચાલતી હતી તે અરસામાં કેટલાક ગરીબ લઠ્ઠ માણસોને મહેનત કરવી ગમતી નહિ, તેથી તેઓ ભીખ માગવા નીકળી પડ્યા હતા. એ કારણથી પાર્લમેન્ટે વાજબી કાયદો કર્યો કે સાઠ વર્ષની અંદરની ઉમરના દરેક માણસે હરકોઈ જાતનો ધંધો કરવો જોઈએ. પરંતુ તેમણે "મજૂરીનો કાયદો" મજૂર કર્યો તેમાં વિશેષ ઠરાવ્યું કે **"મરકી ચાલ્યા પહેલાં મજુરો જે રોજ લેતા તેજ રોજ તેમણે લેવો"** એ પ્રમાણે કરવું મજુરોને ગમ્યું નહિ, તેઓએ કાયદાનો અનાદર કરી જેઓ સૌથી વધારે રોજ આપ-

તા તેમનું કામ કરતા જમીનદારોને મજૂરીના, ઓજારોના અને મહેનતવડે બનતી દરેક વસ્તુના ઘણા પૈસા આપવા પડતા, અને બાનારા માણસો દેશમા બહુ ઓછા થઈ જવાથી પોતાની જમીનમા પકવેના અનાજ અને માસની વધારે કીમત ઉપજતી નહિ, તેથી તેઓ મુશ્કેલીમા આવી પડ્યા, એ કારણથી પાર્લમેન્ટે જૂના કાયદા પાછા અમલમા આણ્યા. પાર્લમેન્ટમાં જમીનદારોની સખ્યા વધારે હતી, તેથી તેમનું પાસું મબળ હતું. એ કાયદા પ્રમાણે દરેક માણસ પોતાના ધણીની જમીનમાં કામ કરવાને બધાયલો હતો મજૂરોને પોતાના પરગણામાથી જવાની મના કરી, અને જે કોઈ નાશી જાય તેના કપાળ પર ધગધગતા લોઢાવતી ડામ દેઈ F (ફ્યૂજીટિવ, નાશી જનાર) અક્ષરની છાપ પાડવી

મજુરોનો કાયદો

એવો ધારો કર્યો ઘણા ગુલામો શહેરોમા નાશી ગયા હતા, ત્યાથી તેમને પાછા પકડી આણ્યા, અને કેટલાક ગુલામો પૈસા આપી છુટા થયા હતા, તેમની પણ ગેરવાજવી માગણી કરવામા આવી છૂટા થઈએ તો વધારે પૈસા કમાઈએ એવું એક વેળા મજૂરોના જાણવામાં આવ્યું, તેથી એ જૂલમથી બીજવાઈને તેઓએ તેમાથી બચવાનો પ્રયત્ન કર્યો

ઇંગ્લાંડના મહા કવિ ચૉસરના ગ્રંથોપરથી તથા લોકપ્રિય કવિ લાંગલાન્ડે રચેલા "પીઅર્સ પ્લાઉમનનું સ્વપ્ન" એ નામે વિચિત્ર કાવ્ય પરથી જણાયછે કે જે વારે નાઇટો, દરબારીઓ, ધનવાન મઠાધિપતિઓ અને સાધુઓ મોટી લડાઈઓ લડવામા અને ઉજાણીઓ ખાવામાં પોતાનો કાળ કહાડતા હતા તેવારે નીચલા વર્ગના લોકોમાં અસ્વસ્થતા વધતી જતી હતી આજ સમયના અરસામાં ચોસર કવિએ "કાન્ટર્બરી ટેઈલ્સ" નામે પુસ્તક રચ્યું

ચૉસર અને લાંગલાન્ડના ગ્રંથો

પાદરીઓ અને વિશેષ કરીને ફ્રાયરો (સાધુઓ) ઢોંગી તથા ધનના લોભી બની જર્દધાતકી કૃત્યો કરતા હતા, તેથી તેમની મામે

ઑક્સફર્ડની બાલિઅલ કોલેજના શિક્ષાગુરૂ જોન વિકિલફે આ વેળા લખાણ કરવા માંડ્યું. ધર્મસંબંધી સુધારો કરનાર પહેલ વહેલો ઇંગ્રેજ એ હતો. વિકિલફ ઑક્સફર્ડનો ઉત્સુક ધર્મોપદેશક હતો. એનો હેતુ લોકોમાં અસંતોષ ઉપજાવવાનો ન હોતો. પરંતુ શુધ્ધ ધર્મ ફરીને ચલાવવાની અને સત્તાધીશોનો જુલમ અટકાવવાની તેની ઇચ્છા હતી. થોડા વરસ કેડે તેણે બાઇબિલનું ઇંગ્રેજીમાં ભાષાંતર કર્યું, અને લોકોને બોધ કરવાને "સાદા સાધુઓ" ને ઉઘાડે પગે અને રાતા ઝભ્ભા પહેરાવીને મોકલ્યા. તેમણે બોધ કર્યો કે દરેક મનુષ્ય પોતાનાં કૃત્યોનો ઈશ્વરને પેડે જવાબ આપવાને બંધાયલો છે, ઈશ્વરની દૃષ્ટિમાં સઘળાં મનુષ્ય સમાન છે, અને સર્વલોકોના હિતને માટે અમીરોએ અને આચાર્યોએ ન્યાય પૂર્વક અમલ કરવો જોઇએ. સ્વતંત્રતા સંબંધી મનને ઉશ્કેરે એવા આ સઘળા વિચારોથી અસંતોષી ખેડુતોના મન પર કેવી અસર થઈ, અને તેથી આવતા અમલમાં કેવાં કડવાં ફળ નીપજ્યાં તે આપણા સમજવામાં સહજ આવી શકે.

તથાપિ બહારથી તો સઘળું શાંત રહ્યું, અને આવતા વીસ વરસમાં પાર્લમેન્ટે પુષ્કળ માગ સુધારા કર્યા. પાર્લમેન્ટે સને ૧૩૫૧ માં એવો કાયદો મંજૂર કર્યો કે પોપે (એ આવેળા ફ્રેન્ચ હોઈ ફ્રાન્સમાંના આવિન્યોન શહેરમાં ઇંગ્લાંડના દુશ્મનોમાં રહેતો હતો) ઇંગ્લાંડની જમીન પરદેશીઓને ધર્માદા આપવી નહિ. અને તે જેમ જોન રાજાના વખતથી ભારે ખંડણીઓ લેતો હતો તેમ તેણે હવે લેવી નહિ. ઇંગ્લાંડના કાયદાની તકરારો પરદેશી કોર્ટોમાં લઈ જવાની લોકોને મના કરી હતી; અને આ પ્રેમ્યુનાયરનો કાયદો પછીના સમયમાં બહુ મહત્વનો થઈ પડ્યો. એ કાયદામાં વાપરેલા પહેલા શબ્દ પરથી તેનું એ નામ પડ્યું. સને ૧૩૬૨ માં એવો હુકમ કરવામાં આવ્યો કે હવેથી ન્યાયની કચેરીઓમાં ઇંગ્રેજી ભાષા વાપરવી, અગાઉની પેઠે ફ્રેન્ચ ભાષા વાપરવી નહિ; અને રાજાએ પાર્લમેન્ટની સંમતિ વગર ઊન ઉપર વેરો લેવો નહિ.

પાર્લમેન્ટમાં સુધારો

પ્રેમ્યુનાયરનો કાયદો

ઈંગ્લાન્ડની સરકારે આયર્લાંડને માટે પણ કાયદા કરવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ એ કાયદા પહેલેથીજ ભુલભરેલા અને પ્રાન્તકી હતા એ વખતે આયર્લાંડમાં ત્રણ વર્ગના લોકો હતા ૧ લો, મૂળના આઈરિશો ૨ જો જે ઇંગ્રેજોએ લાંબા સમયથી ત્યાં જઈ ત્યાંના વતનીઓ જોડે લગ્નવ્યવહાર કર્યો હતો અને આયર્લાંડને સ્વદેશ ગણી ત્યાં સ્થાયી વાસ કર્યો હતો તે ઇંગ્રેજો, અને ૩ જો ત્યાં અમલ ચલાવવાને ગયેલા ઇંગ્રેજો આઈરિશો અને આઈરિશ થઈ ગયેલા ઇંગ્રેજો ઉન્મત્ત અને અડધા જંગલી હતા, એમાં શક નથી, પરન્તુ તેમના પર અમલ કરનારાઓ તેમની જોડે લાજ લગાડે એવી વર્તણુક ચલાવતા હતા કિલ્કેનીના કાયદાની રૂઈએ આઈરિશો જોડે માંહોમાંહે લગ્ન કરવાની ઇંગ્રેજોને મના કરી, દેશની તમામ રમતો રમવાની બંધી કરી અને આઈરિશોને ઇંગ્રેજી ભાષા બોલવાનો અને ઇંગ્રેજી રિવાજો ગ્રહણ કરવાનો હુકમ કર્યો રાજાના કુંવર કલેરન્સના ડયુક લાયોનલને તેમના પર અમલ કરવાને મોકલ્યો હતો એ ડયુક આયર્લાંડમાં જન્મેલા કોઈ પણ માણસને પોતાની છાવણીની હદમાં આવવા દેતો નહિ આવા અમલમાં આઈરિશોની સંતાપી પ્રજા અને એ અરાજ્ય હતું

કિલ્કેનીના કાયદા સને ૧૩૬૭

ત્રીજ દશ વર્ષ વીતી ગયા વિગ્રહના બીજા યુદ્ધ કાળના દુખ ફ્રાન્સને ભોગવવા પડયા, એડવર્ડ રાજા ઘરડો થતો જતો હતો ભલી રાણી ફિલિપ્પા મરણ પામી હતી, અને આલિસ પરૈર્સ નામે માન વગરની સ્ત્રીના કહ્યા પ્રમાણે એડવર્ડ ચાલતો હતો રાજાનો પાટવી કુમાર શ્યામ કુંવરજ મરણની પથારીમાં પડેલો હતો, અને તેના નાના કુંવર અને ગાદીના વારસની ઉમર માત્ર દશ વર્ષની હતી તેથી નીમલા પ્રધાનોની સલાહથી રાજાનો ત્રીજો કુંવર ઘેન્ટનો જોન ખરું જોતાં રાજ્યકારભાર ચલાવતો હતો એ લાંકાસ્ટરનો ડ્યુક હતો ગાદી ખાલી પડવાની એની ઇચ્છા છે એવો પ્રજાને

વહેમ આવ્યો. છેવટે સને ૧૩૭૬ માં "ભલીપાર્લમેન્ટ" મળી, અને કામન્સની સભાએ પ્રધાનોપર ગેર વર્તણુંકનો આરોપ મુકવાની અર્થાત્ તેમની સામે અમીરોની સભા આગળ ફરીઆદ કરવાની પહેલીજ વાર હામ ભીડી અમીરોની સભાએ એ આરોપની તજવીજ કરી ઈન્સાફ કર્યો; પ્રધાનોએ સરકારી પૈસા ઉચાપત કર્યા, પરવાનગી વગર કરવેરા નાંખ્યા, અને બાપડા વૃદ્ધ રાજાને નાણાં ધીરી તે પેટે તેની કનેથી બલાત્કારે સોગણા દામ લીધા, એવાં તોહમતો તેમનાપર સભાએ મૂક્યાં. લાકાસ્ટરના ડ્યુકે આ હુમલા અટકાવવાને બની શક્યું તેટલું કર્યું; પરંતુ શ્યામ યુવરાજ મરવા પડ્યો હતો તે છતાં એ તેણે કામન્સની સભાને ટેકો આપ્યો પ્રધાનોને બરતર્ફ કર્યા, અને આલિસ પેરેર્સને રાજાથી દૂર કહાડી મુકી તથાપિ તે થોડા સમય પછી પાછી આવી, અને બે મહીના કેડે સને ૧૩૭૬ ના જૂન મહીનાની ૮ મી તારીખે શ્યામ યુવરાજે દેહ છોડી, તેવારે કાન્ટર્બરીનો આર્ચ બિશપ બાળ રાજકુમાર રિચર્ડને પાર્લમેન્ટમાં તેડી લાવ્યો, અને તેને પાર્લમેન્ટે યુવરાજ એટલે ગાદીનો હક્કદાર વારસ ઠરાવ્યો. તથાપિ ગોન્ટના જોનના હાથમાં ફરીને રાજસત્તા આવ્યાથી સને ૧૩૭૭ ની પાર્લમેન્ટે પાછલાં સઘળાં કામ રદ કર્યાં, અને રાજ્યમાં રહેનારા પ્રત્યેક માથા દીઠ અમુક રકમ ઠરાવી માથાવેરો નામે નવો કર લોકોપર નાંખ્યો એજ પાર્લમેન્ટમાં કામન્સની સભાના પ્રમુખ એટલે મુખ્ય પુરૂષનું નામ પહેલ વહેલું પડ્યું. એજ વરસમાં એટલે સને ૧૩૭૭ ના જૂન માસની ૨૧ મી તારીખે ૩ જો એડ્વર્ડ રાજા મરણ પામ્યો, અને બાળ રાજકુમાર રિચર્ડ તેની પછી ગાદીએ બેઠો. એ વેળા

ભલી પાર્લમેન્ટ, સને ૧૩૭૬

શ્યામ યુવરાજનું મૃત્યુ, ઈ સ ૧૩૭૬

પહેલવહેલો માથાવેરો, સને ૧૩૭૭

તેનું વય માત્ર અગીઆર વર્ષનું હતું, અને રાજ્યમા અસ્ત-સ્યતા હતી

## ૨ જો રિચર્ડ ઈ સ. ૧૩૭૭—૧૩૯૯.

સને ૧૩૭૭ ના જુલાઈ માસની ૧૬ મી તારીખે રિચર્ડનો રાજ્યાભિષેક થયો, અને રાજ્યનો કારભાર ચલાવવાને એક મડળી ઠરાવવામા આવી રાજાના કાકા એ મડળીમા ન હોતા, તથાપિ ઘોન્ટના જોનનું ઘણુ ચલણ હતું ફ્રાન્સ જોડે વિગ્રહ ચાલ્યા કીધાથી ઇગ્લાડના લોકોને ઘણુ દુખ ભોગવવું પડ્યુ, અને તેમને એ વિગ્રહના ખર્ચને માટે ભારે કર આપવા પડ્યા જજીઆ વેરો ફરીને ઉઘરાવ્યો. એ વેરો શ્રીમતથી માડીને સોળ વર્ષની ઉમર ઉપરાતના છેક ગરીબને માથે પડ્યો. લાંકાસ્ટરના ડ્યુકને ૬ પૈં ૧૩ શિ ૪ પેન્સ, અર્લોને ૪ પૈંડ, અને છેક ગરીબને એક ગ્રોટ એટલે ચાર પેન્સ આપવા પડ્યા પરતુ એથી જોઈએ તેટલા નાણા વસૂલ ન થયાથી બીજે વરસે જાસ્તી માથાવેરો ઉઘરાવ્યો ગરીબોને એ જજીઓ આપવો ઘણો ભારે પડ્યો અને ત્રીસ વર્ષપર "મજૂરોના કાયદો" મજૂર થયો હતો, ત્યારથી ગુલામો, મજૂરો, અને નાના જમીદારોમા એ બેદિલી વધતી જતી હતી. એ જમીદારોને ભારે વેરા અને દાણ આપવા પડતા, આખા દેશમા છુપી મંડળીઓ ઉભી થતી જતી

માથાવેરાપર લોકોની અપ્રીતિ

હતી અને વિક્લિફના ઉપદેશકો ઠેર ઠેર ફરી બેદિલ લોકોના મેરેરા લઈ જવા લાવવાનું કામ કરતા હતા. એ ઉપદેશકો આ વેળા "લોલાર્ડ" કહેવાતા તેઓમાના એક ઉપદેશક નામે જોન બોલે રાજ્યની સામે ફિતુર ઉઠે એવો બોધ કર્યાથી તેને લડનના બિશપે કેદમા પણ નાખ્યો હતો

તથાપિ સને ૧૩૮૧ ના જૂન મહીનાની ૫ મી તારીખ સૂધી બધુ

ગામડીઆઓનું બંડ, સને ૧૩૮૧

શાંત હતું એ દિવસે ડાર્ટફર્ડનો જોન છાપરાંપર નળીઆં ચઢાવવાનો ધંધો કરતો હતો તેની દીકરીની હુરમત જજીઆ વેરો ઉઘરાવનારે લીધી તેથી તેને જોને મારી નાખ્યો. એથી આખા ઈંગ્લાંડમા એકદમ ખળભળાટ થઈ ગયો, અને યોર્કશાયર, લાંકાશાયર, ડેવન, સફોક, એસેકસ, તથા કેન્ટ પરગણાંના લોકોએ એકી વખતે હુલ્લડ કર્યું, તેથી સ્પષ્ટ છે કે તેઓએ એ સંબંધી કાંઈક છુપી મસલત કરી હતી વાટ ટાઈલર (ડાર્ટફર્ડનો જોન જે ધંધો કરતો હતો તેજ ધંધો એ કરતો હતો) ની સરદારી નીચે કેન્ટના લોકોએ દંગો મચાવી મેઈનસ્ટનની તુરંગમાથી જોન બોલને છોડાવ્યો અને તેઓ બ્લાકહીથ ગયા. અહીં બોલે તેમને એક કવિતાની[1] બે કડી બોલી ઉપદેશ કર્યો કે મનુષ્ય લોકો સરખા છે, ગૃહસ્થ અને ભીખારી કોઈ નથી.

જેક સ્ટ્રો નામે છાપરાં છાવાનો ધંધો કરનારની સરદારી નીચે એસેકસના લોકો ડંડુકા, કટાઈ ગયેલી તલવારો, અને તીરકામઠા લઈને આવ્યા, અને હુલ્લડી ટોળામાં મળી ગયા. હર્ટફર્ડશાયરના લોકો પણ તેની જોડે મળી ગયા એક લાખ માણસો લંડન આવ્યા, અને અંદરના લોકોએ દરવાજા ઉઘાડી તેમને શહેરમાં દાખલ કર્યા. ૧૩ મી તારીખે તેઓએ કેદખાનાં તોડ્યાં, સેવોય મહેલ (ઘોન્ટનો જોન જેને તેઓ ધિક્કારતા હતા તેને રહેવાનું મકાન) અને નાઈટ્સ ટેમ્પલરોના દેવળમા નવું મકાન બાંધ્યું હતું તે બાળી નાંખ્યાં, અને ફ્લેમિંગ લોકોના મકાન તોડી પાડ્યાં તથાપિ લુટફાટ કે ચોરી ન કરતાં તેઓ રાતનીરાત શાંત પડી

---

૧ એ કવિતમા કહ્યુ છે જે જ્યારે આદમ પડે જમીન ખેડતો, અને ઈવ પોતે કાતતી, ત્યારે ગૃહસ્થ કોણ (ને ભીખારી કોણ) હતું?

રહ્યા. કેન્ટના લોકો ટાવરગઢપર, એસેક્સના લોકો માઇલએન્ડમાં, અને હર્ટફર્ડશાયરના લોકો હાઇબરીમાં પડી રહ્યા.

એમ એકાએક બંડખોરો ચઢી આવ્યાથી અમીરો અને ગવ્યકારભાર ચલાવનારી મંડળીના સભાસદો ગભરાઈ ગયા. માત્ર તરૂણ રાજાએ સમયસૂચકતા દેખાડી. એ વેળા એને સોળ વર્ષ પૂરાં થયાં નહોતા તો પણ તેણે વિસ્મયકારક હિંમત દર્શાવી. બીજે દિવસે પરોઢીઆમાં તે ઘોડો દોડાવી બંડખોરોને મળવાને માઇલએન્ડ ગયો. તેણે તેમને કહ્યું " મારી રૂડી રૈયત, હું તમારો રાજા અને સ્વામી છું, તમને શું જોઈએ છીએ?" તેઓએ ઉત્તર દીધો કે અમને સ્વાધીનતા આપો, જુલમી વેરા અને બંદરોમાં લેવાતાં દાણ કહાડી નાંખો, અને મજૂરી ન કરતા ગણોત ભરવાની અમને પરવાનગી આપો. તેઓએ જે માગ્યું તે બધું આપવાનું તેણે વચન દીધું, અને ત્રીસ કારકુનોને બેસાડી તેમની કને દરેક પરિશને સ્વાધીનતા આપ્યા બાબતના કાગળો લખાવ્યા. એ પત્રો લઈ લોકો વિખરાઈ ગયા. પરંતુ રિચર્ડ ગયો એટલે કેન્ટના લોકોએ ટાવર મહેલની અંદર ધુસી ચાન્સલરના ઓદ્ધાપર આર્ચ બિશપ હતો

રિચર્ડ પોતાની પ્રજાને મળે છે

તેને અને ખજાનચીને મારી નાંખ્યા. જેજીઆ વેરાને લીધે એ બે ઉપર તેમને વેર હતું; અને વાટ ટાઇલરની સરદારી નીચે ત્રીસહજાર બંડખોરો હજી લંડનમાં રહ્યા કે બીજે દિવસે રિચર્ડ તેમને સ્મિથફીલ્ડમાં ભેગો થયો. અને વાટ ટાઇલરે રાજાના ઘોડાની લગામ ઝાલી, એટલે લંડનના મેયરે તેનાપર પ્રહાર કરી તેનો ઘાત કર્યો. "મારો મારો, આપણો સરદાર મરાયો" એવી લોકે બૂમ પાડી. રિચર્ડે મોટે સાદે બોલ્યો, "હું તમારો સરદાર છું, મારી પાછળ હીંડો." એટલે તેઓ મૂગા મૂગા તેની પાછળ આઇલિંગ્ટન ગયા. અહીં છેવટે લશ્કર ભેગું થયું હતું તેને વચ્ચે પડવા ન દેતાં તેણે લખ્ય કરી આપી સઘળા બંડખોરોને પોતપોતાને ગામ વિદાય કર્યા એથી

લંડનમાં બંડ શમ્યું, પરંતુ પછીના પખવાડીઆમાં દૂરનાં પરગણામાં પુષ્કળ માણસોના જીવ ગયા, અને ઘણું નુકસાન થયું. પછી મોટી ફોજ લેઈ રાજા કેન્ટ અને સસેક્સ પરગણામાં ગયો અને તેણે જોન બૉલ, સ્ટ્રો અને બીજા સેંકડો માણસોને પકડી ગરદન માર્યા; અને પાર્લમેન્ટે મળી ઠરાવ કર્યો કે રાજાએ કરી આપેલા લેખ નકામા છે, કેમકે અમીરોના અખત્યારની બાબતોના લેખ કરી આપવાની રાજાને સત્તા નથી.

એથી લોકોને કાંઈ લાભ થયો નહિ એવું ભાસ્યું; પ્રથમતો તેમનાપર વધારે જૂલમ થયો. ખરો, તથાપિ અમીરોને તુરત જણાવ્યું કે હવે લોકોની કને ગુલામગીરી કરાવવાથી રાજ્યને જોખમ થશે. પછી દોઢસો વરસમાં ગુલામગીરીનો ચાલ હળવે હળવે બંધ પડી જઈ તેને બદલે મજૂરી કરનારને પાલવેથી તેનીકને મજૂરી કરાવવાનો રિવાજ પડ્યો.

ગુલામગીરી હળવે હળવે બંધ પડે છે

તો પણ તરુણ રિચર્ડ આવી બહાદુરીથી રાજ્ય ચલાવવા માંડ્યાં છતાં, એના અમલનો ઈતિહાસ એના સંબંધમાં ખેદકારક હતો. એ સમજવાને માટે આપણે ધ્યાનમાં રાખવું કે રાજાને નાણાં આપ્યા પહેલાં પોતાની સલાહ પ્રમાણે ચાલવાની તેને ફરજ પાડી શકે એટલું કામન્સોમાં કૌવત હતું, પરંતુ પોતાનો અધિકાર વાપરતાં તેમને અદ્યાપિ આવડ્યું ન હોતું અને રાજ્યમાં ખરેખર કર્તાહર્તા મોટા અમીરો હતા, તેમના દોરવ્યા તેઓ દોરાતા. રિચર્ડના કાકાઓને રાજ્યસત્તા પોતાના હાથમાં લઈ તેને પોતાના કહ્યા પ્રમાણે ચલાવવાની ઈચ્છા થઈ પરંતુ રિચર્ડમાં મૂળથી ઉંચા પ્રકારનો જુસ્સો હતો. એડ્વર્ડને સાત કુંવરો હતા. પરંતુ તેઓમાંના

પાર્લમેન્ટની સત્તા

માત્ર પાંચ કુંવરો જીવી મોટા થયા. તેઓનાં નામ નીચે-પ્રમાણે છે —

| ૧ એડ્વર્ડ શ્યામ યુવરાજ | ૨ લાયોનલ, ક્લારેન્સનો ડ્યુક | ૩ ઘોન્ટનો જોન લાંકાસ્ટરનો ડ્યુક | ૪ એડ્મંડ, યોર્કનો ડ્યુક. | ૫ ટામસ ગ્લાસ્ટરનો ડ્યુક |
|---|---|---|---|---|
| ૨ જો રિચર્ડ | ફિલિપ્પા માર્ચના અર્લ વેરે પરણી | હેન્રી, ડર્બીનો અર્લ પછવાડેથી ૪ થો હેન્રી. | | |
| | રાજર માર્ચનો અર્લ | | | |
| | એડ્મંડ, માર્ચનો અર્લ (ગાદીનો વારસ) | | | |

પહેલા બે કુંવર રાજાના જીવતાં મરણ પામ્યા, અને શ્યામ યુવરાજનો પુત્ર ૨ જો રિચર્ડ રાજા થયો તેના પ્રધાનો અને તેની રાજસભાના મેમ્બરો ઉત્કૃષ્ટ નહોતા. તેનું કારણ એ સંભવે છે કે તેના કાકાઓના ભાઈબહેનોને નીમતાં તેની માને અને તેના મિત્રોને ડર લાગતો હતો. તથાપિ રાજાના કાકાઓ રાજ્યકારભાર ચલાવતા ઘોન્ટના જોનના હાથમાં પ્રથમ રાજસત્તા હતી, પરંતુ ગામડીઆઓના બંડમાં લોકોએ તેના પર ઘણો તિરસ્કાર બતાવ્યો કે તે પોતાના પુત્ર ડર્બીના અર્લ હેન્રી બોલિંગબ્રોકને ઇંગ્લાંડમાં મૂકી ત્રણ વરસ લગી સ્પેન જઈને રહ્યો. બોલિંગબ્રોક ઉપર લોકોની ચાહના હતી. ઘોન્ટનો જોન ગયો તે કેડે ગ્લાસ્ટરનો ડ્યુક **ટામસ** આગળ પડ્યો, અને રિચર્ડ ઉપર હજી લગી રાજ્યરક્ષકોની દેખરેખ હતી તેમ છતાં, એ ડ્યુકે અને આરન્ડલના અર્લે સને ૧૩૮૭ માં રિચર્ડના પ્રધાન સફોકના ડ્યુક ઉપર સરકારી નાણાં ઉડાવી દેવાનો આરોપ મુકવાની તથા રાજકાજપર દેખરેખ રાખવાને અગીઆર પુરૂષોની સભા નીમવાની પાર્લમેન્ટને ઉશ્કેરણી કરી.

અગીઆર પુરૂષોની રાજસભા, સને ૧૩૮૭

એથી રિચર્ડને ક્રોધ ચઢયો. તેણે પાર્લામેન્ટને ન ગણકારતાં પોતાની જોડે સામિલ થવાને લોકોને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો. તેણે આ બેવકુફી અને ઉદ્ધતાઈ ભરેલું કામ કર્યું; કારણ કે હજુ તેના હાથમાં રાજ્યાધિકાર નહોતો, અને બીજે વરસે "નિર્દય પાર્લામેન્ટ" મળી, તેમાં ગ્લાસ્ટર, આરન્ડલ, વોરિક, નોટિંગહામ અને ડર્બી નામે પાંચ અમીરો "લાર્ડસ અપેલેન્ટ" કહેવાતા, તેઓએ રાજાના મિત્રોની સામે અપીલ કરી, અને તેમના પર રાજદ્રોહનો આરોપ મૂકી તેમાંના માતને ફાંસી દીધી. તેઓમાં સર સાઈમન બર્લી નામે એક બહાદુર વૃદ્ધ નાઈટ હતો, તેને રાજા ચહાતો, અને માન આપતો; અને તેને છોડી દેવાને રાણીએ અને ડર્બીના હેન્રીએ પણ કાલાવાલા કર્યા, પરંતુ તેમનું કાંઈ વળ્યું નહિ. ગ્લાસ્ટર ઘાતકી હતો, અને રિચર્ડને સાવધ રહેવાની જરૂર જણાઈ.

નિર્દય પાર્લામેન્ટ, સને ૧૩૮૮

રિચર્ડ રાજ્યની લગામ પોતાના હાથમાં લેછે, સને ૧૩૮૯

મારૂં વય તેવીસ વર્ષનું થયુંછે, તેથી હું હવેથી રાજ્યાધિકાર ચલાવીશ, એવું રિચર્ડે બીજે વરસે એટલે સને ૧૩૮૯ મા રાજસભામાં એકાએક જાહેર કર્યું, તેથી સભા વિસ્મય પામી. તેણે રાજ્યનો મોટો મહોર સિક્કો આપી દેવાનો આરન્ડલના અર્લને હુકમ કર્યો; તેની હિંમતથી અને તેની વાજબી માગણીથી ચમકીને અમીરો નમી ગયા, અને તેણે રાજની લગામ પોતાના હાથમાં લીધી. તેણે સારા સારા કાયદા બાંધી આઠ વરસ લગી ડહાપણથી અને સારી રીતે અમલ ચલાવ્યો. આ જ સમયમાં પ્રેમ્યુનાયરનો બીજો કાયદો મંજૂર થયો. એ કાયદામાં ઠરાવ્યું કે રાજાના સંબંધમાં જે માણસ પોપતરફથી બહિષ્કારની આજ્ઞા અથવા શિક્ષાપત્ર ઈંગ્લાંડમાં દાખલ કરશે, તેને કેદની મજા કરવામા આવશે, અને

તેની મિલકત જપ્ત કરવામાં આવશે ૮ મા હેન્રીના અમલમાં આ કાયદાની ભારે અસર થઈ તે આપણે આગળ જોઈશું. રિચર્ડે વળી આયર્લાંડ જઈ ત્યાંના લોકો પર મમતા દેખાડી. એ અરસામાં તેણે પોતાના મિત્રોના ઘાત કરનાર પર કાંઈ પણ દ્વેષભાવ બતાવ્યો નહિ. પરંતુ એ કૃત્ય તે ભૂલી ગયો નહોતો. તેની રાણી બોહીમિઆની આન સને ૧૩૯૪ મા મરી ગઈ, અને પચીસ વર્ષ લગી લડાઈ બંધ રખાવવાને તેણે ફ્રાંસના રાજાની માત્ર આઠ વર્ષની કુંવરી જોડે સને ૧૩૯૬ માં લગ્ન કર્યું.

પ્રેમ્યુનાયરનો બીજો કાયદો, સને ૧૩૯૩

રિચર્ડ ફ્રાન્સ જોડે હંગામી સંધી કરે છે, સને ૧૩૯૬

હવે લડાઈથી તે છૂટો થયો, અને વિગ્રહ બંધ પડ્યાથી મોટા અમીરોએ ગુસ્સે થઈ તેની સામે કાવત્રું કરવા માંડ્યું, એટલે તેણે પોતાનું વેર વાળ્યું. ગ્લાસ્ટર, વારિક અને આરન્ડેલને થોડા કલાકમાં પકડી કેદ કર્યા. ગ્લાસ્ટરને કાલે નગરમાં મોકલી દીધો, અને પંદર દિવસમાં તેના મરણના સમાચાર આવ્યા. આરન્ડેલ ઉપર રાજદ્રોહનું તોહમત મૂકી પાર્લમેન્ટની રૂબરૂ તેની તપાસ ચલાવી તેનો શિરચ્છેદ કર્યો, અને વારિકને જીવતા લગી કેદખાને નાખ્યો. પછી પાર્લમેન્ટમાં આગેવાનો ન રહ્યાથી એડ્વર્ડે જે માગ્યું તે બધું પાર્લમેન્ટે આપ્યું. જીવતાં લગી નાણાંની અમુક રકમ આપવાનું તેને વચન દીધું, અને પાર્લમેન્ટમાં જે અરજીઓ મોકલવામાં આવે તે રદ કરવાને પોતાના મિત્રોની ખાસ મંડળી નીમવાની તેને પરવાનગી આપી. સારાંશ એ કે રિચર્ડ સ્વેચ્છિક રાજા બન્યો. પરંતુ એથીજ તેની પડતી થઈ. એ વખતથી તેના ઉડાઉપણાપર અથવા તેની બળવાન ઇચ્છાપર દાબ રહ્યો નહિ; અને તેણે લોકોપર કરવેરા નાંખી તેમને પીડવા લાગ્યો અને ન્યાયની કચેરીઓના કામકાજમાં હાથ ઘાલવા માંડ્યો. જમીનદારોથી મજૂરોનું રક્ષણ કરવામાં અથવા લોલાર્ડ પર થતા જુલમ અટ-

રિચર્ડે લીધેલું વેર, સને ૧૩૯૭

રિચર્ડ સ્વેચ્છિક રાજા બને છે

કાવત્રામાં તેણે હાથ ઘાલ્યો તે વાજબી હતું, તો પણ તે પોતાની ઈચ્છા પ્રમાણે કરેછે, અને મરજીમાં આવશે તેમ કરશે, એવું સમજાવ્યાથી લોકોની તેનાપર અપ્રીતિ થઈ.

“લોર્ડસ અપેલન્ટ” માંના બે નામે નોટિંગહામ અને હેન્રી બોલિંગબ્રોક અદ્યાપિ ઈંગ્લાંડમાં હતા. નોટિંગહામ હમણા નોર્ફોકનો ડ્યુક હતો, અને ઘેંટના જોનનો પુત્ર અને રિચર્ડનો પિત્રાઈ હેન્રી બોલિંગબ્રોક, હેરિફોર્ડનો અર્લ હતો. તેઓ રાજાની જોડે મિત્રચારી રાખતા હતા, પરંતુ તેમનો ડર લાગ્યાથી તેણે તેમની વચ્ચે ચાલતા ટંટાનો લાભ લેઈ સને ૧૩૯૮ માં બેઉને દેશપાર કર્યા, નોર્ફોકને જીવતાં લગી, અને હેન્રીને છ વરસ લગી દેશવટો દીધો. આ કૃત્ય ઘણુંજ ગેરવાજબી હતું, અને લોકોની હેન્રીપર ચાહના હોવાથી તેમને એથી ક્રોધ ચઢયો, પરંતુ રિચર્ડ પોતાની મત્તા શિવાય બીજી કોઈ પણ બાબતપર લક્ષ આપતો નહિ; અને બીજે વરસે ઘેંટનો જોન મરી ગયો, તેવારે તેણે તેની તમામ જાગીરો, જપ્ત કરી. એ જાગીરોપર હેન્રીનો હક્ક હતો. પછી ઈંગ્લાન્ડમાંથી પોતાના તમામ દુશ્મનોનું કાસળ નીકળી ગયું એમ ધારી તે સને ૧૩૯૯ ના મે મહીનામાં પાછો આયર્લાંડ ગયો.

હેરીફોર્ડના અર્લ હેન્રીને દેશવટો દીધો, સને ૧૩૯૮.

રાજ્યમાં કશો ભો ન રહ્યો એવું જે ક્ષણે તેને લાગ્યું તેજ ક્ષણે તેની સત્તા કેવળ પડી ભાગી. હેન્રી પોતાની જાગીરનો દાવો કરવાને યોર્કશાયરને કાંઠે ઉતર્યો. તે આ વેળા લાંકાસ્ટરનો ડ્યુક હતો. તે ઈંગ્લાંડ આવ્યોછે એવી ખબર મળતાંજ નોર્ધમ્બર્લાંડથી પર્સીઓ અને વેસ્ટમોર્લાંડથી અર્લ નેવિલ આવ્યા, અને તેઓ તથા રિચર્ડનો કાકો યોર્કનો ડ્યુક પણ તેને મળી ગયા. રિચર્ડે પોતાની ગેરહાજરીમાં યોર્કના ડ્યુકને રાજ્યનો કારભાર સોંપ્યો હતો. રિચર્ડ જુલમી રાજા નીવડ્યાથી ઈંગ્લાંડના તમામ લોકો તેના

રિચર્ડની પડતી, સને ૧૩૯૯

સામે ઉઠયા તે એક પખવાડીઆ કેડે વેલ્સમા ઉતર્યો, તે વારે પોતાનું રાજ્ય જતું રહેલુ તેના જોવામા આવ્યુ તેની પેઠે હેનરી પણ ૩ જા એડવર્ડનો પૌત્ર હતો, અને પોતાની માની તરફથી ૩ જા હેન્રીના વશનો હતો (૧૦૨ મા પૃષ્ઠમા આપેલી વશાવળી જૂઓ), અને ક્લારેન્સના ડ્યુકનો પ્રપૌત્ર માર્ચનો અર્લ ગાદીનો છેક હકદાર વારસ હતો (૧૫૦ મુ પૃષ્ઠ જૂઓ), પરતુ તેની ઉમર માત્ર ૭ વર્ષની હતી રિચર્ડથી કટાળી જઈ પ્રજાએ હેન્રીને પોતાનો રાજા માની વધાવી લીધો.

નોર્થમ્બરલાડના અર્લે દગો કર્યાથી રિચર્ડ વેલ્સમાના ફ્લિન્ટ કિલ્લામા હેન્રીને હાથ ઝલાયો, તેને ટાવર ગઢમા પૂર્યો, અને સને ૧૩૯૯ ના સપ્ટેંબર મહીનાની ૨૮ મી તારીખે ગાદીપરથી હાથ ઉઠાવ્યા બાબત લેખપર તેણે સહી કરી બીજે દિવસે પાર્લમેન્ટે હેન્રીની દુવાઈ ફેરવી એક વરસ કેડે રિચર્ડને પાછો ગાદીપર બેસાડવાને બડ ઉઠયુ, તે વારે એમ કહેવામા આવ્યુ કે તે મરી ગયો છે અને તેનું મડદુ લોકોને દેખાડયુ હતુ, પરતુ તેની જીદગીનો અત ખરેખરો શી રીતે આવ્યો, તેની આજ લગી કોઈને ખબર નથી તથાપિ તેનો છુપી રીતે ઘાત કરવામા આવ્યો એ

આખતાર પાર્લમેંટે પોતાના હાથમાં લીધો, અને રાજાને નાણા આપવામાં આવે તે પહેલાં તેણે પ્રજાના દુખની દાદ સાંભળવી જોઈએ તથા પ્રધાનોએ પોતાના કૃત્યોનો પાર્લમેન્ટને જવાબ આપવો જોઈએ એવો તેણે (પાર્લમેન્ટે) આગ્રહ કરવા માંડયો.

સને ૧૨૭૬ થી સને ૧૩૯૯ સુધીના ઈતિહાસનો સાર

આપણે જોયું કે અમીરોના તથા કામન્સોની (લોકોના મુખ્તારોની) સભાઓ જુદાજુદા ઓરડામાં બેસવા લાગી, પરંતુ તેઓ એક એકની સલાહ પૂછતી; અને બે રાજાઓએ પોતાની રૈયતની સંમતિ વિના મરજી મુજબ ચાલવાનો પ્રયત્ન કર્યો, તેથી તેમને ગાદી પરથી ઉઠાડી મૂકયા. પરંતુ એ બંને પ્રસંગે પણ મોટા અમીરોએજ આગેવાની કરી હતી; કારણ કે જેમ જોનના સમયમાં અમીરો અમલ ચલાવતા હતા તેમ અદ્યાપિ નબળા અથવા સ્વૈરિક રાજાના અમલમાં તેમનાજ હાથમા વાસ્તવિક રાજ્યસત્તા હતી આ સમયમાં ઇંગ્લાંડની સાથે વેલ્સ દેશ જોડાઈ ગયો, અને સ્કાટલાંડ સ્વતંત્ર થઈ તેપર જુદા રાજાઓ અમલ કરવા લાગ્યા, તે પણ આપણા જોવામાં આવ્યું આપણે જોયુ કે પોપ ૩ જા ઈનોસન્ટનું પ્રભુત્વ સ્વીકારી તેની કનેથી જોને પોતાનું રાજ્ય લીધુ, ત્યારથી પોપો ભારે ખંડણીઓ લેતા, તેમાથી ઇંગ્લાંડ દેશ હળવે હળવે મુક્ત થતો જતો હતો, અને ફ્લાન્ડર્સ જોડે ઊનનો બહોળો વેપાર ચાલવાથી વેપારની વૃદ્ધિ થતી જતી હતી, અને સૌથી પહેલાના સમયના રાજાઓ ભારે દાણ લેતા તે નીકળી જઈ નગરોને હળવે હળવે વેપાર કરવાના હક્કો મળ્યાથી વેપારમા લાભ થતો જતો હતો. સાધારણ લોકોની ચઢતીનો પહેલો આરંભ થયો, તે પણ આપણા જોવામાં આવ્યુ; કેવી રીતે ગુલામો પોતાની સ્વતંત્રતા હળવે હળવે મેળવતા હતા. અને એકુંતો મજૂરી કરવાને બદલે ગણોત આપતા હતા, અને વિક્લિફે મનના સ્વતંત્રપણા વિષે બોધ કરી તથા બૈબલનું ભાષાન્તર કરી લોકોને તે વાંચી

મારાસારનો વિચાર કરવાની છૂટ આપી તેથી સુધારાના પહેલાં બીજ કેવી રીતે રોપાયાં, તે પણ આપણા જોવામાં આવ્યું લડનના બિશપ જોડે લાંબો ઝઘડો ચલાવ્યા કેડે વિકિલફ પંડે લટરવર્થ શહેરમાં ન રહેતા પોતાના પારિશમાં જઈને રહ્યો અને ત્યાં સને ૧૩૮૮ મા મરણ પામ્યો તેના શિષ્યો લોલાર્ડો કહેવાતા, તેઓની હકીકત હવે પછીના રાજાના અમલમાં પણ આપણા વાંચવામા આવશે.

છેલ્લે ઇંગ્લાંડને ફ્રાન્સ જોડે વિગ્રહ ચાલતો હતો (કારણ કે રિચર્ડે સલાહ કરી હતી તે તેનું મૃત્યુ થવાથી છૂટી ) અને સ્વદેશમાં ઝઘડો ઉઠવાની તૈયારી હતી, તે સમયના ઈતિહાસ લગી આપણે આવી પહોચ્યા. હેન્રી ઇંગ્લાંડની ગાદીનો પ્રત્યક્ષ વારસ ન હતો તે છતાં રાજ્યાસને બેઠો તેથી એ ઝઘડો ઊઠયો. પરદેશ જોડેના વિગ્રહમાં તથા સ્વદેશમાં ચાલતા એ ઝઘડામાં મોટાં કુટુંબોમાંનાં એટલાં બધાં માણસોની હાનિ થઈ કે એ ઝઘડાનો અંત આવ્યો તે વારે રાજા અને પ્રજાની વચ્ચે મોટા અમીરો રૂપી પ્રતિબંધ તૂટી ગયેલો આપણા જોવામાં આવશે.

---

# ભાગ ૪ થો.

## લાંકાસ્ટર અને યોર્કવંશો.

## ગુલાબોના વિગ્રહો.

## લાંકાસ્ટર અને યોર્ક વંશના રાજાઓ.

### ૩ જો એડવર્ડ.



# प्रकरण ११ मुं.

## लांकास्टर वंश.

૪ થો હેન્રી ઈ. સ ૧૩૯૯–૧૪૧૩

૫ મો હેન્રી, ઈ. સ ૧૪૧૩–૧૪૨૨

૬ ઠો હેન્રી, ઈ. સ ૧૪૨૨–૧૪૬૧. પદભ્રષ્ટ થયો

આપણે ૧૮૦૦ની સાલ લગીનો ઇતિહાસ કહી ગયા એ સાલથી ઇંગ્લાંડના ઇતિહાસના અતિ અવ્યવસ્થિત સમયોમાંના એક સમયનો આરંભ થાય છે. એ પછીના એંશી વર્ષ લગી કોઈ પણ રાજાએ વગર તકરારે ગાદીનો ઉપયોગ કર્યો નહિ હમેશ કોઈને કોઈ ગાદીનો દાવો કર્યા કરતો, અને તેથી અસંખ્ય ઝગડા અને માહોમાહેની લડાઈઓ ઊભી થઈ, ઘણાક જુના કુટુંબો નાશ પામ્યા

એડવર્ડથી ગાદીપતિની અનિશ્ચિત સ્થિતિ

૮ થા હેન્રીને બે હરીફ હતા ૨ જો રિચર્ડ અને માર્ચનો અર્લ બાળ એડમંડ મોર્ટિમર ૨ જા રિચર્ડને યોર્કશાયર માંહેના પાન્ટિફ્રાક્ટ કિલ્લામાં કેદ કર્યો હતો મોર્ટિમર હેન્રી રાજાનો પિતરાઈ ભાઈ થતો હતો, અને એ તથા એનો નાનો ભાઈ વિન્ડસર મહેલમાં ઉછરતા હતા ત્રણ

હેન્રી સામે બંડ, ઈ. સ ૧૪૦૦ ૧૪૦૫

વિષે તેમના મનમા શક હતો એ પછી થોડા વખતમા વેલ્શ શાહજાદા ઓવન ગ્લેન્ડૂરે વેલ્સમાં દંગો કર્યો, અને દેશના તમામ ભાગોમાથી વેલ્શ લોકો તેની કુમકે આવ્યા ગ્લેન્ડૂર લુએલિનના વરાનો હતો, અને બીજા રિચર્ડનો નિમકહલાલ ખિજમતદાર હતો હેન્રી રાજાએ તેની સામે કેટલીક ચઢાઈઓ કરી, અને પોતાના પુત્ર વેલ્શના તરૂણ શાહજાદાને મોટું લશ્કર આપીને મોકલ્યો. પરતુ ગ્લેન્ડૂર હમેશા પર્વતોમાં ભરાઈ જતો, અને ઇંગ્રેજો નહારી હ-રાથી હેરાન થઈ ચાલ્યા જતા કે લાગલો તે પાછો આની દેશમા વાસ્તવિક અમલ ચલાવતો.

ઓવન ગ્લે-ન્ડૂર બંડ કરેછે, સન ૧૪૦૦

એ અરસામા પર્સિઓ એટલે નોર્ધમ્બરલેંડનો અર્લ અને તેનો લડાયક દીકરો હેન્રી હોટસ્પર સ્કાચ લોકોની સામે થઈ ઉત્તર બાજુના ભાગનો બચાવ કરતા હતા તેઓએ હેન્રીને સિંહાસન પર બેસાડવામા મદદ કરી હતી ટ્વેન નદીને કાંઠે આવેલા હોમિલ્ડન હિલ નામે નગરમા સંગ્રામ થયો, તેમાં તેમણે સ્કાચ લશ્કરનો પરાજય કરી ઘણા અમીરોને કેદ પકડ્યા. એમના છૂટકાગ બદલ નાણાની ભારે રકમો મળશે એવી તેમને આશા હતી પરતુ હેન્રી-એ એ કેદીઓને છોડવાની માગણી કરી, અને વળી હોટસ્પરના મનેવી એડ્મંડ મોર્ટિમરને વેલ્સમા બદીખાને ગખી પર્સિઓનાં મન દુખવ્યાં એમ જણાય છે. રાજાએ કૃતઘ્નતા કરી એવું માની અહંકારી પર્સિઓ ખીજવાઈને તેની સામે થયા, અને ગ્લેન્ડૂરને મળી ગયા રિચર્ડ અદ્યાપિ સ્કાટલાંડમા જીવતો છે, એવી બૂમ ચાલી ફ્રેન્ચોએ બંડખોરોને મદદ કરવાને લશ્કરો વેલ્સમા મોકલ્યાં, અને હેન્રીને પોતાની ગાદીનો ફરીને બચાવ કરવો પડ્યો. શ્રુઝબરીના પ્રખ્યાત યુદ્ધમા તેણે અને તેના બે તરૂણ કુમાર નામે વેલ્સ-

હોમિલ્ડન હિલનો સંગ્રામ, સને ૧૪૦૨

પર્સિઓનુ અને ગ્લેન્ડૂરનુ બંડ, સને ૧૪૦૩

ના શાહજાદા હેન્રીએ અને બેડફર્ડના ડ્યુક જોને બંડખોરોને હરાવ્યા. હેરી હોટ્સ્પર રણમા પડ્યો, અને ઘણા અમીરો પકડાઈ માર્યા ગયા.

શ્રૂઝબરીનુ યુદ્ધ તા ૨૨ જુલાઈ, ૧૪૦૩

પરંતુ નોર્ધમ્બર્લાંડનો અર્લ પર્સિ હજી જીવતો હતો અને ૧૪૦૫ મા માર્ચના બાપ અર્લને અભાગિયા હેન્રીએ પાછો પકડ્યો તેવામાજ ઉત્તરમા નવુ બંડ જાગ્યાના સમાચાર તેના સાભળવામા આવ્યા. એ અર્લને લેડી ડીસ્પેન્સર વિન્ડસરમાથી લઈ ગઈ હતી પરંતુ ફરીને રાજાના સૈન્યે બંડખોરોની સામે થઈ તેમને વિખેરી નાખ્યા, અને આ વેળા અર્લ મોબ્રેપર તથા યોર્કના આર્ચબિશપ રિચર્ડ સ્ક્રોપપર રાજદ્રોહનો આરોપ મૂકી તેમનો શિરચ્છેદ કર્યો.

મૈબ્રે અને સ્ક્રોપનુ બંડ સને ૧૪૦૫

એ પછી હેન્રીના કબજામા સલાહશાંતિથી ગાદી રહી એના વખતમા એટલે સને ૧૪૦૫મા સ્કાટ્લાંડની ગાદીનો વારસ શાહજાદો જેમ્સ ફ્રાન્સ જતો હતો, તેવામા તેને ઇંગ્રેજ વહાણોએ પકડી કેદ કર્યો, અને તેને હેન્રીએ ઇંગ્લાંડના દરબારમા રાખ્યો તેથી સ્કાટલોકો તેના દમામના રહ્યા. ફ્રાન્સના લોકો પણ તેને કનડતા બંધ પાડ્યા. ફ્રાન્સનો છઠ્ઠો ચાર્લ્સ દિવાનો થઈ ગયો હતો, અને ઓર્લીન્સના અને બર્ગંડીના ડ્યુકો રીજન્સી (રાજપ્રતિનિધિમંડળ) નીમવાને એટલાતો મથતા કે તેઓ ગ્લેન્ડૂરને મદદ કરી શક્યા નહિ વેલ્સનો તરૂણ શાહજાદો હેન્રી યુદ્ધકળામા નિપુણ હતો, અને તેણે હળવે હળવે દક્ષિણ વેલ્સમાથી ગ્લેન્ડૂરને હાંકી કહાડ્યો એથી ગ્લેન્ડૂરે પહાડોમા ભટક્યા કર્યું છેવટે સને ૧૪૦૮ મા નોર્ધમ્બર્લાંડ લડાઈમા કપાઈ મૂઓ, અને હેન્રીની સત્તા ઉખાડી દેવાને કોઈએ ફરીને પ્રયત્ન કર્યો નહિ

સલાહશાંતિનો સમય ઈ સન ૧૪૦૫ ૧૪૧૩

પરંતુ આ સાત વર્ષ લગી નિરંતર અશાશ્વત સ્થિતિમાં રહ્યાથી રાજાને ઘણી મુસીબત વેઠવી પડી. પોતાના અમીરોપર ભરોસો રાખવાની હિમત ન ચલાવ્યાથી તેને પાર્લમેન્ટ અને ધર્મસમાજ જોડે મળતી રાહ રાખવી પડી.

કામન્સની સભા નાણાં આપવાનો હક્ક સંપાદન કરે છે. સને ૧૪૦૭.

ફ્રાન્સ જોડે લાંબો વિગ્રહ ચાલ્યાથી કામન્સની સભા રાજાને પુષ્કળ નાણાં આપવાને ઘણી નારાજી થઈ ગઈ હતી, અને રાજાને ઘણીવાર પૈસાની તંગી પડતી એથી એ સભા પોતાને ફાવતી શરતો તેની કને કરાવી લેતી, અને તેણે પોતાની મરજી મુજબ મંત્રિમંડળમાં ફેરફાર કરવાની તથા ઘરખટલાની વ્યવસ્થા કરવાની રાજાને જરૂર પાડી એટલુંજ નહિ, પણ પોતાનાં દુઃખની દાદ મળ્યા કેડે પૈસા આપવાનો સઘળો હક્ક પોતાનેજ સોંપવાની અમીરોની સભાને ફરજ પાડવામાંએ તે છેવટે ફતેહ પામી.

સ્વાધીનતા મેળવવાનો આ ઉપાય હતો. પરંતુ બીજી યોજના મુખ્યત્વે ધર્મસમાજને રાજી રાખવાને મંજૂર કરવામાં આવી તે ઘાતકી અને જુલમી હતી. એથી સો કરતાં વધારે વરસ લગી જુલમ ગુજર્યો. હેન્રીનો રાજ્યાભિષેક થયા કેડે પાદરીઓની પહેલવહેલી સભા મળી,તેણે આર્ચબિશપ આરન્ડેલની સલાહથી રાજાને અરજી કરી. લોલાર્ડોનો નાશ કરવાની માગણી કરી; અને બીજી

પાખંડ મતની સામે કાયદો, સને ૧૪૦૧.

પાર્લમેન્ટમાં એવો કાયદો મંજૂર થયો કે કોઈ પાખંડ મત માનનારો એક વાર ચેતવણી મળ્યા કેડે પોતાના મતને વળગી રહેશે તો તેને ન્યાયાધીશોને હવાલે કરી જીવતો બાળી દેવામાં આવશે. આ ત્રાસદાયક કાયદો મંજૂર કરવાનાં બહુધા ત્રણ કારણો હતાં.—૧લું, પાદરીઓ એવું માનતા હતા કે લોલાર્ડો મનુષ્યોના આત્માની ખરાબી કરી ધર્મ સમાજની મિલકત લઈ લેશે; ૨ જું, તેમણે જમીનના કાયદામાં અને કરવેરામાં ફેરફાર કરવાની

તથા બાકીના ગુલામોને સ્વતન્ત્રતા આપવાની ઇચ્છા જણાવ્યાથી પાર્લમેન્ટને તેમનો ડર લાગતો હતો; ૩ જું, રિચર્ડે તેમનાપર મહેરબાની બતાવી હતી, તેથી હેન્રીને તેમનું ભય લાગતું હતું એ કારણથી સને ૧૪૦૧ ના ફેબ્રુઆરી મહીનામાં એક મનુષ્ય બાઇબલના મતને લીધે નાશ કરવાને પહેલવહેલો અગ્નિ સળગાવવામાં આવ્યો નાર્ફોકનો રેકટર નામે વિલિઅમ સૉટર લૉલાર્ડ મતનો બોધ કરવાને લંડન આવ્યો હતો તેને ફુંકી મૂક્યો

આર્ચબિશપ આરન્ડેલ ચાન્સેલરના હોદ્દાપર હતો, તેણે લૉલાર્ડોને બહુ હેરાન કર્યાં, તોપણ તે બીજી બાબતોમાં ડાહ્યો અને કાબેલ હતો હેન્રીના સાવકા ભાઈઓ નામે બોફર્ટો પણ શાણા અને હોશિયાર હતા, અને તેમણે તેના અમલમાં ચાન્સેલરનું કામ કર્યું હતું એ બોફર્ટો ઘોન્ટના વૃદ્ધ જૉનના પુત્રો હતા, અને તેની ત્રીજી પત્નિ કાથરિન સ્વિનફર્ડ ( ૧૫૯ મા પૃષ્ઠમા આપેલી વંશાવળી જૂઓ ) ને પેટે જન્મ્યા હતા રિચર્ડે તેમને ઔરસ ઠરાવ્યા હતા. આ વેળા હેન્રીની તબીયત બગડતી જતી હતી, અને તેને ફેફરાનો રોગ થયો હતો, તેથી તેઓ તરૂણ રાજકુમારના સારા અને વિશ્વાસુ સલાહકાર થઈ પડ્યા હતા. કહેછે કે તેમણે રાજાને કહ્યું કે અમારી ઇચ્છા એવી છે કે તમારે રાજ્ય છોડી દઈ તમારા કુંવરને આપવું જોઈએ, પરંતુ એ પ્રમાણે કરવું રાજાને ગમ્યું નહિ થોડા વખત લગી તેની પ્રકૃતિ ઠીક રહી, અને મન્ત્રિમંડળનું મુખ્ય કામકાજ રાજકુમાર કરતો હતો, તેણે પોતાનો હોદ્દો છોડી દીધાથી આરન્ડેલ પાછો ચાન્સેલર થયો થોડા સમય લગી એ પ્રમાણે રહ્યું, પરંતુ છેવટે એક દહાડો રાજા વેસ્ટમિન્સ્ટરના દેવળમા પ્રાર્થના કરતો હતો, તેવામા તેને ફેફરૂં આવ્યું, અને તે સને ૧૪૧૩ ના માર્ચની ૨૦મી તારીખે મરણ પામ્યો એણે પોતાની પાછળ ચાર કુંવરો મૂક્યા—૧ હેન્રી, એ તેની પછી ગાદીએ બેઠો,

ટામસ બોફર્ટ ચાન્સલર સને ૧૪૦૯

એમ હેન્રીએ સુખેથી રાજ્ય કરવા માંડ્યું તેનો ભાઈ બેડ્‌ફર્ડનો ડ્યૂક તેનો હોશિયાર મિત્ર અને મદદગાર હતો અને વિન્ચેસ્ટરનો બિશપ હેન્રી બોફર્ટ તેનો નિમકહલાલ ચાન્સેલર હતો, અને પોતે સત્યવાદી, બહાદુર, અને જિતેંદ્રિય હોવાથી તેણે પોતાના ટુંકા અમલમાં ઇંગ્રેજોની અતિશય પ્રીતિ મેળવી. મોર્ટિમરની જાગીરો માર્ચના તરૂણ અર્લને અને નોર્થમ્બર્લાંડના અર્લની પદવી હેરી હોસ્ટ્પરના દીકરાને પાછા આપી દેવાનું પણ તેને સબળ કારણ જણાયું, અને તેણે રિચર્ડ રાજાના શબને મ્યાબટ્સ લાંગલીમાંથી ખસેડાવી રાજાને ઘટે એવા સન્માનથી વેસ્ટમિન્સ્ટરના દેવળમાં દટાવ્યું તેણે સ્કાટ લોકોના તરૂણ રાજાને સ્વદેશ જવાને કહ્યું, પરંતુ આલ્બનીનો ડ્યૂક રાજ્યપ્રતિનિધિ હતો તેની ઇચ્છા તેને ત્યાં આવવા દેવાની નહોતી અને સ્કોટ્ રાજા જેમ્સે ઇંગ્લાંડમાં રહેવું વધારે પસંદ કર્યું મોર્ટિમરના બનેવી કેમ્બ્રિજના અર્લ રિચર્ડે સને ૧૪૧૫ માં એક નબળું તરકટ રચ્યું, પરંતુ તે ઝટ પકડાઈ ગયું, અને તેનો તથા તેના બે મદદગારો લોર્ડ સ્ક્રોપ અને સર ટામસ ગ્રેનો શિરચ્છેદ કરવામા આવ્યો.

૫ મો હેન્રી ૯૬ મનનો અને લોકનો માનીતો

ઇંગ્લાંડમાં દુકાળો પડ્યા, અને ૧૪૦૭ માં મરકીનો રોગ ચાલ્યો તે છતાં ઘણા વરસથી લોકો આબાદીમા હતા મજુરીઆત લોકોને પોતાની મરજી પ્રમાણે મહેનત કરવાની છુટ મળતી જતી હતી. જમીનદારો અને ખેડુતો પોતાનાં ખતરો ગણોતે આપી શકતા, અને પોશાકની બાબતમાં ઉડાઉ ખર્ચ થતો અટકાવવાને કાયદા મંજૂર કરવામા આવ્યા હતા, તેપરથી જણાયછે કે પૈસાની તંગી ન હતી ઉદાહરણ, મજુરની બાયડીથી રૂપેરી કમરપટો અને દર વારે (સવા ગજે) બે શિલિંગ (હમણાના લગભગ વીસ શિલિંગ) થી વધારે કીમતમાં લુગડા પહેરાતાં નહિ. હોલાંડ, બાલ્ટિક સમુ-

લોકોની સ્થિતિ

ફ્રના કાંઠાપરના શહેરો, ફ્લાન્ડર્સ, વેનિસ, અને બીજા દેશો જોડેના વેપારની વૃદ્ધિને અર્થે પુષ્કળ નવા કરાર કરવામાં આવ્યા હતા, તેપરથી જણાય છે કે વહાણ બાંધવાનો હુન્નર અને વેપાર વધતા જતા હતા ન્યુકાસલનો કોયલાનો વેપાર અગતનો થતો જતો હતો, અને ઇંગ્લાંડના રાજાઓ મૂર્ખાઇથી સિક્કામાં થોડું રૂપું વાપરી હલકી ધાતુનો વધારે ભેળ કરવાનો આરંભ કરતા હતા, તોપણ નાણાંનું ચલણ લોકોમાં છુટથી થતું હતું વેપારીઓ ધનવાન અને સત્તાવાન હતા, અને ધંધાના મહાજનો કારીગરોનું રક્ષણ કરતા અને સારા કામને ઉત્તેજન આપતા એ વેપારીઓ-માંનો પ્રખ્યાત વેપારી નામે ડિક વિટિંગ્ટન ત્રણ વાર લંડનનો લોર્ડ મેયર થયો હતો

લોકોનાં મત એકજ બાબતમાં અસ્વસ્થ હતા એ અસ્વસ્થ-પણાનું કારણ લોલાર્ડોના મત લોકોમાં પુષ્કળ ફેલાઈ ગયા હતા તે

લોલાર્ડોનાં મત

હતું એવું ભાસે છે સર જોન ઓલ્ડકાસ્ટલ નામે એક ધીંગો નાઇટ લોલાર્ડોને ઘણા વરસથી સહાય કરતો હતો એ કોબહામની વારસ જોડે પરણ્યાથી લોર્ડ કોબહામ થયો લોર્ડ કોબહામ બહાદુર લડવૈયો અને પાર્લમેન્ટનો પ્રતિષ્ઠિત મેમ્બર હતો અને કેન્ટ પરગણાના કોલિંગ શહેરમાંનો તેનો મહેલ એ પંથવાળાઓનું મુખ્ય મથક થઈ પડયું હતું તોપણ તેને રોકવાનું કામ મુશ્કેલ હતું તેની-કને એ મત છોડાવી દેવાને પાંચમા હેન્રીએ પ્રયત્ન કર્યો, પણ તેનું કાંઈ વળ્યું નહિ છેવટે તેને પકડી દેહાંત દંડની શિક્ષા કરી, પરંતુ એ સજા અમલમાં આણવાનો દિવસ આ-

લોલાર્ડોનું બંડ સને ૧૪૧૪

વતા પહેલાં ટાવર ગઢમાંથી તે નાશી ગયો તે પલાયન કરી ગયા એ બંડ ઊઠવાનું ચિન્હ હતું લંડન શહેરની બહારના ખેતરોમાં સેન્ટ જાઈલ્સ નામે સ્થળમાં પુષ્કળ લોલાર્ડો ભેગા

કાંઈ કરી શકે તે પહેલાં હેન્રીએ આપતા ઉપાય લીધા. તેણે શાહેરના દરવાજા બંધ કરાવ્યા, અને પાદશાહી ફોજે લોલાર્ડોની ટોળીને વિખેરી નાંખી મુખ્ય લોલાર્ડોમાંના ઓગણચાલીસ જણને ફાંસી દીધી, અને લાર્ડ કોબ્હામ વેલ્સ નાશી ગયો. સને ૧૪૧૭ મા તેને પકડી બેડી સહિત ફાસીએ લટકાવી બાળી મૂકયો

એ પછી લોલાર્ડ પંથ હળવે હળવે નાબુદ થયો. પરંતુ ફ્રેન્ચ વિગ્રહ ફરીને ઊઠ્યો તેનાં કારણોમાનું એક કારણ દેશની સામાન્ય અસ્વસ્થતા હતી લોકોનું લક્ષ લોલાર્ડ પંથપરથી ખસેડવાની તથા પાર્લમેન્ટનો વિચાર ધર્મસમાજની મિલ્કત જપ્ત કરવાનો હતો તે તેના મનમાંથી કાઢી નખાવવાની બિશપોની ઇચ્છા હતી, વેપારીઓની મરજી પોતાનો માલ ખપાવવાનો નવો માર્ગ ખોળી કહાડવાની હતી, અને અમીરો સલાહશાંતિથી કંટાળી ગયા હતા. વિગ્રહ અને જયથી રાજા અને પ્રજાને કીર્તિ મળે એવું આ સમયમાં લોકો માનતા, અને હેન્રી લોભી હતો, અને એ વેળા ફ્રાન્સમાં માંહોમાંહેની દુઃખદાયક લડાઈ ચાલતી હતી તે બંધ પાડવાનો પ્રયત્ન કરવું એ ડહાપણનું કામ છે એવું તેણે ખરેખરૂં માન્યું ફ્રાન્સના સિંહાસનપર ૩ જા એડ્વર્ડ કરતાંએ તેનો હક્ક ઘણોજ થોડો હતો તે છતાં તેણે સને ૧૪૧૫ ના એપ્રિલ મહીનામાં તે ગાદીપર રીતસર દાવો કર્યો, એથી ફરીને વિગ્રહ ઊઠ્યો.

પાછો ફ્રેન્ચ વિગ્રહ ઊઠવાનાં કારણો

ઈઓ હતા. તેઓએ દેશના સામાન્ય શત્રુની સામે લડવાને એ સમે એકો કર્યો હતો. હેન્રીની કને ઘણામા ઘણા માત્ર ૯૦૦૦ માણસો હતાં, તે છતાં ઈંગ્રેજ તીરંદાજોએ ફ્રેન્ચ ઘોડેસ્વાર લશ્કરને વેરણ છેરણ કરી દીધું, અને ૧૧,૦૦૦ ફ્રેન્ચ રણમા પડ્યા, તેઓમાં માંડલિક અને અમીરોની સંખ્યા સૌથી વધારે હતી. એ છતાં પણ

આજીન કોર્ટની લડાઈ, અક્ટોબર, સને ૧૪૧૫

હેન્રીને ઈંગ્લાંડ પાછા આવવું પડ્યું, કેમકે તેના લશ્કરમાં દમ રહ્યો નહોતો; અને માત્ર બે વર્ષ કેડે એટલે સને ૧૪૧૭ માં ૩૨,૦૦૦ માણસ લઈને પાછા જઈ તેણે કિલ્લા, શહેરો, અને બંદરો સુધા નાર્મંડી પ્રાંત જીતી લીધો. સને ૧૪૧૮ માં એકલા રૂઆંગ નગરને ઘેરો ઘાલ્યાને છ મહીના પહોંચ્યા. પુરૂષો, સ્ત્રિઓ, અને છોકરાં મળી ૧૨,૦૦૦ માણસોને દરવાજા બહાર કહાડી મૂકવાની ત્યાંના ગવર્નરને જરૂર પડી, તથાપિ એ ભૂખે મરતું શહેર ટકી રહ્યું. એ માણસો દરવાજાની બહાર કોટ અને ઈંગ્રેજી ફોજની વચ્ચે મરણતોલ પડ્યા. છેવટે બહાદુર નગરજનોએ શહેરને બાળી મૂકવાની ધમકી આપી, એટલે હેન્રીએ તેમની જોડે સલાહના કોલકરાર કર્યા, પરતુ તેમના શૂરા સરદાર નામે આલન બ્લાન્કર્ડને તેણે મારી નાંખ્યો. બીજે વરસે હેન્રીએ પોન્ટોઈ શહેર લઈ લીધું અને પારિસ નગર જીતી લેવાની ધમકી આપી. એજ સમયે ઈશ્વર તેને સાનુકૂળ થયો. બર્ગંડીનો ડ્યુક જોન, ફ્રાન્સના ડાફિન એટલે ગાદીના વારસ ચાર્લ્સ જોડે સંધિ કરવાને ગયો હતો તેને આર્લીન્સના મિત્રોએ ફરેબ દઈ ડાફિનના દેખતાં મારી નાંખ્યો. એ દગલબાજીથી ખીજવાઈને બર્ગંડીના લોકો હેન્રી જોડે મળી ગયા, અને ફ્રાન્સના ગાંડા રાજાની પત્ની ઈસાબેલા રાણીએ પણ પોતાના દીકરાની સામે થઈ પોતાની કુંવરી કાથરિનને હેન્રી જોડે પરણાવી. સને ૧૪૨૦ ના મે માસની ૨૧ મી તારીખે ટ્રૉવા

રૂઆંગના ઘેરા, સને ૧૪૧૮

"હેન્રી ફ્રાન્સનોરાજ્યપ્રતિનિધિ" નીમાયો, સને ૧૪૨૦

કાંઈ કરી શકે તે પહેલાં હેન્રીએ ત્વરિત ઉપાય લીધા. તેણે શહેરના દરવાજા બંધ કરાવ્યા, અને પાદશાહી ફોજે લોલાર્ડોની ટોળીને વિખેરી નાખી. મુખ્ય લોલાર્ડોમાંના ઓગણચાળીસ જણને ફાંસી દીધી, અને લાર્ડ કોબહામ વેલ્સ નાશી ગયો. સને ૧૪૧૭ માં તેને પકડી બેડી સહિત ફાંસીએ લટકાવી બાળી મૂક્યો.

એ પછી લોલાર્ડ પંથ હળવે હળવે નાબુદ થયો. પરંતુ ફ્રેન્ચ વિગ્રહ ફરીને ઊઠ્યો તેના કારણોમાંનું એક કારણ દેશની સામાન્ય

પાછો ફ્રેંચ વિગ્રહ ઊઠવાનાં કારણો

અસ્વસ્થતા હતી. લોકોનું લક્ષ લોલાર્ડ પંથપરથી ખસેડવાની તથા પાર્લમેન્ટનો વિચાર ધર્મસમાજની મિલ્કત જપ્ત કરવાનો હતો તે તેના મનમાંથી કાઢી નખાવવાની બિશપોની ઇચ્છા હતી. વેપારીઓની મરજી પોતાનો માલ ખપાવવાનો નવો માર્ગ ખોળી કહાડવાની હતી, અને અમીરો સલાહશાંતિથી કંટાળી ગયા હતા. વિગ્રહ અને જયથી રાજા અને પ્રજાને કીર્તિ મળે છે એવું આ સમયમાં લોકો માનતા, અને હેન્રી લોભી હતો. અને એ વેળા ફ્રાન્સમાં માંહોમાંહેની દુઃખદાયક લડાઈ ચાલતી હતી તે બંધ પાડવાનો પ્રયત્ન કરવું એ ડહાપણનું કામ છે એવું તેણે ખોટું માન્યું. ફ્રાન્સના સિંહાસનપર ૩ જા એડ્વર્ડ કરતાં એ તેનો હક્ક ઘણોજ થોડો હતો તે છતાં તેણે સને ૧૪૧૫ ના એપ્રિલ મહીનામાં તે ગાદીપર રીતસર દાવો કર્યો, એથી ફરીને વિગ્રહ ઊઠ્યો.

ઈઓ હતા તેઓએ દેશના સામાન્ય શત્રુની સામે લડવાને એ સમે એકો કર્યો હતો હેનરીની કને ઘણામા ઘણા માત્ર ૯૦૦૦ માણસો હતા, તે છતા ઈંગ્રેજ તીરદાજોએ ફ્રેન્ચ ઘોડેસ્વાર લશ્કરને વેરણ છેરણ કરી દીધુ, અને ૧૧,૦૦૦ ફ્રેન્ચ રણમા પડ્યા તેઓમા માડલિક અને અમીરોની સખ્યા સૌથી વધારે હતી એ છતા પણ હેનરીને ઈંગ્લાડ પાછા આવવુ પડ્યુ, કેમકે તેના લશ્કરમા દમ રહ્યો નહોતો, અને માત્ર બે વર્ષ કેડે એટલે સને ૧૪૧૭ મા ૩૨,૦૦૦ માણસ લઈને પાછા જઈ તેણે કિલ્લા, શહેરો, અને બદરો સુધા નાર્મંડી પ્રાત જીતી લીધો સને ૧૪૧૮ મા એકલા રૂઆગ નગરને ઘેરો ઘાલ્યો તે છ મહીના પહોચ્યો પુરૂષો સ્ત્રિઓ, અને છોકરા મળી ૧૨ ૦૦૦ માણસોને દરવાજા બહાર કહાડી મૂકવાની ત્યાના ગવર્નરને જરૂર પડી, તથાપિ એ ભૂખે મરતુ શહેર ટકી રહ્યુ એ માણસો દરવાજાની બહાર કોટ અને ઈંગ્રેજી ફોજની વચ્ચે મરણતોલ પડ્યા છે વટે બહાદુર નગરજનોએ શહેરને બાળી મૂકવાની ધમકી આપી, એટલે હેનરીએ તેમની જોડે સલાહ

આજીનકોર્ટની લડાઈ અકટોબર સને ૧૪૧૫

રૂઆગનો ઘેરા સને ૧૪૧૮

શાહેરમાં તહનામું થયું, તેની રૂઇએ હેન્રી ફ્રાન્સનો રાજ્યપ્રતિનિધિ નીમાયો, અને ચાહર્સના મરણ કેડે તે ગાદીએ બેસે એવું ઠર્યું.

ફ્રાન્સનો રાજ્યપ્રતિનિધિ નીમાઈ હેન્રી પોતાની તરૂણ ફ્રેન્ચ રાણીને તેડીને ઈંગ્લાંડ પાછો આવ્યો, તેવારે ત્યાના લોકોને મનમાં તેને વિષે અભિમાન ઉત્પન્ન થયું. આવતા અમલમાં આ વિજય અને કીર્તિના ખર્ચનો કેટલો ભારે વેરો આપવો પડશે, તેનો પ્રજામાંના કોઈ પણ માણસના મનમાં એ વેળા વિચાર આવ્યો નહિ. સને ૧૪૨૧ના ડીસેંબરની ૬ ઠી તારીખે રાણીને પુત્ર સાંપડ્યો, તેનું નામ હેન્રી પાડ્યું. રાજા પરદેશમાં ડાફિનની સામે લડતો હતો, તેની તબીયત ઉતાવળે બગડતી જતી હતી, અને સને ૧૪૨૨ ના આગષ્ટ મહીનાની ૩૧ મી તારીખે વિન્સેનઝ શાહેરમાં તેણે દેહ છોડી. બે મહીના કેડે ફ્રાન્સનો ૬ ઠ્ઠો રાજા ૬ ઠો ચાહર્સ પણ મરણ પામ્યો, અને ઈંગ્લાંડનો બાળ શાહજાદો ઈંગ્લાંડ અને ફ્રાન્સ એ બન્ને દેશનો રાજા થયો. આ વેળા એ રાજકુમાર માત્ર દશ મહીનાનો હતો

ઈંગ્લાંડના અને ફ્રાન્સના રાજાઓનાં મરણ, સને ૧૪૨૨.

હતો, અને ગ્લાસ્ટરનો ડ્યુક તેની ગેરહાજરીમાં રાજસભાની મહાયતાથી ઇંગ્લાંડનો રાજ્યકારભાર ચલાવતે હેન્રીએ બને ભાઇઓને કહ્યું હતું કે તમારે ફ્રાન્સના ડાફિન જોડે કદી મસલત કરવી નહિ, અને બર્ગંડીના ડ્યુક જોડે ટંટો ન કરવો. પોતાનો સ્વાર્થ વેગળો મુકી દેશના હિતની કાળજી રાખવાને તેણે ગ્લાસ્ટરને ચેતવણી આપી. હેન્રીએ તેને બરેબરો પારખી કહાડ્યો એક વર્ષ વીત્યું નહિ એટલામાં તેણે પોતાની પત્નીના વારસા બાબત બર્ગંડીના ડ્યુક જોડે ટંટો કર્યો, અને ત્રણ વર્ષ કેડે તેની તથા તેના કાકા હેન્રી બોફર્ટ ચાન્સલર હતો તેની વચ્ચે સલાહ કરાવવાને બેડફર્ડને ફ્રાન્સથી આવવું પડ્યું.

રાજકુમારની બાલ્યાવસ્થામાં રાજ્યનો કારભાર

પરંતુ બેડફર્ડે પરદેશમાં પોતાનું કામ સારી રીતે બજાવ્યું બર્ગંડીના ડ્યુકની બેન જોડે તે પરણ્યો, અને ઘણી મુશ્કેલીએ તેણે ગ્લાસ્ટરનો કજીઆ પતાવ્યો એક પછી એક જય મેળવી તેણે પાંચ વરસમાં લ્વાર નદીની ઉત્તર તરફનો ફ્રાન્સનો તમામ ભાગ જીતી લીધો, અને ઓર્લીન્સનો ઘેરો ઘાલવામાં ફતેહ મળવાની તૈયારી હતી, તેવામાં ચમત્કારી રીતે તેનો છુટકારો થયો એ છુટકારાની વાર્તા આ દુનિઆનો અંત આવતાં લગી કહેવામાં આવશે

ઓર્લીન્સનો ઘેરો સને ૧૪૨૮-૧૪૨૯.

શામ્પેન અને લોરેન પ્રાતની સરહદપર આવેલા ડોમરેમિ ગામના એક મજૂરને ઝાનડાર્ક (અજાયબ જેવી બૂનથી ઇંગ્રેજી ભાષામાં એનું નામ જોન આવ્ આર્ક પડ્યું હતું) નામે અગાર વરસની ઉમરની એક ભોળી છોકરી હતી તેના મનમાં પોતાના દેશનું દુઃખ અને પરાભવ જોઇ ઘણી દયા ઉત્પન્ન થઇ. લોરેનની એક કન્યા દેશનો બચાવ કરશે એવી ભવિષ્યવાણી કહેવાતી હતી તે ખરી લાગવાથી તેણે માન્યું કે ઇશ્વરના દૂત માઇ-

શહેરમાં તહનામું થયું, તેની રૂઇએ હેન્રી ફ્રાન્સનો રાજ્યપ્રતિનિધિ નીમાયો, અને ચાર્લ્સના મરણ કેડે તે ગાદીએ બેસે એમ ઠર્યું

ફ્રાન્સનો રાજ્યપ્રતિનિધિ નીમાઈ હેન્રી પોતાની તરૂણ ફ્રેન્ચ રાણીને તેડીને ઈંગ્લાંડ પાછો આવ્યો, તેવારે ત્હાના લોકોને મનમાં તેનેવિષે અભિમાનઉત્પન્ન થયું આવતા અમલમાં આ વિજય અને કીર્તિના ખર્ચનો કેટલોભારે વેરો આપવો પડશે, તેનો પ્રજામાના કોઈ પણ માણસના મનમાં એ વેળા વિચાર આવ્યો નહિ સને ૧૪૨૧ના ડીસેંબરની ૬ ઠી તારીખે રાણીને પુત્ર સાંપડયો, તેનું નામ હેન્રી પાડયુ રાજા પરદેશમાં ડાફિનની સામે લડતો હતો, તેની તબીયત ઉતાવળે બગડતી જતી હતી, અને સને ૧૪૨૨ ના આગષ્ટ મહીનાની ૩૧ મી તારીખે વિન્સેનઝ શહેરમાં તેણે દેહ છોડી. બે મહીના કેડે ફ્રાન્સનો દુખી રાજા ૬ ઠો ચાર્લ્સ પણ મરણ પામ્યો, અને ઈંગ્લાંડનો બાળ શાહજાદો ઈંગ્લાંડ અને ફ્રાન્સ એ બન્ને દેશનો રાજા થયો. આ વેળા એ રાજકુમાર માત્ર દશ મહીનાનો હતો

ઈંગ્લાંડના અને ફ્રાન્સના રાજાઓનાં મરણ સને ૧૪૨૨

## ૬ઠો હેન્રી ઈ. સ. ૧૪૨૨-૧૪૬૧.

૫ મો હેન્રી મરણ પામ્યો તેવારે, ઈંગ્લાંડની કીર્તિ આખા યુરોપખંડમાં ગાજી રહી હતી. પ્રતાપી જય મેળવવામાં રાજાને સહાય કરવાને પાર્લમેન્ટે, ધર્મગુરૂઓએ, અને પ્રજાએ ભારે પ્રયત્ન કર્યા હતા, અને તેના વડે તેઓને યુરોપખંડના લોકોમાં ઉંચી પદવી પ્રાપ્ત થઈ હતી પરંતુ આ મહિમા મિથ્યા હતો રાજ્યને માથે પુષ્કળ કરજ હતું, અને દેશમાથી દ્રવ્ય અને માણસ ઘટી ગયા હતા. હેન્રીની મરતી વખતની ઈચ્છાને અનુસરી બેડ્ફર્ડનો ડયુક રાજ્યનો રક્ષક અને બાળરાજકુમારનો પાળક થયો. પરંતુ તે ફ્રાન્સનો રાજ્યપ્રતિનિધિ પણ થવાનો

હતો, અને ગ્લાસ્ટરનો ડ્યુક તેની ગેરહાજરીમાં રાજસભાની મદદ્દથી ઈંગ્લાંડનો રાજ્યકારભાર ચલાવતે. હેન્રીએ બન્ને ભાઈઓને કહ્યું હતું કે તમારે ફ્રાન્સના ડાફિન જોડે કદી મસલત કરવી નહિ, અને બર્ગંડીના ડ્યુક જોડે ટંટો ન કરવો. પોતાનો સ્વાર્થ વેગળો મુકી દેશના હિતની કાળજી રાખ-

રાજકુમારની બાલ્યાવસ્થામાં રાજ્યનો કારભાર

વાને તેણે ગ્લાસ્ટરને ચેતવણી આપી. હેન્રીએ તેને ખરેખરો પારખી કહાડ્યો. એક વર્ષ વીત્યુ નહિ એટલામાં તેણે પોતાની પત્નીના વારસા બાબત બર્ગંડીના ડ્યુક જોડે ટંટો કર્યો, અને ત્રણ વર્ષ કેડે તેની તથા તેનો કાકો હેન્રી બોફર્ટ ચાન્સલર હતો તેની વચ્ચે સલાહ કરાવવાને બેડફર્ડને ફ્રાન્સથી આવવું પડ્યું.

પરંતુ બેડફર્ડે પરદેશમાં પોતાનું કામ સારી રીતે બજાવ્યું. બર્ગંડીના ડ્યુકની બેન જોડે તે પરણ્યો, અને ઘણી મુશ્કેલીએ તેણે ગ્લાસ્ટરનો કજીઓ પતાવ્યો

ઓર્લીન્સનો ઘેરો સને ૧૪૨૮-૧૪૨૯.

એક પછી એક જય મેળવી તેણે પાંચ વરસમાં લ્વાર નદીની ઉત્તર તરફનો ફ્રાન્સનો તમામ ભાગ જીતી લીધો, અને ઓર્લીન્સનો ઘેરો ઘાલવામાં ફતેહ મળવાની તૈયારી હતી, તેવામાં ચમત્કારી રીતે તેનો છુટકારો થયો. એ છુટકારાની વાર્તા આ દુનિઆનો અંત આવતાં લગી કહેવામાં આવશે

શામ્પેન અને લોરેન પ્રાંતની સરહદપર આવેલા ડોમરેમિ ગામના એક મજૂરને ઝાનડાર્ક (અજાયબ જેવી બીનથી ઈંગ્રેજી ભાષામાં એનું નામ જોન આવ્ આર્ક પડ્યું હેતું) નામે અગાર વરસની ઉમરની એક ભોળી છોકરી હતી તેના મનમાં પોતાના દેશનું દુઃખ અને ખરાબી જોઈ ઘણી દયા ઉત્પન્ન થઈ લોરેનની એક કન્યા દેશનો બચાવ કરશે એવી ભવિષ્યવાણી કહેવાતી હતી તે ખરી લાગવાથી તેણે માન્યુ કે ઈશ્વરના દૂત મારી

કહે મને સ્વપ્નમાં દેખાવ દઈ ફરમાવ્યું છે કે તારે ડાફિનનીકને જઈ તેને વચન આપવું કે હું તમને રીમ્સ તેડી જઈ તમારો રાજ્યાભિષેક કરીશ. તે ગામના પાદરીએ તથા લોકોએ ના કહ્યા છતાં રાજાની છાવણીમાં તેડી જવાને તેણે વોકયુલર્સના કપ્તાનને સમજાવ્યો, અને ત્યાં જઈ તેણે પોતાની વાત કહી; ડાફિન નિરાશ થઈ ગયો હતો તેથી જય મળવાની કાંઇક આશાએ તેણે તેને તેની મરજી પ્રમાણે કરવાની પરવાનગી આપી. પછી ભય અથવા આચકો ખાધા વગર તેણે જંગલી સીપાઈઓની સરદારી લીધી, અને ધોળું કવચ પહેરી તથા પોતાના માથાપર ફ્રાન્સના રાજચિન્હવાળી ધજા ધરી ૧૦૦૦૦ માણસો સહિત ઈંગ્રેજી ફોજમાં ધસારો કર્યો.

જાનડાર્કનું વૃત્તાંત સને ૧૪૨૯-૧૪૩૧

લડાઈમાં તે પડે ઘાયલ થઈ, તો પણ તેણે ઑર્લીન્સ શહેરનો ઘેરો ઉઠાડાવ્યો. ઈંગ્રેજો ભયભીત થઈ ગયા; ફ્રેન્ચોએ તેને ઈશ્વરની દૂત માની, અને હવાર નદીને કાંઠે લડાઈ જારી રાખવાની ફ્રેન્ચ સેનાપતિઓની ઇચ્છા હતી, તેને ન ગણકારતાં માર્ગમાં પ્રદેશો સર કરતી વિજયી સેનાને રહીમ્સ નગરમાં લઈ ગઈ. અહીં સને ૧૪૨૯ ના જુલાઈ માસની ૧૭ મી તારીખે ફ્રાન્સનાં સિંહાસનપર ૭ મા ચાર્લ્સનો પટ્ટાભિષેક થયો. પછી જાને પોતાનાં ઘેટાંની સંભાળ લેવા પોતાને ગામ જવાની રજા માગી. તેણે કહ્યું કે મારી વાણી ફળવાની નથી, મારું કામ પૂરું થયું, પરંતુ ચાર્લ્સે તેને જવા ન દીધી તેથી તેનો વિશ્વાસ ઉઠી ગયા છતાં તે બહાદુરીથી લડી. સને ૧૪૩૦ માં કોમપીએન શહેરને ઘેરો ઘાલ્યો, તેમાં બર્ગંડીઓએ તેને કેદ પકડી ઈંગ્રેજને વેચી. તેને બચાવવાનો ચાર્લ્સે કાંઇપણ પ્રયત્ન કર્યો નહિ. જે ફ્રેન્ચોને તેણે છોડવ્યા હતા તે ફ્રેન્ચોને, જે ઈંગ્રેજોએ તેની બહાદુરી જોઈ હતી તે ઈંગ્રેજોને—એ બાળી કન્યા સિવાય સર્વને—એનો અંત લાજ લગાડનારો હતો. એને ડાકણી ગણી સને ૧૪૩૧ ના

જાનડાર્કનું મૃત્યુ. સને ૧૪૩૧.

મે માસની ૩૦ મી તારીખે બાળી મૂકી અને એનો ઉત્કૃષ્ટ આત્મા કતઘ્ન મિત્રો અને ક્રૂર શત્રુઓને તજી "જ્યાં દુષ્ટો પીડા કરી શકતા નથી, અને થાકેલા વિશ્રાંતિ પામે છે.' તે ધામમાં ગયો

હજુ વિગ્રહનો અંત આવ્યો ન હોતો, કેમકે ચાર્લ્સ પારીસ જઈ પડેલો ન હોતો, અને જે વરસમાં ઝાનડાર્કને બાળી મૂકી તેજ વરસમાં બોફર્ટે તે નગરમાં છઠ્ઠા હેન્રીનો રાજ્યાભિષેક કર્યો પરંતુ એ સમયથી ઇંગ્રેજો પાછા પડતા ગયા બે વર્ષ કેડે બેડ્ફર્ડ મરી ગયો, અને યોર્કના ડ્યૂક રિચર્ડે જોન ટાલબટની સહાયતાથી વિગ્રહ જારી રાખ્યો, પરંતુ બેડ્ફર્ડના મરણ કેડે બર્ગંડીપ્રાંત ફ્રેન્ચ રાજાને હાથ ગયાથી જય મળવાની આશા ન હોવી સને ૧૪૮૫ માં છઠ્ઠા હેન્રીએ આન્જુની માર્ગરેટ વેરે લગ્ન કર્યું તે વારે ઇંગ્રેજોએ આન્જુ અને મેઈન પ્રાંતો તેના બાપ રેનેને આપવાનું વચન દીધાથી ફ્રાન્સ જોડે અમુક મુદત લગી તહ થયો પરંતુ એ તહ વારેવારે તોડવામાં આવતો સને ૧૪૪૯ માં ૭ મા ચાર્લ્સે નાર્મેંડી પ્રાંત ફરીને જીતી લીધો અને પછીના ચાર વરસમાં ગિયેન અને બોર્ડો પ્રાંત પણ લઈ લીધા ટાલબટ રણમાં પડ્યો, અને સને ૧૪૫૩માં સો વર્ષના વિગ્રહનો અંત આવ્યો તે વારે ઇંગ્રેજની કને માત્ર કાલે બંદર રહ્યું

સો વર્ષના વિગ્રહનો અંત સને ૧૪૫૩

એમ પરદેશમાં ઇંગ્રેજોને આપત્તિ અને નુકશાન ભોગવવું પડતું હતું તે વારે ઇંગ્લાંડમાં ગ્લાસ્ટરનો ડ્યૂક અને ચાન્સેલર બોફર્ટ લડી મરતા હતા ગ્લાસ્ટર લોકપ્રિય અને લોભી હતો, પરંતુ રાજકાજમાં હોશીયાર ન હોતો બોફર્ટે નિર્વિઘ્ન રાજકારભાર ચલાવવાનો પ્રયત્ન કર્યો, તથાપિ તેનું કાંઈ વળ્યું નહિ ડ્યૂકની જોડે રહીને કારભાર ચલાવવો અશક્ય જણાયાથી એક પ્રસંગે

ગ્લાસ્ટર અને બોફર્ટની વઢવાડ

ઇંગ્લાંડ છોડીને તે ચાલ્યો ગયો હતો. બેડ્‌ફર્ડને પણ પોતાના ભાઈ જોડે બનતું નહિ, અને બાપડા બાળ રાજાને પોતાના કાકાઓને સમાધાન કરવાની આજીજી કરવી પડતી. એ વેળા રાજાની ઉમર માત્ર અગીઆર વરસની હતી. સને ૧૪૨૯ માં હેન્રીનો રાજ્યાભિષેક થયા કેડે ગ્લાસ્ટરના હાથમાંથી સત્તા જતી રહી, અને સને ૧૪૪૭ માં બ્યુફર્ટનું મરણ થયું ત્યાં લગી રાજ્યમાં એનું ચલણ હતું. બ્યુફર્ટ હમણાં કાર્ડિનલ હતો.

આ સમયમાં પાર્લમેન્ટની સત્તા ઘટતી જઈ રાજાની પ્રિવિ કૌન્સિલનું પ્રાબલ્ય વધતું જતું હતું. એનું એક કારણ એ હતું કે હેન્રીના અમલના આઠમા વરસમાં પરગણાના નાઈટોને માટે મત આપવાનો અધિકાર પરગણાની કચેરીમાં તેઓને પસંદ કરવાને જેઓ હાજર થતા તે સર્વેને ન આપતાં ચાલીસ શિલિંગ (હમણાના વીસ અને ત્રીસ પૌંડની વચ્ચે) ની કીમતનાં ઘર અથવા વતનના માલિકોને આપવામાં આવ્યો, અને

પાર્લમેન્ટની પડતી

શહેરો તરફના મેમ્બરો પસંદ કરવાનું કામ હળવે હળવે કેટલાક ચુંટી કહાડેલા નગરજનોના હસ્તક આવતું જતું હતું, અને શેરિફોની મરજી પ્રમાણે તેમને પસંદ કરવામાં આવતા. રાજા અને આગેવાન પુરૂષો તેમની જોડે સહેલાઈથી વગ ચલાવી શકતા. એથી કામન્સની સભાની માર્ફત પ્રધાનો પોતાની ઇચ્છા પ્રમાણે અમલ ચલાવતા; અને એમને માંહોમાંહે કજીઆ થતા તે વારે મેમ્બરો પાર્લમેન્ટમાં શસ્ત્રો લઇને પણ આવતા. સને ૧૪૨૫ માં એક પાર્લમેન્ટ મળી હતી, તેનું નામ “ડંકુકા વાળી પાર્લમેન્ટ” પડ્યું હતું, કારણ કે હથિઆર આણવાની મના થવાથી મેમ્બરો પોતાની બાહેમાં ડાંગ ડંકુકા સંતાડીને લાવ્યા હતા. છેવટે સને ૧૪૩૭ માં

“ડંકુકાવાળી” પાર્લમેન્ટ

રાજાએ પોતાની કૌન્સિલની નીમણુક પાર્લમેન્ટને કરવા ન દેતાં પંડે પહેલીવાર કરી અને તેથી તેના હાથમાં વાસ્તવિક સત્તા આવી.

પરંતુ ખરૂ જોતાં રાજા ઘા પેડના હાથમાં સત્તા આવી નહિ કેમકે તેનાથી તેની ઇચ્છા મુજબ વર્તી શકાતું નહિ. સને ૧૪૪૨ માં તે લાયક ઉમરનો થયો. તે શુદ્ધ મનનો, ક્ષમાવાન, નમ્ર, દયાળુ, અને ઉદાર હતો, તથાપિ તેનું તન અને મન બેઉ નબળાં હતા. તે તેની માની તરફથી ફ્રાન્સના બાપડા દિવાના રાજા છઠ્ઠા ચાર્લ્સનો પૌત્ર થતો હતો, અને તેને તેના ભવના છેલ્લા વખ-

દયા હેન્રીનું લક્ષણ.

તમાં ઘણીવાર ગાંડપણ થઈ આવતું. કેમ્બ્રિજની ઈટન સ્કૂલ અને કિંગ્સ કોલેજ સ્થાપી તેઓની ઉન્નતિ વિષે તે ઘણી કાળજી રાખતો, અને પોતાના પ્રધાનોની વચ્ચે સલાહસંપ રખાવવાનો પ્રયત્ન કરી પોતાના કર્તવ્યો બજાવવાની કોશિશ કરતો, પરંતુ સઘળાં રાજ્યકાર્યોમાં તેનાથી વધારે દૃઢમનના માણસો તેને જેમ દોરી જતા તેમ તે દોરાતો.

સને ૧૪૪૫ માં તેણે આન્જુની માર્ગેરેટ વેરે લગ્ન કર્યું, તે કેડે મુખ્યત્વે કરીને માર્ગેરેટનું ચલણ થયું, અને તેનો માનીતો પ્રધાન પ્રથમ સફોકનો ડ્યુક અને ત્યારપછી સોમર્સેટનો અર્લ હતો. ફ્રાન્સ જોડેના વિગ્રહમાં ઇંગ્લાંડના કબજામાંથી એક પછી એક પ્રાંતો જવા માંડ્યા એટલે ખોવાયલા પ્રાંતો પાછા મેળવવાનો પ્રયત્ન કરવાને ગ્લાસ્ટરે ઇચ્છ્યું, પરંતુ માર્ગરેટ ફ્રેન્ચ હોવાથી તેની ઇચ્છા સ્વભાવિક રીતે સંધિ કરવાની થઈ. સને ૧૪૪૭ માં ગ્લાસ્ટરને શિર રાજદ્રોહનો આરોપ આવ્યો, અને પાંચ દિવસ કેડે પથારીમાં તેનું મુડદું જોવામા આવ્યું તેને કોઈએ મારી

ગ્લાસ્ટર અને સફોકનાં ખુન. ૧૪૪૭ ૧૪૫૦.

નાંખ્યો એવું સંભવે છે. હવે મુખ્ય રાજ્યસત્તા સફોકને હાથ આવી, અને તેનો તેણે સારો ઉપયોગ કર્યો, પરંતુ છૂપા વેરીઓએ બૂમ ઉરાડી કે તે ફ્રાન્સ જોડે લાજ લગાડે એવી સંધિ કરેછે. સને ૧૪૫૦ માં ખોટી રીતે કારભાર ચલાવ્યાનો તે અપરાધી ઠર્યો તેથી તેને દેશપાર કર્યો, પરંતુ તે યૂરોપખંડમાં જવા પામ્યો નહિ; બ્રિટિશચાનલ ઓળંગીને જતાં કોઈએ તેની હત્યા કરી.

સેકો બારે કરવેરાથી કંટાળી ગયા છતા થોડી મુદત લગી મોંઘ થવાથી કોધે ભરાયા હતા. રાજ્યકારભાર સમર્થ માણસના હાથમાં ન હોતો, તેથી તેઓએ પછી બંડ મચાવ્યું જાક કેડ નામે એક આઈરિશ કેન્ટ, સરે, અને સસેકસ પરગણામાથી ૨૦,૦૦૦ માણસનું લશ્કર લઈ બ્લાકહીથ કોમન ગયો, અને ત્યાંથી લંડન આવ્યો. એણે પોતાનું નામ મોર્ટિમર પાડ્યું હતું સિત્તેર વર્ષપર વાટ ટાઈલરની સરદારી નીચે જે લોકોએ બંડ મચાવ્યું હતું તેઓનાથી આ લોકો કેટલા બધા સારા હતા તે ધ્યાનમાં આવશે કેમકે તેઓએ ગુલામગીરી સંબંધી કે પોતાના રોજ સંબંધી ફર્યાદ ન કરતા પાર્લમેન્ટના મેમ્બરોને નીમવાની સર્વેને છુટ આપવાની, પરદેશી માનીતાઓને રજા આપવાની, તથા પ્રધાનોને બદલવાની માગણી કરી. તેઓએ લંડન શહેરમાં ધુશી લૉર્ડ સે નામે ખજાનચીને મારી નાખ્યો, પરંતુ લંડન પૂલપર લડાઈ થઈ તેમાં છેવટે તેઓ હાર્યા, અને તેમને માફી આપી વિખેરી નાખવામાં આવ્યા. પછવાડેથી લુઈસ નગરની થડમાં સંગ્રામ થયો તેમા જાક કેડ મરાયો. નવો લાર્ડ મેયર નીમાયો, તેણે એજ વરસના નવેંબર મહિનામાં પહેલવહેલું પ્રદર્શન બધું.

જાક કેડ બંડ, સને ૧૪૫૦

જાક કેડના બંડપરથી સ્પષ્ટ જણાયું કે હવે કોઈ સમર્થ પુરૂષે રાજ્યકારભાર પોતાને હસ્તક લેવાની જરૂર છે; અને યાર્કનો ડયુક રિચર્ડ ફ્રાંસ અને આયર્લાંડ ગયો હતો ત્યાંથી થોડાં વર્ષ કેડે ઇંગ્લાંડ આવ્યો, અને રાણીના માનીતા પ્રધાન સોમર્સેટની જગ્યાએ દુખી રાજાની વતી અમલ ચલાવવાને રાજ્યરક્ષક નીમાયો. એ વેળા રાજાને ચિત્તભ્રમ થયો હતો.

યાર્કનો ડયુક રિચર્ડ, સને ૧૪૫૫માં રાજ્યરક્ષક નીમાયો

ગ્લાસ્ટરના મરણ કેડે ગાદીનો વારસ એ યોર્કનો રિચર્ડ હતો કેમકે રાજાના કુમાર એડ્વર્ડનો જન્મ સને ૧૪૫૩ માં થયો ત્યાં

મગી હેન્રીનો છેક પાસેનો સગો એ હતો. ખરૂં જોતાં તે પછી પણ રિચર્ડનો હક એક રીતે વધારે હતો, કારણ કે તેની મા કલારેન્સના ડચુકના વંશના મોર્ટિમરની જે વડી શાખાનો હક સદા ઉરાડી દેવામા આવ્યો હતો તે શાખાની હતી (૧૫૭ પૃષ્ઠમા આપેલી વંશાવળી જૂઓ) પરંતુ લાંકાસ્ટરોનો અમલ ત્રણ પેઢીથી હતો, અને રાજાને સહાય કરવાનેજ યોર્કે હમણા બહાર પડ્યો બીજે વરસે રાજા સાજો થયો, ત્યારે માર્ગરેટે તેને સમજાવી યોર્કને કાઢી મુકાવ્યો, અને સેમર્સેટને પાછો બોલાવરાવ્યો ગાદી મળવાનો સંભવ જતો રહ્યાથી તથા રાજ્યમાં ચલણ ન રહ્યાથી તેને ઘણુ માઠું લાગ્યું યોર્કે રાજ્ય લેવા અને સાલિઝબરી, નેવિલ, અને વારિકના અર્લોની મદદથી સેન્ટ આલ્બન્સમાં રાણીના પક્ષનો પરાભવ કર્યો. સમર્સેટ રણમા પડ્યો.

સેન્ટ આલ્બન્સનો સંગ્રામ, તા ૨૨ મી મે ૧૪૫૫.

ગુલાબોના વિગ્રહોનો આરંભ થયો હતો લાન્કાસ્ટર પક્ષે એટલે રાણીનો પક્ષ કરનારાઓએ રાતું ગુલાબ તેમનું હમેશાનું ચિન્હ હતું તે ધારણ કર્યું, યોર્કના ડચુકની તરફેણ કરનારાઓએ ધોળુ ગુલાબ પસંદ કર્યું, પછી જે ઝઘડા થયા તેમાં એકવાર એક પક્ષનો અને બીજી વાર બીજા પક્ષનો જય થયો. સને ૧૪૫૫ મા રાજા પાછો ગાંડો થવાથી યોર્કનો ડચુક રાજ્યરક્ષક નીમાયો. પછી હેન્રી સાજો થયો, એટલે તેણે ડચુકની અને રાણીની વચ્ચે સલાહ કરાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ માર્ગરેટ પોતાના પુત્રને ગાદીનો વારસ કરાવવાને આતુર હતી અને તેણે યોર્કની સામે કાવતરૂં રચી પાર્લમેન્ટને સમજાવી "અટેઈન્ડરનો કાયદો" મંજૂર કરાવ્યો એ કાયદાની રૂઇએ યોર્ક અને તેના મિત્રો રાજદ્રોહી ગણાઈ દેહાંત દંડની શિક્ષાને પાત્ર ઠર્યા. જે શખ્સપર રાજદ્રોહનો આરોપ આવતો, તેને પાર્લમેન્ટ કાયદા પ્રમાણે તજવીજ કર્યા વગર ગુન્હેગાર ઠેરવતી, અને તેના

ગુલાબના વિગ્રહો ઈ સ ૧૪૫૫-૧૪૮૫

અટેઈન્ડરનો કાયદો

કુટુંબને હમેશાને માટે દોષવાન ગણી તેની મિલકત જપ્ત કરી લેતી. આ વિગ્રહ ચાલ્યો તે અરસામાં જે પક્ષના હાથમાં રાજસત્તા આવતી, તે પક્ષ તરફથી સામાવાળીઆના આગેવાનોપર રાજદ્રોહનો અપરાધ મૂકવામાં આવતો. એથી લડાઈમાં જેટલા અમીરો કપાઈ મૂઆ તેટલા અમીરોનું લગભગ એ રીતે નસંતાન વળ્યુ એ કાયદાથી યોર્કને હાની થઈ નહિ કેમકે તે આયર્લાંડમાં હોવાથી તેને તે લાગુ પાડી શકાયો નહિ. અને ૧૪૬૦ માં લશ્કર લઈને તે પાછો આવ્યો, અને નોર્ધામ્પ્ટનના યુદ્ધમાં જય પામ્યો. એ વેળા હેન્રી કેદ પકડાયો; અને માર્ગારેટ પોતાના પુત્રને લઈને સ્કાટ્લાંડ નાશી ગઈ.

નોર્ધામ્પ્ટનનું યુદ્ધ, જુલાઈ ૧૪૬૦

પછી યોર્કના ડ્યુકે ગાદીનો દાવો કર્યો, અને એ સાલની શરદ્ ઋતુમાં પાર્લમેન્ટે મળી વેલ્સના તરુણ શાહજાદા એડ્વર્ડને પડતો મુકી હેન્રીની પછી યોર્ક ગાદીએ બેસે એમ ઠરાવ્યું, તથાપિ થોડા મહિના કેડે વેકફીલ્ડ નગરમાં લડાઈ થઈ, તેણે કરીને એ ઠરાવ રદ ગયો લાન્કાસ્ટર પક્ષ જીત્યો, અને યોર્કનો ડ્યુક રણમાં પડ્યો, અને તેના દીકરા રટ્લાંડના અર્લને લડાઈ બંધ પડ્યા કેડે કોઈએ મારી નાખ્યો.

વેકફીલ્ડની લડાઈ, તા ૨૪મી ડીસેંબર ૧૪૬૦

પછી રિચર્ડનો સૌથી વડો પુત્ર એડ્વર્ડ બાપના મરણ કેડે યોર્કનો ડ્યુક થયો. તેણે લડત ચલાવી હેરિફર્ડ શાયરમાં મોર્ટિમર્સ ક્રોસ નામે શહેરમાં પેમ્બ્રોકના અર્લને હરાવીને તે પાધરો લંડન આવ્યો. ઇંગ્લાંડની ઉત્તર તરફના શહેરોએ લાન્કાસ્ટરવંશનો પક્ષ કર્યો, તથાપિ વેપારનાં મોટા નગરો યોર્ક વંશને હમેશ આશરો આપતાં હતાં. વારિકનો અર્લ રાણીપર હુમલો કરતો હતો તેવામાં એડ્વર્ડ લંડનમાં પેઠો, અને "એડ્વર્ડ રાજા ઘણું જીવો" એવા શબ્દો બોલી લોકોએ તેને વધાવી લીધો.

મોર્ટિમર્સ ક્રોસનો સંગ્રામ, સને ૧૪૬૧

વારિકના અર્લને હરાવી રાણી ૬ ઠા હેન્રીને સહી સલામત ઉત્તર ભણી લઈ ગઈ. હેન્રીના નબળા અમલથી નગરવાશીઓ કંટાળી ગયા હતા, અને જબરા રાજાની કારકીર્દીમાં સલાહશાંતિ ભોગવવાની આશા રાખતા હતા. બે દિવસ કેડે વારિકનો અર્લ લંડન આવ્યો, અને યૉર્ક પક્ષના અમીરોએ ભેગા થઈ સને ૧૪૬૧ ના માર્ચ મહીનાની ૪ થી તારીખે એડ્વર્ડ રાજાની આણ ફેરવી

એડ્વર્ડની આણ ફેરી, સને ૧૪૬૧

પરન્તુ રાણી ઉત્તરમાં મોટું સૈન્ય જમાવતી હતી, તેથી એડ્વર્ડ પોતાને મળેલા જયનો આનન્દ ભોગવવા થોભી રહ્યો નહિ. તે અને વારિક ઝટપટ ત્યાં ગયા. યૉર્કશાયર મહિલા ટૉટનના રણક્ષેત્રમાં બંને સૈન્યનો મુકાબલો થઈ દારૂણ સંગ્રામ થયો; લાન્કાસ્ટર પક્ષનાં ૨૦,૦૦૦ માણસો રણમાં પડ્યાં, અને યૉર્ક તરફના લગભગ એટલાંજ માણસો મૂઆં, તથાપિ તેઓને જય મળ્યો હેન્રી અને માર્ગેરેટ સ્કૉટલાંડ નાશી ગયા, ઘણા અમીરો કપાઈ મૂઆ, અથવા ગરદન મરાયા એડ્વર્ડ લંડન પાછો આવ્યો, અને સને ૧૪૬૧ ના જૂન માસની ૨૮ મી તારીખે તેનો પટ્ટાભિષેક કરવામાં આવ્યો

ટૉટનનું યુદ્ધ, તા ૨૯ મી માર્ચ ૧૪૬૧

---

# प्रकरण १२ मुं.

## योर्क वंश.

૪ થો એડ્વર્ડ ૧૪૬૧-૧૪૮૩ — ૩ જો રિચર્ડ, ૧૪૮૩-૧૪૮૫

૫ મો એડ્વર્ડ, ૧૪૮૩ ના એપ્રિલથી જુલાઇ સુધી.

એ પછીના દશ વર્ષ લગી ઝપાઝપીઓ અને લડાઈઓનો ઇતિહાસ આવે છે. માર્ગરેટે પોતાના પતિ અને પુત્રને માટે રાજ્ય પાછું મેળવવાને બહાદુરીથી લડત ચલાવી ફ્રેન્ચ તથા સ્કાટલોકો તરફથી કુમક મળ્યા છતા સને ૧૪૬૪ માં હેજલીમુર અને હેક્સહામનાં યુદ્ધોમા તેણે હાર ખાધી. પોતાના પુત્રને લઇને તે ફ્લાન્ડર્સ નાશી ગઈ, અને હેન્રી ગજા લાન્કાશાયરમા સતાઈ પેઠો હતો તેવામા તેને કેદ પકડી ટાવર ગઢમા પૂર્યો. એ ગઢ એ વેળા મહેલ અને કિલ્લાના ઉપયોગમા આવતો હતો અહીં તેનાપર મહેરબાની દર્શાવી સખ્ત જાપતો રાખ્યો

૬ ઠા હેન્રીને ટાવરગઢમાં કેદ કર્યો

પરંતુ એ અરસામાં એડ્વર્ડે સરજોન ગ્રેની વિધવા ઈલિઝાબેથ વુડવિલ વેરે લગ્ન કર્યાં, તેથી વારિકના અર્લને ઘણુ માઠું લાગ્યુ ફ્રેન્ચ રાજકુળની કોઈ કન્યા વેરે રાજાનું લગ્ન કરાવી પોતાની સત્તા દૃઢ કરવાની, અને તેમ ન બને તો તેને પોતાનીજ કન્યા આપવાની, વારિકની મરજી હતી. એડ્વર્ડે બહુ ધનવાન કે કુળવાન કન્યા જોડે લગ્ન ન કર્યાં એટલુંજ નહિ, પણ તેના બાપ લોર્ડ રિવર્સને અને તેના બીજા સગાઓને મોટી પદવીઓ આપવા માંડી. વારિકે પોતાની પુત્રી ઈસાબેલા ને-

રાજાનાં લગ્ન

વિલને એડ્વર્ડનો ભાઈ ક્લારેન્સનો ડ્યુક તેની પછી ગાદીનો વારસ હતો તેની વેરે પરણાવી. એથી રાજા નાખુશ થયો.

આ સમયના અરસામાં ઈંગ્લાંડની ઉત્તરમાં લાન્કાસ્ટર પક્ષવાળાઓએ બખેડો કર્યો, તે ઘણો પ્રસરી ગયો; ઓકસફર્ડ શાયરના એજ્જ્કોર્ટ નામે સ્થળમાં લડાઈ થઈ તેમાં એડ્વર્ડના પક્ષની હાર થઈ અને ઘણાક અમીરો રણમાં પડ્યા. એઓમાં રાણીના કેટલાક સગાઓ હતા. રક્ષણ કરવાને લશ્કર ન રહ્યાથી રાજા પેડે થોડા વખત લગી વારિકના ભાઈ આર્ચ બિશપ નેવિલના તાબામાં કેદ રહ્યો, પરંતુ તેણે તેને લંડન પાછો જવા દીધો. થોડા સમય પછી વારિકને અને તેના ભાઈને રાજદ્રોહી ઠેરવ્યાનું જાહેરનામું રાજાએ પ્રસિદ્ધ કર્યું, એથી તેમને ફ્રાન્સ નાશી જવું પડ્યું. ત્યાં વારિકે પદભ્રષ્ટ રાણી માર્ગરેટને મળીને કહ્યું કે મારી દીકરી આજ જોડે તમારા પાટવી કુમાર ક્લારેન્સના એડ્વર્ડનો વિવાહ કરશો તો પછી ગાદી મેળવવામાં હું તમને સહાય કરીશ. એમ કરવાથી પોતાની બે પુત્રીઓમાંની એક ગાદીની વારસ થશે, એથી વારિકને આશા થઈ. યોર્ક વંશના ક્લારેન્સ વેરે ઈસાબેલાને પરણાવી હતી, અને લાન્કાસ્ટર વંશના વેલ્સના શાહજાદા વેરે આન્નનું લગ્ન કરવાનું હતું.

એજ્-કોર્ટની લડાઈ, સને ૧૪૬૯

માર્ગરેટની અને વારિક સામિલ થાય છે

એ માગણી રાણીએ કબુલ રાખી. વારિક ડાર્ટસમથ બંદરે ઉતર્યો અને ૪ થો એડ્વર્ડ પોતાનો વિશ્વાસઘાત થયેલો જોઈ ફ્લાન્ડર્સ નાશી ગયો. તેની રાણી ઈલિઝાબેથ ઉડ્વિલ વેસ્ટમિન્સ્ટરના દેવળમાં સતાઈ બેઠી, અને ત્યાં તેના સૌથી વડા પુત્રનો જન્મ થયો. એ અભાગીઓ કુંવર પાછળથી ૫ મો એડ્વર્ડ કહેવાયો.

એડ્વર્ડ નાશી ગયો

સને ૧૪૭૦ ના અક્ટોબર મહીનાની ૫ મી તારીખે દશ વગ-

રના બાપડા હેન્રીને ટાવર ગઢમાંથી કાઢી ગાદીએ બેસાડવામાં આવ્યો. એણે ફરીને છ મહીના રાજ્ય કર્યું એથી વારિકનું ઉપનામ "રાજા બનાવનાર" પડ્યું, પરંતુ હારજીતની કંટાળા ભરેલી ડોલાંમાલા-નો અંત હવે પાસે આવતો જાય છે. એડવર્ડને

હેન્રી ફરીને ૭ મહીના રાજ્ય કરે છે

તેના ભનેવી બર્ગંડીના ક્લારેન્સની કુમક મળ્યાથી યોર્કશાયર-માના જે સ્થળે બાતેર વર્ષપર ચોથો હેન્રી ઉતર્યો હતો, તેજ સ્થળે પરદેશી લશ્કરની નાની ટુકડી લઈને તે ઉતર્યો, અને તેનો ભાઈ ક્લારેન્સ તેને આવી મળ્યો. તેઓ લંડન ગયા ત્યાં એડવર્ડને લોકોએ ખુશીથી પાછો વધાવી લીધો તેણે બાર્નેટ ગામમાં વૉરિક જોડે લડાઈ કરી, તેમાં વારિક પડ્યો પછી માર્ગરેટ બની શક્યું તેટલું સૈન્ય ભેગું કરી ગ્લાસ્ટરશાયરમાંના ટ્યુકસબરી શહેરમાં એડ્વર્ડના સામે થઈ. અહીં તેની પણ પૂર્ણ હાર થઈ, અને તેના તરૂણ કુમાર વેલ્સના શાહજાદાને રણમગ્રામમાં એડવર્ડની સમક્ષ ભાલો મારી પૂરો કર્યો એક પખવાડીઆ કેડે છઠ્ઠો હેન્રી ટાવરગઢમાં મરણ પામ્યો. કોઈએ એની હત્યા કરી એવું સંભવે છે, એથી લાંબા ઝગડાનો અંત આવ્યો. માર્ગરેટ કેદ પકડાઈ, પરંતુ તેને તેના બાપ રેનેએ સને ૧૪૭૫ માં દંડ આપી છોડવી, અને તે પાછી ફ્રાન્સ ગઈ.

ટ્યુકસબરીનો સંગ્રામ તા ૪થી મે ૧૪૭૧

અન્તે દેશમાં શાન્તિ થઈ ખરૂં જોતાં એ બધા વખતમાં અમીરો અને તેના અનુયાયિઓ એકમેકનો વધ કરતા, તથાપિ નવા મધ્યમ વર્ગના લોકોની એટલે ખેડુતો, જમીનદારો, નાના વતનદારો, ધંધાદારીઓ, અને વેપારીઓની સ્થિતિ સુધરતી જતી હતી. લડાઈઓ થતી ખરી, પરંતુ એ વર્ગને તેનીસાથે લેવા દેવા નહોતું એ લડાઈઓ માત્ર બે પક્ષ વચ્ચેની મારામારી હોવાથી પ્રજાનો મોટો ભાગ સામિલ થયો

મધ્યમવર્ગની ઉન્નતિ.

નહોતો નોર્ફોક નગરની માર્ગેરેટ પાસ્ટન નામે કોઈ એક બાઈએ એ સમયે કેટલાક રસિક પત્રો લખ્યા છે, તે પરથી આપણે જાણીએ છીએ કે લોકોના ઘરબાર ફાડી અંદરની માલમત્તા કોઈ લૂંટી લઈ જવું તો તેની દાદ મેળવવી મુશ્કેલ થઈ પડતી. પરંતુ સામટે મેળે જોતાં મધ્યમ વર્ગની સમૃદ્ધિ વધતી જતી હતી, અને ગાદી માટે વઢવાનું પુરૂં કર્યા પછી એડ્વર્ડે ફ્રાન્સપર ચઢાઈ લઈ જવાની ઇચ્છા જણાવી તે વેળા નજરાણા તરીકે નાણું આપી શકે એવા વેપારીઓ અને બીજા લોકો તેને પુષ્કળ માલૂમ પડ્યા, તેથી દેશમાં પૈસાની ખોટ નહોતી એમ જણાય છે. એડ્વર્ડે ફ્રાન્સપર સ્વારી લઈ જવાનો વિચાર કર્યો હતો, પરંતુ ફ્રાન્સના રાજાએ અમુક વર્ષાસન આપવાનું કબૂલ કર્યાથી છેવટે તે વિચાર તેણે

નજરાણાં

માંડી વાળ્યો. નગરવાસીઓને શાન્ત અમલ પસંદ હતો, તેથી તેમણે પ્રથમ રાજી ખુશીથી નજરાણાં આપ્યાં. પરંતુ થોડા સમય કેડે એ નજરાણાં દુઃખરૂપ થઈ પડ્યાં. સને ૧૪૭૯ માં 'સ્વેદ ઝરી' કરીને એક જાતની મરકી ચાલી, તેથી પુષ્કળ માણસો મરી ગયાં; તથાપિ એકંદરે દેશ આબાદ હતો.

એડ્વર્ડે પોતાના અમલના આરંભમાં જીવતાં સુધી મળ્યા કરે એવી આવક સંપાદન કરી હતી, તેથી તેણે આઠ વરસમાં માત્ર એક વારજ પાર્લમેન્ટ બોલાવી હતી. રાજા અને તેના મંત્રિમંડળની સત્તા બહુધા નિરંકુશ હતી. રાજા દુરાચારી અને સ્વચ્છંદી હોઈ રજા રિચર્ડની પેઠે જબરાઈથી નાણાં કઢાવી સખ્તાઈથી અમલ ચલાવવા લાગ્યો. એમ છતાં તે લોકપ્રિય હતો, અને તેની વિરૂદ્ધ ચાલનારા સઘળા માણસોનો ભોગ લઈ તેણે સુખશાન્તિ જાળવી રાખવાની તજવીજ વાપરી. પરંતુ એ કારણસર તેને ઘણું સોસવું પડ્યું. એને મારો કોઈ દ્રોહ

કરશે એવી તેને બ્હીક રહેતી, અને એ બ્હીકના માર્યાં તેણે પોતાના ભાઈ ક્લારેન્સના ડયુકને આરોપી ઠરાવી સને ૧૪૭૮ના ફેબ્રુઆરીની ૧૮ મી તારીખે ટાવરગઢમાં મારી નખાવ્યો, કાતો તેને દારૂની પીપમાં ડુબાવી માર્યો એમ પણ કહેવાય છે

ક્લારેન્સનો શિરચ્છેદ

એ અરસામાં વેસ્ટમિન્સ્ટર દેવાલયમાં એક બાજૂપર ભજનમંદિર તથા કેટલાંક અન્નક્ષેત્ર હતા, ત્યાં આગળ એક શખ્સ રહેતો હતો, તે રાજા અને તેના અમીરોની વડવાઢ કરતા, બલકે શહેરમાં વસતા વેપારી અને કારીગરોના ઉદ્યમ કરતાં પણ સોવસા વધારે મોટું કામ કરતો હતો. એ માણસનું નામ વિલીયમ કાકસ્ટન હતું તે નાનો હતો તેવામાં કેન્ટથી ફુલાન્ડર્સ ગયો હતો, ને ત્યાં ત્રીસ વર્ષ સુધી રહ્યો સને ૧૪૭૬ માં તે ઈંગ્લાંડ પાછો આવ્યો, ત્યારે પોતાની સાથે છાપવાનો સંચો લેતો આવ્યો. તે ઈંગ્લાંડમાં સૌથી પહેલો હતો. પરદેશ ખાતે છાપવાની કળાનો ઉદય હોઈ લાકડાના ગચીયાપર અક્ષર કોતરી તે વડે ચોપડીઓ પ્રથમ છપાતી તેમાં ધીમે ધીમે સુધારો કરી છુટાં બીબાંવતી ચોપડીઓ શી રીતે છપાતી થઈ તે બધી હકીકત લાંબી છે, પરંતુ કાકસ્ટને ઈંગ્લાંડમાં છાપવાનું શરૂ કર્યું તેવારે છાપવાની કળામાં એ સઘળો સુધારો થઈ ચુક્યો હતો. સને ૧૪૭૬ પહેલાં ઈંગ્લાંડમાં પ્રસિદ્ધ થતી નવી ચોપડીઓની સઘળી નકલો હાથે લખવી પડતી, તેથી ત્યાં ચોપડીઓની કેટલી થોડી છત હશે અને તે કેટલી બધી કિમતી હશે તેનો આપણે ખ્યાલ કરી શકીએ. પરંતુ હવે કાકસ્ટન પોતાના એકાંત મુકામમાં રહી એડ્વર્ડ રાજાનો તથા ગ્લાસ્ટરના ડયૂક રિચર્ડનો આશ્રય મેળવી કવિતાની પુષ્કળ ચોપડીઓ છાપતો, અને "પાદરીઓને માટે પ્રાર્થનાપોથી, ઉપદેશકોને માટે બોધમાળા, તથા નાઇટો અને બારનો માટે નાઈટ પદ્ધતિની તવારિખો" છાપી પોતાનું ગુજરાન ચલાવતો.

કાકસ્ટન અને તેનું છાપખાનું

સને ૧૪૭૭મા તેણે ઇગ્લાંડમા સૌથી પહેલી ચોપડી છાપી તેનુ નામ "ફિલસુફોની કહાણી અને વચનો" હતું પછી તેણે ચોસર૨ના ગ્રથો અને સાકસન વીર આર્થરની 'મોર્ટે ડી આર્થર' નામે અદ્ભુત કથા છાપી એ પુસ્તકો સિવાય તેણે બીજા દેશના ઘણા પુસ્તકોના ભાષાન્તર કરી છાપ્યા તેમા 'રેનર્ડ કોહલાની વાર્તા અને ટ્રોયની તવારીખના ભાષાન્તરો' પ્રખ્યાત છે, પરતુ તેણે ચોપડી છાપી પ્રસિદ્ધ કરી તે કરતા વધારે અગત્યની વાત એ હતી કે સને ૧૪૯૧મા તે મરી ગયો, તે વેળા છાપવાની કળા ઇંગ્લાડમા સ્થાપન થઈ ચુકી હતી એ કળાએ દુનિઆમા હેરત ઉપજાવે એવા ઘણા ફેરફાર કર્યા છે

પરતુ એ સમય પહેલા ફરી પાછા સકટ આવી પડ્યા સને ૧૪૮૩ ની એપ્રિલ માસની ૯ મી તારીખે એડ્વર્ડે દેહ છોડ્યો તે પોતાની પાછળ બે કુમારો મુકી ગયો ૧ લો એડવર્ડ-વેલ્સનો શાહજાદો, તેનુ વય તેર વરસનું હતું, ૨જો એ શાહજાદાનો ભાઈ નામે રિચર્ડ તેની ઉમ્મર ૧૦ વરસની હતી એ બિચારા બે બાળ કુમારોના સબધમા એક નવો ટટો શરૂ થયો

## ૫મો એડ્વર્ડ-સને ૧૪૮૩ના એપ્રિલથી જુલાઈ સુધી

રાજા મરી ગયો તે વારે બે પક્ષના લોકો રાજ્યકારભાર હાથમા લેવાને ટાંપી રહ્યા હતા એક પક્ષમા રાણી અને તેના સબધીઓ, ને બીજા પક્ષમા મૈયત રાજાનો ભાઈ નામે ગ્લાસ્ટરનો ડ્યુક રિચર્ડ હતો વેલ્સનો શાહજાદો પોતાના મામા લોર્ડ રિવર્સના તથા સાવકા ભાઈ સર રિચર્ડને એના રક્ષણ નીચે લડલો નગરમા રહેતો હતો. રાણી વેસ્ટમિન્સ્ટર શહેરમા હતી તેણે પોતાના પુત્રની તથા રાજ્યની રક્ષક તરીકે નીમાવવાનો દાવો કર્યો, પરતુ લોકોની ઇચ્છા રિચર્ડને રક્ષક કરવાની હતી, તેથી તેને યોર્ક નગરથી બોલાવી મગાવ્યો અહિં તે લાર્ડ લે

રિવર્સ અને ગ્રેનુ પરદેજ થવુ

ફ્રેનન્ટના ઓદ્ધાપર રહી અમલ ચલાવતો હતો. રિચર્ડ તુરતાતુરત રાણીના પક્ષને નાબૂદ કરવાનો નિશ્ચય કર્યો હોય એમ ભાસે છે રસ્તે આવતાં તેને અને બકિંગહામના ડયુકને રિવર્સ અને ગ્રે મળ્યા તેઓ બાળરાજ કુમારને લઈ લંડન જતા હતા. રિચર્ડે તેમને પરહેજ કરી યોર્ક પરગણામાના પોન્ટિફ્રાક્ટ નામના કિલ્લામા મોકલીદીધા. પછી તેણે બાળ કુંવરને કહ્યું કે તમારા મામાએ તથા ઓરમાન ભાઈએ તમને દગો દઈ રાજ્યકારભાર પોતાને હસ્તક કરવાનું તરકટ રચ્યું, માટે મેં તમને કેદ કીધા છે. એ સાંભળી તે બાપડો રડી પડયો, અને તેણે પોતાના એ હિત કરનારોને બચાવી લેવા ઘણુએ કહ્યું, પણ સઘળુ નિરર્થક ગયું તે તેમને ફરી જોવા પામ્યો નહિ

ભાઈનો કેદ પકડાવાની ખબર થતાં રાણી ભયભીત બની પોતાના નાના કુંવર અને કુંવરીઓને લઈ વેસ્ટમિન્સ્ટરના પવિત્ર દેવળમાં નાશી ગઈ. મે મહીનાની ૪ થી તારીખે બંને ડયુકો બાળ રાજા સહિત લંડનમાં દાખલ થયા, અને એજ દિવસે ખાસ કરીને લાર્ડ હેસ્ટિંગ્સના વગથી રિચર્ડ રાજ્યરક્ષક નીમાયો. એ હેસ્ટિંગ્સ નવા અમીર વર્ગમાંનો હોઈ રાણીનો સામાવાળીઓ હતો. પ મા એડવર્ડને સંતપોલના મંદિર માહેલા લંડનના બિશપના મહેલમા પ્રથમ રાખ્યો હતો, પણ ત્યાથી તેને તુરતજ ખસેડી ટાવરની અંદરના મહેલમાં લઈ ગયા, અને કમનસીબના જોગે યોર્કના ડયુકના સમજાવ્યાથી રાણીએ તેને એડ્વર્ડની સાથે જઈ રહેવાની પરવાનગી આપી એટલે લગી બધી વાત ખુલ્લી છે, પરંતુ પ્રથમથીજ રાજ્ય બથાવી પડવાની રિચર્ડની ધારણા હતી કે આજૂબાજૂએ ઉભા થનાં તરકટથી પડનો બચાવ કરવો શરૂ કરી પાછળથી લાભનો માર્ગ તે રાજ્ય લેવા લલચાયો તે ખાત્રીથી કહેવું હાલ ઘણુ મુશ્કેલ છે. તેના શત્રુઓ કહેતા તેમ તેનો દેખાવ તિરસ્કાર કે અણગમો

રિચર્ડ રાજ્ય રક્ષક થયો, તા૦ ૪ થી મે

ઉપજાવે એવો હતો, પરંતુ કાંઈ એટલો બધો ખગબ ન હોતો. તેનો એક ખભો સહેજ ખોડવાળો ને નબળો હતો. તે દેખીતો વિચારવંત ને જોખમદાર હતો; તેની રીતભાત પસંદ પડે તેવી અને તેની આદતો બુદ્ધિશાળીના જેવી હતી. તે બેશક તરકટી અને ખોટું કામ કરતાં આ-

રિચર્ડનાં લ-ક્ષણ.

ચકે। ન ખાય એવો હતો, પરંતુ તેના ભાઈ એડ્વર્ડ-ના જીવતાં તે તેની તરફ હમેશાં વફાદાર હતો; અને તેણે પાછળથી જે જે અપરાધો કર્યા, તેનો સઘળો ધાટ તેણે પ્રથમથી ઘડયો ન હોતો એવું ધારી શકાય.

એક માસ વીતી ગયો. રાણીનો પક્ષ તરકટ મચાવી લાગ જોયાં કરતો હતો, અને રિચર્ડ હદ ઉપરાંત જોખમ ભરેલાં કામ કરે છે, એવું ધારીને લોર્ડ હેસ્ટિંગ્સ સામાપક્ષમાં ભળી ગયો હોય એમ જણાયછે. જૂન મહીનાની ૧૩ મી તારીખે રિચર્ડ દરબાર ભરવાના દિવાનખાનામાં એકાએક દાખલ થઈ પોતાની વિરૂદ્ધ તર-કટ રચવાનો આરોપ હેસ્ટિંગ્સને શિર મૂક્યો. હેસ્ટિંગ્સને આ આરોપની સામા બચાવમાં કાંઈ પણ ન બોલવા દેતાં હથિઆર-બંધ માણસોની એક ટોળી બોલાવી મધ્યાન્હ પહેલાં ટાવરના મેદા-

હેસ્ટિંગ્સનો શિરચ્છેદ, તા ૧૩ મી જુન

નમાં લાકડાનાં ઢીમચાંપર તેનો શિરચ્છેદ કરાવ્યો. નવ દહાડા કેડે સંતપોલના ચકલામાં એક ઉપદેશ-કે અને ગિલ્ડહાલમાં બકિંહગામના ડ્યુકે લો-કોને એવી ખોટી સમજ આપી કે ઈલિઝાબેથ વુડવીલ ૪ થા એડ્વર્ડની કાયદાસર પરણેલી રાણી ગણાય નહિ, કેમકે એડ્વર્ડે તેની વેરે લગ્ન કર્યું તે પહેલાં તેનું વેવિશાળ કોઈ બીજી સ્ત્રીની કેડે થયું હતું, એથી એ રાણીને પેટ થયેલા કુમારો ઔરસ નહિ હોવાથી ઈંગ્લાંડની ગાદીના ખરા હક્કદાર વારસ નથી. એ કદાચ ખરૂં માનીએ તોપણ રિચર્ડના કરતાં તો કલારન્સનો પુત્ર વારિકનો અર્લ વધારે હક્કદાર હતો. પરંતુ તેના પિતાને આરોપ

હેઠવેલો હોવાથી તેનો હક રદ થયો હતો. ૨૫મી તારીખે કેટલાક અમીરોએ અને કામન્સોએ મળી તથા મેયર, આલ્ડર્મેન, અને નગરજનોએ મળી રિચર્ડને રાજગાદી આપી, અને ૨૬ મી તારીખે તેણે વેસ્ટ મિન્સ્ટરના દિવાનખાનામા દાખલ થઈ આરસની ખુરશીપર બેશી ૩જા રિચર્ડનુ નામ ધારણ કર્યું. થોડા દહાડા કેડે અર્લરિવર્સ અને સર રિચર્ડ ગ્રે પાન્ટિફ્રાક્ટમા ઠાર મરાયા, એટલે ૫મા એડ્વર્ડના અમલનો અન્ત આવ્યો.

* રાજકુમારો બારજ કર્યા.

## ૩જો રિચર્ડ, ૧૪૮૩ થી ૧૪૮૫ સુધી.

પરંતુ ૫મા એડ્વર્ડના અમલનો ખેદકારક અન્ત હજી આવ્યો ન હોતો સને ૧૪૮૩ ના જુલાઈની છઠ્ઠીને રોજ રિચર્ડનો પટ્ટાભિષેક થયો, તે વગત તેના ભત્રિજાના રાજ્યાભિષેકને માટે જે ઠાઠમાઠ તૈયાર કરી રાખ્યો હતો તે સઘળો કરવામાં આવ્યો. પછી પોતાની રાણીને સાથે લઈને તે ઈંગ્લાંડના ઉત્તરભાગમાં ગયો. અહીંના લોકોને તે હમેશા ઘણો પ્રિય હતો. તે ઉત્તર ભણી ગયો એટલે રાજગાદી પડાવી લેવાના કામમાં બકિંગહામના ડયૂકે એને મદદ કરી હતી તે બદલ ડયૂકને પસ્તાવો થયો હોય, તથા નાના શાહજાદાઓને બંદીખાનામાં પૂરી રાખ્યા તેને વાસ્તે લોકોએ બરબડવા માંડ્યું હોય એમ જણાય છે. તુરતજ એક એવી અફવા ચો તરફ ચાલી કે શાહજાદાઓનું ટાવરમાં ખૂન થયુછે. પરન્તુ ખરેખર ખૂન કરવામાં આવ્યુ હોય તે વિષે લોકોને શક રહ્યો, અને તેમને આશા હતી કે એ કુંવરોને રજુ કરી પોતાની આબરૂને લાગેલુ કલંક રિચર્ડ દૂર કરશે, પણ તેણે તેમ કીધુ નહિ. લગભગ બસેં વરસ કેડે ૨ જા ચાર્લસના અમલમાં એ બાળકુંવરોની ઉમરના બે છોકરાના રાખ વ્હાઈટ ટાવરના દાદર નીચેથી જડ્યાં તેને વેસ્ટ મિન્સ્ટરના દેવળમાં ૭ મા હેન્રીના મંદિરમા

શાહજાદાઓના ખુન વિષેની અફવા.

લઈ જઈ દાટયાં. આ બાબત આપણે કાંઈ નિશ્ચયપૂર્વક જાણતા નથી, તથાપિ રિચર્ડની આજ્ઞાથી બેઉ કુમારો સુતેલા હતા તેવામાં તેમને ગુંગળાવી મારી દાદરતળે પૂર્યા એવી સર જેમ્સ ટાઈરલે કબૂલાત કરી તેથી એ વાત ખરી હશે તે બાબત કાંઈ સંશય રહેતો નથી

એ બનાવ પછી રિચર્ડના મનની શાન્તિ જતી રહી. તેને પસ્તાવો થયાં કરતો, તેથી તેના નોકરના કહેવા પ્રમાણે તે સ્વપ્નામાં ચોંકી ઉઠતો, અને મોટેથી રડતો એટલુંજ નહિ, પરંતુ એ પોર હસ્યાને લીધે તે તેના દુશ્મનોને વશ થઈ રહ્યો. તેના બે વરસના ટુંકા અમલમાં તેણે સારી રીતે રાજ કર્યું. વેપારના રક્ષણ અર્થે એણે ઘણા કાયદા કીધા, અને સૌથી પહેલાં એણેજ પરદેશમાં રહેતા ઈંગ્રેજોનું સંરક્ષણ કરવાની યોજના ઘડી. એણે ફ્લોરેન્સ નગરના એક વેપારીને **બીજા** નગરમાંના ઇંગ્રેજોનો લાભ જાળવનાર અધિકારી નીમ્યો. એવા અધિકારીને હાલમાં એલચી કહેછે.

રિચર્ડના અમલમાં થયેલા સુધારા

વળી ઈંગ્લાંડના ઉત્તરભાગમાંથી કાગળો લાવવા લેઈ જવાને દોડતા જાસૂસો રાખવાની કાયમ યોજના કરી ટપાલના જેવી કંઈક શરૂઆત કરનારાઓમા એજ સૌથી પહેલો હતો. ૪ થા એડવર્ડે નજરાણા ઉઘરાવવાનો ધારો કહાડયો હતો, તેની વિરૂદ્ધ એ રાજાએ એક કાયદો કીધો. એ સિવાય એણે છાપવાની કળાને અને પુસ્તકોનાં વેચાણને ઉત્તેજન આપ્યું. પરતુ લોકો એને ધિક્કારતા હતા, અને એનું કાસળ કહાડવાને તરકટો મચી રહ્યાં હતાં તેની એને ખબર હતી.

રાજકુળમાં જન્મેલો હોવાથી બકિંગહામના ડયૂક રાજગાદીપર દાવો કરી પોતે રાજા થવાનો વિચાર પ્રથમ રાખ્યો હતો, પરંતુ પાછળથી તેને તુરતજ ભાસ્યુંકે હેન્રી ટયૂડરને મદદ કરી ગાદી અપાવવી એ વધારે ડહાપણ ભરેલું છે. હાલમાં એ ડયૂક રિચર્ડની તદન મામા

થઈ ગયો હતો. લાન્કાસ્ટર પક્ષવાળાએ રિચમન્ડના ડયૂક હેન્રી ટયૂડરને બહારગામથી ઇંગ્લાંડ બોલાવ્યો, અને યોર્ક પક્ષવાળાએ એવી દરખાસ્ત કરી કે ૪ થા એડ્વર્ડની કુમારી ઇલિઝાબેથ વેરે એ ટયૂડરનું

હેન્રીટયૂડરને ઈંગ્લાંડ બોલાવ્યો.

લગ્ન કરી બંને પક્ષ એકત્ર કરી દેવા. યોર્ક પક્ષ રિચર્ડને ધિક્કારતો હતો. એ હેન્રી ટ્યૂડર કોણ હતો તે જાણવા સારૂ એક સૈકા પાછળ થઈ ગયેલા ૩ જા એડ્વર્ડના કુંવરો પ્રત્યે આપણે નજર કરીએ (૧૫૭ મે પાને વશાવળી જુઓ). એની મા માર્ગારેટ બોફર્ટ કરીને હતી તે લાન્કાસ્ટરના ડયૂક યોન્ડના જોનની અને તેની સ્ત્રી કાથરિન સ્વાઈન્ફર્ડની પ્રપૌત્રી થાય. એ પાછલો દૂરનો સંબંધ ધ્યાનમાં લેતાએ એનો ઇંગ્લાંડની ગાદી પરનો હક નબળો હતો. કેમકે બોફર્ટ વરાજો ખરા રાજવંશી નહિ હતા ને તેમને માત્ર ૨ જા રિચર્ડે ઔરસ ઠેરવ્યા હતા. વળી હેન્રી ટયૂડરનો પિતા તો કેવળ વેલ્સ ઓલાદનો હતો. તેનું નામ ઓવન ટ્યૂડર હતું. તે ફ્રાન્સના રાજા ૫ મા હેન્રીની વિધવા કાથરિનવેરે પરણ્યો હતો (૧૯૨ મે પાને વશાવળી જુઓ). એવા ભાગાતુટા હકવાળા રિચમન્ડના હેન્રીને પોતાનો રાજા કરવાને ઇંગ્રેજલોકો રાજી હતા, તેથી જણાય છે કે તેઓ રિચર્ડનું કાટ કહાડવાને બહુજ આતુર હશે.

રિચર્ડને ગાદી પરથી ઉઠાડી મૂકવાની પહેલી તજવીજ નિષ્ફળ થઈ કેમકે તે હોંશિયાર રહેતો. સને ૧૪૮૩ ના નવેમ્બરની ૨ જી તારીખે તેણે બકિંગહામને કેદ પકડી ઠાર માર્યો. બીજા બે વરસ સુધી તેનો અમલ રહ્યો, તે દરમ્યાન સને ૧૪૮૪ માં તેની ગાદીનો

તે સામો લિસ્ટર ગયો, અને બંને લશ્કરોની ભેટ માર્કેટ બોસ્વર્થ નામના નગર બહાર થઈ. લડાઈનો આરંભ થયો નહિ એટલામાં લાર્ડ સ્ટેનલી રિચર્ડને છોડી પોતાના સઘળા માણસો સહિત શત્રુને જઈ મળ્યો, અને બીજી એક ટુકડી નાર્થંબર્લાન્ડના અર્લ સુદ્ધાં દુશ્મન તરફ ફરી ગઈ. તે વખતે રિચર્ડની જય મેળવવાની સઘળી આશા ભાંગી પડી. પરન્તુ તે બાયલો નહોતો, તેથી 'ફિતુર ફિતુર' એવી બૂમ મારી રણસંગ્રામના મધ્યમાં ધમીજઈ લડતો લડતો મરણ પામ્યો. તેનો રાજમુગટ કાંટાની ઝાડી તળેથી જડ્યો તે હેન્રીને માથે પહેરાવવામાં આવ્યો. ગુલાબોના વિગ્રહોનો હવે અન્ત આવ્યો.

ગુલાબોના વિગ્રહનો અન્ત

તેની સાથે તેમાંના ઘાતકી કૃત્યો, દગલબાજી અને મનુષ્યવધ પણ બંધ પડ્યાં. ત્યારકેડે તરતજ રિચમન્ડના હેન્રીએ ૪થા એડ્વર્ડની કુમારી યોર્કની ઈલિઝાબેથ વેરે લગ્ન કરી પોતાનો ગાદીપરનો હક્ક મજબૂત કર્યો, અને એક બીજા સાથે વઢી મરતા યોર્ક અને લાન્કાસ્ટર કુળ વચ્ચે સંબંધ જોડી બંનેને એક કરી દીધાં.

ગુલાબોના વિગ્રહોને અન્તે આપણે ઈંગ્લાંડના મધ્યકાળના ઈતિસને છેડે આવી પહોચ્યા છીએ. એ કાળમાં અમીરો ઘણા બળવાન હતા, અને રાજા તેઓનો સરદાર જેવો હતો, તથાપિ તે સદા બિશપો કે ધર્મસમાજના અધ્યક્ષોના અને બારનો કે રાજના અમીરોના દાબમાં રહેતા. વળી એ સમયમાં ઈંગ્લાંડ યુરોપખંડનો એક ભાગ હતો. ઈંગ્લાંડ અને ફ્રાન્સના અમીરો ઘણું ખરું એક બીજાના નિકટના સંબંધી હતા, અને લડતાં વઢતાં કે સલાહ શાંતિમાં છતાંએ નાઈટ પદ્ધતિના બંધન નીચે રહી નાઈટનો મોટો વર્ગ કરીને રહેતા. ધર્મસત્તા પણ રોમથી ઈંગ્લાંડ પર્યંત એકજ હતી. ઈંગ્લાંડના વિદ્વાનો અને ધર્મોપદેશકો ઘણું કરીને પરદેશી કે પરમુલકમાં ભણી આવેલા હતા. લન્ડનમાં એક ઘણું બળવાન વેપારી મંડળ હતું, તેને હાન્શિયાટિક મંડળ કરીને કહેતા, તેમાંના બધા વેપારીઓ બાલ્ટિક સમુદ્રને

મધ્ય યુગોમાં ઈંગ્લાંડનો યુરોપ ખંડ જોડે નિકટ સંબંધ.

કાંઠે વસનારા **જર્મનો** હતા; અને **અંગ્રેજ** રાજાઓના દરબારમાં સૌથી મોટા હોદ્દાઓ પરદેશીઓના હાથમાં હતા, તે બાબત અંગ્રેજ લોકોનો બડબડાટ સદા થયાંજ કરતો.

જુના અમીર વર્ગનો નાશ

પરંતુ જૂના બધારણો કેટલુંક થયા આસ્તે આસ્તે છુટવા માડ્યાં હતા. પાછલા પચાસ વરસ થયાં જૂના અમીરવર્ગનો નાશ થવા બેઠો હતો. એમાના કેટલાક અમીરો સો વરસના વિગ્રહમાં રણમાં પડ્યા હતા, પરંતુ તેમનો મોટો ભાગ ગુલાબોના વિગ્રહમાં કપાઈ મુઓ. એ માંહોમાંહેની લડાઈઓમાં કંઈ નહિનો ચોખ્ખા એંશી રાજવંશીઓ મરાયા હતા, અને કોઈ અમીર આરોપી ઠરતો તો તેની જાગીરો સરકાર ખાલસા કરતી, એવું વારંવાર બનતું. ૭ મો હેન્રી ગાદીપર આવ્યો તે વેળા ડયૂકો, અર્લો અને વાઈકોન્ટો મળી માત્ર ૨૭ ઉમરાવો તેની પહેલી પાર્લમેન્ટમાં હતા; અને જેઓએ તેને રાજા તરીકે માન્ય રાખ્યો નહોતો તેવા કેટલાક ઉમરાવો પરદેશમાં હતા, તથાપિ એ ૨૭ અમીરોમાંના ઘણાએક તો નવા ઠરાવેલા અમીરો હતા. પણ જોતાં આમાંના કેટલાક અમીરો પાલન પોષણના ધારાને લીધે ઘણા સમર્થ હતા. એ ધારાની રૂઈએ હરકોઈ **અમીર** પોતાની પડોસમાં રહેનાર નાના વતનદારોને તથા સંભાવિત ગૃહસ્થોને સિપાઇનો પોશાક પહેરવા આપતો, અને ચપરાસ જેવી કોઈ નિશાની રખાવતો. તેઓ **અમીર**ના તરફથી લડવાનું કામ કરતા, અને અમીર તેમનું સંરક્ષણ કરતો. પરંતુ હવે એવા બળવાન **અમીરો**નો સમય લગભગ વીતી ગયા જેવો હતો. હમણા દારૂનો ઉપયોગ સાધારણ થઈ પડ્યો હતો. રાજાના અને તેના પ્રધાનના કબજામાં તોપો તથા દારૂગોળા વિગેરે બીજી લડાઈની સામગ્રી ભરી રાખવાના ભંડાર હતા, તેથી રાજાના હાથમાં એક નવું સામર્થ્ય આવ્યું હતુ.

પાલન પોષણનો ધારો

એકાદ તોપખાનું અમીરોના તીરંદાજો અને બરછીવાળાઓને એક મપાટે વિખેરી નાંખી તેમના કિલ્લાઓ ઉરાડી દેવું.

આ અરસામાં ઈંગ્લાંડના ગૃહસ્થવર્ગની અને મધ્યમવર્ગની સમૃદ્ધિ અને મહતામાં વધારો થયાંજ કરતો, અને જે લોકો પૈસાદાર હોઈ અથવા સરકારી કામદાર હોઈ સારી સ્થિતિમાં હતા તેઓ અસલના તોરેબાજ અમીરોના કરતાં રાજાને વધારે આધીન રહેતા, અને પરદેશ જોડે લડાઈ લડવા કરતાં સલાહ શાન્તિ તથા વેપાર રોજગારપર વધારે લક્ષ આપતા. એ કારણથી મધ્ય યુગોની અને હાલના સમયની વચ્ચે મુખ્ય તફાવત જણાય છે તે એ કે,

મધ્યયુગોપરથી અર્વાચીન સમયપર જવું.

જૂના બારનોને પરદેશ જઈ લડાઈ મારવાની અને પરાક્રમ દાખવવાની કાળજી વધારે હતી, અને નવા અમીરોને દેશમાં રહી જન માત્રની સ્વાધીનતા મેળવવાની, તથા વેપાર રોજગાર, જ્ઞાનકળા અને વિદ્યાનો વધારો કરવાની વિશેષ ઈન્તેજારી હતી. ૭ મા હેન્રીના અમલનો આરંભ થતાં આપણે મધ્યયુગો વટાવી અર્વાચીન સમય તરફ ઉતરિયે છીએ. આરંભમાં નવી વ્યવસ્થાને રસ્તે પાડવાને જોઈતી શક્તિ એ રાજામાં પુષ્કળ હતી.

# ભાગ ૫ મો.

## ટયુડર રાજાઓનો જબરદસ્ત અમલ

ટયુડર વરાના ગાદીપતીઓ



# પ્રકરણ ૧૩ મું.

## ટ્યૂડર વંશ–ધર્મસુધારો.

### ૭ મો હેન્રી, ૧૪૮૫થી ૧૫૦૯ સુધી.

### ૮ મો હેન્રી, ૧૫૦૯થી ૧૫૪૭ સુધી.

૭ મા હેન્રીના અમલથી ઈંગ્લાંડની તવારિખમાં નવા કાળનો આરંભ થાયછે. સને ૧૪૮૫ ના અક્ટોબરની ૩૦ મી તારીખે એ રાજાનો રાજ્યાભિષેક વેસ્ટમિન્સ્ટરમાં થયો, અને બીજે વરસે તે યોર્કની ઈલિઝાબેથ વેરે પરણ્યો, એટલે યોર્ક અને લાન્કાસ્ટરના બે સમોવડીઆં રાજકુળો વચ્ચે સંબંધ જોડાયો. તે શરીરે પાતળો સૂકલકડી હતો, તેની આંખો ભૂરી હતી, તેના ચેહરાપરથી તે તેજસ્વી, આનંદી અને બુદ્ધિમાન લાગતો. તેની માના તરફથી બોફર્ટ વરાનો હોવાથી તેનામાં બોફર્ટોના જેવી બુદ્ધિ હતી. એ બોફર્ટ કુળમાં ડાહ્યા રાજનીતિજ્ઞ પુરૂષો થયાહતા માટે તે વિખ્યાત હતું. એની આજી ફ્રાન્સ દેશની હતી, તેથી એનામાં પાકી સમજ અને કાર્ય સિદ્ધ કરવાની ચતુરાઈ હતી. દેશવેશ મળવાથી

૭ મા હેન્રીનો દેખાવ, અને લક્ષણ

વ્યાથી સતોષ્પાયો હતો પરંતુ યોર્કપક્ષવાળા હજી ઘણા અસંતોષી હતા, કારણ કે રાજ્યમાં તેમનો પક્ષ કરનાર માન

હેન્રીના વાર સાને ગ દી મળી

રાણીજ હતી ચોથા એડ્વર્ડની બેન બર્ગંડીની માર્ગરેટતરફથી અને સ્કાટ્લાડના ચોથા જેમ્સ તરફથી મદદ મળવાથી યોર્ક પક્ષવાળાએએ વારા ફરતી બે ખોટા હકદારો ઉભા કરી ગાદીનો દાવા કરાવ્યો યોર્ક કુળનો ખરો વારસ એડવર્ડ, વોરિકનો અર્લ, હજી જીવતો હતો જે ક્લારેન્સના ડ્યૂકને ૪ થા એડ્વર્ડે મામસી દારૂની પીપમા ડુબાવી માર્યો હતો તેનો તે પુત્ર હતો પરંતુ હેન્રીએ સાવચેતી વાપરી

યોર્ક પક્ષવાળાઓ ના ફિતુરા

જુવાન એડ્વર્ડને ટાવરગઢમા પૂરી રાખ્યો હતો મને ૧૪૮૭મા વોરિકના અર્લનું જૂઠું નામ ધારણ કરી એક સખ્સ આયર્લાંડમા બહાર પડયો તેને કીલ્ડેરના અર્લની કુમક મળી, તેથી ડબ્લીન શહેરના દેવળમા તેનો વાસ્તવિક રાજ્યાભિષેક થયો લંડનના લોકોને ખરો અર્લ બતાવીને તથા મને ૧૪૮૭ ના જૂન મામમા ન્યુયોર્ક શહેરની નજીકમા સ્ટોક ગામ આગળ જૂઠા અર્લના લશ્કરનો પરાભવ કરીને એ પાખડીનું તોફાન હેન્રીએ સમાવી દીધુ એ પાખડીનું નામ લાબર્ટ સિમ્નેલ હતું તે આકસફર્ડ ન

લાબર્ટ સિમ્નેલ સન ૧૪૮૭

ગરના સુથારનો છોકરો હતો પાછળથી તે રાજાના રસોડામા રસોઈઆ દાખલ રહ્યો

આ બડથી હેન્રીનું લક્ષ આયર્લાંડ તરફ ગયુ ત્યાના ઇંગ્રેજો ઘણા વર્ષ થયા તે બેટના અંદરના ભાગમા રહેનારા આઇરીશ તાલુકદારોની સાથે તથા માહો માહે નિરતર લડ્યા કરતા હતા એ અગ્રેજો કાંઠાપર આવેલા 'પેલ' નામે જમીનની પટીના એક

આયર્લાંડની સ્થિતિ

પ્રદેશમા રહેતા હતા તેઓ પોતાની પાર્લામેન્ટમા બેમી નજરમા આવે તેના કાયદા કરતા સને ૧૪૯૪ મા હેન્રીએ સર હેન્રી પોયનીંગ્સ નામે હોશીઆર સરદારને મોકલી આયર્લાંન્ડને ઠામ પાડવાની બીજી કોશિશ

કીધી. તે મરદારે અંગ્રેજ ન્યાયાધીશો તથા બીજા અમલદારો સ્થાપ્યા. બડઓગ કીલ્ડેરને ઈંગ્લાંડ મોકલી દીધો, અને એક ધારો પસાર કર્યો તેની રૂએ એ ઇંગ્રેજી કાયદાઓ આયર્લાંડને લાગુ કર્યા, અને રાજાની કૌંસિલની મંમતિ વિના "પેલ"ની પાર્લામેન્ટને કોઈ પણ નવો કાયદો કરવાની મના કરી. પછી કીલ્ડેરે વફાદાર રહેવાનું વચન દીધાથી આયર્લાંડપર અમલ કરવા કાજે તેને લોર્ડ ડેપ્યુટી બનાવી પાછો જવા દીધો.

પોયનિંગસનો ધારો, ૧૪૯૪

સિમ્નલના ફિતુરનું બીજું પરિણામ એ થયું કે હેન્રીને એલિઝાબેથ રાણીનો મુગટ પહેરાવવાની ક્રિયા તાબડતોબ કરવી પડી. કારણકે તેને આશા હતી કે એમ કરવાથી યોર્કપક્ષ શાન્ત પડી જશે. ત્યારકેડે તેણે પ્રિવીકૌંન્સિલમાથી એક કમીટી નીમી તેને ફોજદારી કોર્ટો સજા કરવાને ડરતી હતી તેવા ઘણા મમર્થ ગુનેગારોની તપાસ કરી શિક્ષા ફરમાવવાની સત્તા આપી પાછળથી એ કમિટીનું નામ સ્ટારચેંબરની કોર્ટ પડયુ જે દિવાનખાનામાં એ બેસતી તે દિવાનખાનાના નામપરથી તેનુ એ નામ પડયું હતું. રાજાની જૂની ખાનગી કૌંન્સિલને મળતી હોવાથી એ કૌન્સિલની મારફતે સ્વતંત્રપણે ઈન્સાફ ચુકવવાનો હક્ક રાજાને હાથ રહ્યો. હેન્રીની પછીના રાજાઓના અમલમાં એ કોરટ ઘણી દુઃખદાયક થઈ પડી, પરતુ આ વેળાએ ફિતુરી મંડળીઓને અને બંડ કરવાની કોશિશ કરનારાઓને મખ્તાઈ વાપરીને દબાવી દેઈ રાજ્યનો બંદોબસ્ત કરવામાં એ ઘણી ઉપયોગી નીવડી એના વડે હેન્રીએ પાળણપોષણનો ધારો રદ કર્યો (૧૯૨મું પાનું જૂઓ) કારણ કે એ ધારાવડે અમીરો લોકોપર જુલમ કરતા, ન્યાયાધીશોને ડરાવતા, અને શેરિફની ચુંટણીનાં કામમાં પણ મ્હોંડું ઘાલતા. હેન્રીએ મોટા અમીરોના ઉપરી થવાનો

સ્ટારચેમ્બરની કોર્ટ.

નિશ્ચય કર્યો, અને હમણા એવા અમીરોની સંખ્યા થોડી હતી, તેથી તેમને પોતાના કબજામા તે રાખી શક્યો.

એ અરસામાં બીજુ તરકટ શરૂ થયુ હતું પર્કિન વારબેક નામે એક જુવાન માણસે ઢોંગ કરી કહ્યુ કે ટાવરગઢમા પૂરેલા બે બાળ રાજકુમારોમાનો નાનો નામે યોર્કનો ડ્યૂક રિચર્ડ, તે હુ છુ, ને મારા ભાઈ પાચમા એડ્વર્ડને મારી નાખ્યો તે વેળા હુ ભાગી ગયો હતો. તેણે પ્રથમ

પર્કિન વારબેક ૧૪૭૨-૧૪૯૭

ફ્રાન્સના રાજાને અને બર્ગંડીની માર્ગારેટને સમજાવી પોતાનો સ્વીકાર કરાવ્યો. તેને બીજા દેશના દરબારમાં આવકાર મળ્યો એટલુજ નહિ, પરંતુ આયર્લૉંડમાં નિષ્ફળ થયા પછી એ તે સ્કાટ્-લાંડ ગયો, ત્યારે ત્યાંના રાજા ચોથા જેમ્સે કાયેરાઈન ગાર્ડન નામે પોતાની પીત્રાઈ બેનને તેની વેરે પરણાવી; અને સને ૧૪૯૬ માં ઈંગ્લાંડપર ચઢાઈ લઈ જવામાં તેને મદદ આપી. પરંતુ સરેના અર્લે તેનો પરાજય કર્યો, ત્યારેકે તે પાછો આયર્લૉંડ ગયો; પણ કાર્નવાલમાં ભારે કરવેરાને લીધે લોકોએ બંડ કર્યું તેથી ફરીએ ઓઝંગી તે ત્યાં જઈ ચડ્યો. અહી તેણે લશ્કર ઉભું કીધું, અને એકસીટર નગર તરફ કૂચ કરી જતાં તેને "ટાન્ટન" શહેર આગળ રાજાની ફોજ સામી મળી એથી તેની હિમ્મત ઉડી ગઈ, અને તે "બ્યુલી" ના મઠમાં ભરાઈ બેઠો. ત્યાં તેને કેદ પકડી સને ૧૪૯૭ માં ટાવરગઢમાં પૂર્યો. આ તરકટોએ રાજાને કાંઇક મહેનત આપી ખરી, તથાપિ તેથી ઇંગ્લાંડપર કાંઈ અસર થઈ નહિ. ત્યાં ઘણા ભારે ફેરફારો થતા હતા હેન્રી પોતાના હોંશી અને પ્રધાન આર્ચબિશપ મોર્ટનની સહાયતાથી ભંડારમાં દ્રવ્યનો સંગ્રહ કર્યો જતો. જે અમીરો પોતાની નોકરીમાં ઘણાં માણસો રાખી કાયદાનો ભંગ કરતા

પર્કિનને ટાવરગઢમાં પૂર્યો ૧૪૯૭

તેમને ભારે દંડની શિક્ષા કરતો ઍોક્સફર્ડના અર્લની મુલાકાતે રાજા ગયો, ત્યાં અર્લે પોતાના તરફથી પોશાક

હેન્રી જુલમ કરી નાણું કેડાવેછે

પહેરાવી ઘણા સીપાઈઓનો ઠાઠ બતાવ્યો, તેથી હેન્રીએ તેને પંદરહજાર પૌંડના દંડની શિક્ષા કરી હતી એમ કહેવાય છે. રિચર્ડે 'નજરાણાં' લેવાં બંધ કર્યાં હતાં તે એણે પાછાં ઉઘરાવવા માંડ્યાં. માહોમાહેની લડાઈના વખતમાં થયેલી અવ્યવસ્થાનો લાભ લેઈ હેન્રીએ મગરાની બાકીને પેટે રહેલા નાણા લેવાનો, અને પોતાનું માલકીપણુ પુરવાર ન કરી શકે તેવા ઘણા જમીનદારોની જાગીરો કબજે કરી લેવાનો દાવો કર્યો. એ રીતે તેને બે પ્રકારનો લાભ થયો. જે લોકો ઘણા મગરૂર હતા, તેને તેણે નરમ પાડ્યા, અને પોતાની તીજોરીમાં દ્રવ્યનો સંગ્રહ કર્યો. વળી ફ્રાન્સની ગાદીપર અમલનો દાવો પાછો તાજો કરી તેણે બુલોન નગરમાંથી લશ્કર ઉઠાવી લેવા બદલ ફ્રાન્સના રાજા પાસેથી નાણાની ભારે રકમ મેળવી. આ અને એવી બીજી રીતે તેણે નાણાની મોટી રકમો ભેગી કીધી, અને પરદેશ ખાતેની લડાઈ પાછળ કંઈપણ ખરચ ન કરવાથી તેના મરણપછી તેના દીકરાના ઉપભોગને માટે લગભગ વીશલાખ પૌંડ મૂકી ગયો. મોટા ભાગે આ દ્રવ્યનો મોટો ભાગ તેણે ગેરવાજબી રીતે જુલમ કરીને સંપાદન કર્યો હતો. રાજાના તરફથી પૈસા ઉઘરાવવાનું નીચું કામ કરનાર એમ્પસન, અને ડડલી નામના બે ન્યાયા-

પાર્લમેન્ટ વગર અમલ ચલાવે છે

ધારી હતા. તેમને લોકો ઘણા ધિક્કારતા હતા પણ હેન્રીને એક બીજો લાભ થયો તે એ કે એવી રીતે નાણું મેળવવાથી પાર્લમેન્ટને આધીન નહિ રહેલા તે લગભગ સ્વતંત્ર રાજા થઈ ગયો. એના અમલના પાછલા તેર વર્ષોના દરમ્યાનમાં માત્ર એકજવાર પાર્લમેન્ટ મળી હતી.

પરદેશો જોડે સલાહ જાળવી રાખવી, એ તેની બીજી ઉત્કંઠા હતી. એ કામમાં તેણે ઘણી ચતુરાઈ દાખવી. યુરોપમાં તેના મોટા

પ્રતિસ્પર્ધી તરીકે ફ્રાન્સના રાજાઓ નામે આઠમો ચાર્લ્સ, તથા તેના પછી ગાદીએ આવનાર બારમો લુઈ, અને આરાગાનનો રાજા ફરડિનાન્ડ હતા આ વેળા ફ્રાન્સ ઘણું બળવાન હતું, તે કારણથી અને ખાસ કરીને ફ્રેન્ચ લોકો સ્કાચ લોકને મદદ આપવાને હમેશા તત્પર હતા, તેથી ઈંગ્લાંડને કોઈ બીજા રાજ્યની સાથે ફ્રાન્સની વિરૂદ્ધ એકસંપ કરવાની અગત્ય હતી. ફરડિનાન્ડ પણ ઇંગ્લાંડની મદદ મેળવવાને તેટલોજ આતુર હતો. એ ઉપરથી સને ૧૫૦૧ મા હેન્રીનો વડો કુમાર વેલ્સનો શાહજાદો

આરાગાનની કાથરિન વેરે આર્થરનું લગ્ન

આર્થર અને ફરડીનાન્ડની કુંવરી આરાગાનની કાથારિન એ બેનું લગ્ન કરવાની ગોઠવણ થઈ. એ લગ્ન થતાં પહેલાં તેણે વોરિકના જુવાન અર્લને અને પર્કિન વૉરબેકને શિર ટાવરગઢમાથી નાશી જવાની કોશિશ કરવાનો દોષ મુકી ગરદન મારયા પરંતુ ગાદીનો દાવો કરનાર સઘળા પુરૂષોનું કાસળ કહાડી નાંખાવાને ફરડીનાન્ડે આગ્રહ કરવાથી તેમને ઠાર કરવામાં આવ્યા હશે એવું મંભવે છે. વળી બીજે વરસે હેન્રીએ પોતાની કુંવરી માર્ગરેટને સ્કાટલાન્ડના જેમ્સ રાજાને દેઈ તે દેશ સાથે મિત્રાચારી

સ્કાટલાન્ડના ૪ થા જેમ્સ વેરે માર્ગરેટનું લગ્ન

બાંધી. કમનસીબે સ્પેનની કુંવરી જોડે લગ્ન થયા પછી ત્રણ મહીના કેડે આર્થર કુમાર મરણ

આવી જાતના કજોડાના કેવા અણધાર્યાં પરિણામ નીપજ્યાં તે આગળ જતાં આપણા જોવામાં આવશે.

એ પ્રમાણે રાજવંશીઓના એક બીજામાં લગ્ન કરી યુરોપના રાજાઓ પોતપોતાની સત્તા સુદૃઢ કરવાનું મથન કરતા હતા. તે અરસામાં કેટલાક સાહસિક નરો નવીન શોધો પાછળ લાગ્યા હતા. એ શોધોથી આખરે દુનિયાને ઘણો લાભ થનાર હતો. સને ૧૪૯૨ માં જીનોવાના એક વતની નામે ક્રિસ્ટોફર કોલમ્બસે આટલાંટિક મહાસાગરમાં થઈ હિન્દ જવાનો માર્ગ ખોળવાનો પ્રયત્ન કરતાં અમેરિકાના કાંઠાની નજદીકમાં આવેલા ઇન્ડિઝ નામના ટાપુઓ શોધી કહાડ્યા. થોડાંક વરસ કેડે સને ૧૪૯૭-૯૮ માં વાસ્કોડીગામા નામના

કોલમ્બસની શોધ ૧૪૯૨

એક ફિરંગીએ કેપ આવ ગુડહોપની સુરેખ આગળ થઇને હિન્દમાં જવાનો દરિયાઈ માર્ગ ખોળી કહાડ્યો, અને તેજ વરસમાં સેબાસ્ટિન કાબટ નામે વેનિસના એક વતનીએ માતમા હેન્રીની રજા લઈ વાયવ્ય તરફના દરિયાઈ પ્રદેશો શોધવા કાજે બ્રિસ્ટલથી વહાણ હંકાર્યાં. એજ પ્રદેશોની ખોળમાં આગલે વરસે તે તેના બાપની જોડે નીકળી પડ્યો હતો. લાબ્રેડોરને કાંઠેકાંઠે અને બરફના તરતા ઢગઆપર થઈ વહાણ હંકારતાં તેણે ન્યૂફૌન્ડલાંડનો કોડ માછલીવાળો પ્રદેશ ખોળી કહાડ્યો. અહીં બરફના ઢગ મધ્યે રહી ધ્રુવ પ્રદેશના ગીધો પોતાનો નિવાહ કરતા.

વાસ્કોડીગામા અને કાબટ, ૧૪૯૭ ૧૪૯૮

એ શોધોની દમીઆન ઇટાલીથી નવી જાતની વિદ્યા ઈંગ્લાંડમાં આવ્યા કરતી સને ૧૪૫૩ માં તુર્ક લોકોએ કાન્સ્ટાન્ટિનોપલ કબજે લીધું, તેથી ઘણા ગ્રીક વિદ્વાનો નાશીને ઇટાલી ગયા, ત્યારે તેઓ પોતાની સાથે પશ્ચિમ તરફના લોકોને અર્થે ગ્રીક ભાષાજ્ઞાન લેતા ગયા. આ નવા જ્ઞાનને લીધે અને છાપેલી ચોપડીના

નવીન વિદ્યા, ૧૪૫૬

પ્રસારથી લોકોનું લક્ષ ગ્રીક ફિલસુફીના ગ્રંથોનો અને ગ્રીક ધર્મપુસ્તકનો અભ્યાસ કરવા તરફ દોડયું પરંતુ આ સમય પહેલાંનો પાદરીઓ પણ માત્ર વલ્ગેટ એટલે લાટિન ભાષામાં કરેલું ખ્રિસ્તી ધર્મપુસ્તકનું ભાષાન્તરજ વાંચી જાણતા અને ૧૪૯૬ મા કૉલેટ નામના એક ઈંગ્રેજ પાદરીએ ઇટાલી જઈ આવ્યા પછી ઓક્સફર્ડમાં કેટલાંક ભાષણો આપ્યા, તે નવા વિચારોથી ભરપૂર હતા. ૧૪૯૭ મા ઈરાસમસ નામે એક વલંદો ઈગ્લાંડ પહેલવારકો આવ્યો તે મોટો સુધારક ને ગ્રીક ભાષામાં પોતાની પ્રવીણતાને લીધે પંકાયલો હતો વળી સર ટામસ મોર નામે એક મહાન ઇંગ્રેજ ન્યાયશાસ્ત્રીએ મને ૧૫૦૮ મા પાચમા એડ્વર્ડનું જન્મચરિત્ર લખ્યું તે આ વખતના સમયના ઇંગ્રેજી ગદ્યમાં સૌથી પહેલું હતું એ ન્યાયશાસ્ત્રી ઉપર કહેલા વિદ્વાનોનો મિત્ર હતો યુનિવર્સિટિઓ નવા પ્રકાશના ઉત્સાહથી તરવરી રહી હતી, અને લ્યૂથરે જર્મનીમાં ભાષણ આપવાની શરૂઆત થોડુંક થયા કરી હતી, તેવામાં સાતમો હેન્રી રિચમન્ડ નગરમાં પોતાના બંધાવેલા મહેલમા મરણ પામ્યો તેને વેસ્ટમિન્સ્ટરમા તેના નામવાળા સુન્દર દેવળમા ભૂમિદાહ કર્યો. તે પાછળ ત્રણ છોકરા મૂકી ગયો. માર્ગરેટ, સ્કાટલાંડના જેમ્સની રાણી, મેરી જે પાછળથી ફ્રાન્સના લુઈ વેરે પરણી તે; અને હેન્રી, તે અઢાર વરસનો જુવાન હતો અને તેની કારકીર્દિ ઈગ્લાંડને ઘણી અગત્યની થઈ પડી

તેને મારી કેળવણી આપવામા આવી હતી કારણકે મોટાભાઈ આર્થરના જીવતા એને કાન્ટબરીનો આર્ચબિશપ બનાવવાનો વિચાર થયો હતો એ ઉત્તમ પ્રકારનો ગવૈયો અને સારો કુરતી બાજ હતો ઘોડેસ્વાર તરીકે તે વખણાતો હતો તે દઢ મનનો, અને ઘણો પતગજીખોર હતો તથાપિ તેનામા પુષ્કળ સમજ હતી તે લોકપ્રિય થવાની ઇચ્છા રાખતો તેણે ઘણા ખોટા કર્મો કર્યાં, પણ લોકો પોતાના "જુવાનમર્દ હાલ રાજા" ને આહતા છેક બધ થયા નહો તો તેનામા અધમ સ્વાર્થીપણાની મુખ્ય એક ખામી હતી પોતાની ઇચ્છેલી વસ્તુ મેળવવાને અને લોકોનો પ્રેમ જાળવી રાખવાને તેણે નિર્દય થઈ ઘણા વફાદાર કારભારીઓના પ્રાણ લીધા સ્વાર્થ લોભની વૃત્તિ રમતી મુકવાથી ઉમર વધે તેમ વધતી જાય છે તેથી તેની જીન્દગીના પાછના ભાગમા તે સપૂર્ણ ઘાતકી ને જુલમગાર રાજા થયો, અને તેને લોકોની અપ્રીતિનો ડર હતો તેથીજ માત્ર દાબમા રહ્યો

૮ મા હેન્રીનું લક્ષણ

આરાગાનની કાથરિન વેરે તેનો વિવાહ થયો હતો તેને પોતાના બાપના મરણ કેડે તરતજ તે પરણ્યો અને સને ૧૫૦૯ ના જૂન મહિનાની ૨૪ મી તારીખે રાણી સહવતમાન તેનો રાજ્યાભિષેક થયો તેણે એમ્સન અને ડડલીના ઉપર કામ ચલાવવાનો હુકમ આપ્યો, એ સૌથી પહેલું કૃત્ય કર્યું એ બેઉ રાજ્સેવકોને ગુનેહગાર ઠેરવી તેણે ઠાર કર્યા ત્યાર કેડે તેણે ઈંગ્લાડના નૌકાસૈન્યપર લક્ષ આપ્યું અત્યાર સુધીમા તેની કને 'ગ્રેટહેરી' નામે માત્ર એકજ લડાઈનું વહાણ હતું તે તેના બાપના અમલના વખતમા બધાવેલું હતું પરતુ સને ૧૫૧૧ મા સ્કાચ લોકો કનેથી તેમનું 'લાયન' નામે એક મોટું જહાજ પકડવામા આવ્યું બીજે વરસે ૧૦૦૦ ટન બોજો ગજી શકે એવું

'રિજન્ટ' નામનું એક નવું વહાણ બધાવ્યું એ વહાણ ફ્રેન્ચ લોકોએ નાશ કર્યું પરંતુ તેને બદલે 'હેન્રી ગ્રેસ ડિ ડ્યૂ' નામે બીજું નવું જહાજ બાંધ્યું, તે રિજન્ટથી એ વધારે મોટું હતું ત્યાર કેડે બીજાં ઘણાંએક જહાજો બંધાયાં એ શિવાય રાજાએ એક આરમારની કચેરી સ્થાપી તે સૌથી પહેલી હતી એજ વરસમાં તેણે ત્રિમૂર્તિ દેવગૃહ નામે એક અધિકારી મડળ સ્થાપ્યું એ મડળે દીવાદાંડીઓ અને ભય જણાવવાને આકાશ દીવા મુકવાના મિનારા બાંધ્યા, વહાણવટીઓને પરવાના આપી વહાણ હકારવાના નિયમો કર્યા, અને ભયવાળી જગામાં તરતા બોયા મુકી ઘણો લાભ કીધો એ ઉપરાંત હેન્રીએ ડેપ્ટફર્ડ, વુલીચ, અને પોર્ટ્સમથમાં ગોદીઓ બાંધી એ સઘળું જોતાં તો ઈંગ્લાંડના સાંપ્રતકાળના આરમારની સ્થાપના કરનાર તરીકે ગણાવવાનો હેન્રીનો હક છે

હેન્રીએ પરદેશો જોડે વિગ્રહો કર્યા, અને ફ્રાન્સથી પોપના પ્રાન્તોનો બચાવ કરવાને **સ્પેન** તથા **જર્મની** સાથે પવિત્ર એકો કર્યો, તેમાં તેણે બહુ ડહાપણ વાપર્યું નહોતું ફ્રાન્સજોડેના વિગ્રહમાં ઇગ્લાડને ઘણો ખર્ચ થયો એક લડાઈમાં જીત મેળવ્યા કેડે ઇંગ્રેજોને માત્ર ફ્લાડર્સમાંનું ટુરને નગરજ મળ્યું એ લડાઈમાં ફ્રેન્ચ લશ્કર ભયભીત થઈ નાશી ગયું, માટે એને સ્પર્સ એટલે

સ્પર્સનું યુદ્ધ તા ૧૬ મી આગસ્ટ સને ૧૫૧૩

પલાયનની લડાઈ કહેછે સને ૧૫૧૪ માં ફ્રાન્સ જોડે સલાહ થઈ, અને હેન્રીએ પોતાની સૌથી નાની બેન મેરીને ૧૨ મા લૂઈ વેરે પરણાવી ત્રણ મહીના રહીને લૂઈએ દેહ છોડયો, અને તેનો પુત્ર પહેલો ફ્રાન્સિસ ફ્રાન્સની ગાદીએ બેઠો સ્કાટ લોકોને ફ્રાન્સ જોડે હમેશા સારી મિત્રાચારી હતી, તેથી એ અરસામાં સને ૧૫૧૩ મા

ફ્રા સનો રાજા ૧ લો ફ્રાન્સિસ સને ૧૫૧૪

તેઓએ ઈંગ્લાંડપર ચઢાઈ કરી, તે વેળા હેન્રી પરદેશમાં હતો, તેથી સરેના અર્લે તેમની બેટ લેઈને ફ્લોડનના

ફ્લોડનનો સંગ્રામ, તા ૯મી સપ્ટેંબર સને ૧૫૧૩

પ્રખ્યાત યુદ્ધમાં તેમનો પરાજય કીધો. એ લડાઈમાં સ્કાટલાંડનો ૪ થો જેમ્સ રાજા માર્યો ગયો.

જેમ્સ રાજાના મરણથી હેન્રીની નાની બેન માર્ગેરેટ હવે સ્કાટલાંડની રાજરક્ષક થઈ, કેમકે તેનો પુત્ર ૫ મો જેમ્સ માત્ર બે વરસનો હતો. ત્યારપછી સ્કાટલાંડના અમીરો માંહોમાંહે લડાઈ કરવામાં એટલાબધા રોકાયા હતા કે તેઓ ઘણાં વરસ સુધી ઈંગ્લાંડને કાંઈ ઉપદ્રવ કરી શક્યા નહિ. પરંતુ ૨૭ વરસ કેડે હેન્રીના અમલના છેવટના ભાગમાં તરુણ રાજા ૫મો જેમ્સ ઈંગ્લાંડપર ફરી ચઢી આવ્યો, પણ સને ૧૫૪૨ ના નવેમ્બર મહિનાની ૨૫ મી તારીખે સાલ્વેમોસની લડાઈ થઈ, તેમાં તે હાર પામ્યો, અને દિલગીરીથી દિવાઈ જઈ મરણ

સાલ્વેમોસની લડાઈ, ૧૫૪૨

પામ્યો. તે પોતાની પાછળ એક દુર્ભાગી બાળક કુમારી મૂકી ગયો, તેનું નામ સ્કાટની રાણી મેરી હતું. ૮ મા હેન્રીના વખતમાં જે જે ફેરફારો થયા, તે જાણવાને હવે આપણે બરાબર લક્ષ રાખવું જોઈએ. કારણકે એ રાજાની કારકીર્દી નાટકશાળાના ખેલજેવી હતી. કોઈ સ્ત્રી કિંવા પુરૂષના કાબૂમાં વારા ફરતી થોડીક મુદત રહી તેને તે તરછોડી દેતો, અને પછી તે શખ્સના કોઈ હરીફનો કહ્યાગરો થઈ રહેતો. એવા કાબૂ રાખનારાઓમાં સૌથી પહેલો અને સમર્થ વુલ્સી નામે એક તરુણ નર હતો. તે ઈપ્સિચ શહેરના એક ધનવાન નગરજનનો દીકરો હતો; ને ૭મા હેન્રીનો રાજગરૂ હોઈ ૮મા હેન્રીને ફ્રાન્સમાં ઘણો ખપ લાગ્યો હતો. હેન્રીની સાથે તે ઈંગ્લાંડ પાછો ફર્યો ત્યારે રાજાએ તેને ચાન્સેલર અને યોર્કના

વુલ્સીનો કારભાર. ૧૫૧૫-૧૫૨૯.

આર્ચબિશપનો ઓદ્દો આપ્યો, અને પાછળથી પોપે તેને પોતાનો એલચી અને કાર્ડિનલ બનાવ્યો, એથી તેને ઘણી મોટી સત્તા મળી. ચાન્સેલર

હોઈને રાજ્યમાં મુખ્ય કારભારી થઈ પડયો, અને પોપના એલ-ચીની પદવી મળવાથી ધર્મસમાજની સર્વોપરી સત્તા તેને હાથ ગઈ કાન્ટર્બરીના આર્ચબિશપની સત્તા કરતાં એ પદવી અધિક હતી. વુલ્સી હોંશીઆર અને સારી કેળવણી પામેલો હતો. તેણે વિદ્યાને ઉત્તેજન આપ્યું, અને ઓકસફર્ડમાં ક્રાઈસ્ટ કૉલેજ (વિદ્યાલય) સ્થાપી તે પરદેશના રાજતંત્રમાં ઘણો નિપુણ હતો. તેણે પોતાની બધી શક્તિ વાપરી ઇંગ્લાંડનો રાજ્યવહિવટ ચલાવ્યો, પરંતુ એકચિત્ત નહોતો, એ તેનું કમનસીબ હતું. રાજાની સત્તા સુદૃઢ કરવાને, અને પડે માન આબરૂ તથા દ્રવ્ય મેળવવાને જોઈએ તે કરતાં તે વધારે આતુર હતો. તેણે નજરાણાં ભરવાની અને ઉછીના પૈસા ધીરવાની લોકોને ફરજ પાડી, અને તેમની કનેથી દંડ તરીકે નાણાંની રકમો કઢાવવા ફોજદારી કોરટો ઉપયોગમાં લીધી. તેણે એક તરફથી સરકારી તીજોરી નાણાંથી ભરી, અને બીજી તરફથી હેન્રી કનેથી બક્ષિસો મેળવી જાતે તાલેવર થયો, તેથી પોતાને રહેવાને માટે યોર્ક હાઉસ અને હામ્પટન કૉર્ટ નામે અતિ સુન્દર મહેલો બાંધી શક્યો. તેનો યોર્ક હાઉસનો મહેલ પાછળથી વ્હાઈટહાલ નામે ઓળખાયો.




એમ છતાં તેણે પોતાની બધી પુંજી ઇંગ્લાંડમાં સંપાદન કરી

નહોતી. આ વેળા યુરોપખંડમાં મોટો મહાન પાદશાહ ૫ મો ચાર્લ્સ કરીને હતો, તે તેના આજાની સ્પેનની ગાદીપર હોઈ તેના દાદા મેકિસમિલાનના મરણ પછી જર્મનીનો કૈસર નિમાયો હતો. વળી તેને નેધર્લાંડના પ્રાંતો તેની બાપાઈ બર્ગંડીની મેરી તરફથી વારસામાં મળ્યા હતા. આ પ્રતાપી કૈસર હેન્રીની રાણી કાથરિનનો ભત્રિજો હતો. તે તથા ફ્રાન્સનો રાજા ૧ લો ફ્રાન્સિસ એ બંને ઇંગ્લાંડની સાથે એકસંપ બાંધવાને ઘણા ઈન્તેજાર હતા. એ બેઉ રાજાઓ કનેથી વુલસી બક્ષિસો લેતો, અને તેમને ખોટી આશા આપી એકમેકની વિરૂદ્ધ રમાડયાં કરતો. સને ૧૫૨૦ માં ૫ મા ચાર્લ્સે કાન્ટર્બરીમાં હેન્રીની મુલાકાત લીધી. થોડાક મહિના કેડે ફ્રાન્સિસે હેન્રીને મળવાને માટે ફ્રાન્સ બોલાવ્યો.

યુરોપની રાજ-ખટપટ

અને બેઉ જણાએ બૂલોન નગરની નજદીક ગ્વીનેઝ ગામ આગળ સોનાના કાપડવાળા મેદાનમાં ક્રિડાયુદ્ધોથી અને જીઆફતો આપી એકમેકને ખુશ કર્યા. એ મેદાન પર ઘણોજ ભપકો કરવામાં આવ્યો હતો તેથી સોનાના પાથરણાંવાળું મેદાન એવું તેનું નામ પડયું હતું. આ બધું થયાં છતાં હેન્રીએ ઇંગ્લાંડ પાછા આવતાં રસ્તામાં ગ્રવેલાઈન્સ ગામ આગળ ૫મા ચાર્લ્સની મુલાકાત ફરીને લીધી, અને બે વરસ પછી ફ્રાન્સની સાથે લડાઈ કરવામાં તેને મદદ આપી

સોનાના પાથરણાવાળું મેદાન, ૧૫૨૦.

આ બધાનો મર્મ એ હતો કે હેન્રી પ્રત્યેક રાજાનું રાજ્યબળ સમાન કરવા માગતો. વળી વુલસીની ઇચ્છા પોપ થવાની હતી, તેથી જે રાજા તેને એ કામમાં સંપૂર્ણ મદદ આપતો તેનો તે પક્ષ કરતો. ૫ મા ચાર્લ્સે પોતાની સત્તા વાપરી પોપ બનાવવાનું તેને વચન દીધું હતું; પરંતુ બે પ્રસંગે તેનાથી કંઈ વણ્યુ નહિ, એટલે તેનાપરથી વુલસીનો ભરોસો ઉઠી ગયો, અને તે બીજાના તરફ

વળી ગયો. અને ૧૫૧૫ મા કૈસર ચાર્લ્સે ફ્રાન્સિસને ઈટાલીમાં પેવિયાની લડાઈમા હરાવી કેદ પકડયો, ત્યારપછી તેનું જોર પુષ્કળ વધવા માડ્યું હતુ તેથી હેન્રી તથા વુલ્સી બીન્યા, અને તેમણે બેઉ પક્ષજોડે વારાફરતી એકેકો કરવાની મસલત ચલાવી.

ફ્રાન્સજોડે સપનો કરાર

છેવટ ફ્રાન્સ જોડે સપનો કરાર થયો. એથી ઇંગ્રેજો નાખુશ થયા. કારણ કે ૫ મો ચાર્લ્સ નેધરલાંડનો રાજા હોવાથી ફ્લાંડર્સ સાથેના તેઓના ઊનના વેપારને ધોકો લાગ્યો. આ કૃત્યનો સઘળો દોષ હેન્રીએ વુલ્સીને શિર પડવા દીધો, અને કરવેરાનો બોજો ઘણો હતો તેથી કાર્ડિનલ લોકોમાં અપ્રિય થવા લાગ્યો.

ફ્રાન્સના રાજાના કુંવર વેરે હેન્રીની એકની એક કુંવરી મેરીના લગ્ન કરવાની હવે દરખાસ્ત કરવામાં આવી. પરંતુ ટાર્બિસના બિશપે એવું કહીને લગ્નનો અટકાવ કર્યો કે હેન્રી પોતાના ભાઈની વિધવાને પરણેલો હોવાથી તેને પેટે થયેલી મેરી ઓરસ નહિ કહેવાય. એ ઉપરથી હેન્રી વિચારમાં પડ્યો તેને કાથરિન ઉપર અણગમો થયો હતો. તે બન્નેનાં લગ્ન અઢાર વરસપર થયાં હતાં. કાથરિનને પેટે થયેલાં છોકરાંમાંથી માત્ર એક મેરીજ જીવતી હતી, અને હેન્રીને એકાદ પુત્રની ઇચ્છા હતી. એ સિવાય હેન્રી કાથરિનની એક સખી નામે ચ્યાનબુલિન જોડે

હેન્રી કાથરિનને ફારગતી આપવાની તજવીજ કરેછે

પ્યારમાં પડ્યો હતો. એ મધળાં કારણોને લીધે મને ૧૫૨૭ માં તેણે ૭મા ક્લેમેંટ પોપને જણાવ્યું કે કાથરિન મારી વાસ્તવિક સ્ત્રી નથી એમ હું માનુંછું, તેથી મને તેની કનેથી ફારગતી મળવી જોઈએ. માત્ર પાંચજ વરસપર હેન્રીએ લ્યુથર નામના ધર્મસુધારક વિરુદ્ધ એક નિબંધ લખ્યો હતો, અને પોપ ૧૦ મા લીઓએ તેને "ધર્મરક્ષક" નો ઈલકાબ આપ્યો હતો, તેથી તેણે ધાર્યું કે પોપ ફારગતી આપવવામાં મને મદદ કરશે. પરંતુ પોપને કાથરિનના ભત્રિજા

પ મા ચાર્લ્સનો ડર હતો, કેમકે ચાર્લ્સની ફોજે રોમ શહેરપર હલો કરી તેને કેદી બનાવ્યો હતો. એ કારણથી પોપે પોતાના તરફથી કાર્ડિનલ કેમ્પેજીઓ નામે એક એલચી ઈંગ્લાંડ મોકલ્યો, તેણે કાથરિનને જોગવેરો લઈ જોગણોના મઠમા જઈ બેસવાને ઘણી રીતે સમજાવી, પરંતુ તે પોતાનો અને પોતાની દીકરીનો હક સાબીત કરી આપવાને કમર બાંધી રહી તેથી પોપે એ તકરારનો નિકાલ લાવવા સારૂ હેન્રીને રોમ બોલાવ્યો.

હવે રાજાની મેવા બજાવવાની વુલ્સી ઈચ્છા રાખતો ખરો, તથાપિ આનબુલિન વેરે રાજાનું લગ્ન થાય તે વાત તેને ડહાપણ ભરેલી લાગી નહિ આનબુલિનને એ વાતની ખબર હતી, અને આ વખતે રાજા તેના છેક કાબૂમાં હતો, તેથી તેણે હેન્રીના કાન ફૂંકી તેના નિમકહલાલ મંત્રિપર ગુસ્સે કર્યો પોતાપર આફત આવી પડીછે એવું વુલ્સીને ભાસ્યું તે પોતાનો સુંદર મહેલો રાજાને અર્પણ કરવાને દોડી ગયો, અને યોર્કમા પોતાના આર્ચ-બિશપના સ્થાનકે જઈ રહ્યો પરંતુ અહિં લોકોની

વુલ્સીની પડ-
તી.૧૫૨૯-૧૫૩૦.

તેનાપર ઘણી પ્રીતિ જોઈ હેન્રીએ તેની વધારે અદેખાઈ થઈ, ને એક વરસકેડે તેને રાજદ્રોહી ઠેરવી કેદ પકડ્યો. તે વેળા એ કાર્ડિનલની ઉમર માત્ર ૫૯ વરસની હતી. તથાપિ કામકાજને લીધે માંદો અને દુબળો થઈ જવાથી લંડન જતાં રસ્તામા તેને લીસ્ટરમઠ આગળ મુકામ કરવો પડ્યો. અહિં સાધુઓને તેણે કહ્યું કે હું મારાં હાડકાં પાડવા તમારા મુકામે આવ્યો છું.. ... જે ખંતથી મેં રાજાની નોકરી ઉઠાવી છે, તેટલીજ ખંતથી મેં જો ઈશ્વરની સેવા કરી હોત તો મારા ઘડપણમાં તે મને નિરાધાર કરી રખડવા દેત નહિ. સને ૧૫૩૦ ના નવમ્બરની ૨૮ મીને રોજ તેણે લાજ દેહ છોડી.

તેની ચાન્સેલરની જગાપર સર ટામસ મોરને નીમ્યો. એ ભલો ને પ્રમાણિક માણસ હતો, તથાપિ હેન્રીની મરજી ઉપરાંત

કંઈ કરી શકતા નહિ છ વરસ થયાં પાર્લમેન્ટ મળી નહોતી, કારણકે છેલ્લી પાર્લમેન્ટે રાજાને જોઇએ તેટલુ નાણુ આપવાની ના પાડી હતી હમણા ૧૫૨૯ મા એક પાર્લમેન્ટ બોલાવી, તે સાત વરસ લગી ચાલી, કેમકે તેના મભાસદો રાજાનું કહેલુ કરવાને રાજી હતા આ પાર્લમેન્ટના વખતમા ઇગ્લાંડમા કેટલાક ફેરફારો થયા, તે ઘણા અગત્યના હતા

સાત વરસની પાર્લમેં ટ ૧૫૨૯

ગણીને તલાક આપવાનું બની આવે એવી ધારણાથી પોપની સત્તામાથી છુટી જવાને હમણા હેન્રી ઘણો આતુર હતો, અને તેને એ સંકટમાથી ઉગારનાર એક નવો હોશિયાર પ્રધાન મળ્યો, તેનુ નામ ટામસ ક્રોમવેલ હતું એ માણસ પ્રથમ વુલ્સીનો નોકર હતો. સને ૧૫૩૦ મા તે રાજાનો સેક્રેટરી નીમાયો. તેણે ત્રીજા એડવર્ડના અને બીજા રીચર્ડના વખતમા થયે લા પ્રિમ્યુનાયરના કાયદાનુ હેન્રીને સ્મરણ કરાવ્યુ (૧૪૩ને ૧૫૨ મે પાને જુઓ). એ કાયદાની રૂઇએ જે લોકો રોમના પોપનો હુકમ લાવી રાજાના કામમા અથવા રાજ્યમા ખલેલ કરતા તેમની માલમિલ્કત જપ્ત કરવામા આવતી, અને તેમને કેદની શિક્ષા થતી. પોપના વકીલ તરીકે કામ કરતા વુલ્સીએ આ ઘણાખરો વિસારે પડેલો કાયદો તોડ્યો હતો, અને એ કામમા કાર્ડિનલને રાજાના તરફથી મમત્તિ મળી હતી તેમ છતા તેને અને તેના મૂઆ પછી તેના જેવોજ ગુન્હો કરનારા સઘળા પાદ્રીઓને આરોપી ઠેરવ્યા તેથી પાદ્રીઓ પોતાની આવક ગુમાવવાની અને કેદ થવાની બ્હીકને લીધે ભૂલાવામા પડ્યા. તેમણે રાજાની ક્ષમા મેળવવાને એક અરજ ગુજારી. તેમા ક્રોમવેલના કહેવાથી હેન્રીને ધર્મના સરક્ષક અને અનન્ય સર્વોપરી અધ્યક્ષ કહી વર્ણવ્યો ત્યારેકે પાર્લમેન્ટે સને ૧૫૩૩-૩૪ મા

ટામસ ક્રોમવેલનો કારભાર, ૧૫૩૦ ૧૫૪૦

હેન્રી ધર્મમાજનો સર્વોપરી અધ્યક્ષ ઠર્યો ૧૫૩૫

એ જુદા કાયદા કરી ઈંગ્લાંડમાંથી પોપની સત્તા તદન નાબૂદ કરી. જોન રાજાના સમયથી પોપની ધાકમેલને લીધે પાર્લમેન્ટ કદી નિરાંતે બેસવા પામી નહોતી. એક કાયદાથી રોમમાં પોપને અપીલ કરવાની, અને બીજાથી પોતાની ઉપજીવિકાની 'પહેલા માસની ઉપજની' ખંડણી પોપને ભરવાની ધર્માધિકારીઓને મના કરી હતી, એ પ્રમાણે પોપનો અખત્યાર ઈંગ્લાંડમાંથી તદન નાબૂદ કર્યો. સને ૧૫૩૫ માં 'સુપ્રેમસી' (ધર્માધિપત્ય) નામનો એક કાયદો થયો, તેથી હેન્રી ધર્મસમાજનો સર્વોપરી અધ્યક્ષ ઠર્યો; ને ત્યારથી હમેશાં ઈંગ્લાંડના રાજ્યકર્તાઓ કોઈ પરદેશી અધિકારીને વચ્ચે આવવા ન દેતાં પાર્લમેન્ટની મદદથી ધર્મસંબંધી સઘળી તકરારોનો ફડચો કરતા આવ્યા છે.

હેન્રી કાથરિનને છેડો ફાડી આપે છે, અને આનબુલિન વેરે લગ્ન કરે છે, ૧૫૩૩

એ અરસામાં કાથરિનને ફારગતી આપવાનું કામ હેન્રી કરી રહ્યો હતો. ક્રેન્મર નામે કેમ્બ્રીજના પાઠશાળાના એક વિદ્વાને હેન્રીનો પક્ષ કર્યો, તેથી તેને કાન્ટરબરીનો આર્ચબિશપ નીમ્યો હતો. તેણે બિશપોની સભાની મદદથી હેન્રીનું કાથરિન સાથેનું લગ્ન ગેરકાયદે ઠરાવ્યું. સને ૧૫૩૩ માં હેન્રી આનબુલિનને પરણ્યો. એ રાણીએ એજ વરસના સપ્ટેંબર માસમાં કુંવરી એલિઝાબેથને જન્મ આપ્યો.

હમણાં વુલ્સીના દબાણમાંથી મુક્ત થઈ, અને રાજ્ય તથા ધર્મસમાજની સંપૂર્ણસત્તા પોતાના હાથમાં લેઈ હેન્રી પોતાની અને ક્રામ્વેલની ઈચ્છાને અનુસરીને વર્તવા લાગ્યો ક્રામ્વેલ સખ્ત હૈયાનો અને કરડા સ્વભાવવાળો હોઈ રાજાની સત્તાનો વધારો કરવાને ઉત્સુક હતો. રાજ્યમાં ઠામઠામ છુપા બાતમીદારો રાખી પોતાની આડે આવનાર કોઈપણ માણસને તે ખરાબ કરતો. એમ છતાં એને વિષે એટલું તો કહેવું વાજબી છે કે તેણે ખંત રાખી રાજકારભાર ચલાવ્યો, અને વુલ્સીની માફક

પંડે પૈસાદાર થવાની પરવા કરી નહિ. એનાજ કારભારના સમયમાં વેલ્સ દેશ ઈંગ્લાંડ જોડે છેવટે જોડાઈ ગયો, અને ત્યાં ઈંગ્રેજી કાયદાઓ અને ઈંગ્રેજોના જેવી સ્વાધીનતા દાખલ થયા. પરંતુ બીજી રીતે જોતા તેણેજ એક દુષ્ટ ધારો પસાર કરાવ્યો, તે એ કે–જે લોકોનાપર ગજદ્રોહ કરવાનો આરોપ મુકાયો હોય, તે લોકોને પોતાના બચાવમાં કાઈપણ કહેવા ન દેવું. વિચિત્ર વાત એ બની કે તેનું આવી બન્યુ ત્યારે આ કાયદાને લીધે સૌથી પહેલાં તેનેજ સોસવું પડયું.

ઈંગ્રેજ કાયદા ના અમલતળે વેલ્સ દેશ, ૧૫૩૬

રાજદ્રોહનો કાયદો

હેન્રીનું નવું લગ્ન જાહેર થતાં વારને તગતજ બે ધારા પસાર થયા. એક ધારાથી રાજકુમારી મેરીનો હક રદ કરી આજાના છોકગને ગાદીના વારસ ઠરાવ્યાં, ને બીજા ધારાની રૂઇએ જે કોઈ સુપ્રેમસીનો કાયદો કબૂલ ન રાખે તે રાજદ્રોહ કરવાના ગુન્હાને પાત્ર થતો. હરકોઈ માણસને ગમે તે વખતે બોલાવી આ ધારા પાળવાના કસમ ખાવાનું કહેવામાં આવતું, તેથી ઘણા શુદ્ધ દીલના માણસોની ખુવારી થઈ. એવી રીતે ખરાબ થનારાઓમાં સૌથી પહેલો હેન્રીનો પરમમિત્ર ને સલાહકાર **સર ટામસ મોર** હતો એ માણસ પોતાની વિદ્ગત્તા અને પ્રમાણિકપણાને લીધે તેમજ સાદા ને સરળ સ્વભાવને લીધે લોકમાં ઘણુ માન પામેલો હતો. પરંતુ રાજાએ તેને બહુ દબાવ્યો, ત્યારે તેને કબૂલ કરવાની જરૂર પડી કે મને ફારગતીની હકીકત તેમજ જે પ્રકારે ફારગતી આપવામાં આવીછે, તે વાત પસંદ નથી. એપરથી તેને અને રોચેસ્ટરનો બિશપ નામે ફિશર એ બેઉને ટાવર ગઢમા મોકલી ગરદન માર્યા. **મોર** જીવતાં જેવો આનદી હતો તેવો મરતી વેળા પણ રહ્યો. ફાંસીપર ચઢતા નીસરણી (પાલક) ડોલવા લાગી તેપરથી તેણે ટાવરના સુબેદારને કહ્યું કે હું મળી મજાગત ઉપર જાઉ તેમ કરો, નીચે આવતાં તો મારી

સર ટામસ મોર

સભાળ હું જાતે લઈ શકીશ પછી તેણે પોતાની દાઢી ફાસીના પાટીઆપરથી એક બાજૂએ ખસેડી નાખી. અને બોલ્યો કે જે બિચારા માથાએ રાજદ્રોહનો ગુન્હો કર્યો નથી, તેને વાઢી નાંખવામા આવે તે શુ કહેવાય ?

લોકોની સ્થિતિ

આ વેળા ઇગ્લાંડમાં દુખનો વખત હતો, કેમકે બધુ અવ્યવસ્થ હતું. કેટલાક વખત થયા ગરીબ લોકો સકટ ભોગવતા હતા, અસલના અમીર લોકોની જમીન નવા લોકોના હાથમા આવી હતી, તેમા તેઓ ધાન્ય ન પકવતાં ઘેટા ચરાવી વધારે પૈસા પેદા કરી શકતા એથી કરીને ખેડાણ જમીન ઘટી ગઈ અને મજૂરીનો ખપ પણ ઓછો થયો. પુષ્કળ ગણોતીઆ અને મજૂરોને પોતાના ઘરબારમાંથી હાંકી મૂકવામા આવ્યા. સામાન્ય માલકીની જમીનના ઘણા ભાગપર વાડા કરી હમણા તવંગર લોકો ફાયદો મેળવતા એ જમીનમાં પહેલાં મજૂરો ને ખેડુઓ પોતાના ઢોર ચરાવતા. એ સિવાય જૂના અમીરોના માણસોની રોજી જતી રહી, તેથી ગરીબોની અને લફંગાઓની સખ્યામા વધારો થયો, અને પુષ્કળ લોકો ખૂન ને લટફાટ કરી પોતાનું ગુજરાન કરતા થયા

એ ઉપરાત વળી લોકોનાં મન ધર્મસબધી બાબતમા ઘણા અસ્થિર હતાં જૂના બધનો તૂટી ગયાં હતા, અને નવા હજી

લ્યૂથર અને ઝવીંગ્લી

બંધાયા નહોતા જર્મની અને સ્વીત્ઝર્લાંડમા મહાન બનાવો બનતા હતા ત્યાં લ્યૂથર અને તેના જેવો બીજો સુધારક ઝવીંગ્લી પોપના અને ધર્મોપદેશકોના ઘણાં કૃત્યોના સબધમા 'પ્રોટેસ્ટ' એટલે વિરૂદ્ધ વિચાર જાહેર કરતા, અને ધર્માધિકારીઓના ઉપદેશને પડતો મૂકી બાઇબલનો આધાર લઈ બોધ કરતા

એ બધુ સાભળીને ઇગ્લાંડના લોકોના મનપર ઘણી અસર થઈ. જે લોકો આ નવા ઉપદેશને અનુસરીને ચાલ્યા, તેઓ પહેલવહેલા

સને ૧૫૨૯ મા પ્રોટેસ્ટન્ટ નામથી ઓળખાયા એ લોકોમાંના ઘણા **જર્મન** રાજાઓ હતા. હેન્રીએ સામો જવાબ આપી લ્યૂથરનું ખંડન કર્યું હતું, તેથી સુધારેલો ધર્મ **ઈંગ્લાંડ**માં હમણા દાખલ કરવાની તેની ઇચ્છા નહોતી પરતુ તેણે પોપનો અધિકાર કહાડી નાખીને **ઈંગ્લાંડ**મા જે ભારે હીલચાલ શરૂ કરી હતી તેનો પ્રસાર તેનાથી અટકાવી શકાય તેમ નહોતું. **ક્રોમ્વેલ** અને **ક્રેન્મર**ની દેખરેખ તળે ધર્મના કાનૂનોની શ્રેણી તૈયાર થઈ હતી. સાધુ પુરૂષોના અવશેષની અને મૂર્તિપૂજાની બંધી કરી હતી, અને **માઈલ્સ કાવર્ડેલે** સુધારેલો બાઈબલનો ટિન્ડેલકૃત તરજૂમો છપાવીને સઘળાં દેવળોમા રાખવાનો હુકમ થયો થતો. નવા જ્ઞાનના શુભેચ્છકો તેમજ વિક્લિફ્ અને લોલાર્ડોના ઉપદેશને યાદ કરનારા સર્વે આ ફેરફાર જોઈ સતોષ પામ્યા, અને એજ કારણને લીધે મનમાં ધારેલી ગોઠવણ પાર ઉતારવાનું અને મઠો કહાડી નાખવાનું કામ **ક્રોમ્વેલ** સહેલથી કરી શક્યો.

ઈંગ્લાંડમા ધર્મને લગતા ફેર ફારો.

ઓ અને સાધવીઓને થોડુંક પેન્સન બાંધી આપ્યું, અને કેટલાં-કને એમને એમ રજા આપી. પેન્સન આપ્યા પછી બાકી રહેલી મઠોની ઉપજનો થોડોક ભાગ વહાણો બાંધવામા, દેવળોના તાબાના ઉપદેશક મઠોની અને બિશપોની જગાની નિમણુક બાંધી આપવામા, તથા કેમ્બ્રિજમાં ટ્રિનિટી નામે પાઠશાળા સ્થાપન કરવામાં વાપર્યો. પરંતુ મોટા ભાગની ઉપજ તો રાજાને હાથ ગઈ. અને મઠોના તાબાની જમીન અમીરોને બક્ષીસદાખલ મળી, અથવા તો ઘણી ન્યૂજ રકમ આપી તેમણે વેચાતી લીધી. ક્રોમ્વેલે સખ્તાઈ વાપરી કારભાર ચલાવ્યો, અને જોકે સાધુઓ તેની સામા થયા નહિ, તથાપિ આ બધું કાર્ય તોફાન ફિતુર થયા વિના પાર પડયું નહોતું.

એ અરસામાં હેન્રીએ નવી સ્ત્રી કરી હતી. કાથરિન રાણીનો પોતાના એકાંત મહેલમાં કાળ થયા કેડે થોડાક મહિના પછી સને ૧૫૩૬ મા રાજાએ આનબુલિનને શિર બેવફાદાર થવાનો, અને બીજાની સાથે યારી કરવાનો આરોપ ચઢાવ્યો. તેની તપાસ કરી સને ૧૫૩૬ ના મે માસની ૧૯ મી તારીખે તેનો શિરચ્છેદ કર્યો. બીજે દીવસે તેણે રાણીની તહેનાતમા રહેનારી બાઈઓમાંની

આનબુલિનનો શિરચ્છેદ અને જેનસિમર વરે સને ૧૫૩૬

જેન સિમર કરીને હતી તેની વેરે લગ્ન કર્યું, અને અગાઉ રાજ-કુંવરી મેરીને અનૌરસ ઠેરવી હતી, તેમ હમણા એ મેરીની માવશી બેન એલિઝાબેથને-આનબુલિનની દીકરીને અનૌરસ ઠરાવી.

આવી જાતના અન્યાય અને નિર્દયપણાને લીધે પ્રજાના દીલ-મા ફફડાટ થયા વિના રહ્યો નહિ. ઇંગ્લાંડના ઉત્તર ભાગમાં લોકોના મન રીઝી નહિ મળવાથી તથા મઠોનો ઉચ્છેદ નાશ

થઈ જવાથી અસ્થિર થઈ ગયા હતા તેઓ વળી નવા ધર્મને ધિક્કારતા હતા, તેથી આ વેળા એક ભારે બંડ થયું, તેમા અમીરો અને ગામડીઆ એ બંને સામિલ થયા તેઓની માગણી એ હતી કે મેરીને ગાદીની વારસ ઠરાવવી, જૂનો ધર્મ પાછો દાખલ કરવો, અને ક્રોમ્વેલને નોકરીમાથી બરતરફ કરવો પરંતુ પ્રધાન તેઓને પૂરો પડે એવો હતો તેણે છૂપા જાસૂસોની મારફતે એ લોકોની સઘળી હીલચાલની ખબર મેળવી, અને બંડખોરોને ઘણા વચનો દઈ છેવટે વિખેરી નાખ્યા થોડાક મહિના કેડે તેણે એ ફિતૂરના આગેવાનોને કેદ પકડ્યા, અને ઉત્તરમા રહેનારા ઘણા અમીરોના પ્રાણ લીધા એ ફિતૂરને 'ઈશ્વર પ્રેરણાની યાત્રા' કરીને કહેતા હતા સુમારે એજ વખતે ક્રોમ્વેલે ઈંગ્લાંડની પશ્ચિમમા બીજું એક બંડ સમાવી દીધું ત્યા તેણે ચોથા એડ્વર્ડના પૌત્ર એક્ઝિટરના માર્કિવસને અને સાલ્સબરિની ઘરડી કૌન્ટેસ નામે માર્ગરેટ પ્લાન્ટાજનેટને કેદ કર્યા, ને પાછળથી એ બેઉ જણને ફાસીએ લટકાવ્યા

ઈંગ્લાંડના ઉત્તર અને પશ્ચિમ ભાગોમા ફિતૂરો

સ્ત્રી તરીકે ક્લિવ્સની આન નામની એક પ્રોટેસ્ટન્ટ રાજપુત્રી પસંદ કીધી. માહા બાન્યે એ બાઈ એટલી બની માદી ને બેઢગી માલમ પડી કે છ મહિના કેડે હેન્રીએ તેને દૂર કીધી એથી કરીને ક્રોમ્વેલની ખરાબી થઈ

ક્લિવ્સની આન વેર લગ્ન અને તેનો ત્યાગ, ૧૫૪૦

આવીજાતની ભારે મુશ્કેલીમા તેણે હેન્રીને નાખ્યો, માટે હેન્રી તેનાપર ક્રોધે ભરાયો, અને સને ૧૫૪૦ ના જૂન માસની ૧૦ મી તારીખે સભા ભરવાના ઓરડામાં તેને કેદ પકડાવ્યો. એ સભામાના મઘળા અમીરો તેનો દ્વેષ કરતા હતા

ક્રોમ્વેલે પોતાની ટોપી નીચે ભોયપર ફેંકી, માટે સાદે કહ્યુ કે, મેં સેવા બજાવી તેનો આ જ બદલો કે ? તમારા ઈમાનપર મને કહો કે હુ શુ વિશ્વાસઘાતી છુ ? એનો જવાબ ન મળ્યો ત્યારે તેણે કહ્યુ જે તમારે જે કરવુ હોય તે જલદી કરો, મને બ ડીખાનામા સડવા નહી દો થોડા દહાડા કેડે તેને પોતાના બચાવમા બોલવા ન દેતા પાર્લમેન્ટની રૂબરૂ કામ ચલાવી આરોપી ઠરાવ્યો, અને ૧૫૪૦ ના જૂલાઈ માસની ૨૮ મી તારીખે ટાવરની ટેકરીપર ગરદન માર્યો.

ક્રોમ્વેલને દેહાંત દંડની શિક્ષા થઈ ૧૫૪૦ ના જુલાઈ મહિનાની ૨૮ મી તારીખે

જે દિવસે પોતાના વિશ્વાસુ પ્રધાનને ગરદન માર્યો, તેજ દિવસે હેન્રીએ પાચમી સ્ત્રી કરી તે સ્ત્રીનુ નામ કાથરિન હાવર્ડ હતુ, ને તે નાર્ફોકના ડ્યૂકની ભત્રીજી હતી ધર્મસબંધી સુધારાની બાબતમા

કાથરિન હાવર્ડ વેરે લગ્ન ૧૫૪૦

પોતે ઘણો આગળ વધ્યોછે, એવી ધાસ્તી હેન્રીને ક્યારની થવા માડી હતી, તેથી હમણા તે જૂના ધર્મના સાથીઓ તરફ વળવા લાગ્યો તેણે પાર્લામેન્ટ કને પ્રોટેસ્ટન્ટોની વિરૂદ્ધ એક ધારો પસાર કરાવ્યો અને ક્રોમ્વેલના મૂઆ પછી બે દહાડે એક વિચિત્ર તરેહનો દેખાવ જોવામા આવ્યો, તે એ કે છ માણસોને એક ગાડામા ભરી ફાસીએ લટકાવવાને લેઈ ગયા. એ છ પૈકી ધર્મની બાબતમા રાજાનો શ્રેષ્ઠ અધિકાર કબૂલ રાખ્યો નહોતો એવા ત્રણ કાથલિક અને બીજા ત્રણ પ્રોટેસ્ટન્ટ હતા. તેમને શિર

પાપ્પડી મત માન્ય કરવાનો આરોપ કર્યો હતો અને ૧૫૪૧ મા લાર્ડને બદલે આયર્લૅંડના રાજાનો ઇલકાબ હેન્રીએ પ્રથમ ધારણ કર્યો બીજા હેન્રીના સમયથી અત્યાર સુધી ઈંગ્લાંડના બધા રાજા એ માત્ર આયર્લૅંડના લાર્ડને નામે ઓળખાતા કાથરિન હાવર્ડ સાથેનો તેનો લગ્ન સબધ લાંબો નીભ્યો નહિ, કારણ કે તપાસ કરતા માલૂમ પડ્યુ કે એ સ્ત્રીની આગલી વર્તણુક નઠારી હતી એ કારણથી તેને માટે ઘણો ખેદ થાય છે ખરો તથાપિ રાજાની રાણી થવાને તે અયોગ્ય હતી સને૧૫૪૨ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે તેનુ ડોકુ ઉડાવી દીધુ અને બીજે વર્ષે હેન્રી કાથરિન પારને પરણ્યો તે તેની પાછળ જીવી .

કાથરિન હાવર્ડનો શિરચ્છેદ ૧૫૪૨

પોતાના બાળકુવર એડવર્ડનું આગળ ઉપર શુ થશે, તે વિષે હેન્રીને હમણા ચિન્તા થવા લાગી તેણે સને ૧ ૪૭ મા સ્કાટ લેંડોની બાળક રાણી મેરી જોડે તેના બાપના મરણ કેડે એડવર્ડનો વિવાહ કરવાની કોશિશ કરી હતી (૨૦૩ મુ પાનુ જુઓ) પરતુ તેમા તે ફત્તેહ પામ્યો નહિ સ્કાટ્લાડ અને ફ્રાન્સ એ બને દેશો સાથે યુદ્ધો ધીમે ધીમે ચાલતા હતા, તેમા ફ્રાન્સ સાથેની લડાઈમા હેન્રીને બૂલોન નગર મળ્યુ એડવર્ડ લાયક ઉમ્મરનો થાય, ત્યાસુધી પો તાના મરણ પછી રાજ્યકારભાર ચલાવવાને હમણા તેણે બને સપ્ર- દાયના માણસોની એક કૌન્સિલ નીમી એ કૌન્સિલમા એડવર્ડનો મામો હર્ટફર્ડનો અર્લ હતો તે લગભગ આ વખતથી રાજાના મનમાં સારો વગ ધરાવવા લાગ્યો હતો, અને ક્રેન્મરની મદદથી પ્રોટેસ્ટન્ટ પક્ષે ઉપાસનાપદ્ધતિ ઈંગ્રેજી બોલીમા ગ્રીવ દેવળોમા દાખલ કરી ફતેહ મેળવી એ પદ્ધતિમા જાહેર ઉપાસનાની વિધિ, ધર્મના મૂળ સિદ્ધાંતો, ઈશ્વરની આજ્ઞાઓ પ્રભુની પ્રાર્થના એટલા વાના હતા અદ્યાપિ લાટિન ભાષામા ઉ- પાસના કહેવામા આવતી, તેને બદલે હવે આ નવો ઉપાસના પ્રકાર સઘળા માણસ વાચવાનુ કેળવ્યુ

ઇંગ્રેજી બોલીમાં ઉપાસના પદ્ધતિ દાખલ કરી

નાર્ફોકના ડયૂકનું પ્રબળ રાજ્યમાં રએને વધી પડે તેની હર્ટફર્ડને ઘણી ધાસ્તી રહેતી, તેથી તેણે રાજાને સમજાવ્યું કે એ ડયૂક રાજ્યના પ્રતિનિધિનો અધિકાર બથાવી પડવાનો ઇરાદો કરેછે. એ શીખવણીને લીધે હેન્રીએ છેલવહેલું ઘોર કર્મ કર્યું, તે એ કે તેણે તે ડયૂકને ટાવરગઢમાં પૂર્યો, અને તેના દીકરા સરેના અર્લને ગરદન માર્યો. એમું કહેવાય છે કે તેણે નાર્ફોકની હત્યા કરવાનો દિવસ પણ મુકરર કર્યો હતો, એટલામાં તેનું પોતાનું મોત આવી પહોંચવાથી તેનો હાથ હામ પડયો ઘણી મુદત થયા તેનું શરીર ફૂલીને ભારે તથા અશક્ત થવા માંડયું હતું, તેથી સને ૧૫૪૭ ના જાન્યુઆરી માસની ૨૮ મી તારીખે તે પડયું

હેન્રીના અમલથી ઇગ્લાંડને કેટલો બધો ફાયદો થયોછે, તે વાત યાદ આવતાં એ રાજા માણસ તરીકે માનને બહુજ ઓછો પાત્ર થયોછે, તે જાણીને ખેદ થાયછે એના વસિયતનામામાં જણાવ્યું

ગાદીનો વારસ ઠરાવવાનો ધારો.

હતું કે તેની પછી પ્રથમ એડ્વર્ડ ગાદીએ બેસે ને જો તેને ફરજંદ થાય નહિ તો તેના પછી મેરી, ને મેરીના પછી એલિઝાબેથ તખ્તનશીન થાય, અને પોતાની એ બને કુમારીઓને સંતાન ન થાય તો તેઓની પછવાડે પોતાની નાની બેનનો વશ ગાદીએ બેસે એ બેનનું નામ મેરી હતું તે ર માં લૂઈની વિધવા હોઈ સફોકના ડયૂક વેરે પરણેલી હતી આપરથી જણાય છે કે હેન્રીએ પોતાની મોટી બેન માર્ગરેટની પૌત્રી મેરી-સ્કાટ લોકોની રાણીનો હક રદ કર્યો હતો ગાદીના વારસ ઠરાવવાના આ ધાગામાં રાજાએ પોતાની સ્વેચ્છા પ્રમાણે ગાદીની વ્યવસ્થા કરી, તે જોતાં અસલના કાળમાં લોકો પોતાની મેળે રાજા પસંદ કરી નીમતા તે પદ્ધતિમાં હમણાં કેટલો બધો ફેરફાર થઈ ગયો હતો તે માલૂમ પડી આવેછે

---

## प्रकरण १४ मुं.

### बे धर्मो वच्चे झघडो.

૬ ઠ્ઠો એડ્વર્ડ, ૧૫૪૭—૧૫૫૩। મેરી, ૧૫૫૩—૧૫૫૮.

હવે પછીના બે અમલો એકંદરે ફક્ત ૧૧ વર્ષ પર્યંત રહ્યા. તે દરમ્યાનમા બેઉ ધર્મો વચ્ચેનો ઝઘડો સતત્ ચાલ્યા કીધો ૬ ઠ્ઠો એડ્વર્ડ ગાદીપર બેઠો તે વેળા તેનું વય માત્ર ૧૦ વર્ષનું હતું. તે પ્રોટેસ્ટંટ મતના આગ્રહી પુરૂષોના હાથ તળે કેળવાયેલો હતો, અને પંડે વિચારવંત અને બુદ્ધિશાળી હતો, તેથી ધર્મસબંધી બાબતોપર ઉમરના પ્રમાણમા વધારે લક્ષ આપતો. તેનો મામો હર્ટફર્ડનો અર્લ હેન્રીના વસિયતનામાની રૂઈએ સમર્સેટનો ડ્યૂક થયો હતો, અને તજવીજથી રાજપ્રતિનિધિમંડળનો પ્રમુખ બન્યો હતો આ વખતે બાળરાજાને સમજાવી તે તરતજ રાજરક્ષક નીમાયો. એથી કરીને તેના હાથમા લગભગ સર્વોપરી સત્તા આવી તે દીલનો સાચો હતો, અને તેની નજર ભલું કરવા તરફ હતી, પરંતુ ઝનુની સુધારક અને પૈસાનો લોભી હોવાથી ડાહ્યો રાજ્યનીતિજ્ઞ નીવડ્યો નહિ

૬ ઠ્ઠો એડ્વર્ડ ચૂસ્ત પ્રોટેસ્ટંટ હતો

તેણે આરંભમા સ્કાટલાંડના પ્રોટેસ્ટંટો જોડે સંધિ કરી, અને સ્કાચ લોકોને રાજકુમાર એડ્વર્ડની સાથે પોતાની રાણીનું લગ્ન કરવાની ફરજ પડે તે માટે તેણે એક ફોજ જમાવી સને ૧૫૪૭ મા એડિનબરો નગરની પડોશમા પિંકીક્લોની પ્રખ્યાત લડાઈમા તેણે તેમને હાર ખવડાવી ખરી, પરંતુ તેને ઈંગ્લાંડ પાછા આવવું પડ્યુ, તેથી એ ચઢાઈથી કાંઈ લાભ થયો ન-

સ્કાટલાંડપર નિરર્થક ચઢાઈ, ૧૫૪૭

હિ· હાર ખાધાથી ક્રોધે ભરાયેલા સ્કાટ લોકોએ તાકીદે એરીન ફ્રાન્સ મોકલી દીધી. ત્યાં દસ વરસ કેડે તેનું લગ્ન ફ્રેન્ચ રાજાના વડીલ કુંવર વેરે થયું.

ઇંગ્લાન્ડમાં સમર્સેટ અને ક્રેન્મર પ્રૉટેસ્ટન્ટ સુધારા એકદમ ધમધોકારે કરવા મંડી ગયા. તેઓએ એક કાયદો કરીને લોર્ડોની સામે કરેલા સઘળા ધારા અને ૮ મા હેન્રીએ પ્રૉટેસ્ટન્ટોની વિરૂદ્ધ પસાર કરેલી 'છ કલમો' રદ કરી. પાદ્રીઓને લગ્ન કરવાની રજા થઈ, દેવળોમાં કાથલિક મિસ્સાસંસ્કાર કરવાની બધી કરી, અને સર્વે જાતની મૂર્તિઓ નાશ કરવામાં આવી. સને ૧૫૪૮ માં સાર્વજનિક પ્રાર્થનાનું ઇંગ્રેજીમાં પ્રથમ રચેલું પુસ્તક વપરાતું થયું અને યુનિફોર્મિટી (ધર્મઐક્ય) નો કાયદો કરી દેવળોમાં બીજું કોઈ પણ પ્રાર્થના પુસ્તક ચલાવવાની પાદ્રીઓને મના કરી, અને નવા સંપ્રદાય પ્રમાણે વર્તવાની સર્વે લોકને ફરજ પાડી. એ ઉપરાંત ક્રેન્મરે પ્રૉટેસ્ટન્ટ પરદેશીઓને ઈંગ્લાંડમા આવકાર દીધો. આ વેળા તેઓ સ્પેન અને નેધર્લાંડમાંથી પલાયન કરી આવતા હતા, કેમકે ત્યાં ૫ મા ચાર્લ્સના અમલમાં ઈન્કિવઝિશન નામે ઓળખાતા એક ગુપ્ત ન્યાય મંડળની સમક્ષ સઘળા પાખંડીઓના પ્રાણ દમી દમીને લેવામાં આવતા.

પ્રૉટેસ્ટન્ટ સુધારા.

નવા ધર્મને લીધે ઘણી સ્વાધીનતા મળી હતી, તેની કદર શહેરના લોકો કરી શક્યા, તેથી તેઓએ એ ફેરફારોને વધાવી લીધા. પરંતુ દૂરના ગામડાંમાંના લોકો ગુસ્સા સંસ્કારને ટેવાઈ રહેલા હોવાથી ખૂમરાણ કરી ઉઠ્યા; અને સને ૧૫૪૯ ના ઇસ્ટર પછીના સાતમા સોમવારને દિવસે એક બંડ ઉઠ્યું, તેનો ભડકો

સારા ડેવન અને કાર્નવાલ પરગણાપર ફરી વળ્યો. ફિતૂરી

પશ્ચિમ ભાગમાં બંડ

એઓએ એક્ઝિટર નગરને ઘેરો ઘાલ્યો, તેમને લાર્ડગ્રેએ જર્મન અને ઈટાલીઅન ફોજની સહાયતાથી કઠાવટે હરાવ્યા. એજ વખતે નાર્ફોકના ખેડુતોનું બીજું એક ફિતૂર જાગ્યું. ઠા-

નાર્ફોકમાં બંડ થયું, સને ૧૫૪૯.

મકામ લોકો ઘણા અસંતોષી હતા. ચરાની ભોંયમાં વાડા કરવાથી અને કામ ધંધો મળે નહિ તેથી આખો દેશ ભામટા, દરિદ્રી અને ચોર લોકોથી ભરાઈ ગયો, અને એ સંકટમા ધાન્યના આછા પાકે, અને ગેરસાલ શિક્કાના ચલણે ઉમેરો કર્યો. પોતાના અમલના છેલ્લા

ભેળવાળા ગેરશાખ સિક્કા પડ્યા

ભાગમા આઠમા હેન્રીએ રૂપામાં તાંબાનો ઘણો ભેળ કરી સિક્કા પાડ્યા, તેથી તેને પચાસ હજાર પૌંડનો નફો મળ્યો હતો. એવા દરેક સિક્કાની ખરી કીમત ઠરાવેલી કીમત કરતાં ઓછી હતી, અને હમણા અમેરિકાથી સોનું રૂપુ જથાબંધ આવ્યું જતું તેથી તો તેની કીમત વધારેને વધારે ઘટી ગઈ. એક શિલિંગનું મૂલ્ય ધીમેધીમે ઘટીને છપેન્સ જેટલું થઈ ગયું, અને દરેક મજૂરના મુસારામાં અથવા તેને મેહનત બદલ જેટલા સિક્કા મળતા તેમા કાંઈ ફેર પડ્યો નહિ. એમ છતાં સને ૧૫૪૮ માં પાર્લામેન્ટે ભામટાપણાની વિરૂદ્ધ એક સખ્ત કાયદો કર્યો. દેશમા કામધંધો ને નાખ્યું નહિ હોય તેમ છતાં તે માગ્યાં મળે ખરાં એવી સમજણથી એ કાયદો કર્યો હશે. અન્તે ૧૫૪૯ માં રાબ્ટે કેટ નામના એક ચામડીઆની સરદારી નીચે વીસ હજાર માણસો આવી નારિચની થડમાં ભેગા થયા, ને રાજાની ફોજનો પરાભવ કરી એવી માગણી કરી કે ગરીબોનાં સંકટ ટાળવાં, વાડા કરવાની મનાઈ કહાડવી, અને મંત્રિઓને નોકરીમાથી દૂર કરવા.

લાર્ડ વારિકે જર્મન લશ્કરની મદદ વડે એ બંડ સમાવ્યું ઘણા તોફાન ફિતૂરોને લીધે લાર્ડ સમર્સેટ લોકોને બહુ અકારો થઈ પડયો તે ધનવાન ને અહંકારી થયો હતો લંડનના સ્ટ્રા ન્ડનામે ભાગમા એક ભવ્ય મહેલ બાંધી તેણે તેનું નામ સમ- ર્સેટ ગૃહ પાડયુ વળી એજ અરસામા તેણે પોતાના ભાઈ એડ્મિરલ (આરમાર ખાતાનો ઉપરી અધિકારી) સિમરને પગેહેજ કરી ઠાર કર્યો એ સિમર કાથરિન પારવેરે પરણ્યો હતો, અને તેના મરણબાદ રાજકુવરી એલિઝાબેથ જોડે લગ્ન સગાઈ કરવાની તથા તરૂણ રાજાના રક્ષકની જગા પરથી પોતાના ભાઈને ખસેડી પડે રક્ષક થવાની કોશિશ કરતો હતો. ભાઈની હત્યા કરવાની ભલેલે જરૂર હોય, તો એ પ્રજાના દીલમા તેથી કમકમાટ પેદા થયા, અને કૌન્સિલે રાજ્યરક્ષકનો હોદ્દો છોડી દેવાની તેને ફરજ પાડી ત્યાર કેડે ત્રણ વરસ સુધી તે

સમર્સેટ મરણ સન ૧૫૫૨

કૌન્સિલમા રહ્યો ખરો, પરતુ તેની સત્તાનુ ભય લાગવાથી વારિકના અર્લે તેને શિર રાજદ્રોહનો આરોપ ચઢાવી સને ૧૫૫૨ના જાન્યુઆરીની

૨૨ મી તારિખે તેને દેહાત દડની શિક્ષા કરાવી

આ વારિકના અર્લનું નામ જાન ડડલી હતું તે હવે રાજ્યરક્ષક

વરિકનો અર્લ રાજ્યરક્ષક થાય છ

નીમાયો લોકોપર જૂલમ કરી ૭ મા હેન્રીને કાજે પૈસા કહડાવનાર ડડલીનો એ દીકરો હતો એ માણસ સ્વાર્થી હતો એને સારી રીતે હકુમત ચના વતા આવડતું હોત તોપણ કામધધાની તગીને લીધે અને હલકા મૂ લ્યના નાણાને લીધે પેદા થયલી મુશ્કેલી એ બાજેજ ખાળી શક્યો હોત એણે પણ પ્રોટેસ્ટન્ટ લોકોપર મહેરબાની દરાવીને જૂના સપ્રદાયના સિદ્ધાન્તોનો સ્વીકાર કરનાર વિન્ચેસ્ટરના બિશપ ગાર્ડિનરને, તથા લંડનના બિશપ બોનરને ટાવરગઢમા કેદ કરી તેમની ખાલી

પડેલી જગાપર લાટિમર અને રિડલી નામે બે પ્રોટેસ્ટન્ટ બિશપોની નિમણુક કરી. સને ૧૫૫૨ માં એક બીજુ પ્રાર્થનાપુસ્તક પ્રસિદ્ધ થયુ, અને ધર્મ ઐક્યનો બીજો કાયદો કરવામાં આવ્યો. બેન મેરીએ પોતાના ખાનગી દેવળમાં જઈ મુસ્સા

ધર્મ ઐક્યનો બીજો કાયદો, સને ૧૫૫૨.

સસ્કારનુ શ્રવણ કરવુ છોડી દેવુ જોઈએ, એવો આગ્રહ તરણ રાજકુમારે ઉલટભેર કીધો, તેને લીધે સ્પેન જોડે વિગ્રહ થતો થતો રહી ગયો. એ મેરી કાથેલિક ધર્મ પાળતી હતી.

ધર્મસબંધી તકરારોની બાબત પડતી મૂકી આ સમયમાં ગરીબોનાં છોકરાંને કેળવણી આપવાના વિદ્વાન પુરૂષોના પ્રયત્નો જોઈને આનંદ થાય છે. આ સમય પહેલાં આઠમા હેન્રીના અમલમાં ડીન કાલેટે સન્તપોલ નામે શાળા સ્થાપન કરી હતી, અને હમણા ઘણા સુખી માણસોએ કાયમ ઉપજ કરી આપીને શાળાઓ ઉઘાડવા માડી. અનેક મઠો બંધ કરવાથી બચેલી ઉપજમાથી ૬ ઠ્ઠા એડવર્ડે ગ્રીક ને લાટિન ભાષા શીખવાની કંઈ નહિતો અઢાર શાળાઓ સ્થાપી. બ્લુકોટ નામે શાળા અથવા ક્રાઈસ્ટ ચર્ચ નામની ઇસ્પિતાલ ન ધણિયાતાં અને માબાપ વગરનાં છોકરાંના ઉપયોગને માટે સ્થપાઈ. રાજાની રૂબરૂ વ્યાખ્યાન આપતાં બિશપ રિડલીએ લંડનના ગરીબોની દુઃખમય સ્થિતિનું વર્ણન કર્યું તે સાંભળ્યા પછી આ ઇસ્પિતાલની સ્થાપના કરવામાં આવી હતી.

૬ ઠ્ઠા એડવર્ડે સ્થાપન કરેલી લાટિન ને ગ્રીક ભાષા શીખવાની શાળાઓ.

દ્રોહી ઠરાવવાથી તેમના કબજામાંથી એ ઠકરાત જતી રહી હતી હાલમાં વારિકે વિચાર્યું કે એડ્વર્ડના પછી મેરી ગાદીએ બેસશે તો તે કાથેનિકમાર્ગ પાછો દાખલ કરી મારી ખરાબી કરશે એ ઉપરથી તેણે એડવર્ડને સમજાવીને એક લેખ કરાવી લીધો તેમાં મેરી ને એલિઝાબેથ એ બે બેનોનો ગાદીપરનો હક રદ કરી, ૮ મા હેન્રી-ની બેન મેરીની પ્રપૌત્રી લેડી જેન ગ્રેને પોતાની પાછળ ગાદીએ બેસવાનું એડ્વર્ડે દર્શાવ્યું હતું (૧૯૨ મે પાને વંશાવળી જૂઓ)

થોડાક આગાડીઆ થયા નોર્ધમ્બરલાંડના ડ્યૂકના દીકરા લાર્ડ ગિલ્ફર્ડ ડડલીનું લગ્ન લેડી જેન ગ્રેંની સાથે થયું હતું, તેથી ડ્યૂકને આશા થઈ કે મારી સત્તા કાયમ રહેશે એડ્વર્ડની આજુબાજુના સઘળા મોટા માણસોએ એ લેખ પર સહી કરી હતી, પરંતુ પાર્લમેન્ટની મંજુરી લીધી ન હોતી,માટે ખરૂં જોતાં તે નકામો હતો. સને ૧૫૫૩ના જુલાઈની ૬ ઠ્ઠી તારીખે સોળ વરસની નાની ઉમરે એડ્વર્ડે દેહ છોડયો તેનું રાજ્ય માત્ર છ જ વરસ રહ્યું

## મેરી, ૧૫૫૩ થી ૧૫૫૮ સુધી

રાજા મરણ પામ્યો કે તરત જ નોર્ધમ્બરલાંડે મેરીને કેદ પકડવા માટે તથા ગાદી લેવાને આવતી ખાળવા માટે હર્ટફર્ડ પરગણાના હન્સડન ગામમાં લશ્કરની એક ટુકડી મોકલી ત્યારકેડે તે ચાર અમીરોને સાથે લેઈ એકદમ સિઓન મહેલે ગયો, અને લેડી જેન ગ્રેને નમન કરી રાણી તરીકે વધાવી લીધી સ્વરૂપવાન અને નિપુણ સોળ વરસની એ કુમારિકાના મનમાં તખ્તનશીન થવાનો વિચાર કે અભિલાષ હતો નહિ,તેથી ડ્યૂકની વધામણીથી તે ભય

લંડનમાં લેડી જેન ગ્રેની આણ ફરી ૧૦ મી જુલાઈ સન ૧૫૫૩

ભીત બની ગઈ તે જાતે પ્રોટેસ્ટન્ટ હતી, તેથી પ્રોટેસ્ટન્ટોના હિતની ખાતરજ માત્ર મેરીની આડે આવવાને તેનું મન મનાવી શકાયું નોર્ધમ્બરલાંડે તારીખ ૧૦ મી જુલાઈએ લંડનમાં તેનો રાણી તરીકે ઢંઢેરો વજડાવ્યો, પરંતુ તે સાંભળીને લોકો ખેદ પામ્યા,

કેમકે તેઓ એ ડ્યૂકને ધિક્કારતા હતા, અને મેરીને ગાદીની હકદાર વારસ ગણતા હતા.

દરમ્યાનમાં મેરી એમ ને એમ બેશી રહી ન હતી. ગુપ્ત સ્નેહીઓએ એને અગાઉથી ચેતવણી આપી હતી, તેથી નોર્ધમ્બરલાંડના સિપાઈઓના આવતા પહેલા નાશીને તે નાફૉકના ડ્યૂકના કુટુંબમા ભરાઈ બેઠી હતી. એ કુટુંબના માણસો હાવર્ડ નામે ઓળખાતા હતા. અહીં હજારો માણસોનો એકદમ જમાવ કરી તે લંડન કૂચ કગી ગઈ. ત્યાં લોકોએ ખુશીના પોકાર સાથે તેને વધાવી લીધી. આ વખતે નોર્ધમ્બરલાંડ કેંબ્રીજ નગરમાં જઈ રહ્યો હતો. ત્યાં મેરીની દુવાઈ ફરી ત્યારે તેને પણ ટોપી ઉંચી ફેંકી બીજા લોકો ભેગા ખુશીના પોકાર કરવામાં સામિલ થવાની જરૂર પડી હતી. તેને, તેના છોકારાને તથા લેડી જેન ગ્રેને કેદ પકડી ટાવરગઢમાં મોકલી દીધાં, અને એક મહિના કેડે એટલે સને ૧૫૫૩ ના આગસ્ટની તારીખ ૨૨ મીને રોજ તેને દેહાંત દંડ આપ્યો તે વારે કોઈપણ માણસને તેને માટે દિલગીરી લાગી નહિ.

લડનમાં મેરીની દુવાઈ ફરી, તા ૧૯ મી જુલાઈ સને ૧૫૫૩.

નાફૉકના ડ્યૂકને, તથા બિશપો બોનર, ને ગાર્ડનરને હવે ટાવરગઢમાંથી છુટા કીધા, અને તેમને ઠેકાણે પ્રોટેસ્ટન્ટ બિશપો લાટિમર અને ક્રેન્મરને લઈ જઈ પૂર્યા. પાર્લામેન્ટ મળી તેવારે તેણે મેરીને ઓરસ ઠેરવી, અને એડ્વર્ડના અમલમાં પસાર થયલા ધર્મસંબંધી સઘળા કાયદાને રદ કર્યા. પરણેલા પાદ્રી-

લંડન અને બીજાં કેટલાંક મોટાં નગરો બાદ કરતાં બાકીનો બધો દેશ પ્રાચીન માર્ગે ફરી પાછો સ્થાપન થયેલો જોઈ ઘણો મંતોષ પામ્યો હતો; પરંતુ મેરીની ઇચ્છા એ ઉપરાંત કાંઇ વિશેષ કરવાની હતી. તેની અંત:કરણની વૃત્તિ જાણવાને સારૂ અને તેના અમલના વખતમાં જે ક્રૂર કર્મો થયાં તે બદલ તેની દયા આવવાને સારૂ આપણે તેની સ્થિતિનો ખ્યાલ મન માથે કરવો જોઈએ. એ બાઈ નેકનજરવાળી પરંતુ સંકોચિત મનની હતી.

રાણી મેરીનું લક્ષણ

એની ઉમર ૩૭ વર્ષની હતી. બચપણથી માંડીને અત્યાર લગી એનાપર સંકટ પડ્યાં હતાં. પોતે અરધી સ્પાનિઅર્ડ હોઈ તે પોતાની મા તથા તેની જાતિના લોકોપર ઘણો ભાવ રાખતી. આઠમા હેન્રીએ બિનકસૂરે એની માને ફારગતી દીધી, તથા તેની ફજેતી કીધી, એલિઝાબેથની મા આનબુલીનને તેને ઠેકાણે રાણી કરી રાખી, એ બધું તેણે નજરો નજર જોયું હતું. પોપની વિરૂદ્ધ કહાડેલા ફરમાનોને લીધે તથા નવો સંપ્રદાય ઇંગ્લાંડમાં દાખલ થવાથી આ બાબતમાં તેને રિશ્તે એ મોટું દુઃખ પડયું હતું, એવી ખોટી સમજણ તેના મનપર ઠસાવવામાં આવી હતી. તેની તરફ તેના બાપની વર્તણુક હમેશાં સખ્તાઈભરેલી હતી, અને તેની સાવકી બેન એલિઝાબેથને રાજપુત્રી કહીને બોલાવવાની તે હમેશાં ના પાડતી, તેજ બેનને આગળઉપર રાણી કરવાનો ઠરાવ થયલો તે જાણતી હતી. ત્યારકેડે તેનો નાનો ભાઈ એડ્વર્ડ થયો, તે વધારે હકદાર હોઈ બેઉ બેનો પહેલાં ગાદીએ આવ્યો હતો. તેણે પોતાના અમલના વખતમાં એનાપર જબરદસ્તી જુની ધર્મ છોડાવવાની કોશીશ કરી હતી. આ બધું જોતાં જે લોકો તેની વિરૂદ્ધ થયા હતા તે લોકોનાપર તેને કાળ ચઢે એમાં શી નવાઈ?

હમણાં તેના ભાઈના મરણથી સઘળો ક્રમ પલટાઈ ગયો હતો. નાર્થમ્બરલાંડની વર્તણુકથી કંટાળેલા લોકોએ મેરીને રાણી તરીકે

ખુશીથી વધાવી લીધી. હમણાં તે પહેલી વાર સ્વતંત્ર બની અને તેને કુલ સત્તા મળી હતી. પોપનો અખ્તિયાર ઈંગ્લાંડમાં ફરીને દાખલ કરવાની તેને મોટી ઉમેદ હતી. એ ઉમેદ પાર પાડવાને રેનર્ડે એક ઉપાય બતાવ્યો, તે તેણે લક્ષમાં લીધો. તે ઉપાય એ હતો કે મેરીના મોસીઆઈ ભાઈ જર્મનીનો કૈસર ૫ મો ચાર્લ્સ કાથેલિક ધર્મનો મુખ્ય સ્તંભ હતો, તેનો દીકરો ફિલિપ સ્પેનનો રાજા હતો, તે ફિલિપ વેરે તેણે સગાઈ કરવી (૨૦૯ પાનું જુઓ). આ દરખાસ્તથી પાર્લમેન્ટ તેમજ લોકો ઘણાં નારાજ થયાં, કેમકે ૪ થા એડ્વર્ડના પ્રપૌત્ર ડેવનના અર્લ એડ્વર્ડ કૉર્ટને સંઘાથે મેરી લગ્ન કરે એવી તેઓની ઇચ્છા હતી. સ્પેનનો રાજા ઈંગ્લાંડમાં આવી જોઈએ તે કરતાં વધારે સત્તા મેળવવાનો દાવો કરે, તથા ઇન્કિવઝિશન નામનો ઘાતકી ધારો રખેને તે દાખલ કરે, માટે તેઓ ડરતા હતા.

રાણીના લગ્નની દરખાસ્ત.

ઇંગ્લાંડમાં સઘળા લોકોને ઘણો અસંતોષ થયો. કેન્ટ, ડેવન તથા મધ્યપરગણામાં અને વેલ્સ દેશમાં એક તરકટ રચાયું તેનો હેતુ એ હતો કે શાહજાદી એલિઝાબેથનું લગ્ન ડેવનના અર્લ વેરે કરવું અને મેરીને ઉઠાડી મૂકી તે બેઉને ગાદીપર બેસાડવાં. પરંતુ ગેરબંદોબસ્તને લીધે માત્ર કેન્ટ પરગણાના લોકોએ સર ટામસ વાયટ નામે તેમના બહાદુર જાતભાઈની સરદારી હેઠળ દંગો મચાવ્યો. ટેમ્સ નદીમાંનાં વહાણો અને તોપો તેમણે કબજે કર્યાં, અને નાર્ફોકનો ડયુક તેમની સામે જે મિલિશિયા ફોજ લઈ ગયો તે પણ ફરી ગઈ, અને 'વાયટ, વાયટ' એવી ખૂબ મારતી તે બંડખોરોને મળી ગઈ. તે દિવસે ખુદ મેરીએજ રંગ રાખ્યો. તે હિંમત ધરીને ઘોડે બેશી ગીલ્ડહાલ ગઈ, લોકોને વફાદાર રહેવાને વિનવ્યા, અને પાર્લમેન્ટની મંજૂરી વિના હું લગ્ન કરીશ નહિ, એવું તેમને વચન દીધું. ફેબ્રુઆરીની ૩ જી તારીખે વાયટ લંડનમાં આવી પહોંચ્યો

વાયટનું ફિતુર, ફેબ્રુઆરી સને ૧૫૫૪

ત્યારે તેને માર્ગમાં ૨૫૦૦૦ માણસોએ આંતરી લીધો, ને ટેમ્પલબાર આગળ કેદ પકડી **ટાવરગઢ**માં મોકલી દીધો.

પછી વેર લેવાનું ત્રાસદાયક કામ ચાલ્યું. અત્યારલગી મેરીએ લેડી જેનગ્રેને જીવતી રહેવા દીધી હતી. પણ હવે તેને અને તેના ધણીને ઠાર કરવાની તેણે મંજૂરી આપી. એ બેઉ ધણીધણીઆણીને સને ૧૫૫૪ ના ફેબ્રુઆરીની ૧૨ મીને રોજ

લેડી જેન ગ્રે અને બીજા માણસોનો શિરચ્છેદ.

ગરદન માર્યાં. ત્યારકેડે તરતજ લાર્ડ ગ્રે, સફોક, વાયટ અને બીજા આગેવાનોનાં ડોકાં ઉડાવી દીધાં, અને સો કરતાં વધારે કામનો (સામાન્ય લોકો)ને ફાંસીએ લટકાવ્યા. શાહજાદી એલિઝાબેથને ટાવરમાં મોકલી દીધી. ગેનર્ડની ઇચ્છા તેને પણ ઠાર કરાવવાની હતી, પરંતુ ગાર્ડિનરે તેમ અટકાવ કર્યો. એલિઝાબેથને પ્રથમ ઓક્સફર્ડ પરગણાના વુડસ્ટોક ગામમાં અને પાછળથી હર્ટફર્ડ પરગણાના ટેટફિલ્ડ ગામમાં નજરકેદ રાખી.

થોડા મહિના વીત્યા બાદ એટલે ૧૫૫૪ ના જુલાઈ માસમાં મેરી ફિલિપને પરણી. એ મગાઈથી સુખ નીપજ્યું

રાણીની શાદી, માહે જુલાઈ, સને ૧૫૫૪.

નહિ. પાર્લામેન્ટે ફિલિપને રાજમુગટ પહેરાવવાની રજા આપી નહિ. ફિલિપ પોતાની આધેડ સ્ત્રી મેરી જોડે સભ્યતાથી વર્તતો, પરંતુ તેને જરાએ ચહાતો નહિ. રાણીને છોકરો થાય તે આશામાં એક વરસ લગી તે ઈંગ્લાંડમાં રહ્યો, પરંતુ છેવટે કંટાળીને પોતાને સ્વદેશ ચાલ્યો ગયો. એ અરસામાં પોતાની ધારણા સફળ કરવાનો મેરીએ બેત ઉતાર્યો. તેણે તજવીજ વાપરી પોતાનું કહ્યું કરે એવી પાર્લામેન્ટ પસંદ કરાવી. પોપના મુખત્યારને ઈંગ્લાંડમાં દાખલ કરવાની પરવાનગી મેળવી, તેથી કરીને કાર્ડિનલ

પોપનો મુખત્યાર ઈંગ્લાંડ આવેછે.

પોલ ટેમ્સ નદીમાં ઉપલાણે વહાણ હંકારી આવ્યો. તેણે પોતાનાં વહાણને આગળે રૂપાનો ક્રૂસ રાખ્યો

હતો. લંડનમા આવી તેણે પોપના તરફથી અમીરોનેઅને કામ-નોને એક મુક્તિપત્ર ભેટ કર્યું, તે તેમણે ઘુટણીએ પડી સ્વીકાર્યું એ કાર્ડિનલ આઠમા હેન્રીના રાજમા સાલ્સબરીની જે ઠકરાણીને ઠાર કરી હતી, તે ઠકરાણીનો પુત્ર હતો અને ૧૫૫૪ માં તે કાન્ટર્બરીનો આર્ચબિશપ નીમાયો, અને કૌન્સિલમા મુખ્ય અધિકાર પામ્યો ૮ મા હેન્રીએ મઠના તાબાની જાગીરો અમીરોને વહેંચી આપી, પોપની સત્તા ઇંગ્લાંડમા ફરી જામે નહિ એવો પાકો બંદોબસ્ત કર્યો હતો ધર્મખાતાની પડાવી લીધેલી જમીન ધર્મસમાજને પાછી આપી દેવાનું ફરમાન પોપ ૮ મા પોલે સર્વત્ર મોકલ્યુ,તેમાંથી ખરૂ જોતાં ઇંગ્લાંડને તેણે બાતલ રાખ્યુ હતુ તેમ છતાં મેરીએ તો પોતાની બધી જમીન છોડી દીધી; પરતુ જૂની વ્યવસ્થા પાછી દાખલ થવાથી હાથે ચઢેલો શિકાર પરિણામે ખોઈ બેસવાનું અમીરોને ભય હતું, તેથી તેઓએ શપથ લઈ કહ્યું કે અમારી કમરપર

અમીરો દેવસ્થાનની જમીન મૂકી દેવાની ના પાડે છે

શમશેર હશે, ત્યાલગી તો અમે જમીન છોડનારા નથી. મેરીને હવે ભાસ્યું કે પોપના આધિપત્યની સામા દેશમાં એક બળવાન પક્ષ ખડો થયોછે.

તેમ છતાં પોતાની ફરજ સમજી મેરીએ પવિત્ર ધર્મની આડે આવનાર સઘળા પાખંડીઓનો ઉચ્છેદ કરવાનો પ્રયત્ન કર્યો. કાર્ડિનલ પોલ પડે દયાળુ અને હદમાં રહી વિચાર કરનાર માણસ હતો, પરંતુ તેને પોપ ૪ થા પોલનો ઘણો ડર લાગતો. એ પોપ ધર્માંધ અને જૂલમી હતો.૪ થા અને ૫ મા હેન્રીએ લોલાર્ડોની વિરૂદ્ધ કરેલા જૂના ધારા પાછા અમલમાં મૂકાયા. એ ધારાએ સંતપોલ મંદિરના ધર્માધિકારી રાજર્સનો અને ગ્લાસ્ટરના બિશપ હુપરનો સૌથી પહેલો ભોગ લીધો. એ બે જણાને સને ૧૫૫૫ના [illegible]આરીમાં થાંભલા સાથે બાંધી ફૂંકી મૂક્યા. તેમની પાછળ

બીજા લોકો તાબડતોબ હોમાયા. એપ્રિલ ને મે મહિનામાં ૪, જૂનમાં ૬, જુલાઈમાં ૧૧, આગષ્ટમાં ૧૮, એમ ધર્મને માટે પ્રાણ આપનારાઓની સંખ્યા દિનપરદિન વધતી ગઈ. અક્ટોબર માસમાં લાટિમર અને રિડલેને વાસેવાંસા અડાડી એકજ થાંભલા સાથે જંગળીને બાળી ભસ્મ કીધા.

પ્રોટેસ્ટન્ટપર ધર્મ સબબી જુલમ. સને ૧૫૫૫

ફૂંકાતાં પહેલાં લાટિમરે કહ્યું "માસ્ટર રિડલે,મરદ થઈ નામ કર; આજે આપણે ઈંગ્લાંડમાં એવો દીવો સળગાવીશું કે ઈશ્વરકૃપાથી તે કદી ખૂઝાશે નહિ." તેઓએ કહ્યું તેમજ થયું કયો ધર્મ સાચો, ને કયો ખોટો, એ સવાલ જોડે ઈંગ્લાંડને કાંઈ એટલું બધું લેવા દેવા નહોતું મુખ્ય અગત્યનો સવાલ તો આ હતો કે ધર્મ સંબંધી બાબતમાં માણસને પોતાનું અંતઃકરણ કહે તેમ શ્રદ્ધા રાખી કરવાનો હક છે, કે નહિ, અને તે હક સંભાળી રાખવાને તેનામાં પૂરતું સામર્થ્ય છે કે નહિ? ઉપર કહેલા પુરૂષોના બળી મરવાથી અને મને ૧૫૫૬ માં ક્રાન્મરનો હોમ થવાથી દાવાનળ દુઃખના સમયમાં સત્ય અને ધૈર્યનો દીવો ખરેખરો પ્રગટ થયો. બળતી વેળા ક્રાન્મરે ચિતામાં પ્રથમ જમણો હાથ ઘાલ્યો હતો, કારણકે એકવાર બાયલો બની તેણે તે હાથે પશ્ચાત્તાપ પત્રપર સહી કરી હતી. ત્રણ વરસની મુદતમાં કાંઈ નહિતો ૨૮ ભાવિક અને ઈશ્વરથી ડરીને ચાલનારા માણસોએ ધર્મની ખાતર પોતાના જાન ખોયા; ને તે મિથ્યા ખોયા નહોતા. કેમકે દેશમાં ઠેરઠેર કેર વર્તી રહ્યો, ઘણા સારા માણસો દેશ તજીને ફ્રાંકફર્ટ અને જીનિવામાં જઈ વસ્યા, અને ઈંગ્લાંડના કાથલિક અને પ્રોટેસ્ટન્ટ લોકો પોતાનામન સાથે એવું વિચારવા લાગ્યા કે શુદ્ધ દીલથી કરેલા ધર્મ સંબંધી મતમતાન્તરોને લીધે માણસોના જાન લેવાની સત્તા કોઈ હાકેમના હાથમાં રહેવા દેવી એ ઘણુ જોખમ ભરેલું છે.

લાટિમર, રિડલે અને ક્રાન્મરને જીવતાં અગ્નિમાં હોમ્યા.

હાલમાં લોકો રાણીની નરમ તબીયત સંબંધી છાનીછાની વાતો કરવા લાગ્યા, અને ત્રાસનો અન્ત ક્યારે આવે તેની રાહ જોઈને બેઠા. વળી સને ૧૫૭૭ માં ફિલિપ ઇંગ્લાંડમાં બીજીવાર આવ્યો તેથી પણ મામલો સુધર્યો નહિ ફ્રાન્સની સામે લડાઈમાં સામિલ થવા મેરીને સમજાવવાને તે હાલ આવ્યો હતો. કૌન્સિલની મરજી વિરૂદ્ધ મેરીએ લડાઈ કરવાનું માથે લીધું, પણ અન્તે તેને ઘણો પસ્તાવો થયો કારણકે કાલે નગરનું સારૂ સંરક્ષણ કરેલું ન હોવાથી સને ૧૫૫૮ માં ફ્રેન્ચ લોકોએ તે કબજે લીધું. એ શહેર બસેંથી વધારે વરસ થયાં ઇંગ્રેજોના તાબામાં હતું. ત્યાર-કેડે તરતજ કાલેના તાબાનો ગિવનેઝનો કિલ્લો ફ્રેન્ચોએ લીધો, એટલે યુરોપખંડપર એક ફૂટ જમીન પણ ઇંગ્રેજોની માલિકીની રહી નહિ. એવું કહેવાય છે કે મેરીતો એમજ બોલી કે હું મરીશ ત્યારે પણ મારા હૈયામાં કાલે એ બોલ કોતરાયલો માલૂમ પડશે. ઘણો વખત થયાં તેનું શરીર નબળું પડી ગયું હતું, તેવામાં તે વેળા તાવનો રોગ ચાલતો હતો તેનો ઝપાટો લાગ્યો, તેથી સને ૧૫૫૮ ના નવેમ્બર મહિનાની ૧૭ મી તારીખે તે ગુજરી ગઈ. તેના મૂઆપછી ૨૨ કલાક રહીને કાર્ડિનલ પોલે પણ દેહ છોડયો.

કાલેનગર ખો યુ, સને ૧૫૫૮

---

# प्रकरण १५ मुं.

## एलिझाबेथना अमलमां शान्ति, अने वृद्धि.

### એલિઝાબેથ ૧૫૫૮ થી ૧૬૦૩ સુધી.

સને ૧૫૫૮ ના નવમ્બરની ૧૭ મી તારીખે ઇંગ્લાંડની રાણી થયાના સમાચાર રાજપુત્રી એલિઝાબેથને મળ્યા, તે વેળા હેટ્ફિલ્ડના મૃગયાવનમાં એક ઝાડતળે તે બેઠી હતી. સમાચાર મળતાં વારને ઘૂંટણીએ પડી તે બોલી ઉઠી કે આ એક ઇશ્વરની કૃતિ છે, તે આપણી દૃષ્ટિએ અદ્‌ભૂત જણાય છે. આ શબ્દો તેના આખા અમલના દરમ્યાનમાં નીકળેલા સોનાના સિક્કાપર પાડેલા હતા.

એલિઝાબેથમાં બૈરાંની સ્વાભાવિક ખામીઓ પુષ્કળ હતી, પરંતુ રાણી તરીકે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. તેના અમલને અન્તે વાસ્તવિકપણે તે કહી શકે કે છેલ્લો ક્યામતનો દિવસ નજરમાં રાખી હું સદા વર્તી છું, અને મારે મહાન્ ધર્મ રાજાને છેવટે જવાબ દેવો પડશે, એવી સમજણ રાખી મેં રાજ્ય કર્યું છે. મારી પ્રજાનું અકલ્યાણ કરે એવો એકપણ વિચાર મારા અંતઃકરણમાં કદી સ્ફૂર્યો નથી, અને તે બાબતના સાક્ષી તરીકે ન્યાયાસનપર બિરાજતા યમરાજા છે. તેના બાપનાતરફથી તેને દૃઢ વિચારશક્તિ, ધૈર્ય, આત્મવિશ્વાસ, અને લોકપ્રીતિ મેળવવાની ઉલંઠાનો વારસો મળ્યો હતો. તેના બાપમાં નિઃકપટપણાની અને પોતાનું કામ કાજ કરનારાના સંબંધમાં ઉપકાર બુદ્ધિની ઘણી ખોટ હતી, તેમ એનામાં પણ હતી. તેની માના ગુણો પૈકી મોજમજા કરવાનો તથા સારો પોશાક પહેરવાનો શોખ તેમજ નખ-

એલિઝાબેથના લક્ષણ

રાં કરવાની આદત તેનામાં આવેલાં હોય એમ લાગતું. માતા અને પિતા એ બેઉ જણાએ તેને પતરાજીનું દાન દીધું હતું, પરંતુ તે કેવળ પતરાજીખોર અને નખરાં કરનારી બાઈ નહોતી. રાણીની ફરજો તે સારી પેઠે જાણતી હતી, તથા સારા સલાહકાર મંત્રિઓ પસંદ કરીને પોતાનું ડહાપણ દાખવતી, અને ઘણીખરીવાર પોતાની પ્રજાના કરતાંએ વધારે સારી રીતે તેમના લાભાલાભની બાબતો તે સમજી શકતી. તેણે જે કામો કરવાનાં હતાં તે આ હતાં; રાજગાદીપર પગ થોભાવી રાખવો, દેશને પરદેશી શત્રુઓના ભયથી અને ભારે કરવેરાના બોજામાંથી છૂટો કરવો, અને ઇંગ્લાંડની પ્રજા બળવાન ને એકત્ર બને તે માટે મુલકી તથા ધર્મ ખાતાંની પાકી વ્યવસ્થા કરવી. એ કામો કરવામાં તે ઘણીવેળા જૂઠી ને બેઢંગી માલમ પડી ખરી, પરંતુ એ અવગુણો દર ગુજર કરવાનું કાંઇક કારણ આ છે કે જાતે અબળા હોઇ તેને સમર્થ શત્રુઓની સામા ખેલ ખેલવાનો હતો. રાણી પોતે પોતાને 'અબળાનારી' કરીને કહેતી.

એલિઝાબેથ રાણી ગાદીએ આવી તે વેળા ઇંગ્લાંડની સ્થિતિ ઘણીજ ખરાબ હતી. દેવસ્થાનની જમીનો છોડી દેઇને તથા ફ્રાન્સ જોડે હાનિકારક વિગ્રહ કરીને મેરીએ સરકારી ખજાનો ખાલી કરી મૂકયો હતો. ધર્મ સંબંધી ત્રાસદાયક જુલમથી ઉત્તમ પુરૂષો રાજ્ય છોડીને જતા રહ્યા, દેશમાં તોફાનફિતૂર થવાની તૈયારી હતી, અને ઠામઠામ અસંતોષ ફેલાઇ જવાથી જાનમાલની સલામતી રહી ન હતી.

ઇંગ્લાંડની નબળી સ્થિતિ.

દેશમાંહેનાં એ સંકટો ઉપરાંત બહારની આફતો મોટી હતી. આયર્લાંડમાં અંદરઅંદરની લડાઇ ચાલતી હતી, અને સ્કાટ્લાંડની રાણી મેરી સ્ટૂઅર્ટે એલિઝાબેથને અધર્મથી ઉત્પન્ન થયેલી જાહેર કરી પોતે ઇંગ્લાંડની ગાદીનો દાવો કર્યો. આ વખતે મેરી ફ્રાંસની ગાદીના વારસને પરણી હતી, ને યુરોપખંડપર કાથેલિક અને પ્રૅાટેસ્ટન્ટો વચ્ચે ભારે ઝઘડો ચાલતો હતો તે એલિ-

ઝાબેથનો અમલ પૂરા થતાં સુધી જારી રહ્યો. ફ્રાંસનો ૨ જો હેન્રી રાજા પોતાની હ્યુગેનો નામે પ્રોટેસ્ટન્ટ રૈયતનો ઉચ્છેદ કરવા મથન કરતો, અને સ્પેનમાં ફિલિપ રાજા પાખંડીઓને ફૂંકી મુકતો. ફિલિપ રાજા ફ્રાંસથી ડરતો હતો, તેથી કરીને તેણે પ્રથમ ઍલિઝાબેથ જોડે મિત્રાચારી બાંધી, પરંતુ તેનું ભલું ઇચ્છતો નહિ. વળી ફિલિપના બાપ ૫ મા ચાર્લ્સને તેની આજી બર્ગંડીની મેરીની તરફથી નીચાપ્રદેશો એટલે નેધર્લાંડ્સનો વારસો મળ્યો હતો તે વાત યાદ હશેજ. એ બર્ગંડીની મેરી આસ્ટ્રિઆના માકિસમિલિયન પાદશાહ વેરે પરણી હતી. નેધર્લાંડ્સના લોકો પાકા પ્રોટેસ્ટન્ટો બની રહ્યા હતા તેમને આ વખતે બીજા ફિલિપના અમલથી અને ઇન્કિવઝિશનના જૂલમથી અસંતોષ થવા માંડ્યો હતો. એ પ્રમાણે યૂરોપખંડમાં વિભાગ પડી કાથલિક અને પ્રોટેસ્ટન્ટ એવા વિરૂદ્ધ પક્ષો બંધાયા હતા, અને ૪ થો પોલ નામનો પોપ ઇંગ્લાંડ કયી બાજૂએ ઢળે છે, તેની રાહ જોતો બેઠો હતો. પ્રથમ રાણીએ બેમાંથી એકે પક્ષ લીધો નહિ. મેરીની કૌન્સિલમાંના ઘણા પ્રધાનોને તેણે કાયમ રાખ્યા, અને સર વિલિયમ સેસિલ નામના એક નિપુણ કારભારીને નીમીને કૌન્સિલમાં વધારો કર્યો. આ પુરૂષ પાછળથી લાર્ડ બર્લી નામે પ્રસિદ્ધિ પામ્યો, અને રાજ્યના મુખ્ય કામદારનું કામ કરતો. તેણે રાણીની નોકરી એકનિષ્ઠાથી કરી પોતાનું સઘળું આયુષ્ય પૂરૂં કર્યું. પાર્લમેન્ટની સભા મળે ત્યાં

સરવિલિયમ સેસિલ રાજ્યનો મુખ્ય કામદાર થયો.

લગી રાણીએ ભક્તિ પદ્ધતિમાં ફેરફાર કરવાની ના પાડી, અને દરમ્યાનમાં તેણે જાહેર રીતે જણાવ્યું કે મારી પ્રજાની અંતઃકરણની લાગણીની બાબતમાં હું હાથ ઘાલીશ નહિ, અને કાયદામાં ફરમાવેલી જાહેર ઉપાસનાને અનુસરીને જે કોઈ ચાલશે તે દરેકને પોતાની નજરમાં આવે

તે મત માનવાની છૂટ છે. સને ૧૫૫૯ ના જાનેવારીની ૨૫ મી તારીખે પાર્લમેન્ટ મળી, તેણે સૌથી પહેલું કામ એ કર્યું કે એલિઝાબેથ ઔરસ ને ઇંગ્લાંડની વાસ્તવિક રાણી છે એવું જાહેર કર્યું, અને ધર્માધિપત્યના તથા ધર્મૈક્યના ધારાઓ પસાર કર્યા. પહેલા કાયદાથી સઘળા પાદ્રિઓએ રાણીનું ધર્મ સંબધી ઉપરીપણું કબૂલ રાખવાના શપથ લેવાનો ઠરાવ થયો. બીજા કાયદાની રૂઈએ કાથલિકોને અનુકૂળ થઈ પડે તેવા કેટલાક ફેરફાર સાથે છઠ્ઠા એડ્વર્ડનું પ્રાર્થનાપુસ્તક ફરી પાછું કાયમ કર્યું, અને ઉપાસના વખતે હાજર રહેવાની, અને હાજર નહિ થવાયતો ભારે રકમનો દંડ ભરવાની ફરજ બધાને માથે નાંખી.

બહારના ધારણને અનુસરીને ધર્મમતનું સ્વાતંત્ર્ય

બિશપો આગ્રહી કાથલિક હતા, તેથી તેમાંના એક સિવાય બધાએ આધિપત્યના કસમ લેવાની ના કહી. એ પ્રમાણે ના કહેવી એ રાણીના ઉપરીપણાનો ઇનકાર કરવા બરાબર થયું, તેથી તેમની જગાઓ છીનવી લઈ પ્રોટેસ્ટન્ટ બિશપોને આપી દીધી. પરંતુ નીચલા વર્ગના ઉપદેશકો ઉપર બહુ જૂલમ ન થાય તેની એલિઝાબેથ ઘણી સંભાળ રાખતી. પાદ્રિઓએ જઈને શપથ ખાવામાં કસૂર કરી, તેની તેણે તપાસ કરી નહિ, અને મંદિરોમાં મુસ્સા નામની ક્રિયા કરવાની મનાઈ છતાં ઉપદેશકો ઘણી જગાએ ખાનગી મુકામમાં કાથલિકોને માટે ક્રિયા કર્યા ગયા. મેથ્યુ પાર્કર કરીને એક વિદ્વાન ને ડાહ્યો માણસ હતો, તેને કાન્ટર્બરીનો આર્ચબિશપ બનાવી ઈલિઝાબેથે થોડોક વખત લગી બીજા મુલકના જેવા ધર્મ સંબંધી ઝઘડા થતા ખાળ્યા.

આધિપત્યના શપથ.

બીજી મુશ્કેલી સ્કાટ્લાંડ તરફની હતી. ત્યાં ગ્વીઝની મેરી પોતાની દીકરી મેરી સ્ટુઅર્ટ તરફથી રાજ કરતી હતી. આ વેળા મેરી ફ્રાન્સની રાણી હોઈ તે દેશમાં રહેતી હતી. ઘણાં

પરસો થયા સ્કાટલાડમા પ્રોટેસ્ટન્ટ પથ ધીમેધીમે જામવા

સ્કાટલાડની સ્થિતિ

માડ્યો હતો ત્યા ધર્મસમાજની અને સાધુઓના અખાડાની સત્તાને દોલત જોઈને અમીરો અદેખાઈથી બળી મરતા, તેથી પુષ્કળ અમીરોએ નવા માર્ગને ઉત્તેજન આપ્યુ માજી રાજાના જુલમથી નાશીને જે ઇંગ્રેજ પ્રોટેસ્ટન્ટો સરહદ ઓળગી સ્કાટલાડ ગયા તેમને ત્યા સારો આવકાર મળ્યો આગ્રહી અને નૈષ્ઠિક પ્રકૃતિના સ્કાટલોકો ઇંગ્રેજોથીએ વધી જઈ જીનિવાના જાન કાલ્વિન નામે એક ઉપદેશકના નવા માર્ગના શિષ્ય થયા સને ૧૫૫૭ મા અમીરોની મોટી સભા એડિનબરો નગર ખાતે મળી, તેમા તેઓએ એકમેકને મદદ આપી નવુ મત ફેલાવવાનો કરાર કર્યો જે લેખપર તેમણે સહીઓ કરી તેને 'પ્રથમ કરારનામુ' કહેછે, અને તેઓએ મહામડળના લાર્ડો એવુ નામ ધારણ કર્યું ત્રીઅની મેરી હડહડતી કાથલિક હતી, તેથી તેણે નવુ મત તોડી પાડવાનો પ્રયત્ન કર્યો, ત્યારે લોકોએ કાલ્વિનના પથના પ્રખ્યાત ઉપદેશક નામે જાન નોક્સના ઉપ-

સ્કાટલાન્ડમાં મહામડળના અમીરો સને ૧૫૫૭

રીપણાનીચે ભેગા થઈ દેવળોમાહેની મૂર્તિઓ નાશ કરી, અને સને ૧૫૫૯ ના મે માસની ૧૧ મીને રોજે ઉઘાડે છોગ દગો મચાવ્યો ફ્રેન્ચ ફોજની મદદ વડે પ્રતિનિધિ બાઈએ જોરજુલમ કરીને પોતાનો ધર્મ મનાવવાની કોશિશ કરી, પરંતુ મહામડળના અમીરોએ એડિનબરો શહેર કબજે લેઈ પાર્લમેન્ટ બોલાવી તેઓને અમલથી સહાય કરનારા ફ્રેંચ લોકો હતા, તેમનાથી છૂટા થવાને આતુર થઈ તેઓએ એલિઝાબેથની મદદ માગી.

રાજકર્ત્તાની વિરુદ્ધ બડઓરોને મદદ આપવાનુ, એલિઝાબેથને પસદ નહિ હોવાથી તેણે આનાકાની કરી, પરતુ સ્કાટ્લાડમા ફ્રેંચ ફોજ આવવાથી ઇંગ્લાન્ડને ઘણુ જોખમ છે, એમ સમજીને આખરે તેણે લીથ નગરના ઘેરામા મદદ દેવા કાજે એક ઇંગ્રેજી કાફલો ફોર્થના અખાતમા મોકલ્યો, અને લાર્ડ ગ્રેની મર-

દારી હેઠળ ૮૦૦૦ માણસોનું લશ્કર જમીન માર્ગે રવાને કીધું લગભગ એજ વખતે સ્કાટલાડની પ્રતિનિધિ રાણી મરણ પામી, અને રાજ્યકારભાર અમીરોની કૌન્સિલને હાથ આવ્યો તેણે એડિનબરોમા સલાહનો કરાર કર્યો તેની રૂએ ફ્રેન્ચ લોકોએ સ્કાટ્લાડ છોડી જવાનું વચન દીધું અને મેરીસ્ટુઅર્ટ ઇગ્લાડના તખ્તપર દાવો કરે નહિ એવી અમીરોએ પ્રતિજ્ઞા કરી પરંતુ મેરીએ પડે આ પ્રતિજ્ઞાપર સહી કરવાની કબૂલાત કદી દીધી નહિ

એડિનબરાનું તહનામું જુલૈ ૧૫૬૦

ત્યારકેડે સને ૧૫૬૦ ના આગસ્ટની ૨૫ મીએ સ્કાટ્લાડની પાર્લમેન્ટે ઊંચા પ્રકારનો પ્રોટેસ્ટન્ટ માર્ગ વિધિપૂર્વક બહાલ કર્યો એ સમયથી ત્યા એજ ધર્મ અદ્યાપિ ચાલેછે થોડા મહિના પછી ૧૫૬૦ ના ડિસમ્બરમા મેરીનો વર બીજો ફ્રાન્સિસ રાજા મરણ પામ્યો, એથી તે વિધવા થઈ, અને એક વરસ રહીને રાણીપદ ધારણ કરવાને સ્કાટલાડ પાછી આવી પરંતુ તે વેળા સ્કાટ્લાડના પ્રોટેસ્ટન્ટ અમીરો એલિઝાબેથના પક્ષમા હતા, તેથી તેને મેરીનો બિલકૂલ ડર નહોતો

રાણી મેરીનું સ્કાટ્લાડમા પાછું આવવું આગસ્ટ ૧૫૬૧

દરમ્યાનમા શાંતિ રહી, તેથી ઈંગ્લાડને આબાદ થવાની સવડ મળી ધર્મ ખાતાની જમીનો પાછી પડાવી લેઇને તથા ઘણી કર કસરથી ખર્ચ કરીને ખજાનો ફરી તર કર્યો, અને ગેરસાલ સિક્કા ખેંચી લેઇને તથા નાણાની વાજબી કીમત ઠરાવીને સોસિલે લોકોના માથાપરથી ઘણો કરભાર ઉતાર્યો દેશમા સંકટ ઘણું હતું તેનું કારણ ખોળી કહાડવાને મને ૧૫૬૧ મા એક પચ નીમી તેને તપાસપર મોકલ્યું, અને દરેક નગરમા કોટવાલપર તથા દરેક ગામમા દેવળના રખેવાળપર ગરીબલોકના નિભાવ માટે લોકો કનેથી પૈસા ઉઘરાવી એકઠા કરવાના હુકમો કહાડ્યા એથી કરીને ગરીબો સબધી કરેલા મોથી

ઈંગ્લાંડની આબાદી

પહેલવહેલા કાયદાની શરૂઆત થઈ. એ કાયદો પાર્લામેન્ટે સન ૧૬૦૧ માં બહાલ કર્યો, તે ચાલતા સૈકામાં સન ૧૮૩૨ પર્યંત અમલમાં રહ્યો. એ કાયદાને લીધે લોકોને માથે અંતે ઘણો બોજો પડ્યો, તથાપિ આ વખતે તો એ ઉપાય ડહાપણ ભરેલો હતો, અને બધો મામલો પાછો ઠામ પાડવાને ઉપયોગી હતો.

ગરીબો સંબંધી કાયદો દાખલ થયો, ૧૫૯૨ ૧૬૦૧.

પરંતુ એલિઝાબેથે ધર્મને બહાને થતી સતાવણીનું ભય દૂર કરીને તથા માલમિલકતનું સારૂં રક્ષણ કરીને પ્રજાનું મોટું કલ્યાણ કર્યું હમણા જમીનદારોએ અને ગૃહસ્થવર્ગના લોકોએ વધારે સારી રીતે ખેડ કરવા માંડી ખાતરનો ઉપયોગ કેવી રીતે કરવો અને ફરતાફરતી વાવેતર કેમ કરવું તે તેમણે શિખવા માંડ્યું ગરીબો કને પોતાની માલકીની જમીન બિલકુલ નહોતી, એ ખેરાક મોટું સકટ હતું, તોપણ વધારે સારી ખેડથી વધારે સારો પાક પાક્યો, અને વધારે માણસો ધધે વળગ્યા.

ખેતીનો સુધારો.

ધંધો રોજગાર, કારખાનાં અને વેપારવણજ પણ તેજીપર આવવાં લાગ્યાં, અને ઘણાં માણસોને રોજી મળી. નેધર્લાંડ્સમાં ધર્મ સબબી ટંટા થતા, તેથી ઘણા ફ્લેમિંગો દરિયો ઓળગી ઇંગ્લાંન્ડમાં આવ્યા, તેમની કનેથી ઈંગ્રેજ લોકો વધારે સારાં સૂતરાઉ ને રેશમી કાપડ બનાવવાની, કાપડ ધોવાને સાબુ તથા તેલ તૈયાર કરવાની, અને સ્વદેશમાં લુગડાં રંગવાની કળા શિખ્યા ઉત્તર તરફનાં શહેરો આબાદ થવા લાગ્યાં, અને માન્ચેસ્ટરનું ઊનનું વણાટ, હાલિફાકસનું કાપડ, તથા શેફિલ્ડ નગરનો પોલાદનો સામાન વખણાવા લાગ્યાં. એસિવાય, માલ અને પૈસોટકો પહેલાં આન્ટવર્પ ખાતે જતાં, તે હવે પાધરાં ઇંગ્લાન્ડમાં આવવા માંડ્યાં. અમેરિકાથી કાચું સોનું ને રૂપું, આફ્રિકાથી હાથીદાંત ને સોનાની રેતી, અને પૂર્વે દેશોથી સૂતરાઉ ને રેશમી કાપડ, એ ચીજો

વેપાર અને કારખાનાં.

**લંડન** નગરના બજારમા આવતી ત્યા **સર ટામસ** ગ્રેશ્મે સને ૧૫૬૬ મા પાદશાહી પેઢીને નામે એક હવેલી બધાવી તેમા વેપારીઓ ભેગા મળતા. રાણીએ વળી સફરી વહાણવટીઓને ઉત્તેજન આપ્યુ, તેથી વેપારીઓનો એક નિયમિત દરીઆઈ કાફલો ખડો થયો, તેના સરદારો સાહસિક નાખુદા હતા

આ વખતથી ઈગ્લાન્ડે દરિયાપર જીત મેળવવાની ખરેખરી શરૂઆત કરવા માડી એ જીતથી તેનો પ્રતાપ ઘણો વધ્યો હતો **ફ્રોબિશર** નામનો એક વહાણવટી જે ઈગ્લાન્ડમા પશ્ચિમ તરફના મુલકમા રહેતો હતો, તેણે સને ૧૫૭૬ મા હિન્દુસ્તાન જવાને વાયવ્યખૂણા તરફનો માર્ગ ખોળી કહાડવાની કોશિશ કરતા ઉત્તરદિશામા વહાણ હકારી **હડ્સન** અખાત માહેલી એક સામુદ્રધુનીની ખોળ કરી, તે હજી એ તેના નામથી ઓળખાય છે તેજ વરસમા **સર હમ્ફ્રી ગિલ્બર્ટ** નામના એક બહાદુર નરે નવા પ્રદેશોની ખોળમા **અમેરિકા**ની પહેલી મફર કરી, અને સને ૧૫૮૩ મા બીજી સફરે ચઢયો, તે વેળા **ન્યુફ્રાન્ડલાંડ** બેટ કબજે લીધો પાછળથી તે, તેનુ વહાણ અને વહાણ પરના સઘળા માણસો દરિયામા ડૂબી ગયા ડેવિસ, રાલી, હોકિન્સ, અને ડ્રેક એ બધા નામો દરિયાઈ શોધ સબધે પ્રખ્યાત થયેલા છે પૃથ્વીની પ્રદક્ષિણા કરનારા ઈગ્રેજોમા સૌથી પહેલો ડ્રેક હતો, અને હોકિન્સે ૧૫૬૨ મા પહેલ વહેલા **આફ્રિકા**થી ગુલામો **અમેરિકા**મા લેઈ-જઈને બુરી નામના કીધી, ને એજ કારણથી તેનુ નામ ખાસ કરીને યાદ કરવામા આવે છે. આ સઘળા પુરૂષોએ નવીન પ્રદેશોના માર્ગ બતાવ્યા, અને વેપારના નવા રસ્તા ખુલ્લા કીધા.

નવીન શોધને માટે સફરો, સને ૧૫૭૬ થી ૧૫૮૩ સુધી

આ પ્રમાણે વિશેષ આબાદી થઈ તેનુ પરિણામ એ આવ્યુ કે લોકો વધારે સુખચેનથી રહેતા થયા ગૃહસ્થ લોકોએ બુરજોવાળા મજબુત કિલ્લાનેબદલે **એલિઝાબેથ**ના વાડાના નમુનાપ્રમાણે સુંદર

વાડાઓ બાંધ્યા, તેમાં નકસીદાર દાદરો મુક્યા, અને ભોંયપર ઉંચા ગાલીચા બિછાવ્યા. નાના જમીનદારો અને ખેડુતોએ ઇટનાં અને પથ્થરનાં ઘરો કર્યાં, અને બાકાવાળાં છાપરાને ઠેકાણે કાચની બારીઓ અને ધુમાડીયાંવાળાં છાપરાં બનાવ્યાં. સઘળા વર્ગોનો અને ખાસકરી ગૃહસ્થ વર્ગનો પોશાક વધારે કીમતી અને ભપકાદાર હતો. રાણી પોતે કરકસરિયણ છતાં ભપકો અને ઠાઠમાઠ પસંદ કરતી, અને એક દરબારીને ઘેરથી બીજાને ત્યાં જતાં તેને માટે રસ્તામાં ભારે ધામધૂમ અને તમાસો કરવામાં આવતો, તે જોઈને પ્રજાને મન ઘણાર તરેહની ખુશાલી પેદા થતી હતી

સુખચેનનો વધારો.

પરંતુ લોકોમાં આબાદી ને શાન્તિ હતી, તેવારે એલિઝાબેથના દિલમાં પાર વિનાની ચિન્તાઓ થતી. ઇંગ્લાંડમાં પોપના તરફનો અધિકારી તે રાખતી નહોતી, તથા તેણે સને ૧૫૬૧ માં ટ્રેન્ટ નગરમાં મળેલા ધર્મમંડળમાં પોતાના તરફના વકિલો મોકલ્યા નહિ, તે કારણથી પોપ ૪ થા પાયસે તેને બંડખોર રાણી ઠેરવી ને કાથલિકોને અંગ્રેજી દેવળોમાં જવાની મનાઈ કરી. આવી ધાલમેલ પાર્લામેન્ટને ગમતી નહોતી, તેથી તેણે એક કાયદો કરી કામન્સની સભાના દરેક મેમ્બરને, દરેક સરકારી નોકરને તથા ગામડાના દરેક પાદ્રીને રાજ્યભક્ત થઈ ઇંગ્લાન્ડમધ્યે પોપનો અધિકાર કબૂલ નહિ ગણવાના કસમ લેવાનું ઠરાવ્યું અલબત આ કાયદાને લીધે સઘળા નૈષ્ઠિક કાથલિકો કામન્સની સભામાં બેસતા બંધ થયા. છઠ્ઠા એડવર્ડ રાજાના વખતમાં ધર્મની ૩૯ કલમો ઘડી કાઢી હતી તે આ વેળા બહાલ થઈ, અને સઘળા પાદ્રીઓની તેપર સહી લેવાનો ઠરાવ થયો. એ પ્રમાણે એલિઝાબેથની છેક નામરજી છતાં તેની પ્રજાની મધ્યે ધર્મકલહનું બી રોપાયું.

વફાદાર રહેવાના શપથ લેવા સંબંધી કાયદો ઘડ્યો, સને ૧૫૬૩

વળી હમણા સ્કાટ લોકોની રાણી મેરી પણ દુખ દેવા

લાગી એલિઝાબેથની પછી ગાદીની વારસ તે હતી, કેમકે પાર્લામેન્ટ એલિઝાબેથને ઘણીવાર આગ્રહ કરીને લગ્ન કરવાનું કહ્યું તે તેણે કાનપર ધર્યું ન હતુ, અને આસ્ટ્રિઆના આર્ચ ડયુકે તેનું માગુ કર્યું ત્યારથી, તેની સઘાથે તથા પોતાના માનીતા દરબારી લીસ્ટરના અર્લ રાબર્ટ ડડલી જોડે તે નખરા કર્યા કરતી, તોએ કંઈ સાર માલૂમ પડયો નહતો. ખરૂં જોતા તેનાથી લગ્ન કરી શકાય તેમ નહોતું, કારણકે પ્રોટેસ્ટન્ટ કિંવા કાથલિક ધણીતે કરે તોપણ તેથી અરધા ભાગની પ્રજાનું મન દુભાયાવિના રહેજ નહિ.

એલિઝાબેથની લગ્ન કરવાની ઈચ્છા નથી

એમ છતાં એ એલિઝાબેથને મેરી સ્ટુઅર્ટ રૂપી કાંટો નડતો હતો મેરી જ્યારે સ્કાટલાન્ડમા પહેલ વહેલી પાછી આવી ત્યારે સઘળી પ્રજાએ પોતાની સ્વરૂપવાન તરૂણ રાણીનું દેવીનીપેઠે પૂજન કર્યું, અને તેને પોતાનો કાથલિક ધર્મ પાળવાની છૂટ આપી અર્લ મરે કરીને તેનો એક સાવકો ભાઈ હતો, તે પ્રાટેસ્ટન્ટ પંથનો હોઈ તેને રાજકાજમા મદદ દેતો તેથી ખાસ કરીને તેને એવી છૂટી આપવામા આવી હતી મેરીએ ફરીને લગ્ન કરવાનો વિચાર તરતજ કરવા માંડયો, અને સને ૧૫૬૫ મા પોતાના પિત્રાઈ ભાઈ લાર્ડ ડાર્નલે હેન્રી સ્ટુઅર્ટ વેરે પરણી એ અમીર તેની પેઠે ૮મા હેન્રીની બેન માર્ગરેટ ટ્યુડરના વંશનો હતો. તે ઈંગ્લાન્ડમાજ નાનેથી મોટો થયો હતો, અને તેના કુટુંબીઓ લેનોકસો નામે ઓળખાતા હતા તે બહુ મુદતથી કાથલિક પંથમા હતા આ વખતે સ્કાટલાન્ડમા કાથલિક અમીરોનું જોર વધ્યું હતું, તેથી મરેને સ્વદેશ છોડી ચાલ્યા જવું પડયુ કોઈ પ્રસંગે મેરી તથા ડાર્નલે ઈંગ્લાંન્ડની ગાદી પડાવી લેવાની કોશીશ કરશે, એવું હવે એલિઝાબેથને દેખાયું

સ્કાટ લોકોની રાણી મેરી લાર્ડ ડાર્નલેને પરણીછે, સને ૧૫૬૫

પરંતુ મેરીએ પોતાની મેળે પોતાનો યોગ બગાડયો ડાર્નલે દુરાચારી ને કમ અકલનો હતો, તેથી મેરી તેનાથી તાકીદે કંટાળી

ઈ કાથેલિક ધર્મ ફરી પાછો દાખલ કરવાને, અને ઇંગ્લાન્ડની
ણી થવાને તે આતુર હતી, અને ડેવિડ રિઝીઓ કરીને તેના
થ નીચે એક ચતુર કામદાર હતો, તેની મદદ લેઈ પોપ માથે
પા સ્પેનના રાજા જોડે છુપો પત્રવહેવાર ચલાવતી હતી રિ
ઝીઓ ઈટાલીનો વતની હતો મેરી ડાર્ન્લેનો ગાદ્યાભિષેક કરવા
ા નહિ તેથી તે ઘણો ગુસ્સે થયો, અને તેને રિઝીઓના ઉપર બહુ
ાર હતો, તેથી કેટલાક પ્રોટેસ્ટન્ટ અમીરો જોડે મળી તેણે એક
વતરૂ રચ્યુ એ અમીરો હોલીરૂડના મહેલમા રાણીના દિવાન
ાનામા દાખલ થયા, અને રિઝીઓને રાણીની હજૂરમાથી
ખેંચી જઈ દાદરપર ઠાર કર્યો ત્યારબાદ તેઓએ
રિઝીઓનો તા ૯મી મ સન ૧૫૬૬ મહેલના દરવાજાનો કબજો કર્યો, એટલે મેરી
તેમને હાથ પડી રાણીએ દાર નમતા મુક્યા,
અને ડાર્ન્લે જોડે ફરી પાછો સ્નેહ બાધ્યો, પરતુ
તાના મનમા ગાઠ વાળી રાખી ત્રણ મહીનાપછી સને ૧૫૬૬ ના
નની ૯ મીને રોજ તને પેટે પુત્ર પ્રસવ્યો, તે તેની પાછળ ગા
પર બેસનાર તેનો વારસ થયો પુત્ર થવાથી તે એલિઝાબેથ
તા વધારે સરસ ગણાઈ
બીજા નવ મહિના લગી સઘળુ શાન્ત રહ્યુ પરતુ ત્યારપછી
ક દુખદાયક બનાવ બન્યો ડાર્ન્લે માદો પડ્યો, અને મેરીને
ે માટે ચિન્તા થઈ હોય એમ જણાયુ હવા ફેર સારૂ તેને એ
નબરો નગર બહાર હોલીરૂડના મહેલની પડોશમા કર્ક-ઓ
ફીલ્ડ નામના જૂના મઠમા તે લાવી અહિં એક દિવસે સાજના
ર્ન્લેની તહેનાતમા એક જુવાન ખીજમતદારને રાખીને હો-
લીરૂડ મહેલમા કોઈએક નોકરના લગ્નની ખુશાલીમા નાચ થતો
હતો તેમા તે ગઈ મધરાતપછી તુરત ભયકર ભ-
ડાર્ન્લેનુ ખુન ની ફેબ્રુઆરી ૧૫૬૭ ડાકો થયો, તેથી આખુ શહેર ધ્રુજી ગયુ કર્ક-
ઓ ફિલ્ડનો મઠ સુરગ ફુટવાથી ઉડી ગયો, અને
ડાર્ન્લે તથા ખીજમતદાર ઉડીને પાસેના ખેતરમા
એના પડ્યા રાણીને આવિષે શુ તેનાથી કાઈ માહિતી હતી કે

નહિ, તે કોઈ કહી શકતું નથી; પરંતુ એ કર્મ જેમ્સ હેપબર્ન નામના એક હિંમતવાન ને માલવગરના તરૂણ અમીરને હાથે થયું હતું તેનો કાંઈ સંશય રહેતો નથી ત્રણ મહિનાપછી સને ૧૫૬૭ ના મે મહિનાની ૧૫ મી તારીખે મેરીએ તેની વેરે શાદી કરી જેમ્સ હેપબર્ન, બાથ્વેલનો અર્લ હતો.

ઘણા લોકો રાણીને નિર્દોષી ગણતા, તથાપિ આખા સ્કાટ્લાંડને આ હલ્લાને લીધે તેનાઉપર થરથરો છુટ્યો. અમીરોમાથે લડવાને લશ્કર ભેગુ કરવામાં તેણે એક મહિનો ગાળ્યો, પરંતુ લડાઈનો પ્રસંગ આવ્યો ત્યારે તેની તરફથી કોઈ લડવા રહ્યું નહિ. બાથ્વેલ નાશીને આર્કની બેટમાં ગયો, ને પાછળથી ત્યાંથી નીકળી ડેન્માર્ક જઈ મરણ પામ્યો. મેરી કેદ પકડાઈ અને કિન્રોસ પરગણાના લાકલેવન સરોવરની મધ્યમાં એક મજબૂત કિલ્લામાં કેદી થઈ રહી. અમીરોએ ગાદી છોડી દેવાની તેને ફરજ પાડી, અને તેના બાળકુંવર ૬ ઠ્ઠા જેમ્સનો રાજ્યાભિષેક કર્યો. અર્લ મરે રાજ્યરક્ષક થયો. એક વરસ વીત્યા બાદ મેરીએ બંદીખાનામાંથી નાશી જઈને એક લશ્કર જમાવ્યું, પરંતુ ગ્લાસગો નગરની થડમાં લાન્ગસાઈડ ગામ આગળ લડાઈ થઈ, તેમાં તેનો પરાજય થઈ જવાથી ૯૦ મૈલ ઘોડો મારતી સાહ્વે અખાત ઓળંગીને કાર્લાઈલ નગરમાં તે ભરાઈ બેઠી. રસ્તામાં તે માત્ર ઘોડો ફેરબદલ કરવા જેટલોજ વખત થોભી હતી

મેરી નાશીને ઈંગ્લાંડ આવછે, મા-હે મે, સને ૧૫૬૮.

પોતાની હરિફ રાણી ઈંગ્લાંડમાં આવીને રહે એ વાત એલિઝાબેથને મન કદી રૂચતી નહી. ગયા વર્ષમાંજ એલિઝાબેથને લગ્નસબંધી તથા પોતે મરી ગયા પછી ગાદી કોને આપવી તે બાબત પાર્લામેન્ટ જોડે તકરાર થઈ હતી. પ્રજાની સમૃદ્ધિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ કામન્સની સભા વધારે વધારે નીડર થતી ગઈ. ગામડામાં રહેનારા ગૃહસ્થ લોકો પાર્લામેન્ટમાં બેઠક

મેળવવાનો લોભ કરવા લાગ્યા, અને સભાસદો આડોશપાડોશમાં વસનારા લોકોની દાદ રજૂ કરવાનું કામ પહેલાની માફક પૈસા ન લેતાં મફત કરવાને તૈયાર થતા એ માણસો સ્વતન્ત્ર હોઈ પોતાના હક્કોપર લક્ષ આપતા મેરીને પુત્ર અવતર્યો કે તરતજ એ સભાસદો રાણીના મૂઆ પછી ગાદી કોને આપવી તે બાબતનો નિકાલ આણવાને તેને ફરીને ગોદ કરવા લાગ્યા, અને એલિઝાબેથે તેમને કડક સંદેશો મોકલી કહાવ્યુ કે આ બાબત તમારે મારી મુન્સફીપર રહેવા દેવી, ત્યારે વેન્ટવર્થ નામના કોમન્સની સભાના એક મેમ્બરે ઉઠીને સવાલ કર્યો કે આમ બોલવું આપણી સ્વાધીનતા વિરૂદ્ધ નથી શું? છેવટે રાણીએ વચનો દેઈને તેમને શાન્ત પાડ્યા, ત્યારે તેમણે આયર્લાંડ ખાતે લશ્કર મોકલનાના ખર્ચ બદલ જોઈતુ નાણું ઉઘરાવવાની તેને સંમતિ આપી. ૧૫૬૫ ની સાલથી શાન ઓ નીલ નામના બહાદુર ને નિપુણ સરદારની સરદારી નીચે આયર્લાન્ડમાં કયોક ફિતુર મચી રહ્યુ હતુ, પરંતુ પૈસા તથા માણસના જોરથી સને ૧૫૬૭માં સર ફિલિપ સિડ્નીએ તે બંડ બેસાડી દીધુ, અને તે દેશમા શાંતિ થવાની કાંઈક આશા પડવા લાગી.

ઈંગ્લીશ પાર્લમેન્ટ વધારે બળવાન થાય છે

શાન ઓ નીલનુ ફિતુર, ૧૫૬૫ ૧૫૬૭

એજ સમયપર મેરી સ્ટૂઅર્ટ નાશીને ઇંગ્લાંડ આવી તેથી એલિઝાબેથને માથે નવાં સંકટ આવી પડ્યાં. મેરીનું શું કરવું, એ સવાલ ઉત્પન્ન થયો મેરીની માગણી એ હતી કે મને લશ્કર આપી સ્કાટ્લાંડ પાછી મોકલવી, યાતો બિન હરકતે ફ્રાન્સ જવા દેવી. પાછલી માગણી મંજૂર કરી શકાઈ નહિ, કેમકે મેરી ફ્રાન્સ જઈને રહે તો ફ્રેન્ચ લોકોના કબજામાં સ્કાટ્લાંડ પાછુ જઈ પડે. મેરીને સ્કાટ્લાંડમાં પાછી બોલાવી સેવડાવવાનો તેણે મરે જોડે પ્રયત્ન કર્યો ખરો, પરંતુ મરેએ માન્યુ નહિ, અને મેરી

મેરી ઈંગ્લાંડમા કેદી તરીકે રહેછે, ૧૫૬૮ ૧૫૮૭

તથા બાશ્વેલ વચ્ચેના કાગળો રજૂ કર્યા એ કાગળો બનાવટી નહિ હોયતો મેરીએ પોતાના ધણીની હત્યા કરવાનું તરકટ રચ્યું હતું, એવું તે ઉપરથી પૂરવાર થતું હતું એલિઝાબેથે તેને ઈંગ્લાંડમાજ નજરકેદ રાખી ત્યા તેને પ્રથમ એક ગામમા મુકામ આપી પાછળથી બીજા ગામમા લેઈ જઈ રાખી

મેરીને કેદ કરી રાખી તેમાટે કેટલાક એલિઝાબેથને નિંદેછે, ત્યારે બીજા કેટલાક અત્યાર પછીના ૧૮ વરસમા એલિઝાબેથની સામા જે જે કાવતરા થયા તે બધામા મેરી સામિલ થતિ માટે તેને દોષિત ગણેછે મને ભાસેછે કે એ બેઉ રાણી પૈકી દરેકે જે પ્રકારનું વર્તન કર્યું, તેથી ઉલટું કરવાનો સંભવ હતોજ નહિ મેરી કાથેલિક હોઈ કાથેલિકોના હિતનું ચિંતન કરતી, તેથી ઈંગ્લાંડની ગાદી બથાવી પડવાનું બની આવે ત્યારે તે પ્રમાણે કરવામા કાંઈ ગુન્હો નથી એવું તે માનતી એલિઝાબેથે લોકોનો ભાવ જોઈને પોતાની ફરજ ગણી હરેક પ્રયત્નવડે રાણીપદ ટકાવી રાખવાનો નિશ્ચય કર્યો હતો બેઉ રાણીઓના સ્વભાવમા તફાવત એ હતો કે એલિઝાબેથ કરડા સ્વભાવવાળી છતા હમેશા પ્રજાનું ભલું કરવા તરફ પોતાનું લક્ષ લગાડતી, ને એથી તેની મરસાઈ થતી મેરી મોહક ને પ્રેમાળ હતી, તથાપિ મનોવિકારની લગામ હાથમા નહિ રહેવાથી તેણે પોતાના સુભાગ્યનો ભંગ કર્યો જ્યારથી તેણે પોતાના ધણીના મારા વેરે લગ્ન કર્યું, ત્યારથી તેનું કામ કથળી ગયું

મેરી ને એલિઝાબેથ

આ બધા સમયમા એલિઝાબેથે ઘણી ખબરદારી વાપરી પર દેશો જોડે વિગ્રહો થતા ખાળ્યા પણ એ કામ દિનપરદિન મુશ્કેલ થતું ગયું જે વખતે મેરી સ્ટૂઅર્ટ નાશીને ઈંગ્લાંડમા આવી તેજ સમયપર હોલાંડ, ઝીલાંડ અને ફ્લાંડર્સના લોકોએ ઓરેન્જના વિલિયમની સરદારી નીચે ભેગા થઈ પોતાના જૂનમગાર હાકેમો સાથે લાંબો ને

નેધર્લાંડના લોકોનું ફિતુર૧૫૬૮

સખ્ત ઝગડો શરૂ કર્યો. એ હાકેમો સ્પેન દેશના હતા. લોકો વઢ્યા, હેરાન થયા, અને ભૂખે પીડાયા છેવટે પુસ્તાઓ તોડી પાડી તેમણે દરિયાનું પાણી દેશમાં દાખલ કરી દુશ્મનોને હેરાન કરી હાંકી મુક્યા. આ ઝગડાની દરમ્યાન ઇંગ્લાંડની ગાદીપર કાથલિક રાણી હોત તો ૨ જા ફિલિપને ફાયદો થાત.

એલિઝાબેથ આ ઝગડામાં ગમે તે એક બાજુપર ઉતરવાનું માંડી વાળે, એ બનવું ઘણું મુશ્કેલ હતું. તેની પોતાની કૌન્સિલમાં બે મત ચાલતા. સેસિલ અને પ્રોટેસ્ટન્ટ અમીરોની ઇચ્છા નેધર્લાન્ડના લોકોને મદદ દેવાની હતી. નાર્ફોકના ડ્યુકના અને કાથલિક ઉમરાવોના મનમાં સ્પેન જોડે સલાહ કરી એલિઝાબેથના પછી મેરીને ગાદી આપવાનો ઠરાવ કરાવવાનું હતું. રાણીએ એ બેઉ પક્ષને સમાન રાખવાની કોશિશ કરી, પરંતુ કાથલિક અમીરો અધીરા થયા નાર્ફોક વેરે મેરીને પરણાવવાનું કાવતરૂં થયું. તે પકડાઈ ગયું અને નાર્ફોકને ટાવરગઢમાં મોકલાવી દીધો કે તુરત મેરીને છૂટી કરવાની ધારણાથી વેસ્ટમોર્લાંડ અને નોર્થમ્બરલાંડના અર્લોની સરદારી હેઠળ ઇંગ્લાંડની ઉત્તરમાં ફિતુર ઉઠયું. અમીરોનો પરાજય થવાથી બળવાખોરો સ્કાટ્લાન્ડ નાશી ગયા, અને છસેંથી વધારે માણસોને ફિતુરી ઠરાવી ઠાર કર્યા.

ઇગ્લાંડના ઉત્તર ભાગમાં તોફાન, નવમ્બર, ૧૫૬૯

હજીપણ કાથલિકોને નિરાન્ત વળી નહોતી બીજે વરસે એટલે સને ૧૫૭૦ માં પોપ ૪ થા પાયસે એલિઝાબેથને જમાત બહાર મૂકી તેની પ્રજાને સેવકપણાની ફરજમાંથી મુક્ત કીધી, તેના બદલામાં કાથલિકોની વિરૂદ્ધ વધારે સખ્ત ધારા કરવામાં આવ્યા. એ અરસામાં નાર્ફોકના ડ્યુક સ્પેનના ફિલિપ કને રિડોલ્ફી નામે

એક ગમ્મતને છૂટી રીતે મોકલી એલિઝાબેથને કેદ કરી મેરીને ગાદીએ બેસાડવા માટે ઇંગ્લાન્ડમા લશ્કરની એક ટુકડી મોકલવાનું કહાવ્યું પોપે એ વાત પસંદ કરી અને ખરચસારુ કાવતરાખોરોને નાણું મોકલી આપ્યું પરંતુ લોર્ડ બર્લીને આ છુપા કાવતરાની બાતમી આગળથી મળી હતી, તેથી સ્પેનનો મદદ આવવા કાઈજ કરી શક્યો નહિ નાર્ફાકને ૧૫૭૨ ના જૂનની ૨૭ તારીખે ગરદન મારવામા આવ્યો, અને સ્પેન દેશના એલચીને ઇંગ્લાન્ડ છોડી જવાનો હુકમ થયો. પાર્લામેન્ટે રાજદ્રોહના ગુના બદલ મેરીની તપાસ ચલાવવાને એલિઝાબેથને ઉશ્કેરી, પરંતુ તેમ કરવાને તે હજી રાજી નહોતી

એલિઝાબેથને જાતિ બહાર કરી અને રિડાલ્ફીનું તરકટ ૧૫૭૦ ૧૫૭૧

એ પ્રમાણે એલિઝાબેથને ઉથલાવી પાડવાની તજવીજ સ્પેન તરફથી જારી રહી, તથાપિ પ્રથમ આન્જુના ડ્યુક જોડે અને પાછળથી તેના નાના ભાઈ જોડે લગ્ન કરવાની દરખાસ્ત કરીને, એલિઝાબેથે હજી એ ફ્રાન્સને પોતાના કબજામા રાખ્યું હતું પરંતુ એ અરસામા ફ્રાન્સ ખાતે એક ભયંકર બનાવ બન્યો ફ્રેન્ચ રાજાની મા નામે કાથેરિન ડી મેડીસીએ અને ગાઈઝ નામના કાથલિક લોકોએ, હ્યુગેનો લોકોનું પ્રબળ અત્યંત વધતું જતું જોઈને ડરી જઈ પેરિસના હલકા લોકોને તેઓની સામા થવાને ઉશ્કેર્યા સને ૧૫૭૨ ના આગષ્ટની ૨૪ મી તારીખે સંત બર્થોલ્મ્યુની કતલ થઈ, તેમા સર્વે હ્યુગેનો આગેવાનોનો પેરિસમા ઘાત થયો, અને એવા ગામેગામ ફેલાયો, તેથી કરીને એક લાખથીએ વધારે હ્યુગેનો લોકોના જાન ગયા કાથલિક લોકોની આ ભયંકર ફતેહથી એલિઝાબેથ અને તેની પ્રજા હબકી ગયા. આટલું થયા છતાએ એલિઝાબેથ પ્રોટેસ્ટન્ટ લોકોનો પક્ષ હમણા ઉઘાડે છોગે કરી શકી નહિ નેધર્લાંડના લોકોએ સને ૧૫૭૫ મા

સંત બર્થોલ્મ્યુની કતલ તા ૨૪ આગષ્ટ સને ૧૫૭૨

તેને પોતાના દેશની ગાદી લેવાનું આમંત્રણ કર્યું ત્યારે તેણે ના પાડી, તથાપિ મદદ દાખલ તેઓને કેટલુંક દ્રવ્ય મોકલ્યું.

પરંતુ પોતાની પ્રજાને એ લોકોની મદદે જવાની તેણે મનાઈ કરી નહતી. લંડનના વેપારીઓએ ઓરેન્જના વિલિયમને પાંચલાખ પૌંડ મોકલ્યા, અને પાંચ હજારથી વધારે જુવાન અંગ્રેજો બહાદુર દેશભક્તાની મદદે દરિયા ઓળંગી નેધર્લાંડ ગયા ને બીજા કેટલાએક પોતાનાં વહાણમાં બેશી દરિયાપર નીકળી પડ્યા

નેધર્લાન્ડના લોકોને ઈંગ્રેજો મદદ કરેછે

તેઓના ટોળા ચાનલમાં હરતાં ફરતાં સ્પેન અને ફ્રાન્સનાં વેપારી વહાણોપર તૂટી પડતાં. એ લોકોને દરિયાઈ કુતરાનું નામ આપવામાં આવ્યું હતું. તેમનાથી ચાનલ છેક ઉભરાઈ ગઈ હતી એ ચાંચીઆઓ જેટલી નેધર્લાંડના લોકોના હિતની તેટલીજ લુટફાટની કાળજી રાખતા હતા એમ જણાય છે નવી દુનિયાના જે ભાગો પરથી સોનું વિગેરે કિંમતી ખજાનો મળતો, તે ભાગોના ધણી સ્પેન અને પોર્તુગાલના લોકો હતા. સને ૧૫૭૨ માં ફ્રાંસિસ ડ્રેક નામના ડેવન પરગણાના કોઈ એક પાદરીના દીકરાએ વહાણ હંકારી સ્પેન તાબાના દક્ષિણ અમેરિકામાં જઈ સોનાથી ભરેલા વહાણો લુટી લીધાં સને ૧૫૭૭ માં

ઈંગ્રેજ ચાંચીઆઓ સ્પેનના વહાણો લૂટે છે

તે ફરીને ગયો, ત્યારેપણ તેમજ કર્યું ફિલિપે તેનું વેર વાળવાના કસમ ખાધા, તેનું ખાસ કારણ તો એ હતું કે ઈંગ્લાન્ડના લોકોએ ડ્રેકને વીર તરીકે આવકાર દીધો, અને એલિઝાબેથે તેને નાઈટની પદવી આપી હતી પરંતુ ફિલિપે બીજાં ઘણાં કામો હાથ ધર્યાં હતા, તેથી આઠ વરસ એમને એમ વહી ગયાં. ત્યાર કેડે એલિઝાબેથે નેધર્લાંડના લોકોને મદદ કરવાને લીસ્ટરના અર્લને છેવટે મોકલ્યો, અને સને ૧૫૮૫ માં ૨૫ વહાણ આપી સ્પેન તાબાના અમેરિકાની સફરે જવાની ફરીથી ડ્રેકને રજા મળાથી લુટના ભરેલા વહાણો લઈ તે પાછો આવ્યો,

તે વખતથી ફિલિપે ઇંગ્લાંડ સાથે લડાઈની ખરેખરી તૈયારી કરવા માંડી. પરંતુ 'સ્પેનનો આર્મેડા' નામનો પ્રખ્યાત હથિયાર બંધ કાફલો તૈયાર કરતાં તેને બીજાં ત્રણ વરસ લાગ્યાં, તે મુદતમાં બીજી બહુ વાત બની.

કેટલોક વખત થયાં ઇંગ્લાન્ડના ઘણા જુવાન કાથેલિકો ફ્રાન્સના ડુવઈ નગરમાં ખાસ કેળવણી લેઈ ઇંગ્લાન્ડમાં ધર્મ ફેલાવવાના કામ માટે તૈયાર થતા હતા. એ માણસોનો દૃઢ વિશ્વાસ એ હતો કે લોકો પોપનો અધિકાર પાછો ગ્રહણ કરે તોજ દેશની મુક્તિ થઈ શકશે. સને ૧૫૭૯ માં તેઓએ છૂપી રીતે ઇંગ્લાન્ડમાં બધે ફરવા માંડ્યું, અને ઉપાસનાની ક્રિયા કરીને કાથેલિક ધર્મની ઝનુન ફરી પાછી ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો. ઇંગ્લાન્ડની સરકારને એ ઉપદેશકોનો ભારે ડર લાગ્યો, તેથી જ્યાં જ્યાં દીઠામાં આવ્યા, ત્યાં તેમને કેદ કર્યા, અને આવતાં વીસ વરસમાં તેઓની મોટી સંખ્યા મારી ગઈ. એ અરસામાં સ્પેનના લોકોની ખટપટ જારી હતી. સને ૧૫૮૩ માં એલિઝાબેથનો ઘાત કરી મેરીને ગાદી ઉપર બેસાડવા સારૂ ફ્રાન્સિસ થ્રોગમાર્ટનનો શિરચ્છેદ થયો, પણ ઇંગ્લાન્ડના આગેવાન માણસોને સંપૂર્ણ ભય લાગ્યું કે કોઈ દહાડો રાણીની હાનિ જરૂર થશે. તેઉપરથી તેઓએ સને ૧૫૮૪ માં એક મંડળી સ્થાપીને પાર્લમેન્ટની મંજુરીથી એવી પ્રતિજ્ઞા કરી કે, જે કોઈ રાણીની વિરૂદ્ધ કાવતરૂં કરે તેની, તેમજ જે માણસના લાભ અર્થે કાવતરૂં કરવામાં આવે તેની પાછળ પડી પ્રાણ લેવા.

કાથેલિક ઉપદેશકોનું ઇંગ્લાંડમાં આગમન, ૧૫૭૯

રાણીનું રક્ષણ કરવાને મંડળી થઈ, સને ૧૫૮૪

રાણી મેરીને આથી ચેતવણી મળી હોય એમ એકદમ જણાઈ આવેછે. એ કરારનામા ઉપર મેરીની પોતાની સહી લીધી હતી. ત્રણ વરસ કેડે રાજ્યસ્થાનના કામદાર સર ફ્રાન્સિસ વોલ્સિંગહામે

એવી ખબર મળી કે, કેદખાનામાં લાંબી મુદત સડવાથી કંટાળી જઈને તથા ત્રાસ પામીને મેરીએ બીજુ તરકટ કરવાની કબૂલાત આપીછે. એ તરકટનો આગેવાન આન્થની બેબિંગ્ટન કરીને કોઈ એક તરુણ પુરૂષ હતો. પહેલાંની માફક સ્પેન તરફની ઉશ્કેરણીથી એ કાવતરૂં થયું, તેણે મેરીના પ્રાણ લીધા હતા. નોર્ધામ્પટન પરગણામાં ફોધરિંગે કિલ્લામાં મેરીને કેદ રાખી હતી. ત્યાં અમીરોના મંડળની સમક્ષ તેની તપાસ ચાલી, તેમાં પૂરાવા રજુ થયા. મેરી આરોપી ઠરી તેથી પાર્લામેન્ટે સને ૧૫૮૬ ના નવેંબરમાં તેને દેહાંત દંડની સજા ફરમાવી. હવે પછી કાવતરાંનો પ્રવાહ અટકશે, એમ ધારીને લોકો ખુશ થયા, અને લંડનના મોહોલ્લાઓ ખુશાલીની નિશાની તરીકે સળગાવેલી તાપણીના તેજથી ઝગઝગી રહ્યા.

સ્કાટલોકોની રાણી મેરીનો શિરચ્છેદ, તા ૮મી ફેબ્રુઆરી. સને ૧૫૮૭

પરંતુ ફાંસી દેવાના હુકમપર સહી કરતાં એલિઝાબેથે ઘણો વિલંબ કર્યો. આખા યુરોપની નિન્દાનો તેને ડર હતો. અંતે તેણે હુકમપર સહી કરી, અને સને ૧૫૮૭ ના ફેબ્રુઆરીની ૮ મી તારીખે તે સ્વરૂપવાન ને દુર્ભાગી સ્કાટ લોકોની રાણી ફાંસીએ ચઢી. મરતી વેળા તેણે પોતાની સખીઓને કહ્યું કે રડશો મા! એમ હું તમને ફરમાવુંછું. મારા સર્વે મિત્રોને ખબર કરજો કે કાથેલિક ધર્મપર પૂર્ણ શ્રદ્ધા રાખી મેં દેહ છોડીછે.

ઘસારો કરી નૌકાસૈન્યનો થોડોક ભાગ ખાળી મૂકયો, અને ઇગ્લાંડના પુષ્કળ ખાનગી ગૃહસ્થોએ પોતાને ખર્ચે લડાઇના વહાણો તૈયાર કર્યાં અન્તે ચઢાઈનો દહાડો આવ્યો ફિલિપના મહાન્

સ્પેનનુ નૌકાસૈન્ય ચઢાઈપર આવ્યુ તા ૧૨ મી જુલાઈ સને ૧૫૮૮

સરદાર પારમાના ડ્યુકે નેધર્નાડમા ૩૦,૦૦૦ માણસની સ્પેનિશ ફોજનો જમાવ કર્યો, અને નૌકાસૈન્ય આવી પહોંચે કે તુરત દરિયાપર જઈ તેની ભેગા થવાને તૈયાર રહ્યો ફિલિપે સને ૧૫૮૮ ના જુલાઈ માસની ૧૨ મીને રોજ મેડિના સિડોનિયાના ડ્યુકની સરદારી નીચે એકસો ઓગણીસ જહાજનો પ્રચડ કાફલો રવાના કર્યો ફિલિપને ભરોસો હતો કે ઇગ્લાન્ડના મધળા કાથેલિકો મારી મદદપર રહેશે, પરતુ તેની ધારણા ખોટી પડી જુલાઈ મહિનાની ૧૯ મીને રોજ કાંઠે કાંઠે પ્રગટાવેલા ભય સૂચક તાપણાથી ખબર ફરી વળી કે નૌકાસૈન્ય આવેછે, એટલે તરતજ આખા ઇગ્લાડમાના પ્રોટેસ્ટન્ટ તેમજ કાથેલિક લોકો પોતાના દેશનુ અને રાણીનું સગક્ષણ કરવા કમર કસી ઉભા થયા લોર્ડ હાવર્ડના તાબામા ફકત ૮૦ જહાજ અને ૮૦૦૦ ખારવાઓ હતા, તથાપિ તેઓની સરદારી લોર્ડ હેન્રી સીમર, ફ્રોબિશર, ડ્રેક, અને હોકિંસ જેવા બહાદુર વીરોએ લીધી હતી ઇગ્રેજોના હલકા વહાણોએ સ્પાનિઅર્ડોના ભારે બતેલાઓને તોબા તોબા

નૌસૈ યનો ૫ રાજ્ય સને ૧૫૮૮

પોકરાવી, અને આતશબાજી ભરેલા આઠ વહાણો રાતના સળગાવી કાલે બદર તરફ ઘસડતા મુકયા તેથી સ્પાનિઅર્ડ લોકોના જહાજ લગર ઉઠાવી દરિઆ નીકળી પડયા ત્યાર કેડે ઈંગ્રેજી કાફલાએ તેઓની મધ્યે ઘસારો કરી તેમને પાછા આવતા અટકાવ્યા, અને દારૂગોળો પહોચ્યો ત્યા સુધી તેમનાપર તોપોનો ભયકર મારો ચલાવ્યો સ્પાનિઅર્ડોના હાજ ગગડી ગયા, અને તોફની પવન લાગવાથી ડ્યુકને પાછા સ્પેન જવાને સ્કાટલાડની ઉત્તર તરફનો રસ્તો પકડવાની જરૂર પડી

આર્કની બેટાની પેડાશમાં વાવાઝોડાનું જોર વધ્યું, તેને લીધે તેમનાં વહાણો ખડકો ઉપર ચઢી ગયાં, અને સ્કાટ્‌લાંડના બેટાના કિનારા લાસોથી છવાઈ ગયા. અગિયાર હજાર સ્પાનિયર્ડો આયર્લાંડના કાંઠા બહાર મરણ પામ્યા, અને માત્ર ૫૩ વહાણોનો ભાગો તૂટો કાફલો સ્પેનના કોરજા બંદરે પાછો જઈ શક્યો. ભયંકર નૌકાસૈન્યનો પરાજય થયો, તેથી ઇંગ્રેજ લોકોનાં દિલમાં હર્ષ ને આભારની લાગણી પેદા થઈ, તેની છાપ એલિઝાબેથે પડાવેલા નવા સિક્કાપર મારેલી હતી. તે છાપમાં આ શબ્દો હતા—'ઈશ્વરે વાયુ છોડયો અને તેઓ ( શત્રુઓ ) છિન્નભિન્ન થઈ ગયા.'

હવે અન્તે એલિઝાબેથને આગાઉને મુકાબલે જોતાં નિર્ગત થઈ હતી સઘળાં રાજ્યોએ તેનો પ્રતાપ પારખ્યો હતો. તેનો કાફલો સાગરોનો સ્વામી હતો. તેની પ્રજા રાજ્યવિરૂદ્ધ ગુન્હો કરવાની સર્વે લાલચોથી અળગી રહી હતી, અને પરરાજ્યો સાથે મળી તરકટ કરવા કરતાં રાણીને આધીન રહેવું વધારે બહેતર છે, એવી છેવટે ખાત્રી થવાથી કાથેલિકો પણ ઠરીઠામ પડી સરકારે મુકરર કરેલા ધર્મમતને બહુધા બહારથી અનુસરીને રહ્યા. સૌથી વધારે મહેનત આપે એવા લોકો પૈકી પ્યુરિટન નામે હતા. તેઓ અતિપર ગયેલા પ્રોટેસ્ટન્ટો હતા. જીનીવા જઈ આવ્યા પછી અત્યન્ત સાદી ધર્મક્રિયાનોએ અનાદર કરતાં તેઓ શીખ્યા હતા, પરંતુ એલિઝાબેથના અમલમાં ઠીક શાંત રહ્યા.

ઇંગ્લાન્ડમાં મતભેદ મટી સ્થિરતા થાય છે.

ફ્રાન્સ દેશમાં ચોથા હેન્રી રાજાએ પ્રખ્યાત "નાન્ટસનું આજ્ઞાપત્ર" પ્રસિદ્ધ કરી પોતાની પ્રોટેસ્ટન્ટ પ્રજાને નજરમાં આવે તેવી સેવા કરવાની છૂટી આપીને યુરોપને સ્વસ્થ કરવામાં મદદ દીધી.

નાન્ટસનું આજ્ઞાપત્ર, તા ૧૩મી એપ્રિલ ૧૫૯૮.

પાછલાં ત્રીસ વરસ થયાં ઇંગ્રેજી પ્રજાની ઉન્નતિ અમાપપણે ચાલુ હતી તેનાં ફળ હવે નજરે પડવા લાગ્યાં. દરિયાપર ઇંગ્રેજી વહાણો ચોમેર ફરતી એડ કરતા. સર વાલ્ટર રાલીએ ઉત્તર ને દ-

ક્ષિણ અમેરિકાપર સાત સ્વારી મોકલી, નવનવા ફળો, તેમજ તમાકુ ને બટાટા ઈંગ્લાંડમા આણ્યા તેણે વર્જીનિયાનુ સ્વસ્થાન સ્થાપ્યુ તે આબાદ થયું નહોતું, તથાપિ બીજા સસ્થાનો કરવાનો માર્ગ તેથી સુગમ થયો સર ફ્રાન્સિસડ્રેકે પૂર્વ હિંદ જવાનો માર્ગ પ્રગટ કર્યો, અને ઈંગ્લાંડ તથા હોલાંદ એ બે દેશોના પુષ્કળ વહાણો પૂર્વ તરફના મુલકો જોડે વેપાર કરતા થયા સને ૧૫૯૯ના ડિસેમ્બરની ૧૯ મી તારીખે એલિઝાબેથે પૂર્વહિંદ જોડે વેપાર કરવાને ઉભી થયલી લડની વેપારી મંડળોને પટો કરી આપ્યો. એ મડળીથી આપણી વિખ્યાત ઈસ્ટ ઇંડિયા કમ્પનીનો આરભ થયો.

ઈસ્ટ ઈંડિયા કમ્પની, તા ૩૧ મી ડીસેમ્બર, સને ૧૫૯૯

આ બાહ્ય વૃદ્ધિની દમોદમ મત અને વિચારની અન્તર્વૃદ્ધિ જારી હતી. હેન્રી ટ્યૂડર ગાદીપર બેઠો, ત્યાર પછીના સો વર્ષની મુદતમાં મહાન્ બનાવો બન્યા, અને ચમત્કારિક શોધો થઈ. એ શોધોથી માણસોના મનની સ્ફૂર્તિ થયા વિના રહી નહતી કોપર્નિકસ અને ગાલિલિયોએ સિદ્ધ કરી બતાવ્યું કે આપણી નાનકડી પૃથ્વી સકળ વિશ્વનું કેન્દ્ર નથી; અને તે સમયમા નવા પ્રદેશોની શોધમાટે થયલી મફરીથી એવું પણ સાબિત થયું હતું કે આપણી એજ નાની પૃથ્વી અસલના લોકોના માનવા કરતાં ઘણી વધારે મોટી અને વિસ્તીર્ણ છે. સોના રૂપાની સમૃદ્ધિવાળો, તથા જાત જાતના લોકોથી ભરપૂર, એવા અમેરિકાખંડની ખોળ થઈ હતી, અને ઈંગ્લાંડમા નવા ધર્મથી, છાપવાની કળાના ફેલાવાથી, અને ગ્રીક તથા લાટિન ભાષાના અભ્યાસથી ત્યાના લોકોના મનમાં પ્રૌઢ વિચાર સ્ફુર્યા, તે ચિત્તને વિંધી નાંખે એવા ગદ્યપદ્યાત્મક ગ્રંથોમા પ્રગટ થયા. તેજ પ્રમાણે એલિઝાબેથના અમલના છેવટના ભાગમા ઇતિહાસનો અભ્યાસ પાછો સતેજ થયેલો જોવામાં આવે છે આર્ચ બિશપ પારકરે જૂના ઇંગ્રેજી કાળક્રમવૃત્તાન્તોનો સગ્રહ

એલિઝાબેથના અમલની દરમ્યાન થયલા ગ્રંથકારો

કરવાનો પ્રયત્ન કર્યો, અને સર વાલ્ટર રાલીએ જગતનો ઇતિહાસ એ નામના પોતાના મહાન્ પુસ્તકનો આરંભ કરી આવતા અમલના વખતમાં તે સમાપ્ત કર્યું. વળી ચોપાનિયાં, નવલકથાઓ, અને ટુંકી મુદત ટકે એવાં સર્વે જાતનાં પુસ્તકો પુષ્કળ નીકળ્યાં. એ ઉપરાંત સર ફ્રાંસિસ બેકન, અને તેના જેવા બીજા મોટા ગ્રંથકારો થયા. બેકને વિદ્યા ને ફિલસુફીમાં નવો જીવ ઘાલ્યો. કવિ સ્પેન્સરે ફેરી ક્વીન અને સર ફિલિપ સિડ્નીએ આર્કેડિયા નામનું કાવ્ય રચ્યું એ સિડ્નીને નેધર્લાંડમાં ઝટ્ફનના સંગ્રામમાં કારી ઘા લાગવાથી મરણ પામ્યો હતો. એલિઝાબેથના સમયના સાહિત્યવિદ્યાકાળમાં કવિયો અને નાટકકારોનાં જૂથનાં જૂથ ઉદય પામ્યાં; અને ખળીઓમાં, માંડવામાં, ને આંગણામાં અથવા આ સમય પર લંડનમાં નાટકશાળાઓ થઇ તેમાં તેમની કવિતા બોલાતી કે તેમનાં નાટકો ભજવાતાં. એ બધામાં શિરોમણિ મહાન્ શેક્સ્પિયર હતો, તે સને ૧૫૬૪ માં

શેક્સપિયર, સને ૧૫૬૪.

જન્મ્યો હતો. તેણે નાટકો રચી આપણને તેમનું દાન કર્યું, ત્યારથી ઇંગ્લાંડની તો શું પણ બધી દુનિયાની વિદ્યાધન સંબંધી સમૃદ્ધિ વધી છે. મનુષ્યસ્વભાવનું સાક્ષાત્ સ્વરૂપ બતાવનારાં એ નાટકો ઊંડા ડહાપણથી અને પ્રૌઢ વિચારોથી ભરપૂર છે, ને તેમની ઇબારતમાં સામર્થ્ય ઘણું છે.

હવે આપણે એલિઝાબેથના અમલના અન્ત નજીક આવવા લાગ્યા. સને ૧૫૯૮ માં લૉર્ડ બર્લી મરણ પામ્યો

બર્લીનું મરણ ૧૫૯૮.

અને રાણીની આસપાસ જુવાન માણસો ભેગા થયા, તેઓમાં પહેલો સર વાલ્ટર રાલી નામનો એક બહાદુર ને નિપુણ પુરૂષ હતો; બીજો બર્લીનો પુત્ર નામે રાબર્ટ સેસિલ તે ડાહ્યો ને મુત્સદી હતો; ને ત્રીજો એસેક્સનો અર્લ રાબર્ટ ડેવરો કરીને હતો, તે ઉદ્ધત ને કડક મિજાજી તરુણ હતો. રાણી તેની જોડે લડતી અને તેને બાળકની પેઠે ધમકાવતી. આ-

યર્લાંડમા હજી જુના વખતના બખેડા જારી હતા તેનામા કાથેલિકોને મજા કરવાના કાયદા અમલમા આણવાની અને ઈંગ્રેજી પ્રાર્થના પુસ્તક તથા ભક્તિ પદ્ધતિ જોર જુલમથી લોકોમા દાખલ કરવાની મુર્ખાઈ ભરેલી તજવીજ થવાથી ત્યાનો મામલો વધારે બગડી ગયો હતો એ ઉપરાત પોપે એલિઝાબેથને જમાત બહાર કરી, ત્યારે કોનો પક્ષ કરવો, તેની આયરિશોને ગમ પડી નહિ. ઇગ્લાન્ડની સામો બખેડો કરવાને સ્પાનિયર્ડ લોકો તેમને સદા ઉશ્કેર્યા કરતા

આયર્લાંડમા ટિરોનનો અર્લ હ્યુ ઓ નીલ કરીને એક બહાદૂર ઠાકોર હતો, તેણે સને ૧૫૯૫મા ૨ જા ફિલિપની મદદ લેઈ દંગો મચાવ્યો. ઈંગ્રેજોને આર્મા નગરની થડમા તેણે હાર દીધી તેથી રાણીએ ૩૦,૦૦૦ માણસનુ લશ્કર આપી એસેકસને ત્યા મોકલ્યો

ટિરોનના અર્લ હ્યુ ઓ નીલનુ ફિતૂર,૧૫૯૮ ૧૬૦૨

પરતુ ઘણી અવઘડો નડવાથી તથા ખુશામતમા લેવાઈ જવાથી તેણે ટિરોન જોડે મુર્ખાઈ ભરેલી સલાહ કરી, અને મારૂ કૃત્ય ડહાપણ ભરેલુ છે, એમ હુ રાણીને સમજાવી શકીશ એવી આશા ભેર તે એકદમ ઈંગ્લાન્ડ પાછો આવ્યો પરતુ રાણીએ તેનાપર બહુ કોપાયમાન થઈ તેને પોતાના મહેલમા કેદ કરી રાખ્યો એથી કરીને ચીઢાઈને તે છાતીના આધા જુવાનીઆએ પોતાના મિત્રોને ભેગા કર્યા, અને ફિતૂર ઉભુ કરવાની ઉમેદમા લડન કૂચ કરી ગયો અહિં તેની ઉમેદ તદન નિષ્ફળ ગઈ, અને રાજદ્રોહ કરવાનો ગુન્હો સાબીત થવાથી ૧૬૦૧ ના ફેબ્રુઆરીમા તે ગરદન મરાયો

એસેકસનુ ફિતૂર ને મોત ૧૬૦૧

એ અરસામા લોર્ડ માઉન્ટજોયને આયર્લાંડ મોકલ્યો હતો, તેણે છેવટે સને ૧૬૦૨ ના માર્ચની ૨૪ મીને રોજ ટિરોનને શરણ લીધો, તે સમયથી આખા આયર્લાંડપર ઈંગ્લાંડનો અમલ ચાલે છે એલિઝાબેથની પછીના રાજના અમલમા મધ્યાબધ ઈ-

અંગ્રેજોને તથા સ્કાટલોકોને લીન્સ્ટર અને અલ્સ્ટર પરગણામાં જમીન આપી વસાવ્યા, તેમણે ત્યાં બંદોબસ્ત રાખવાની સરત કરી હતી એ પ્રદેશ 'લીન્સ્ટર ને અલ્સ્ટરના થાણાં' ને નામે ઓળખાય છે. એ વમાપતથી આયર્લાંડના ઉત્તર ભાગમાંની બે તૃતીયાંશ જમીન પરદેશીઓને હાથ ગઈ. આ ફેરફારથી ઉપલક આબાદી થઈ ખરી, પરંતુ ઘણે ઠેકાણે અન્યાય કરવામાં આવ્યો હતો, અને દાડવેર બધામાં હતાં, તેથી કેટલાક વરસ વીત્યાં પછી ભારે સંકટ ઉપજ્યાં.

સને ૧૬૦૨ થી આયર્લાન્ડપર ઈંગ્લાન્ડ અમલ કરેછે

હમણા રાણીમરણ પથારીએ પડી હતી તે ખરેખરી પતરાણીબોર, ઠગવગરની, ચંચળ વૃત્તિની, તથા ઘણી વેળા જૂઠું બોલનારી હતી તે ગાદીપર બેઠી તેવારે ઈંગ્લાંડ નબળું ને ફાટફૂટથી પીડાતું હતું, તથાપિ તેને મજબૂત ને એકત્ર બનાવી તે મરણ પામી પાર્લામેન્ટે પણ આઠમા હેન્રીના વખતમાં સ્વાધીનતા ગુમાવી હતી, તે પાછી સંપાદન કરી. પુષ્કળ અમીરો વેપારના ઈજારા રાખી લોકોના પૈસા ઓકાવતા તે ઈજારા રદ કરવાનો આગ્રહ તેની છેલ્લી પાર્લમેન્ટમાં કામન્સની સભાએ કર્યો, તે વારે એલિઝાબેથને નમતી દોર મૂકવાની જરૂર પડી હતી. ઈજારદાર અમીર સિવાય બીજા કોઈને ઈજારાની ચીજો (ઉદાહરણ દારૂ,) વેચવાનો હક હતો નહિ.

ઈજાર નો વહિવટ નાબૂદ થાયછે, માહે અકટોબર, સને ૧૬૦૧.

પરંતુ એક બાબતમાં એલિઝાબેથે પોતાનો દુરાગ્રહ છોડયો નહોતો પોતાની પછી ગાદીપર કોને બેસાડવો તે વાત તે બોલતીજ નહોતી સને ૧૬૦૩ ના માર્ચ મહિનાની ૨૩ મી તારએ સાંજના તેનો જીવ ક્ષીણ થવા લાગ્યો, તે વખતે પ્રધાનોના પૂછવાથી તેણે સહેજ ડોકું ધુણાવ્યું, તે પરથી તેમણે અનુમાન કર્યું કે સ્કાટલાંડના છઠા જેમ્સને પોતાની ગાદીપર બેસવા દેવાની તેની

એલિઝાબેથનો કાળ તા ૨૪ મી માર્ચ સને ૧૬૦૩

મરજી છે. માર્ચની ૨૪ મીને રોજ મળસકામાં તે પ્રતાપી રાણીએ દેહ છોડયો.

ટયુડર કુળનો અમલ હવે પૂરો થઈ તેને ઠેકાણે સ્ટુઅર્ટ વશના રાજાઓનો અમલ શરૂ થયો પાછલા સો કરતા વધારે વરસથી ઈંગ્લાન્ડનું રાજ્ય વધ્યું જતું, તે હાલ યુરોપના રાજ્યોમાં ઉંચે દરજ્જે પહોંચી ચુક્યુ હતુ. સાતમા હેન્રીએ પરમુલકો જોડે વિગ્રહો કરવાનું અટકાવીને તથા ઈંગ્લાન્ડના અમીરોને મજબૂત દાબમાં રાખીને એ મોટાઈનો પાયો નાંખ્યો હતો. આઠમા હેન્રીએ તેના પગમાં પગ મૂકી પરાયો અધિકાર ખંખેરી નાંખ્યો, અર્થાત્ ધર્મસમાજ ઉપરની પોપની સત્તા ઉડાવી દીધી. એડ્વર્ડ અને મેરીના તોફાની અમલથી આગેવાન પુરૂષોમાં સ્વતન્ત્રપણે વિચાર કરવાની આતુરતા પ્રગટ થઈ, અને ધર્મને બહાને થતા જુલમપર તિરસ્કાર પેદા થયો. એલિઝાબેથે ચોમેર સળગી ઉઠેલી ધર્મવિગ્રહની આગથી પ્રજાનો બચાવ કરી તેમને બળવાન અને આબાદ થવાની જોગવાઈ કરી આપી વેપાર વણજ ખોહોળો થયો, ખેતી સુધરી, અને મુખ્યસર્પાન વગી સાહસિક વહાણવટીઓએ દૂરના મહાસાગરો ઢૂંડ્યા અને સમુદ્રોમાં ચોતરફ ઘૂમ્યા. એથી કરીને ઈંગ્લાન્ડનું નામ હિંમત અને સાહસની ટોચે જઈ અડયુ. નવા વિચારોએ અને પ્રસાર પામેલા જ્ઞાને માણસોનાં મન પરિપૂર્ણ કરી પ્રતાપિ સાહિત્યને જન્મ આપ્યો. એવું સાહિત્ય આપણા સમયમાં પણ કદી થયુંજ નથી તથાપિ જે સરકારના અમલ નીચે ઉપર કહેલો સઘળો વધારો થયો તે સરકારમાં એક ખામી હતી. ઘણુ ખરૂ રાજ્યકર્તા રાજા કે રાણીના સ્વભાવ ઉપર તે સરકારના સારા નઠારાપણાંનો તદન આધાર હતો ગાદીપતિ રાજા કિંવા રાણી ડાહી ને શક્તિમાન હોય, ત્યાં લગી તો બધું ઠીક આવતુ. પરંતુ એડ્વર્ડ ને મેરીના અમલ જોતાં એક વાત સ્પષ્ટ

ટયુડર વશના ઇતિહાસનો ટુંકસાર

થઈ હતી, તે એ કે આપખુદી ભરેલી રાજસત્તા એવી તો બળવાન હોયછે કે તેનો અધિકાર વગર વિચારે વપરાયછે, ત્યારે આખા રાજ્યમાં ખળભળાટ થઈ જાયછે. એલિઝાબેથની પાછળ ગાદીપતિઓ થયા, તેમણે ડહાપણપૂર્વક રાજ્ય કર્યું નહિ, તે કારણથી આગળ જતાં આપણે જોઈશું કે તેઓને પાર્લામેન્ટ અને પ્રજા સઘાથે ઝગડો થયો, અને એ ઝગડાને લીધે માહેમાહેની વઢવાઢથી અને વિપત્તિથી ઇંગ્લાંડ ફરીથી એકવાર છિન્નભિન્ન થઈ ગયું.



# भाग ६ ठो.

## आपअख्तियारवाली राज्यसत्ता विरुद्ध झगडो.

### स्टूअर्ट कुलना गादीपतिओ.

ઇંગ્લાંડનો ૧ લો જેમ્સ (સ્કાટલાન્ડનો ૬ ઠો)
જન્મ્યો ૧૫૬૬, મરણ પામ્યો ૧૬૨૫, રાજ્ય કીધું ૧૬૦૩–૧૬૨૫
ડેન્માર્કની આન વેરે પરણ્યો



## प्रकरण १६ मुं.

## गादीपतिनो विशेष अधिकार, अने पार्लमेन्ट.

### ૧ લો જેમ્સ, ૧૬૦૩—૧૬૨૫

એલિઝાબેથે દેહ છોડી કે તરતજ કૌન્સિલે સ્કાટ્લાંડના છઠ્ઠા જેમ્સને બોલાવવાને એલચીઓ કહાડયો. એ જેમ્સ ડાર્નલે તથા મેરી સ્ટ્રુઅર્ટનો પુત્ર, અને ૭ મા હેન્રીની વડી દીકરી માર્ગેરેટનો પ્રૌત્ર હતો. આકમા હેન્રીએ પોતાના વસીયતનામામાં માર્ગેરેટનો હક ઉરાડી દીધો હતો. તથાપિ જેમ્સ રાજા નજીકનો વારસ હતો (૨૧૮ મું પાનું જુઓ) એટલુંજ નહિં, પણ તેને પ્રજાએ રાજા તરીકે પસંદ કર્યો હતો. એથી કરીને સ્કાટ લોકોની ભવિષ્યવાણી અન્તે ખરી ઠરી (૧૨૩ મું પાનું જુઓ), અને સને ૧૬૦૩ ના જૂલાઈની ૨૫ મી તારીખે સ્કાટ્લાંડના ૬ ઠા જેમ્સનો વેસ્ટમિન્સ્ટર દેવળમાં રાજ્યાભિષેક થવાથી સ્કોનના પવિત્ર શીલાસ્થાનપર સ્કાચ રાજા ફરીથી એક વાર બેઠો, ને ઇંગ્લાંડના પહેલા જેમ્સ તરીકે તેની દુવાઈ ફરી.

જેમ્સના અમલમાં ઘણા જાણવા જોગ બનાવો કાંઈજ બન્યા નથી, તથાપિ તેની કારકીર્દી અગત્યની છે; કારણકે પાર્લમેન્ટ જોડે નિરન્તર તકરાર કરીને તેણે પોતાના દીકરા ૧લા ચાર્લ્સના દુઃખદાયી અમલની આગળથી પાળ બાંધી. જેમ્સ જાતે નબળો માણસ નહોતો. તેને નઠારો રાજા કહેવા કરતાં આડે માર્ગે દોરાયલો હતો એમ કહેવું એ ઠીક છે. સાધારણ બાબતોમાં તે જોઈએ એવો ચતુર હતો. કળણવાળા પ્રદેશો સુધારીને, પડતર જમીનનું ખેડાણ કરીને, કેવળ પરદેશો

જોડેના વહેવાર માટે ટપાલ ખાતાની સૌથી પહેલી સ્થાપના કરીને, તથા રેશમી વણાટ અને રેશમના કીડા ઉછેરવાના ધંધા જેવા પુષ્કળ ઉપયોગી કસબને ઉત્તેજન આપીને તેણે ઇંગ્રેજોને આભારી કર્યાછે. તેણે ઈંગ્રેજ લોકોને પૂરા ઓળખ્યા નહોતા, અને ઓળખવાનો સંભવ પણ નહોતો; કારણકે તેના મગજમા એવી ઘમડી હતી કે મારૂં ડહાપણ સૌથી શ્રેષ્ઠ છે, તથા ઈંગ્લાંડમાં આવ્યો ત્યારે તેનું વય છત્રીસ વર્ષનું થઈ ચૂકયું હતું. તે સ્વભાવે માયાળુ ને મળતાવડો હતો તેના અમલમાં ધર્મસબંધી ઘાતકી સતાવણી પહેલાંની પેઠે થઈ નહોતી એ વાત આગળ જતાં જાણવામાં આવશે. પરંતુ તેની રીતભાત અનાડી ને રાજાને છાજે નહિ એવી હતી, અને તેને બીભત્સ ઠઠ્ઠા કરવાનો તથા પોતાની પંડિતાઈ બહાર પાડવાનો શોખ હતો. તે ઘણો વિદ્વાન હતો બહુ મમતી હોઈ કોઈની સલાહ તે કાને ધરતો નહિ, તથાપિ તેને ખુશામત વહાલી લાગતી, અને પરિશ્રમ કરવાનો અભાવ હતો તેથી કરીને માનીતા લોકો તેને સહેલાઈથી નજરમાં આવે તેમ દોરી શકતા.

૧ લા જેમ્સનું લક્ષણ

વારસાના હકની રૂઈએ ગાદીનો માલિક પોતાને ગણીને તે એવું માની બેઠો હતો કે હું ઈશ્વરી હકને અનુસરીને અમલ ચલાવુંછું, અર્થાત્ ઈશ્વરનું આપેલું રાજ્ય ભોગવુંછું, એટલે આ લોકમાં કોઈપણ બીજી સત્તાને હું આધીન નથી એટલુંજ નહિ, પરંતુ કાયદા તથા પ્રજાપર મારો સ્વતંત્ર અધિકાર વર્તે છે. ટ્યુડર કુળના ગાદીપતિઓ આપખૂદી હતા, ને ૭ મા હેન્રીએ સ્ટારચેમ્બર નામની, અને એલિઝાબેથે ધર્મસમાજપર હકૂમત ચલાવવા સારૂ હાઈ કમીશન કોર્ટ નામની અદાલત સ્થાપી, તેથી એ મુગટધારીઓને હાથ ભારે સત્તા આવી હતી. પરંતુ ૮ મા હેન્રીએ અને એલિઝાબેથે પ્રજાનું સ્વરૂપ પારખ્યું હતું, અને તેમની પ્રીતિ મેળવી હતી.

ઈશ્વરી હક

એથી ઉલટાં જેમ્સે પોતાની પ્રજાનાં મન,નકામાં દુભાવ્યાં તેણે પાર્લેમેન્ટને દબાવી દેવાની કોશિશ કરી, અને કામન્સની સભામાં એકવાર કહ્યું હતું કે જેમ ઈશ્વરના સમર્થ અસમર્થપણા વિષે વાંધો ઉઠાવવો એ નાસ્તિકનું કામ છે, તેમ પ્રજાએ તકરાર કરી કહેવું કે રાજા ફલાણું કરી શકેછે, ને ફલાણું કરી શકતો નથી, એ કેવળ નાને મ્હોડે મોટી વાત કરવા જેવું છે, અને રાજા પ્રત્યે પ્રજાનો સંપૂર્ણ તિરસ્કાર જણાવેછે.

આપ્રમાણેનું બોલવું સાંભળીને સ્વતંત્ર મતના ઈંગ્રેજ લોકોને ચીડ ચડેજ, એ વાત એકદમ લક્ષમાં આવેછે. તેઓ રાજાને પૂજ્ય માની તેની ઉપર ભાવ રાખતા, પરંતુ સાક્સનોના સમયથી તે અત્યાર લગીમાં પ્રથમ વિટાન્જીમોટ સભામાં અને પાછળથી પોતાના મુખત્યારદ્વારા પાર્લેમેન્ટમાં હરકોઈ નવા ધારાના સંબંધમાં પસંદ પડે કે 'હા, હા,' અને નાપસંદ પડે ત્યારે 'ના ના' કહેવાની ટેવ તેઓને પડેલી હતી. એ સિવાય, જેમ્સ

પ્રજાની સ્થિતિ

રાજા ગાદીએ બેઠો, તે વેળા લાંબી મુદત સ્વસ્થતા ભોગવીને લોકો આબાદ થયા હતા, અને સમર્થ તથા લોકપ્રિય રાજાઓના અમલ નીચે રહેવાને ટેવાયલા હતા. એવા લોકો બળહીન ને ડોળડમાકવાળા રાજાને તાબે રહે એમ સંભવતું નહોતું ગામડાંમા ગૃહસ્થલોકો, ખેડૂઓ, અને મજૂરો સુખી હતા નગરોમાં વેપારવૃદ્ધિ જારી હતી લંડન શહેર બહુ ઝડપથી ચોતરફ ફેલાઈ ગયું, તેથી એલિઝાબેથે નવાં મકાનો થતાં અટકાવવાની કોશિશ કરી હતી, અને જેમ્સ રાજાએ પોતાના અમલના દરમ્યાન બે પ્રસંગે લંડનમાં આવી વસેલા ગામડાંના ગૃહસ્થોને તાકીદ આપી કુટુંબ સહ વર્તમાન પોતપોતાને ગામ જઈને કામ ધંધે વળગવાનું કહ્યું હતું. એ પ્રમાણે મોટમોટાં નગરોમાં વસ્તીનો ભરાવો થઈ જવાથી, અને છાપેલી ચોપડીઓના વિશેષ કરીને ઈંગ્રેજીધર્મપુસ્તકના પ્રસારથી લોકો અનેક વિષયોપર

સ્વતંત્રપણે વિચાર કરી બોલવા લાગ્યા. અગાઉ આવા સ્વતન્ત્ર વિચાર મુખ્યત્વે કરીને રાજ્યદ્વારી પુરૂષોમાં અને પાદ્રીઓમાં જોવામાં આવતા. જેવી તેવી ગણત્રી પ્રમાણે એ સમે ઈગ્લાન્ડમાં ત્રણ પક્ષ હતા. પહેલા પક્ષમાં પ્યુરિટન લોકો હતા, તેઓ ભાવિક ને આત્મસંયમી હોઈ સદ્ધર્મે વર્તી આયુષ્ય નિર્ગમન કરતા. મિથ્યા સોગન ખાવા, જુગાર રમવો, મદ્યપાન કરવું, અને માઠાં ભાગ્યે રાજાના દરબારમાં એવી બીજી ઘણી બદફેલી ચાલતી તે સર્વેને તેઓ નિષિદ્ધ માનતા. એ લોકો દેવળમાં થતી સઘળી ધર્મક્રિયાનો અનાદર કરતા, અને જળસંસ્કાર કરતી વેળા ક્રૂસનું નિશાન કહાડવું, તથા ઝભ્ભો પહેરવો એ બાબતો દુરસ્ત ગણતા નહિ. ધર્મ ઐક્યના કાયદાની રૂઈએ પ્રાર્થના પુસ્તકમાં વર્ણવેલી ઉપાસના વિધિ સિવાય બીજી કોઈ પણ વિધિ કરવાની મના કરવામાં આવી હતી, તેથી કરીને પ્યુરિટન લોકો એ વિધિમાં કોઈ કોઈ ઠેકાણે ફેરફાર કરવા માગતા. રાજ્યપ્રકરણ સંબંધી એ લોકોનો વિચાર જોતાં પાર્લામેન્ટની સ્વાધીનતા રાખવી એવું તેમનું દૃઢ મત હતું. બીજા પક્ષમાં હાલ જેને આપણે ઉંચો ધર્મમાર્ગ કહીએ છીએ તે માર્ગને અનુસરનારા લોકો હતા, ને તેમની સંખ્યા ઘણીજ મોટી હતી. જે લોકો ધર્મ સંબંધી બાબતોમાં એલિઝાબેથે કરેલી વ્યવસ્થા કાયમ રાખવાની અને બિશપોની સ્થાપના પ્રમાણે ચાલવાની ઈચ્છા કરતા તે બધા આ પક્ષના હતા, ને તેઓ રાજાની સત્તાને આશ્રય દેનાર હતા. છેવટ કાથલિક લોકોનો એક ત્રીજો પક્ષ હતો, ને મુરસા સંસ્કાર, અને પોપનો અધિકાર, પાછો ઇંગ્લાંડમાં દાખલ કરવાને આતુર હતા.

ઉપલા ત્રણે પક્ષને એલિઝાબેથે ચતુરાઈથી શાન્ત રાખ્યા હતા. પરંતુ જેમ્સ રાજા તેમની પ્રકૃતિ પારખી શક્યો નહિ ને તેમની

પ્યુરિટન લોકો

ઈંગ્રેજી ધર્મમંડળનો પક્ષ.

કાથલિક લોકો

સાથે રીતસર વર્ત્યો નહિ. પ્યુરિટન લોકોનું મત ઘણું ખરૂં સ્કાટ્લાન્ડના પ્રોટેસ્ટન્ટ કે પ્રેસ્બિટીરિયન લોકોના જેવુંજ હતું. તેથી રાજાનો તેઓની ઉપર અભાવ હતો. પ્રેસ્બિટીરિયન નામ પડવાનું કારણ એ હતું કે એ લોકોમાં બિશપ નામના અધિકારીઓ ન હોવાથી બિશપને ઠેકાણે તેઓ પ્રેસ્બિટર્સ એટલે વડિલોની હકૂમત માનતા. એ લોકોએ સ્કાટ્લાન્ડમાં જેમ્સને ઘણો ત્રાસ આપ્યો હતો. સને ૧૬૦૪ ના જાનેવારીમાં હામ્પટન કોર્ટ મુકામે જેમ્સે બિશપોની એક સભા મેળવી, તેમાં ચાર પ્યુરિટનોને બોલાવ્યા. અને ત્યાં ચાલેલા વાદવિવાદ પરથી તેને માલમ પડ્યું કે ધર્મમતની બાબતમાં એ પ્યુરિટન લોકો પણ પ્રેસ્બિટીરિયન સરખા દુરાગ્રહી છે. રાજાની દલીલો તેઓ કબૂલ રાખતા નહિ, તેથી કોપાયમાન થઈ તેણે જાહેરરીતે કહ્યું કે તમને સરકારે સ્થાપન કરેલા માર્ગને અનુસરીને વર્તવાની ફરજ પાડીશ, નહિતો છળ કરી દેશ બહાર હાંકી મૂકીશ. આ સભાથી સારૂં ફળ માત્ર એટલુંજ થયું કે રાજાએ ઈંગ્રેજી ધર્મપુસ્તકનું ભાષાન્તર સુધારા વધારા સાથે તૈયાર કરવાનો હુકમ કાઢ્યો. એ 'મંજૂર કરેલું ભાષાન્તર' જે સને ૧૬૧૧ માં છપાઈને પ્રસિદ્ધ થયું, તેનો ઉપયોગ અદ્યાપિ આપણા સમયમાં પણ થાય છે. આ ભાષાન્તરની સુંદર શૈલી અને શેક્સપિયરના ગ્રંથોની ઈમારત ચાલતા સમયની ઇંગ્રેજી બોલીનું સ્વરૂપ ઘડવામાં અને તેને શુદ્ધ રાખવામાં બીજા સર્વે લખાણો કરતાં વધારે ઉપયોગી થઈ પડી છે. હામ્પટન કોર્ટની સભાનું નબળુ પરિણામ એ નિપજ્યું કે રાજાએ પડે આપેલી ધમકીનો અમલ કર્યો. ધર્મવિધિમાં ફેરફાર કરવાની વિનંતી કરનારાઓમાંના દસજણને સ્ટાર ચેમ્બરના હુકમથી કેદમાં પૂર્યા, અને ત્રણસેં પ્યુરિટન પાદ્રીઓની જીવાઈ ખુચવી લીધી.

હામ્પટન કોર્ટ આગળ મળેલી ધર્મસમાજ, માહે જાનેવારી સને ૧૬૦૪

પ્યુરિટન લોકોપર જુલમ

નજરમાં આવે તેવી જાતની ઉપાસના કરવાની રજા મળવાનો બિલકુલ સંભવ ન જણાયાથી લોકો દેશ છોડી ચાલ્યા જવાનો વિચાર કરવા લાગ્યા. પ્યુરિટન લોકોનું એક નાનું મંડળ દરિઆ ઓળંગી આમ્સ્ટરડામ અને લેડન નગરોમાં જઈ વસ્યું ત્યાં તેઓ પોતાના ઉપાધ્યાય જાન રોબિન્સનના અને મુખ્ય કે વડિલ પુરૂષ નામે વિલિયમ બ્રુસ્ટરના ઉપરીપણા નીચે ગયા હતા. બાર વરસકેડે ૧૨૦ માણસોનું આ નાનું ટોળું જે પાછળથી 'જાત્રાળુ સાધુઓ'ના નામથી ઓળખાયું, તેણે મેફ્લાવર નામે વહાણમાં બેસી આટ્લાન્ટિક મહાસાગરની પાર જઈ વરજીનિયા સંસ્થાનના ઉત્તર પાસાપર એક જગામાં મુકામ કર્યો. વરજીનિયા સંસ્થાન આ વખતપર આબાદ હતું. કાયદાની જગાએ બાઈબલ અને પટાને બદલે બાઈચારો તેઓ પોતાની સાથે લેઈ ગયા. માસાચ્યુસેટસ્ પ્રાન્તના ઉજડ કાંઠાપર તેમણે દારૂણ દુઃખ ભોગવ્યાં, તથાપિ પાછળથી જઈ વસનારાઓને માટે રસ્તો પાડી તેમણે ન્યૂઈંગ્લાંડનાં સ્વતંત્ર સંસ્થાનો સ્થાપન કર્યાં.

પ્યુરિટન લોકોનું અમેરિકા ખાતે વિદેશગમન ૧૬૨૦

ધર્મસમાજ કારક થઈ કે બાગલાજ જેમ્સે પોતાની પહેલી પાર્લામેન્ટ બોલાવી, અને કમનસીબના જોગે કેવા સભાસદો પસંદ કરવા તે બાબતનું ફરમાન કહાડી લોકો કને પોતાનું કહ્યું કરાવવાની કોશિશ શરૂ કરી. ૧૬૧૦ કેડે પાર્લામેન્ટની બીજી બેઠકમાં પ્યુરિટન પાદ્રિઓને ઉપદેશ કરવાની પાછી રજા દેવા બાબત કોમન્સની સભાએ તેને વિનંતી કરી, તે વેળા તેણે એ વિષયની ચર્ચા કરવાની તેમને મનાઈ કરી. તે ઉપરથી એ સભાએ તેની સામા બાથભીડી, કાથલિકોની વિરૂદ્ધ સખ્ત કાયદા કર્યા, અને કેટલાક પાદ્રીઓને દેશપાર કરવાની તથા ઇંગ્રેજી ઉપાસનાવિધિ વખતે હાજર નહિ રહેનારા કાથલિકો કનેથી દરમહિને ૨૦ પૌંડ જેટલો વેરો ઉઘરાવવાની જેમ્સને ફરજ પાડી.

પહેલી પાર્લામેન્ટ સાથે થયેલી તકરારો ૧૬૦૪-૧૬૧૦

આવી જાતના જુલમથી કાથલિકો એટલા બધા પીડાયા કે રાબર્ટ કેટસ્બી નામના એક ધર્મોત્સાહી પુરૂષની આગેવાની નીચે તેઓમાંના કેટલાક માણસો એક નાની ટોળી બાંધી સામા થયા. એ ટોળીમાં બધું મળીને પંદર કરતાં વધારે માણસો ન હતાં. રાજા અને તેના પાટવી કુંવર હેનરી જાતે પધારી પાર્લમેન્ટ ઉઘાડવાનો ડાક કરે, તે વેળા સુરંગ ફોડી તેને ઉરાડી મૂકવી, ને પછીથી રાજાના એકાદ નાના બાળકને ગાદીપર બેસાડી કાથલિક ધર્મ પાછો સ્થાપન કરવો, એવો બેત એ ટોળીવાળાએ રચ્યો. એ તરકટ ઘણાંક મહિના સુધી ચાલ્યું. ફ્લાન્ડર્સથી હથીઆરો લાવ્યા, અને

સુરંગથી ઉડાવી મૂકવાનું કાવતરૂં તા ૫ મી નવેમ્બર સને ૧૬૦૫.

કાથલિક ગૃહસ્થોને ફિતૂરમાં સામિલ થવા ઇંગ્લાંડ આવવાને આમન્ત્રણ મોકલ્યાં. પરંતુ ઠેક છેલ્લી ઘડીએ ફ્રાન્સિસ ટ્રેશામ નામના એક કાવતરાખોરે (કાંતો ફુટીને કે સ્નેહના બંધનથી) પોતાના બનેવી લાર્ડ માન્ટિગલને કાગળ લખી ચેતવણી આપી કે તમારે પાર્લમેન્ટમાં જવું નહિ. તે ભરમ ભરેલો કાગળ વાંચી જેમ્સે તર્ક કર્યો કે કાંઇક માઠું થનાર છે. તપાસ કરતાં પાર્લમેન્ટના મકાન નીચે ભોંયરામાં એકદમ સળગાવી શકાય એવી રીતે તૈયાર રાખેલા દારૂનાં ભરેલાં પીપો માલુમ પડ્યાં, અને ત્યાં આગળ ગાઇ કે ગિવફોકસ નામનો એક માણસ ફરતો જણાયો. એ ફોકસ યાર્ક પરગણાનો રહેવાશી હતો, અને તેણે ફ્લાન્ડર્સમાં નોકરી બજાવી હતી. આ મૂર્ખાઇ ભરેલાં તરકટનું પરિણામ એ આવ્યું કે સઘળા તરકટખોરો ઠાર મરાયા, કેદ પકડાયા કે દેહાંતદંડ પામ્યા, અને કાથલિકોની સ્થિતિ આગળ કરતાં વધારે બૂરી થઈ ને તેવી ઘણા જમાના પર્યંત કાયમ રહી.

પરંતુ કેવળ ધર્મસંબંધી બાબતમાંજ જેમ્સને કામન્સની સભા જોડે બન્યું નહિ, એમ નહોતું. મ્કાટ્લૅન્ડોનાં ટોળીઓમાં દરબારમા

આવતા તેમનીપર ઇંગ્રેજો ભારે બળતા, અને બન્ને રાજ્યોને એકત્ર કરી ગ્રેટબ્રિટનનું સંયુક્ત રાજ્ય એવું નામ આપવાની રાજાએ દરખાસ્ત કરી, ત્યારે તો કામન્સો જબરદસ્ત સામા પડ્યા. પાર્લમેન્ટમાં તે વેળા સર ફ્રાન્સિસ બેકન નામનો એક ઉદય પામતો બારિસ્ટર હતો તે સામા પક્ષવાળા કનેથી માત્ર એકજ બાબતની કબુલાત મેળવી શક્યો, તે એ કે જેમ્સ તખ્તનશીન થયા પછી જન્મેલા સઘળા સ્કાચ લોકોને ઇંગ્રેજ ગણી ઇંગ્રેજોના સર્વે હક્ક દેવા

ઈંગ્લાન્ડ સાથે સ્કાટલાંડને જોડી સંયુક્ત રાજ્ય કરવાની ગોઠવણ

આ યોજનાના સંબંધમાં જેમ્સનું કહેવું તેની પ્રજાના કહેવા કરતા વધારે વાજબી હતું, પરંતુ લોકોથી સ્વતન્ત્ર થવાનો તે હમેશ પ્રયત્ન કરતો, તેથી કંઈક ભાગે તેઓ તેની આડે આવતા તેણે પાર્લમેન્ટની સંમતિ વિના જાહેરનામાં કહાડવાનો અને વેપારની ચીજોપર જકાત બેસાડવાનો આગ્રહ કર્યો કાપડ રંગવાનો કસબ સુધારવાની મતલબથી ૧૬૦૮ માં એક જાહેરનામું કાઢી તેણે વગરરંગનું કાપડ પરદેશ મોકલવાની બંધી કરી, અને તેજ વખતે આલ્ડર્મૅન કોકેનને કાપડ રંગવાનો અને ધોઈને સાફ કરવાનો કુલ હક બેટ કર્યો. પરિણામ એ થયું કે તે ધંધો લગભગ પાયમાલ જેવો થઈ ગયો, અને તેથી કરીને કોકેનને આપેલી સનદ પાછી લઈ લેવી પડી. ત્યારબાદ નાણાની ભીડ પડવાથી ન્યાયાધીશોનો અભિપ્રાય મેળવી તેણે માલ ઉપર જકાત લેવાનો રાજાને અધિકાર એવો ઠરાવ કરાવ્યો, અને એ રસ્તે તેણે એક વરસમાં સીતેર હજાર પૌન્ડ વસૂલ કર્યા. તેના દરબારનો ખરચ ઘણો ભારી હતો, તથા આયર્લાન્ડમાં એક મોટી ફોજ રાખી હતી, તેનું ખરચ તેને કરવું પડતું હતું. ત્યાં અલસ્ટર પરગણામાં નવી વસાયત થવાથી (૨૫૫ મું પાનું જુઓ) લોકો ઘણા બહેકી

જાહેરનામાં અને જકાત વેરા

ગયા હતા, તેના બંદોબસ્તને માટે એ ફોજ રાખી હતી છેવટે તેને કામન્સની સભા પાસે નાણું માગવું પડયું પરંતુ જાહેરનામા અને જકાત બંદ પાડવાનું વચન આપે નહિ ત્યાં લગી તેને નાણું ઉઘરાવી આપવાની સભાએ નાપાડી એવું વચન દેવાને જેમ્સ રાજી ન હતો તેથી સેસિલે 'મહાન કરાર' કરી કામન્સો જોડે સમાધાન કરવાની કોશિશ કરી. સેસિલ હાલ લોર્ડ સાલ્સબરી હોઈ મુખ્ય પ્રધાન થયો હતો. એ મહાન કરારની મતલબ એ હતી કે રાજા અમુક હક્કો છોડી દે, તે બદલ કામન્સે તેને જીવતા સુધી બે લાખ પૌન્ડનું સાલીઆણું આપવું પરંતુ એ ઠરાવ મંજૂર રાખવાને કામન્સો નારાજી હતા, તેથી રાજાએ નાણું મેળવ્યા વિના પાર્લમેન્ટને સને ૧૬૧૧ ના ફેબ્રુઆરી માસમા વિસર્જન કરી બે વરસ કેડે બીજી પાર્લમેન્ટ બોલાવી પરંતુ એ સભાએ પણ જકાત ઉઘરાવવાનું બંધ નહિ કરે ત્યાં લગી એક પાઈ પણ પરખાવવાની નાપાડી, તેથી થોડાક અઠવાડિયા કેડે તેને પણ બરખાસ્ત કરી. એ પાર્લમેન્ટે એક પણ ધારો પસાર કર્યો ન હતો તેથી એડડલ એટલે વાંઝીઆ પાર્લમેન્ટના નામથી ઓળખાઈ.

મહાન કરાર પડી ભાંગ્યો અને પાર્લમેન્ટનું વિસર્જન સને ૧૬૨૦

બીજી થાને વાંઝીઆ પાર્લમેન્ટ ૧૬૧૪

વાંઝીઆ પાર્લમેન્ટ બરખાસ્ત થયા કેડે સાત વરસ લગી જેમ્સે પાર્લમેન્ટ વિના અમલ ચલાવવાનો પ્રયત્ન કર્યો. સને ૧૬૧૨ મા લાર્ડ સાલ્સબરી મરણ પામ્યો, ત્યાર કેડે તેણે રાબર્ટકાર નામે એક જુવાન સ્કાચને રાજ્યમાં મોટે દરજ્જે ચઢાવી સમર્સેટના અર્લની પદવી આપી પરંતુ તેના ઉપર રાજાની મહેરબાની ઘણી મુદત રહી નહિ એસેક્સના અર્લની છાંડેલી સ્ત્રીવેરે સમર્સેટનું લગન થયું. એ સ્ત્રી સર ટામસ ઓવરબરીનો દ્વેષ કરતી હતી,

માનીતાઓનો કારભાર, ૧૬૧૨ ૧૬૨૧

તેથી તેને તેણે જેર દીધું અને એ કામમાં મદદ દેવાનું તહોમત સમરસેટને માથે આવ્યું એ ઉપરથી તેનું માન ઉતરી ગયું, અને તેને ઠેકાણે જ્યાર્જ વિલર્સ રાજાનો માનીતો થયો. એ માનીતાને પાછળથી બકિંગહામના ડયૂકની પદવી મળી હતી. બકિંગહામ તરૂણ, દેખાવડો, અને બહાદૂર છતાં ઘણો ઉદ્ધત અને માથા ફરેલ હતો. જેમ્સ અને તેનો બીજો દીકરો શાહજાદો ચાર્લ્સ એ બને જણા તેના ઘણા કહ્યામાં રહેતા. જે લોકોને દરબાર ખાતે ઉપલા દરજ્જાની જગા મેળવવાની ઇચ્છા હોય તે સઘળા તેની ખુશામત કરતા, અને તેને રૂશવત આપતા, તેથી કરીને થોડાંક વરસમાં તે ઇંગ્લાંડ ખાતે સૌથી વધારે ધનવાન અને સમર્થ થયો. રાજાનો વડીલ કુંવર વેલ્સનો શાહજાદો હેન્રી જીવ્યો હોત, તો સઘળો મામલો પલટાઈ ગયો હોત, કારણ કે તે ચાલાક, સાહસિક, ને શક્તિવાળો તરૂણ રાજ કુંવર હોઈ લોકોને ઘણો વહાલો હતો. પરંતુ સને ૧૬૧૨ માં તેનો કાળ થયો, અને ચાર્લ્સ જે દુર્બળ અને થોડું બોલો હતો, તે ગાદીનો વારસ બન્યો.

જેમ્સનું મન સલાહ શાંતિ ઉપર ખરેખરૂ લાગ્યું હતું. તેણે સ્પેન સાથેનો વિગ્રહ ક્યારનો બંધ કર્યો હતો, અને હમણા ત્યાંના રાજા ત્રીજા ફિલિપની દીકરી રાજપુત્રી મારીયાનું લગ્ન રાજકુમાર ચાર્લ્સ વેરે કરવાની ઇચ્છા જણાવી. એ વિચાર ઘણે મૂર્ખાઈ ભરેલો હતો, કારણ કે સ્પાનિયર્ડોને દ્વેષ કરનારા ઇંગ્લિશ લોકોને કાથોલિક રાજકુમારી જોઈતી ન હોતી. રાણી એલિઝાબેથે લોકોની

સ્પેનદેશના રાજાની કુંવરી વેરે ચાર્લ્સના લગ્નની ગોઠવણ, ૧૬૧૧-૧૬૨૩

રૂખ તાત્કાલિક પારખી લઈ આવું અપ્રિય કામ કરવાનું માંડી વાળ્યું હોત, પરંતુ જેમ્સે તો બાર બાર વર્ષ પર્યંત લગ્નની તજવીજ જારી રાખી લોકોને નિરંતર ચીઢવા કીધા. અન્તે તેનો સઘળો પ્રયત્ન નિષ્ફળ ગયો, તેનું કારણ એ કે ચાર્લ્સ અને બકિંગહામ (એમને જેમ્સ બેબી ચાર્લી ને સ્ટીની કહેતો) ચમત્કારિક પ્રયાણ કરી

સ્પેન ગયા ત્યાં રાજકુમારીને મન ચાર્લ્સ ભાવ્યો નહિ અને રાજાની ઈચ્છા ચાર્લ્સને કાથેલિક કરવાની હતી તેથી સને ૧૬૨૩ માં મગાઈ કરવાનો બેત તુટી પડયો. પરંતુ એ અવિચારી બેતને લીધે જેમ્સના અમલમાં ઘણી મુદત સુધી લોકોનાં મન અસ્વસ્થ રહ્યાં હતા તથા તેની આખી જીંદગીમાં એક ખરેખરૂં ક્રૂરકર્મ કરવાને તે ઉશ્કેરાયો હતો.

સાતમા હેન્રીની પૌત્રીની પૌત્રી આરબેલા સ્ટુઅર્ટ કરીને હવી તેને ગાદીએ બેસાડવાનું કાવતરૂં થયું, તેમા સામિલ થવાને માટે બહાદૂર સર વાલ્ટર રાલીને સને ૧૬૦૩ મા દેહાંત દંડની શિક્ષા થઈ હતી પરંતુ તેર વર્ષ બંદીખાનામાં કેદ રહ્યો તે દરમ્યાન તેણે જગતની તવારિખ લખી હતી સને ૧૬૧૬ માં તેણે રાજાને કહ્યું કે દક્ષિણ અમેરિકામાં ગિયાના દેશ છે, તેમા સોનાની ખાણ જડી શકે છે એવી મારી ખાત્રી છે.

રાલીની પાયમાલી અને તેનો શિરચ્છેદ,૧૬૧૬-૧૬૧૮

રાજાને સદા નાણાંની તંગી રહેતી તેથી તેણે તેને કેદમાથી છૂટો કરી સફરે મોકલ્યો, પરંતુ તેને એવી તાકીદ કરી હતી કે તમારે સ્પાનિઆર્ડ સાથે લડાઈ કરવી નહિ, ને કરશો તો તમારૂં ડોકુ ઉરાડી દેવામાં આવશે એ આજ્ઞાને માન્ય રાખવી એ કામ ઘણુંખરૂ અશક્ય હતું. ને તેથી રાલીની ચઢાઈની અત્યંત દુર્દશા થઈ. ઓરિનોકો નદીના મુખની રખવાળી કરવાને રાલી પડે ત્યાં રહ્યો અને બીજાં વહાણોને ખાણની ખોજમાં ઉપલાણે મોકલ્યા. ખાણની શોધ મળી નહિ અને સ્પાનિઆર્ડ લોકોએ હુમલો કરવાથી ઇંગ્રેજોએ તેમનું એક ગામ નાશ કર્યું એ ઝપાઝપીમાં રાલીનો પુત્ર પડયો ખાલી હાથે પાછા જવા ફરતાં ખજાનાના ભરેલાં સ્પાનિશ વહાણો પકડવાનું રાલીએ દુરસ્ત ધાર્યું. પરંતુ ખારવાઓએ દગો મચાવ્યો તેથી નિરાશ થઈને તે ઈંગ્લાન્ડ પાછો આવ્યો ત્યારે તેર વરસ ઉપર ફરમાવેલી મજાનો અમલ કરી રાજાએ તેનો શિરચ્છેદ કીધો સ્પેનના રાજાને

કેવળ પુરા રાખવાને જેમ્સે એ મહાન્ પુરૂષનો જીવ લીધો, એમ જાણીને લોકો તેનાપર ક્રોધે ભરાયા, કારણકે કેટલીક ખામી-વાળો છતા રાલી નવીન શોધ કરનાર, તથા તવારિખ રચનાર હોઈ, શૂરો, ને ઉમદા વીર હતો

રાણીના મરણ કેડે ત્રણ વરસે જેમ્સને પાર્લમેન્ટ બોલાવવાની જરૂર જણાઈ સને ૧૬૧૩ મા તેણે પોતાની મોટી કુંવરી એલિઝાબેથને ઈલેક્ટર પાલેટાઈન વેરે પરણાવી એ ઇલેક્ટરનું નામ પાચમો ફ્રેડરિક હતુ તે જર્મનીનો મુખ્ય પ્રોટેસ્ટન્ટ ઠાકોર હોઈ હાઈડલબર્ગની ફરતા આવેના રહાઈન નદીના કાહાના પ્રદેશપર અમલ કરતો હતો થોડાક વરસ કેડે બોહીમિયાના લોકોએ જર્મનીના કૈસર ફર્ડીનાન્ડ સામે બડ કરી ફ્રેડરિકને પોતાનો રાજા પસદ કર્યો, પરતુ સ્પેનના રાજાએ પ્રોટેસ્ટન્ટોની વિરૂદ્ધ પડી બીજા કેટલાક કાથેલિક મુકટધારીઓને સાથે લઈ કૈસરનો પક્ષ કર્યો, તેથી દારૂણ 'ત્રીસ વર્ષનો વિગ્રહ' શરૂ થયો આ વિગ્રહની છેક શરૂઆતમા ફ્રેડરિકે બોહીમિયા પ્રાન્ત ગુમાવ્યો એટલુજ નહિ, પરતુ પોતાનુ પાલેટીનેટ નામનું રાજ્ય પણ ખોઈ બેઠો ને તેને રાણીસહ વર્તમાન પલાયન કરવુ પડ્યુ. તેઓએ જેમ્સની કને આવીને મદદ માગી, પરતુ પાર્લમેન્ટ વગર જેમ્સ કાઈ કરી નહિ શકયો

જર્મનીમાં ત્રીસ વર્ષનો વિગ્રહ શરૂ થયો, સને ૧૬૧૯

પરતુ હવે જવાબ દેવાનો આખિર વખત આવ્યો પાછલાં સાત વરસ થયાં ભારે દડ કરીને, નજરાણાં કે ઉછીની રકમો જબરાઈથી કહડાવીને, અને એવી જાતની બીજી ગેર-રીતિ ચલાવીને રાજા નાણુ ઉઘરાવતો હતો મોટી મોટી રકમો લેઈ તેણે અમીરાત વેચી દીધી હતી ડચ નગરોને ઇગ્રેજ સરકારનુ કરજ હતુ, તે પેટે નિમોનિમ રકમ લઈ તેણે બધુ કરજ માડી વાળવાની પરવાનગી આપી, અને 'બારોનેટ' નામનો

ગેરકાયદે નાણુ ઉઘરાવવાની તજવીજ

એક નવો દરવાજો કાઢી હરકોઈ માણસને સો પૌંડ લેઈ તે વેચાતો આપવાનો ઠરાવ કર્યો. એ ઉપરાંત તેણે બકિંગહામ અને તેના સ્નેહીઓને સઘળી જાતના ઇજારા બક્ષિસ કર્યા, તેથી લોકોની ઉપર ઘણો જાુલમ થયો. કાયદાની અદાલતો નિર્લજ થઈ લાંચ ખાવા લાગી. રાજાએ ઠરવેલા ન્યાયધીશોનો પગાર કમતી હતો તેથી તેઓ દાવેદાર કનેથી દાવાનો નીકાલ કરતા પહેલાં ભેટ લેતા.

નવી પાર્લમેન્ટમાં પસંદ થઈ આવેલા સભાસદો પૈકી રાજાના આપખુદી ભરેલા કારભારનો અટકાવ કરવાનો હવે સમય થયો છે એવા વિચારના પુષ્કળ લોકો હતા. જોન પીમ અને જોન-હામ્પડન નામે બે પુરૂષો તેઓમાં મુખ્ય હતા. પીમ પ્રથમ કાન અને પાછળથી ટાવિસ્ટોક ગામ તરફનો પ્રતિનિધિ હતો, અને હામ્પડન બકિંગહામ પરગણાનો સ્ત્રવા-

બીજી પાર્લમે-ન્ટ ૧૬૨૧-૧૬૨૨.

યર એટલે નાઇટથી ઉતરતા દરજ્જાનો ગૃહસ્થ હ-તો. એ બેઉ જણ સન્માર્ગે ચાલનારા, દૃઢતાવાળા ને શૂરવીર હતા. આ સમયથી માંડી પોતાના મરણકાળ પર્યંત ઇંગ્લાંડની સ્વાધીનતાને માટે તેમણે ઝગડો મચાવ્યો હતો. વળી તેમના કે-ટલાક સાથીઓ હતા. તેઓનાં નામ નીચે પ્રમાણે—૧. સર જોન એલિયટ, એ પુરૂષ આરમારના વાઇસ (મદદનીસ) એડમિર-લના હોદ્દાપર હતો, ને સ્વભાવે ઝહાંઝી ને સ્પષ્ટવક્તા હતો; ૨. કોક ને ૩. સેલ્ડન, એ બેઉ જણ કાયદા જાણનાર તરીકે વિ-ખ્યાત હતા; અને ૪. વેન્ટવર્થ, એ બકિંગહામનો દ્વેષ કરતો હતો, તેથી માત્ર થોડાક વખત દેશ હિતેચ્છુ પક્ષમાં જઈ ભળ્યો હતો. એ સર્વે વીરો હવે પછીના ચાળીસ વર્ષ પર્યંત જે ઝગડો ચાલ્યો, તે ઝ-

પીમ, કોક, સેલડન તથા બીજા આગેવાન સભાસદોને કેદમાં મોકલ્યા. એ પ્રમાણે ત્રીજી પાર્લામેન્ટનો અન્ત આવ્યો. એમાં કામન્સ લોકોને બેરાક કેટલોક લાભ મળ્યો તે એ કે તેમણે ઈજારા બંધ કરાવ્યા, ન્યાયની અદાલતોનો વહિવટ સુધાર્યો, સરકારી કામદારોપર કામ ચલાવવાનો પૂર્વનો અધિકાર, તથા રાજ્યપ્રકરણને લગતી બાબતોપર અભિપ્રાય આપવાનો પોતાનો જૂનો હક્ક ફરીને

દર અઠવાડિયે નીકળતું સૌથી પહેલુ વર્તમાન પત્ર, સન ૧૬૨૨.

પ્રાપ્ત કર્યો. પરંતુ રાજા અને પાર્લામેન્ટ વચ્ચે ભિન્નભાવ વધ્યો જતો હતો. સુમારે આ સમયપર વર્તમાનપત્રો પ્રથમ છપાવવા માંડયા, અને સને ૧૬૨૨ ના મે મહિનાની ૨૩મી તારીખે એક વર્તમાનપત્ર બહાર પડ્યું, તે સૌથી પહેલુ હતું.

બીજે વરસે એટલે ૧૬૨૩માં સ્પેનના રાજાની કુંવરીવેરે વિવાહની વાત ચાલતી હતી, તે ભાંગી પડી અને ચાર્લ્સ તથા બકિંગહામ સ્પેનસાથે લડાઈ કરવાને ઉત્સુક થઈ ઈંગ્લાન્ડ પાછા ફર્યા. લડાઈને માટે પુરતું નાણું મેળવવું બહુ મુશ્કેલ હતું, તેથી રાજા લડાઈ કરવાને ઘણો નારાજ હતો. પરંતુ બકિંગ-

ચોથી પાર્લામેન્ટ સને ૧૬૨૪.

હામ તેની પાછળ લાગ્યો હતો તેથી સને ૧૬૨૪માં તેણે પોતાની ચોથીને સૌથી છેલ્લી પાર્લામેન્ટ બોલાવી નાણાંની માગણી કરી. આ વખતે સ્પેનની કુંવરી જોડે લગ્ન કરવાની વાત ઉડી ગઈ હતી, તેથી લડાઈ કરવાને કામન્સોનું મન માનવું ન હોતું. વળી જેમ્સ રાજા પાલેટિનેટ પાછું જીતી લેવાને ફ્રાન્સ જોડે મિત્રાચારી બાંધી ત્યાંના રાજાની કુંવરી હેન્રિયેટા જે કાથેલિકજ હતી તેની વેરે ચાર્લ્સની શાદી કરવાનો વિચાર કરતો હતો, તેથી તો ખાસ કરીને તેમનું મન છેક ભાગી પડ્યું હતું. તે વેળા સ્પેન સાથે ડચ્ચલોકો લડતા હતા તેમને કુમક દેવાને માટે અને ઈંગ્લાન્ડના બંદરોના રક્ષણ અર્થે માત્ર જેટલું જરૂરનું હતું તેટલું નાણું ઉઘરાવવાની સંમતિ કામન્સની સભાએ આપી, અને ગિયાળામા ફરી

અને કામન્સે સર ફ્રાન્સિસ બેકનને શિર રૂસવત લેવાનું તથા અનીતિ ભરેલું આચરણ કરવાનું તહોમત મૂકયુ. એ વેળા બેકનને લોર્ડ વિરૂલમનો ઇલિકાબ મળ્યો હતો તેણે ત્રણ વરસ લગી લોર્ડ ચાન્સેલરનો ઓદ્ધો ભોગવ્યો હતો અને હમણા થોડો વખત પહેલા તેણે નોવમ ઓરગેનમ (નવીન સાધન) નામનો પોતાનો પ્રખ્યાત ગ્રથ પ્રસિદ્ધ કરી તે સમયના લેખકોમા પ્રથમ પદ મેળવ્યુ હતું કમનસીબના જોગે તે જેટલો નિપુણ હતો તેટલો મુત્સદ્દી ન હોતો અમીરોની સભાની રૂબરૂ તની તપાસ થઇ, તે વેળા લાચ લેવાનો ઇનકાર ન કરતા તેણે કહ્યુ કે હું માત્ર ચાલતા રિવાજને અનુસરીને વર્ત્યો છુ તહોમત સાબીત થવાથી તેનો અધિકાર છીનવી લીધો, અને તેને ભારે દંડ કરવામા આવ્યો પરતુ રાજાએ તેને માફી આપી ૧૨૦૦ પૌન્ડનું પેન્શન કરી આપ્યું, તેથી તે વિદ્યા પાછળ મડ્યો રહ્યો

બેકનને શિર અ રાપ મુકયો ૧૬૨૧

એ અરસામા રાજા અરધાપરધા મનથી લડાઇની તયારી કરતો હતો એક તરફથી ફર્ડિનાન્ડ પાદશાહ જોડે લડાઈ કરવી અને બીજી તરફથી એ પાદશાહના મિત્ર સ્પેનના રાજા સઘાથે સ્નેહ જાળવી રાખવો, એ નાદ હજી એ તેણે છોડયો નહોતો પણ એમા તેની મૂર્ખાઈ હતી કારણ કે તે સમજતો ન હતો કે ગમે તે થાય તોપણ સ્પેનનો રાજા પાદશાહ સાથે લડાઈ કરનારો નથી પીમ અને કોકે એક વિનતિ પત્ર તયાર કર્યું તેને કામન્સે રાજાની તરફ મોકલી છાતી ઠોકી જણાવ્યુ કે તમારે સ્પેન સાથે અઢા કરી ચાર્લ્સનું લગ્ન કોઈ પ્રોટેસ્ટન્ટ રાજાની કુંવરી વેરે કરવુ તે ઉપરથી બહુ કોપ યમાન થઇને રાજાએ કામન્સના વિનતિ ઉદ્ધતાઈ ભરેલી ઠરાવી પોતાનો તિરસ્કાર જણાવ્યો કામન્સે પોતાની તરફથી સામો જવાબ કરી પાર્લમેન્ટના દફતરમા એવો શેરો કર્યો કે દરેક બાબતપર સ્વતન્ત્રતાથી બેલવાનો અમને હક છે રાજાએ કોધે ભરાઈ દફતર મગાવી એ શેરો ફાડી નાખ્યો સભા વિસર્જન કરી અને

ત્રીજી પાર્લમેન્ટનું વિસર્જન ૫ મું સન ૧૬૨૨

# प्रकरण १७ मुं.

## राजा तथा प्रजा.

### ૧ લો ચાર્લ્સ, ૧૬૨૫ થી ૧૬૪૯ સુધી.

ચાર્લ્સ ગાદીએ બેઠો એટલે ઘણાંજ થોડાં માણસોશિવાય બાકીના બધા લોકો હોંસે ભરાયા. એના બાપના કરતાં એ બહુજ જુદી જાતનો માણસ હતો. એનું વય માત્ર પચીસ વર્ષનું હતું, તથાપિ એ પ્રચંડ ને ભોભાદાર જણાતો. એના વાળ ઘેરા કાળા રંગના અને કપાળ તરતું હતું. એનાં મ્હોડાનો દેખાવ ગંભીર ને ઉદાસીન જેવો હતો. થોડા બોલો છતાં એની રીતભાત મહેર દર્શાવનારી હતી. જેમ્સ રાજાની પેઠે ગુસ્સાના તથા ધમકીના ફુંફાડા મારી પોતાના મંત્રિઓનાં મન એ દુભાવતો નહિ. એ ઉપરાંત ચાર્લ્સે સ્પેન જોડે લડાઈ કરવાની ઇચ્છા બતાવી હતી, તેથી લોકોને તે વહાલો થઈ પડ્યો. પરંતુ બારીક નજરથી જોનારા કેટલાક જુજ માણસોને આ નવા રાજાનાં લક્ષણ ઘણાં મોટાં સંકટને જન્મ આપનારાં માલમ પડ્યાં હતાં. પોતાના પિતા જેમ્સ રાજાની માફક એના મગજમાં રાજાના આપઅખત્યારીપણાનો વિચાર પાકો ઠસેલો હતો, પરંતુ એનો સ્વભાવ તેના જેવો ભોળો ને સારો નહોતો. એથી ઉલટું, એની રીતિ નીતિ મહેર ભરેલી છતાં, એ હઠીલો અને કપટી હતો. એ ધાર્મિક હતો, અને પોતાનાં છોકરાં ઉપર માયા રાખતો. પરંતુ ધારેલી મત-

૧ લા ચાર્લ્સનું લક્ષણ.

પાછા ભેગા થઈએ ત્યારે વધારે નાણું જોઈતું હશે તો તે આપીશું એવી કબૂલાત કરી સભા મૂલતવી રહી. દરમ્યાનમા ચાર્લ્સ અને રાજકુમારી હેન્રિયેટાના લગ્નકરારપત્ર ઉપર સહીઓ થઈ. કાથલિક રાજાની કન્યાવેરે પોતાના દીકરાની સગાઇ કરવાનો કરાર

હોલાન્ડપર મોકલેલી સ્વારીની પાયમાલી, સને ૧૬૨૫

કર્યો હતો, તેથી પાર્લામેન્ટની ભેટ લેવાને જેમ્સ ડરવા લાગ્યો થોડુક નાણું મળ્યુ હતું તેવડે તેણે વસત રૂતુમા કૌંટમાન્સફીલ્ડ નામના એક જર્મન સરદારને ૧૨,૦૦૦ માણસની ફોજ આપીને જર્મનીના પાલેટિનેટ પ્રાતપર ચઢાઈ મોકલી. પાકો બંદોબસ્ત કરેલો નહી હોવાથી ફોજમાં ખોરાકની તાણ પડી, અને રોગ ચાલ્યો,

૧લા જેમ્સ રાજાનું મરણ, તા ૨૭ માર્ચ સને ૧૬૨૭

તેથી ૯,૦૦૦ માણસોનો ભોગ અપાયો; એ સ્વારી કેવળ નિષ્ફળ નીવડી, જેમ્સ રાજા છેક નિરાશ થઇને ખાટલે પડયો, અને સને ૧૬૨૫ ના માર્ચ માસની ૨૭ મી તારીખે તાવથી મરણ પામ્યો. એ રાજાએ ઘણા ગ્રંથો લખ્યા છે, તે બધામા તમાકુવિરૂદ્ધ, ડાકણોસબધી, અને રાજાના ઈશ્વરી અધિકાર વિષેના નિબધો જાણીતા છે. પરતુ રાજા તરીકે તેણે પ્રજાનેવાસ્તે મહાન્ સંકટની પાળ બાધી હતી

---

# प्रकरण १७ मुं.

## राजा तथा प्रजा.

### १ लो चार्लस, १६२५ थी १६४९ सुधी.

ચાર્લ્સ ગાદીએ બેઠો એટલે ઘણુંજ થોડાં માણસોશિવાય બાકીના બધા લોકો હોંસે ભરાયા. એના બાપના કરતાં એ બહુજ જુદી જાતનો માણસ હતો. એનું વય માત્ર પચીસ વર્ષનું હતું, તથાપિ એ પ્રચંડ ને મોભાદાર જણાતો. એના વાળ પેરા કાળા રંગના અને કપાળ તરતું હતું. એનાં મ્હોડાનો દેખાવ ગંભીર ને ઉદાસીન જેવો હતો. થોડા બોલો છતાં એની રીતભાત મહેર દર્શાવનારી હતી. જેમ્સ રાજાની પેઠે ગુસ્સાના તથા ધમકીના ફુંફાડા મારી પોતાના મત્રિઓનાં મન એ દુભાવતો નહિ. એ ઉપરાંત ચાર્લ્સે સ્પેન જોડે લડાઈ કરવાની ઇચ્છા બતાવી હતી, તેથી લોકોને તે વહાલો થઈ પડ્યો. પરંતુ બારીક નજરથી જોનારા કેટલાક જુજ માણસોને આ નવા રાજાનાં લક્ષણ ઘણાં મોટાં સંકટને જન્મ આપનારાં માલમ પડ્યાં હતાં. પોતાના પિતા જેમ્સ રાજાની માફક એના મગજમાં રાજાના આપખુદ્યારીપણાનો વિચાર પાકો ઠસેલો હતો, પરંતુ એનો સ્વભાવ તેના જેવો ભોળો ને સારો નહોતો. એથી ઉલટું, એની રીતિ નીતિ મહેર ભરેલી છતા, એ હઠીલો અને કપટી હતો. એ ધાર્મિક હતો, અને પોતાના છોકરાં ઉપર માયા રાખતો. પરંતુ ધારેલી મત-

१ લા ચાર્લ્સનું લક્ષણ.

સુધીમાં જે જે સ્વેચ્છાચારી રાજાઓ થઈ ગયા છે તે બધાને એ ભુલાવી દેશે." આ બોલવું ખેદયુક્ત ને સત્ય હતું. કામન્સની સભાએ રાજાની ઈચ્છાવિરૂદ્ધ પોતાની મરજી જણાવવાનો કેવી રીતે આરંભ કર્યો હતો એ વાતનુ સ્મરણ કરીએ છીએ, ત્યારે ચાર્લ્સના અમલમાં લાંબી મુદત સુધી ટંટા ફિસાદ જારી રહ્યા તે જોઇને આપણે વિસ્મય પામીશું નહિ. એ ઝગડાના આરંભથી માંડી તેનો ત્રાસદાયક અન્ત આવ્યો તે દરમ્યાન દરેકપક્ષ દિનપરદિન વધારે વધારે ક્રોધવશ થઈ વધારે વધારે ગેરવ્યાજબી કૃત્ય કરતો ગયો.

ઝગડો ઘણો જલદી શરૂ થયો, કેમકે સને ૧૬૨૫ ના જુન માસની ૧૮ મી તારીખે પાર્લામેન્ટ મળી તેવારે હોલાંડમાં થયલી

ચાર્લ્સની પહેલી પાર્લામેન્ટ,તા. ૧૮ મી જુન સને ૧૬૨૫.

ખુવારીથી પ્રજાનાં મન કુમ્હલાઈ ગયાં હતાં, અને બકિંગહામ પરથી લોકોનો વિશ્વાસ ઉઠી ગયો હતો. એ બકિંગહામની સત્તા રાજાની ઉપર પારવિનાની હતી. વળી રાણીએ ઈંગ્લાંડમાં કાથલિક પાદ્રીઓ રાખી પોતાના પંથનું દેવળ કર્યું હતું તેથી

કમનસીબના જોગે ફ્રાન્સના રાજાને ચાર્લ્સે સાત લડાઈનાં વહાણો ધીર્યાં હતાં, તે તેણે પોતાની હ્યુગેનો નામની પ્રોટેસ્ટન્ટ પ્રજાની સામે ફ્રાન્સના કાંઠાપર આવેલા રોશલ નગરના ઘેરામાં કામે લગાડ્યાં હતાં. એ ઉપરથી કાથલિક લોકોને મદદ આપવા માટે કામન્સની સભાએ ચાર્લ્સ રાજાને ઠપકો આપી જણાવ્યું કે બકિંગહામપરથી અમારો ભરોસો જતો રહ્યોછે. પરંતુ રાજાએ પોતાના માનીતા પ્રધાન વિષે કાંઈ પણ ચર્ચા ન કરવા દેતાં પાર્લામેન્ટ વિસર્જન કરી.

પાર્લામેંટ બરખાસ્ત કરી ૧૬૨૫

સ્પેન દેશ જોડે લડાઈ કરીને લોકોની પ્રીતિ મેળવવાની આશા ચાર્લ્સ તથા બકિંગહામને ઉત્પન્ન થઈ. જોઈતાં માણસ કે નાણું નહતું, તેનો તેમણે વિચાર કર્યો નહિ. વેપારનાં વહાણો વેઠે પકડી એક કાફલો ઉભો કર્યો. તે કાળમાં જાતે સિપાઈની નોકરી કરે એવાં માણસ નહોતાં, તેથી ઘરઘરથી માણસો બોલાવી તેમને સિપાઈ બનાવ્યાં. આ ફોજની સરદારી સર એડવર્ડ સેસિલને આપી તેને સ્પેન તાબાનાં કેટલાંક શહેરોપર હલ્લો કરવાનો તથા અમેરિકા દેશથી ખજાનો ભરીને આવતાં સ્પેનિશ લોકોના વહાણો પકડવાનો હુકમ આપ્યો હતો. કેડિઝના ઉપસાગરમાં સેસિલ વહાણ હંકારી લાવ્યો, અને એક કિલ્લો કબજે લેઈ ખોરાકની જોગવાઈ કર્યા વિના દેશના માંહેલા ભાગ તરફ કુચ કરી ગયો. તેનાં માણસોને કેટલોક દ્રાક્ષનો દારૂ હાથ લાગ્યો, તે પીને તેઓ છેક બેશુદ્ધ બની ગયા, તેથી તેમને પાછા વહાણપર તે લેઈ આવ્યો. ત્યાર કેડે તે ઈંગ્લાન્ડ જવાને પાછો ફર્યો. બે દહાડાનો તફાવત પડવાથી ખજાનાં ભરેલાં વહાણો પણ તેને હાથ લાગ્યાં નહિ. આ સ્વારીએ પારણામાં સૂતેલા બાળકને ગાઈ સંભળાવવા જોગ એક પ્રખ્યાત ગીતને જન્મ આપ્યો છે, તેનો ગદ્યમાં ભાવાર્થ નીચે પ્રમાણે — 'એક કાફલો હતો તે સ્પેન ગયો, પણ ત્યાં પહોચતાંવારનેજ પાછો ફર્યો.'

કેડિઝપર મોકલેલી ચઢાઈની પાયમાલી.

વિજય મેળવવાની મોટી આશાથી જે સ્વારી મોકલી હતી, તેનુ પરિણામ તો છેક ખેદકારક નીપજ્યું ભારે કરજ થયું, તેથી ફરીને રાજાને બીજી પાર્લામેન્ટ બોલાવવાની ફરજ પડી.

પરંતુ પાર્લામેન્ટની ચુટણી થતાં પહેલાં તેણે ચતુરાઈ ભરેલી એક યુક્તિ અજમાવી. છેલ્લી પાર્લામેન્ટમાં જે સભાસદોએ ઘણો ત્રાસ આપ્યો હતો, તેમાના કેટલાકને શેરિફ્ બનાવી પાર્લામેન્ટમાં પાછા આવતા અટકાવ્યા; પરંતુ તેની યુક્તિ બધી વ્યર્થ ગઈ, કારણ કે આવી રીતે આવતાં બાજીને કેટલાંકનાં મ્હોડાં તેણે બંધ કર્યાં, તોપણ બીજા બોલનારા ઉત્પન્ન થયા હતા, અને તેમનું બોલવું સાંભળવાને પાર્લામેન્ટ રાજી હતી. પાર્લામેન્ટની બેઉ સભા ભરાઈ, એટલે સર જોન એલિયટે ઉભા થઈને જે ગેરવ્યવસ્થાને લીધે પુષ્કળ ખરાબી થઈ હતી, તેની તપાસ કરવાની સૂચના કરી, તેપરથી કામન્સની સભાએ બકિંગહામને શિર ગેરવ્યવસ્થાનો આરોપ ચઢાવ્યો. બકિંગહામ વિષે બોલતાં એલિયટે કહ્યું કે "રાજાનો ખજાનો અને સાધન સંપત્તિ જે આપણા દેશનાં

બીજી પાર્લામેન્ટમાં બકિંગહામને આરોપી ઠરાવ્યો, ૧૬૨૫.

સ્નાયુ અને શિરા છે, તેને ચાહર્સે બેદાન મેદાન કર્યાં છે; એનો લખલૂટ ખરચ, એની નકામી નકામી જીઆફતો, એના આલીજાહાં મહેલો, એની અનીતિ, એનો સ્વચ્છંદ .....એ સઘળાએ રાજની ઉપજનો ઘાણ વાળ્યો છે... ..... કોઈનો કરો હક, હિત કે માલકીસબંધ એને વળગતાં નથી.........આપણાં સર્વ સંકટનું કારણ એજ છે......... માટે એનેજ જવાબદાર ઠેરવવો જોઈએ". આ બધી તકરારનો જવાબ કાંઈ ન કરતાં રાજાએ એલિયટ અને તેને ટેકો આપનાર ડીજીસ એ બનેને ટાવરગઢ-

માં મોકલી દીધા, પરતુ કામન્સ સભાએ તેમના વિના સભાનુ કામ

રાજા પાર્લમેન્ટ વિસર્જન કરે છે

ચલાવવાની નાપાડી, તથા બકિંગહામને બરતરફ કરવાની માગણી કરી, ત્યારે રાજાએ એલિયટ અને ડીજીસને છુટા કીધા, પણ નાણુ ઉઘરાવવાની સંમતિ મેળવ્યા સિવાય તુરતાતુરત સભાને બરખાસ્ત કરી.

હવે ચાર્લ્સ વિપત્તિમાં આવી પડ્યો. તેને હમણુ જ ફ્રાન્સના ૧૩ મા લુઈ રાજા વેરે વધરો થયો હતો તેનુ જેવુ તેવુ એક કારણ એ હતુ કે રાણી હેન્રિએટાના કાથેલિક પથી સેવકોને તેણે રજા આપી હતી, અને બીજુ કારણ એ કે લારોશેલ નગરના હ્યુગેનો લોકોને તેમના રાજાની વિરૂદ્ધ મદદ દેવાની તેને જરૂર પડી હતી. પરંતુ રાજાને યુદ્ધે ચઢવાને નાણુ જોઈતુ હતુ. ટનેજ અને પોન્ડેજનો કરવેરો ગેરકાયદે ઉઘરાવીને તથા દેવળમાં નહિ જનારા આગ્રહી કાથલિકોને દંડ કરીને તે નાણુ મેળવતો ખરો, તથાપિ તેને નાણાનો ઘણો સંકોચ રહેતો. તેણે 'રાજીખુશીની ભેટ' આપવાને દેશમા સઘળાકને માગણી કરી, પરતુ કોઈએ એક દોકડો પણ પરખાવ્યો નહિ. ત્યારેકે કોઈએ તેને

રાજા જુલમ કરી ઉછીતાં નાણાં કઢાવે છે. ૧૬૨૭

એવી સમજણ આપી કે લોકોની મરજી ઉપરાંત પૈસા કઢાવવાનો જુલમ થઈ શકે નહિ, પરતુ ઉછીતુ નાણુ આપવાની તેમને ફરજ પાડી શકાયછે, અને નાણુ ઉછીતુ લેવુ કે રાજીખુશીથી આપે તે લેવુ એમાં કાંઈ ઘણો ફરક નથી, કારણકે લીધેલું નાણું પાછુ આપવાનો ઘણુ કરીને સંભવ રહેતો નથી. એ ઉપરથી તેણે પરગણે પરગણે કામદારો મોકલી દરેક માણસ પાસેથી તેની શક્તિના પ્રમાણમા ઉછીતુ નાણુ કઢાવવાની આજ્ઞા કરી.

આ કૃત્યથી કેટલો અસંતોષ થયો હશે તેનો ખ્યાલ કરી શકાય!

ટયુડર ભૂપતિઓના અમલ નીચે દેશમાં શાન્તિ હતી, અને કરવેરાનો બોજો થોડો હતો. જેમ્સ રાજાએ પણ માલ ઊપર જકાત નાખીને તથા ફક્ત ધનવાન માણસોને નીચવીને નાણું વસૂલ કર્યું હતું, પરંતુ હમણા બકિંગહામનાં ઉડાઉપણાને લીધે અને યુદ્ધોને લીધે ખરચ થતો તે આપવા સારૂ પ્રત્યેક માણસના ખાનગી હિસાબની તપાસ કરી તેની પાસેથી જોરજૂલમે નાણાંની રકમ ઊછીતી કહડાવવામાં આવતી. વળી યુદ્ધોનું પરિણામ નામોશી ભરેલું હતું. દેશના જુદા જુદા ભાગોમાંના બધુ મળીને ૮૦ ગૃહસ્થોએ એક દમડી પણ ધીરી નહિ, તેથી તેમને કેદી બનાવ્યા, અને જે ગરીબ લોકોએ પૈસા આપવાની નાકબી, તેમને જબરાઈથી સિપાઈ બનાવ્યા, અગર તેમનાં ઘર આગળ મોસલ બેસાડયા.

ઘણો અસંતોષ ફેલાયો

અન્તે લડાઈની તૈયારી પૂરી થઈ, અને બકિંગહામ સો વહાણનો કાફલો હંકારી લારોશેલ નગર ઉપર ચઢયો. એ શહેરની સમીપ આવેલા રે નામના બેટમાં સન્ત માર્ટિન્સનો કિલ્લો હતો, તેને તેણે ઘેરો ઘાલ્યો; એ ઘેરામાં તેને ફતેહ મળી હોત તો લોકો રાજી થાત, કેમકે પ્રોટેસ્ટન્ટ લોકોને મદદ દેવાના ઉદ્દેશાથી તેણે લડાઈ જમાવી હતી. પરંતુ હમેશાની પેઠે હાલપણ બધો કારભાર ઠીક ચાલ્યો નહિ. ફ્રેન્ચ લોકોએ ઈંગ્રેજી વહાણોની હાર તોડી અંદર ઘૂસી જઈ કીલ્લામાં ખોરાક પહોંચાડયો. બકિંગહામની ફોજમાં રોગ ચાલવાથી સીપાઈઓ ટપાટપ મરવા લાગ્યા, તેથી નવુ લશ્કર લાવવાને માટે તેને સ્વદેશ પાછા આવવુ પડયું.

લારોશેલનગરનો ઘેરો ઉઠાવવામાં બકિંગહામ પાછો પડેછે, ૧૬૨૭.

ઈંગ્રેજ લોકોપર ભારી ગમગનીનો પડદો પડયો. જે પ્રજા આગાઊ ઘણી સમર્થ ગણાતી હતી તે પ્રજાનું હાલમાં બીજા લોકોની સમક્ષ વારંવાર માનભંગ થતું હતું. જે પ્રજા પોતાની સ્વાધીનતા

અને કાયદાનો ગર્વ કરતી તે પ્રજાએ હાલમાં પોતાની નજર આગળ નિરપરાધી માણસોને કેદી બનાવેલા જોયા. ગામડાંના પાંચ સદ્‌ગૃહસ્થોને બદીખાને ઘાલ્યા હતા, તેઓએ ન્યાયાધીશોને હેબિયસ* કોર્પસની દરખાસ્ત આપી, એટલે અરજ કરી કે જેલર કેદીને અદાલતમાં હાજર કરી જે ગુન્હાને માટે તેને કેદ કર્યો હોય તે ગુન્હાની કેફિયત જણાવનારૂ વારંટ રજુ કરે એવો હુકમ આપો. ખરી વાત એ હતી કે એ પાચ ગૃહસ્થોને કશો ગુન્હો લાગુ થતો નહતો, કારણકે પૈસા ધીરવાની ના કહેવી એમા કાંઈ અપરાધ નહતો અને મહાન્ પટાની એક કલમમાં સાફ જણાવ્યું હતું કે દેશના કાયદા વિરૂદ્ધ અથવા સમાન પદવીના પંચનો ઠાવદેસર અભિપ્રાય લીધા વિના કોઈપણ શખ્સને પકડવામાં અને કેદ કરવામાં આવશે નહિ. તેમ છતાં ન્યાયાધીશોએ રાજાની ઈતરાજી થશે એવા ડરના માર્યા એ માણસોને પાછા કેદમાં મોકલી દીધા.

કેદમાં પૂરવા બાબત પાંચ ગૃહસ્થો અપીલ કરે છે

એ ઉપરથી પાર્લામેન્ટે હવે તેમને મુક્ત કરવાની માગણી કરી, અને સરજોન એલિયટ તથા સર ટામસ વેંટવર્થ એ બેઉ જણા સભામાં નીડર થઈ બોલ્યા. વેંટવર્થ બોલ્યો કે આપણી પરાપૂર્વની સ્વાધીનતાનું આપણે રક્ષણ કરવું જોઈએ; આપણા પૂર્વજોએ કરેલા કાયદામાં નવા કાયદાનો ઉમેરો કરી આપણે તેને મક્કમ કરવા જોઈએ ત્યારેકેડે કામન્સની સભાએ 'પિટિશન ઓવ્ રાઈટ' એટલે 'હકની અરજી' ઘડી તૈયાર કરી ગેર કાયદે લેવાતા કરવેરા નજરાણા કે ભેટ સખતી અને ગુન્હા વગર કોઈને કેદ પકડવા સબબી અમુક કબૂલાતો દેવાની રાજાકને માગણી કરી. પેહેલી માગણી એ હતી કે પાર્લામેન્ટની સંમતિ વિના કોઈપણ સ્વતંત્ર માણસ કનેથી ઉછીના પૈસા ઉઘરાવવા નહિ. યોગ્ય કારણ દર્શાવ્યા વિના કોઈપણ સ્વતંત્ર માણસને તુરંગમાં મોકલવો નહિ, એ તેમની બીજી માગણી હતી. અમીરોની સભાએ એ અરજી માન્ય રાખી, અને

પિટિશન ઓવ્ રાઈટ એટલે હકની અરજી, ૭મી જુન ૧૬૨૮

* હેબિયસ કોર્પસ (શરીર હાજર કર) એ શબ્દો હુકમના આરંભમા હતા, તે ઉપરથી એ નામ પડ્યું છે.

રાજાએ તે રદ કરવાના ઘણાં ફાંફાં માર્યાં. પરંતુ નાણાંની ઘણી ભીડ હોવાથી છેવટે તેણે નમતું મૂક્યું, તેથી સને ૧૬૨૮ ના જૂનની ૭ મી તારીખે તે અરજી કાયદા તરીકે પસાર થઈ. દેશમાં ઠેકઠેર મગળકારી તાપણીઓ સળગી અને દેવળોમાં ઘંટ વાગ્યા. એ ઉપરથી સ્વતંત્રતા ફરી મળવાને લીધે લોકોને કેટલી બધી ખુશી થઈ હતી તે માલૂમ પડતું. કામન્સની સભાએ રાજાના માગ્યા પ્રમાણે નાણાં ઉઘરાવવાની મંજુરી આપી, પરંતુ બકિંગહામને બરતરફ કરવાની એ સભાએ જ્યારે માગણી કરી, ત્યારે તે વાત કાનપર ન ધરતાં રાજાએ થોડાક વખત પાર્લામેન્ટ મોકૂફ કરી.

માનીતા બકિંગહામને આરોપી ઠરાવવાનો કામન્સની સભાને ફરી પ્રસંગ મળ્યો નહિ. આગષ્ટ મહિનાની ૨૩ મી તારીખે તે ડયૂક લારોશેલ નગરપર બીજી ચઢાઈ લઈ જવાને પોર્ટસ્મથ બંદરેથી નીકળવાની તૈયારી કરતો હતો, તેવામાં જોન ફેલ્ટન નામના કોઈ એક જનુની સીપાઈએ સાર્વજનિક સભામંડપના બારણા આગળ કાળજામાં ખંજર ભોંકી 'તારા આત્માપર દેવ દયા કરો' એમ કહી તેનો પ્રાણ લીધો. એ ફેલ્ટનને પહેલાં લશ્કરની નોકરીમાં વધારો આપવામાં આવ્યો નહોતો. બકિંગહામને દેશનો શત્રુ તે ગણતો હતો. પ્રધાનને ઠાર મારવાથી ગભરાટ થઈ રહ્યો, તે જ્યારે શાન્ત પડયો, ત્યારે ખૂની ફેલ્ટન ટોપી વગર ઉઘાડે માથે આમ તેમ ફેરા ફરતો માલમ પડયો. નાશી જવાની કોશિશ તેણે કરી નહતી. પાછળથી તેને ફાંશીને લાકડે લટકાવ્યો.

બકિંગહામનો વધ, ૨૩ મી આગષ્ટ ૧૬૨૮.

ધિક્કાર પામેલો ડયૂક મરણ પામ્યો, એટલે લોકો ઘણા રાજી થયા. પરંતુ બકિંગહામનો સેક્રેટરી (કામદાર) વેસ્ટન કરીને હતો તેને ચાર્લ્સે મુખ્ય ખજાનચીની જગા આપી, અને સઘળો કારભાર પહેલાંની માફક ચાલવા લાગ્યો. કાફલો લારોશેલ નગર પહોંચ્યો ખરો, પરંતુ ફતેહ થઈ નહિ, તેથી રાજાએ સને ૧૬૨૯માં ફ્રાન્સજોડે સંધિ

કરી. રિશલુ નામે ફ્રાન્સનો મુખ્ય પ્રધાન હતો, તેણે લારોશલ જીતી લઈ આખી દુનીયાપર ઈંગ્લાન્ડનો મોભો ઉતારી નાંખ્યો. ખરૂં જોતાં યૂરોપખંડપર ઠામઠામ કાથૅલિક પક્ષનો પગ પાછો ફરવા લાગ્યો, અને એજ કારણને લીધે રાજાએ બાથ તથા વેલ્સ રાહેરના બિશપ લાડને લંડનના બિશપની પદવી આપી, ત્યારે લોકોએ ઘણો અસંતોષ જણાવ્યો. એ લાડને કાથૅલિકોની માફક ધર્મક્રિયામાં અનુપમ શણગાર અને કર્મકાંડનો આડંબર ગમતાં હતાં, અને રાજાનો ઇશ્વરી હક છે, તથા તેની સત્તા સ્વતંત્ર છે, એવા વિચારોને તે હમેશાં પુષ્ટિ આપતો હતો. આવો કુલઅધિકાર હમણાં ચાર્લ્સરાજા પોતાની નજરમાં આવે તેમ વાપરતો. ટનેજ અને પૌન્ડેજ વેરા તે ઉઘરાવતો. કોઈ વેપારીઓ એ કર આપવાની ના પાડે તો તેમનો માલ જપ્ત કરતો.

લાડને લંડનનો બિશપ નીમ્યો, ૧૬૨૮.

એવું બન્યું કે પાર્લામેન્ટના એક સભાસદનો કેટલોક માલ રાજાએ જપ્ત કર્યો. સને ૧૬૨૯ ના જાન્યુઆરીમાં પાર્લામેન્ટ ફરીને મળી, તે વારે સર જોન એલિયટે એવી સૂચના કરી કે કુરજાના અધિકારીઓ પૈકિ જેમણે માલ જપ્ત કર્યો હોય તેમને બોલાવી મંગાવી શિક્ષા કરવી. ગુન્હેગાર અધિકારીઓને પૂછતાં કહ્યું કે, અમે રાજાના હુકમથી માલ કબજ કર્યો છે. પછી ચાર્લ્સે સભાના પ્રમુખને પાર્લામેન્ટ મોકૂફ કરવાની આજ્ઞા કરી. હુકમ પ્રમાણે સભા મોકૂફ તો કરી ખરી, પરંતુ સભાસદો પાછા ભેગા થયા, એટલે રાજાએ બીજો હુકમ કાઢી ઉઠી જવાનું કહાવ્યું, પણ તે કોઈએ કાને ધર્યું નહિ. પ્રમુખે ખુરશી પરથી ઉઠવાની કોશિશ કરી, પરંતુ બે સભાસદોએ તેને પકડીને બેસાડી રાખ્યો, અને દરવાજે તાળાં દીધાં; પછી એલિયેટે એક દરખાસ્ત મત પર મૂકી. દરખાસ્ત એવી હતી કે જે કોઈ ધર્મસંબંધી ફેરફારો

પાર્લામેન્ટ માર્ફ ફરવી રાજાની સામે થાયછે, સને ૧૬૨૯.

દાખલ કરે, અથવા જે કોઈ પાર્લામેન્ટે મંજૂર નહિ કર્યું હોય એવું હાંસલ ભરે યાને લે તે રાજદ્રોહને પાત્ર છે. સભાસદો 'હા, હા,' પોકારી પોતાનો મત જાહેર કરતા હતા, એટલામાં તાળાં તોડી દરવાજા ખુલા કરવાને રાજાના સિપાઈ આવી પહોંચ્યા; પરંતુ એટલું બધું કરવાની જરૂર પડી નહિ. સભા એકદમ મુલતવી રહી. રાજાએ તેને થોડા દહાડા પછી વિસર્જન કરી. એલિયટ અને બીજા કેટલાક સભાસદોને તેણે તુરંગમાં મોકલી આપ્યા, પરંતુ જેઓ તાબે થયા, તેમને તુરતજ છૂટા કર્યા. માત્ર એલિયટ, વાલેન્ટાઈન અને સ્ટ્રોડ એ ત્રણ જણાએ પાર્લામેન્ટના અધિકાર વિરૂદ્ધ કાંઈપણ કહેવાની ના પાડી તેથી ટાવરગઢમાં સાડાત્રણ વરસ કેદ ભોગવી એલિયટ મરણ પામ્યો. સ્વતંત્રતાના હકમાં જેઓએ મરણીઆ થઈ પોતાનો ભોગ આપ્યો તેઓમાં એ સૌથી પહેલો હતો.

પાર્લામેન્ટમાં દાખલ અને તેનું વિસર્જન થવું.

સર જોન એલિયટનું મરણ, ૧૬૩૨.

હવે પછીનાં બીજાં અગિયાર વરસ સુધી ચાર્લ્સે પાર્લામેન્ટ વગર અમલ કર્યો, તે દરમ્યાનમાં તેના મુખ્ય પ્રધાન વેસ્ટન, લાડ, અને વેન્ટવર્થ હતા. એલિયટ અને પીમ જેવા વીર પુરૂષો પાર્લામેન્ટની સ્વાધીનતા જાળવવાને કેવા બહાર પડ્યા હતા, તે આપણે જાણી ગયા. હાલમાં તેમના જેવા બે આગ્રહી પુરૂષોમ્પે- વેન્ટવર્થ જે આગળ જતાં લાર્ડ સ્ટ્રાફર્ડ થયો હતો તેણે અને લાડે-રાજા નિરંકુશ છે, એવું જણાવી તેના તરફથી ઝૂંડો પકડ્યો હતો. એ બેમાંનો કયો પક્ષ જય પામશે, તે વિષે સવાલ ઉત્પન્ન થયો. વેન્ટવર્થ ઘણો લોભી હતો. બકિંગહામના મરણ કેડે પોતાના જૂના દોસ્તદારોનો ખુલ્લી રીતે ત્યાગ કરી તે રાજાના પક્ષમાં જઈ ભરાયો હતો. ઉત્તર

વેન્ટવર્થ અને લાડ.

મુલકના કારભારી મંડળનો અધ્યક્ષ બની તેણે ઘણી સખ્તિ વાપરી અમલ ચલાવ્યો હતો. લાડ તેના કરતાં દીલનો વધારે સાચો, અને એકમાર્ગી હતો ખરો, પરંતુ માઠા ભાગ્યે સાંકડા મનનો અને ધર્મોંધ હતો. એ બે પુરૂષોએ પોતાના માલિકનું નિકન્દન કરાવવામાં પ્રથમ મદદ દીધી, અને પાછળથી તેનો પક્ષ કરી મરણિયા થઈ પ્રાણ હોમ્યા.

પહેલા પાંચ વરસ લગી બહારથી બધું શાન્ત દેખાતું. મધ્યમ પંક્તિના વિચારવાળા પુરૂષોને ભાસ્યું કે કામન્સની સભા મર્યાદા છોડી બહુ આગળ વધી છે, અને તેણે રાજાનું અપમાન કર્યું છે. વેસ્ટન ખજાનચી નજરવાળો હતો તેણે વેરા નાંખી લોકોની ઉપર જૂલમ કર્યો નહિ, તેથી તેઓ સંતોષાઈ રહ્યા. એજ સમય ઉપર એટલે સને ૧૬૩૫ માં દેશમધ્યે ગામે ગામના કાગળ પહોંચાડવાનું ટપાલ ખાતું પ્રથમ સ્થાપન થયું. દર અઠવાડિયે અઠવાડિયે ટપાલના કાગળો લેઈ જવાતા. ભાડાની ગાડીઓ પ્રથમ ૧૬૨૫ માં શરૂ થઈ, તે હાલમાં પુષ્કળ મળતી, પરંતુ ઘીચ વસ્તીવાળા મહોલ્લાઓમાં ફરવાની તેને રજા થઈ નહોતી. શહેરમાં એક જગાએથી બીજી જગાએ જવાને ડોળીઓનો વાપર સને ૧૬૩૪ માં શરૂ થયો. લગભગ આ સમય ઉપર એક મહાન્ શાસ્ત્રીય શોધ થઈ હતી. રાજ્ય વૈદ્ય હાર્વીએ સને ૧૬૨૮ માં લોહીના ફરવા સંબંધી એક પુસ્તક રચી બહાર પાડ્યું. ગામડાંમાં લોકો સુખશાન્તિમાં રહી કેવી રીતે દિવસ નિર્ગમન કરતા, તેનો સહેજ આભાસ જ્યોર્જ હર્બર્ટ નામે કોઈ એક ભોળા દીલનો પાદ્રી કવિ હતો તેના ચરિત્ર ઉપરથી મળેછે. તેણે ધર્મ વિષય ઉપર પોતાની તરેહવાર કવિતાઓ વિલ્ટશાયર પરગણાના બેમર્ટન ગામમાં પોતાને રહેવાના તકિયામાં બેશી લખી હતી, અને માંહોમાંહેની મારામારીનો વખત શરૂ થયો તે પહેલાં સને ૧૬૩૩ માં સ્વધામ પહોંચ્યો હતો. સને ૧૬૩૩ માં મિલ્ટન કવિ-

દેશમાંહેના કાગળો માટે ટપાલખાતુ સ્થાપન થયુ ૧૬૩૫.

હાર્વી, જ્યોર્જ હર્બર્ટ અને મિલ્ટન.

એ બકિંગહામ પરગણાના હોર્ટનગામે પોતાનું કોમસ નામનું કાવ્ય રચ્યું. પહેલાં તે ધર્મ ખાતામાં નોકર હતો. પણ હાલ તે નોકરી તેણે છોડી દીધી હતી કેમકે ત્યાં તેને મન મુકીને પોતાના વિચારો જણાવવાની છૂટ રહેલી નહોતી.

આ સઘળો વખત પ્યુરિટન લોકોનાં મોટાં ટોળાં દેશ છોડી ન્યુ-ઈંગ્લાંડ જતાં હતા. સને ૧૬૩૦ મા જોન વિન્થ્રોપ એક હજાર પ્યુરિટનોને ત્યાં લઈ ગયો, અને ત્યાર પછીના અગિયાર વરસના

અમેરિકા ખાતે વિદેશગમન.

અરસામાં કઈ નહિતો બીજા વીસ હજાર માણસો દરિયાપર ઉપડી ગયાં. લોર્ડ બાલ્ટિમોર કરીને એક કાથેલિક અમીર હતો, તેણે ૧૬૩૪ મા વર્જીનિયાની ઉત્તરે મેરીલાન્ડ નામનું એક નવું સંસ્થાન જમાવ્યું. દેવળમાં નહિ જવાનો આગ્રહ ધરનારા કાથલિકોને માટે આ સંસ્થાન કરેલું હતું તથાપિ ત્યાં સૌથી પહેલો કાયદો કરવામાં આવ્યો તે એ કે હરેક માણસને પોતાનો ધર્મ પાળવાની છૂટ છે.

લાવી કૅનોર પ્રાંત વસાવવાનો પ્રયત્ન કર્યો. એ પ્રમાણે તેના અમલમાં કેર વર્તી રહ્યો. આયર્લૅન્ડના લોકોપર તેનો કકડતો હાથ રહ્યો, ત્યા લગીતો તેઓ નિરાન્ત વાળી બેઠા, પરંતુ તેણે પૂઠ ફેરવી એટલે તેઓએ ત્રાસ ઉપજાવે એવો ઉથલો માર્યો, તે આગળ જતાં આપણા જાણવામાં આવશે

વેન્ટવર્થ આયર્લૅન્ડ ગયો તેજ વરસમા કાન્ટર્બરીનો આર્ચબિશપ આબટ ગુજરી ગયો એ પુરૂષ હમેશા શાન્તિ જાળવનારો હતો. ત્યારકેડે લાડ આર્ચબિશપ થયો, અને બે વરસ પછી સને ૧૬૩૫મા વેસ્ટન મરી ગયો, એટલે તે ઇંગ્લાન્ડનો ખરેખરો મુખ્ય મન્ત્રિ થયો. તેણે એકદમ જૂના ધર્મને મળતા પુષ્કળ ફેરફારો કરવા માંડ્યા. ઉદાહરણ, ઘણો વખત થયાં દેવળના મધ્ય ભાગે પીઠિકા રહેતી હતી તેને પૂર્વ છેડા તરફ હઠાવી, દહેરામા રંગેલી બારીઓ ફરીને દાખલ કરી, અને લેમ્બેથ મદિરમાં ઈસુની મૂર્તિવાળો ક્રૂસ મુકયો. એ ફેરફારોથી પ્યુરિટન લોકો ભયભીત બન્યા.

પ્યુરિટન લોકો જોડે લાડ કલહ કરે છે

હાલના જમાનામા કોઈને ભક્તિ કરવાને દેવળમાં જવાનું ઠીક ન લાગે તો બીજે ઠેકાણે જઈ પ્રાર્થના કરી શકે છે, પરતુ તે કાળમાં લોકો સમજતા નહિ કે ઉપાસના અનેક પ્રકારે થઈ શકે છે. તે વખતનાં બધા દેવળોમાં એકજ પ્રકારનો ભક્તિમાર્ગ ચાલતો હતો, તેથી દરેક માણસને દેવળમા જવાની સખ્તિ કરવામા આવતી એ કારણથી લાડ જેવો કોઈ સત્તાધારી લોકોને અણગમતા ફેરફારો કરતો, ત્યારે બખેડા કરીને ખળભળાટ ઉત્પન્ન થતો. પ્યુરીટન લોકોની સખ્યા હમણાં ઘણી વધી ગઈ હતી, અને પાર્લામેન્ટના હુકમથી લોકો રવિવારનો દિવસ પહેલાં કરતાં વધારે ભક્તિભાવથી પાળતા. અસલના વખતથી ઘણાખરાં ગામોમા રમત ગમતો થતી તેથી છાકટાપણું પેદા થાય છે, એમ જણાવી સુલેહના અધિકારીઓએ

હાલ તેમનો અગ્રકાવ કર્યો લાડે અને રાજાએ કાયદાની દરકાર ન કરતા રમતગમતનો પાછી દાખલ કરવાનો નિશ્ચય કરી પાદ્રી-ઓને ધર્માસનપર બેસી તે બાબતનો બોધ કરવાની આજ્ઞા કરી. પાદ્રીઓએ એવી જાતને બોધ કરવાની ના પાડી, તે કારણથી સેંકડો પ્યુરિટન ધર્માધિકારીઓની જીવાઈ છીનવી લેવામા આવી એટલુંજ કાંઈ બસ નહતું, કેમકે એજ સમય ઉપર લાડના કારભારની વિરૂદ્ધ લખાણુ કરવાને માટે પ્રિન્ન નામના એક વકીલને, બારટવિક વૈદ્યને, તથા બર્ટન નામના પાદ્રીને સ્ટાર ચેમ્બર કોરટમા ધસડાવી શિક્ષા કરવામા આવી તેમને હેડમા ઘાલી કાન કાપી નાખ્યા, અને જન્મ પર્યંત કેદની ટીપ મારી. આવી જાતના ક્રૂર કર્મોનું પરિણામ એ આવ્યું કે મધ્યમ વિભાગના લોકો પ્યુરિટનોના પક્ષમા જઈ ભરાયા એ પ્રમાણે રાજા અને તેના પ્રધાનો ડગલે ડગલે પ્રજાનો પ્રેમ ગુમાવતા, તે આપણા લક્ષમા આવે છે.

પ્રિન્ન બાસ્ટવિક અને બર્ટનને શિક્ષા મળી, સને ૧૬૩૭

ચાર્લ્સ રાજા ઘણો વખત થયા હકની અરજીમા આપેલા વચનનો ભંગ કરતો હતો આગળના વહિવટ પ્રમાણે તે નાણું ઉઘરાવતો, અને જે લોકો સામા થતા, તેમને સખ્ત સજા કરતો હાનમાં એક કાફલાની જરૂર પડી, માટે સમુદ્ર કાંઠાપરના શહેરોને વહાણો પૂરા પાડવાનો અગર વહાણને અભાવે શિપ મની એટલે વહાણ વેરો આપવાનો હુકમ કર્યો. અગાઉ ઈંગ્લાંડપર નૌકાસૈન્યનો ધૂંળોરા થયો તે વેળા તેઓએ એલિઝાબેથને એ પ્રમાણે વહાણો મોકલી આપ્યા હતા આ માગણી હકની અરજીમા કરેલી પ્રતિજ્ઞાથી ચોખ્ખી રીતે વિરૂદ્ધ હતી, અને એથી પણ આગળ જઈને તેણે દેશના માંહેના ભાગના શહેરો કનેથી એ કર વસૂલ કરવા માંડ્યો,

રાજા વહાણ વેરો ઉઘરાવે છે, ૧૬૩૪ ૧૬૩૮

ત્યારે બકિંગહામ પરગણાના એક સ્કવાયરે (ગૃહસ્થે) તે ભરવાની ના પાડી, અને કાયદાની દાદ માગી. બાર ન્યાયાધીશોને હાથ તેનો ઇન્સાફ સોંપ્યો. તે વેળા સઘળા ન્યાયાધીશો રાજા પડે નીમતો, તથાપિ એ બારમાંના પાંચ જણે છાતી ઠોકીને મત આપ્યું કે હેમ્પડનની તકરાર વાજબી છે. પરતુ હેમ્પડનની વિરૂદ્ધ વધુ મત પડવાથી વેરો કાયમ રહ્યો, અને આખું ઇંગ્લાંડ કકળી ઉઠયું.

હામ્પડેન વ્હાણ વેરાની સામા અપીલ કરે છે.

તથાપિ આ અરસાપર રાજાએ તથા લાડૅ ઇંગ્રેજી પ્રાર્થના પુસ્તક વાપરવાનું ફરમાન કાઢી સ્કાટ લોકો જોડે વિરોધ કર્યો નહિ હોત તો, આ તોફાન પણ શમી જાત. ધર્મસુધારાના સમયથી જોન નોકસકૃત પદ્ધતિ તથા આપોઆપ સ્ફુરી ઉઠેલાં ભજનનો પાઠ સ્કાટ લોકોમાં ચાલતો હતો. ઇંગ્રેજી પ્રાર્થના પુસ્તક પોપિશ (કાથેલિક) મત ઘુસાડનાઇ તેમને ભાસ્યું, તેથી તેને મન્જૂર રાખવાની હાલમાં તેમણે સાફ ના પાડી. એડિનબરો નગરના મુખ્ય દેવળમાં ધર્માધિકારીએ એ પુસ્તકમાંથી પ્રાર્થના વાંચવા માંડી, એટલે કોઈ ઘરડી બાયડીએ તેના માથામાં એક બાજઠ છૂટો માર્યો. એવી ફિતુરી વૃત્તિ આખા સ્કાટ્લાંડ દેશાની થઈ ગઈ. બધી સમાજોપર સંદેશો મોકલી રાજાએ કહાવ્યું કે "તમારે શરણ થવું." પરંતુ ફળ માત્ર એટલુંજ નીપજ્યું કે ૧૫૫૭માં નેશનલ કોવેનન્ટ નામે એક કરાર થયો હતો (૨૩૫ મું પાનું જુઓ) તે તેમણે વિધિપૂર્વક ફરીને તાજો કર્યો, અને ગૃહસ્થો, અમીરો, તથા ઉપાધ્યાયો એક પ્રતિજ્ઞાપત્ર લેઈ ઘોડે બેશી દેશમાં બધે ફરી વળ્યા, અને જે જે ગામે ગયા તે તે ગામના લોકોની સહી તેપર કરાવી લીધી.

ચાર્લ્સ એરજુલમથી સ્કાટ લોકો મધ્યે પ્રાર્થના પુસ્તક દાખલ કરવાની કોશીશ કરે છે.

કોવેનન્ટરો એટલેકરાર કરનારા

સ્કાટ લોકોપર રાજાને ઘણો રાગ ચઢયો. તે કૂચ કરી સરહદપર ગયો, પરતુ સ્કાચ કરારદારો તૈયાર હતા, અને ઇંગ્રેજી લશ્કરની

લાગણી તેમની તરફ હતી તેથી એ લડશે નહિ એવી ચાર્લ્સને ચેતવણી મળી. એ કારણથી તેને નમતી દોર મૂકવી પડી. ફરી પાછા આવીને સ્કાટ લોકોપર જીત મેળવવાનો પોતાના મન સાથે નિશ્ચય કરી તે લંડન પાછો વળ્યો. તેણે વેન્ટવર્થને ઈંગ્લાન્ડ આવવા કહેણ મોકલ્યું આ વેળા વેન્ટવર્થ સ્ટ્રાફર્ડનો અર્લ થયો હતો સ્ટ્રાફર્ડે આવીને પાર્લામેન્ટ બોલાવવાની તેને સલાહ દીધી. ત્યાર કેડે પોતાની સારી કવાયત શીખેલી ફોજને ઈંગ્લાન્ડ આણવાને માટે તે પાછો આયર્લાંડ ઉતાવળે દોડી ગયો.

લાર્ડ સ્ટ્રાફર્ડને ઈંગ્લાંડ પાછો બોલાવ્યો

તથાપિ લોકો કેટલા બધા બેદિલ થવા માંડ્યા હતા, તેનું સ્ટ્રાફર્ડ કિંવા રાજાને કાંઈભાન નહોતું અને ૧૬૪૦ ના એપ્રિલની ૧૩ મી તારીખે પાર્લામેન્ટની સભા ભરાઈ, પરતુ તેની બેઠક માત્ર ત્રણ અઠવાડિયાજ રહી. પ્રજાના દુઃખની દાદ સાંભળી રાજા નિરાકરણ કરે નહીં ત્યાં લગી પૈસા ઉઘરાવવાની સમતિ આપવાની એ સભાએ ના કહી. વળી સ્કાટ્લાન્ડ સાથે લડાઈ કરવાની તેણે ખુશી જણાવી નહિ, તે ઉપરથી ચાર્લ્સે હમેશાની માફક દુરાગ્રહ પકડી પાર્લામેન્ટને બરતરફ કરી, અને મળ્યુ તેટલું લશ્કર જમાવી ઉત્તર તરફ કૂચ કરી ગયો. સ્કાટ લોકોએ તેની આગમચ ઈંગ્લાન્ડમા ઉતરી આવી નાર્થમ્બરલાંડપર ચઢાઈ કરી હતી, અને હમણા ન્યુકાસ્ટલની થડમાં ન્યૂબર્ન ગામ આગળ ઇંગ્રેજોને હરાવી ડર્હામ પરગણામાથી હાંકી મૂક્યા. એથી કરીને નાણાંની મોટી રકમ આપવાનું વચન દેઈ ચાર્લ્સને તહ કરવાની ફરજ પડી. બીજી પાર્લામેન્ટ મેળવ્યા સિવાય એ રકમ તેને મળી શકે એમ નહોતું.

ફરી પાર્લામેન્ટ, ૧૬૪૦.

હાલ આવી મુશ્કેલીમા ફસાઈ પડેલો હોવાથી હરકોઈ પાર્લામેન્ટ તેને માથે ચઢી બેસેજ એમાં કાંઈ શક નથી, અને 'લાંબી પાર્લામેન્ટ' જે સને ૧૬૪૦ ના નવેમ્બરની ૩ જી તારિખે ભેગી મળી

તેણે રાજાથીએ વધારે લાંબું આયુષ્ય ભોગવ્યું. કામન્સની સભાએ પહેલું કામ એ કર્યું કે પેલા કાન કાપેલા માણસોને છૂટા કીધા.

લાંબી પાર્લામેન્ટ ૧૬૪૦-૧૬૫૩, ૧૬૫૯-૧૬૬૦.

તેણે બીજું કામ એ કર્યું કે લાડ અને સ્ટ્રાફર્ડને શિર આરોપ મૂકી તેમની તપાસ ચલાવવાનો ઠરાવ કર્યો. કામન્સ લોકો સ્ટ્રાફર્ડ ઉપર બહુ ખારે બળતા, કારણ કે તેમના પક્ષ પરથી નીકળી જઈ તેણે રાજાનો પક્ષ કર્યો હતો. ઇંગ્લાન્ડમાં આયરિશ ફોજ આણવાનો ઘાટ તેણે ઘડ્યો હતો, અને પાર્લામેન્ટને પત નહિ કરવાનું રાજાને ઉત્તેજન આપ્યું હતું. આ વખતે સ્ટ્રાફર્ડ યાર્ક પરગણામાં હતો, અને ત્યાંથી આયર્લાન્ડ ચાલ્યા જવાનો વિચાર કરતો હતો, પરંતુ ચાર્લ્સે તેને ખાત્રી આપી કે 'તું લંડન આવીશ તો તારો એક પણ વાળ વાંકો થવા દઈશ નહિ.' તેથી તે લંડન જવાને પાછો ફર્યો. લંડનમાં આવી અમીરની સભામાં પેઠો, એટલે ફોરા આગળ પીમને તથા તેની પૂઠળ ૩૦૦ સભાસદોને તેણે ઉભેલા દીઠા. કામન્સની સભાએ તેના ઉપર રાજદ્રોહ કરવાનું તહોમત ફરમાવ્યું હતું, તે બાબતનો સંદેશો લઈ તેઓ ત્યાં આવી પહોંચ્યા હતા. હાલ તુરત તેને ટાવરગઢમાં મોકલી દીધો અને સને ૧૬૪૧ના જાનેવારીની ૩૦ મી

સ્ટ્રાફર્ડના આરોપની તપાસ, તેનો શિરચ્છેદ ૧૬૪૧

તારીખે તેની તપાસ વેસ્ટમિન્સ્ટરના દિવાનખાનામાં શરૂ થઈ. એ તપાસ ચાલતી હતી તેવામાં સર હેન્રી વૈને પોતાના બાપના કાગળો રજૂ કરી પૂરવાર કરી આપ્યું કે આયરિશ ફોજની મદદ લઈ ઇંગ્લાંડનું રાજ્ય ચલાવવાનો વિચાર રાજાને સ્ટ્રાફર્ડે સૂચવ્યો હતો. વૈન પેડ પીમનો ઇષ્ટમિત્ર હતો, અને તેનો પિતા રાજાનો એક દરબારી હતો. આટલો પુરાવો છતાં ચાલતા કાયદા પ્રમાણે સ્ટ્રાફર્ડને આરોપી ઠેરવવો એ કામ બહુ કઠણ હતું, તેથી ધારા પ્રમાણે કામ ચલાવવાનું મૂકી દઈ તેને દોષિત ઠરાવવાનો ખરડો પાર્લામેન્ટે પસાર કર્યો.

એ ખરડો રાજાકને સહીને માટે મોકલ્યો રાજાએ સહી કરવાની પ્રથમ નાપાડી, પરંતુ વાઈટ હોલના મહેલની આસપાસ ગુસ્સે ભરાયલા લોકોનું ટોળુ ફરી વળ્યુ, ને રાણી ઘણી ભયભીત બની ગઈ, તેથી આખરે રાજાએ આખમાં આસુ આણી પોતાના નિમક-હલાલ નોકરને ફાસીએ ચઢાવવાના ખરડાપર સહી કરવાને એક પચ નીમ્યું. વધારે ઉમદા દિલના સ્ટ્રાફર્ડે પોતાના માલિકને એક પત્ર લખી બચાવ કરવાના વચનમાથી મુક્ત કર્યા, પરંતુ રાજાએ નિરાધાર છોડી મૂકયો, એ દુ ખ તેને ઘણુ સાલ્યું મરણની તૈયારી કરતા તેણે કહ્યું કે રાજાઓનો વિશ્વાસ કરશો મા સને ૧૬૪૧ ના મે મહિનાની ૧૨ મી તારખે તેને ગરદન માર્યો, પરંતુ લાડનો શિરચ્છેદ સને ૧૬૪૫ લગી થયો નહિ.

સ્ટ્રાફર્ડના મરણ કેડે પાર્લામેન્ટે ઘણા સુધારા કર્યા "ત્રિવાર્ષિક ધારો" પસાર કરી પાર્લામેન્ટ કઈ નહિતો ત્રણ વરસ સુધી રહે અને હવે પછીની કોઈ પણ પાર્લામેન્ટને તેની મન્જૂરી વિના બરખાસ્ત કરી શકાય નહિ, એવું ઠેરવ્યું ઉત્તરની કૌન્સિલ, સ્ટાર ચેમ્બર અને હાઈ કમિશનની અદાલતો કાઢી નાખી ગેરકાયદે કર લેવાતા તેની વિરૂદ્ધ ધારા કર્યા આ વખતે પાર્લામેન્ટમા બે પક્ષ હતા પહેલો રાજપક્ષ, તેમા રાજાની ઉપર બહુ સખ્તિ નહિ કરવી એવા વિચારના સભાસદો હતા એ પક્ષના અગ્રેસર તરીકે લોર્ડ ફાકલાંડ અને હાઈડ નામે પુરૂષો હતા ફાકલાન્ડ જાતે બહાદુર, સભ્ય અને ઉદાર દિલનો હતો હાઈડને આગળ જતાં લોર્ડ કલારેન્ડનનો ઈલકાબ મળ્યો બીજો પ્યુરિટન પક્ષ, તેનો આગેવાન પીમ હતો પીમે દરખાસ્ત કરી કે રાજકૌન્સિલના સભાસદો, ન્યાયાધીશો, અને પ્રધાનોની નીમણુક હવે પછી પાર્લામેન્ટે કરવી આ દરખાસ્તપર ચર્ચા ચાલતી હતી, અને ચાર્લ્સ રાજા સ્કાટલાન્ડમા હતો, તેવામા આયર્લાન્ડથી ત્રાસદાયક સમાચાર આવી પહોંચ્યા

પાર્લામેન્ટને મળવા બાબત ત્રિવાર્ષિક કાયદા અને બીજા સુધારા, ૧૬૪૧

આયર્લાન્ડમાં સ્ટ્રાફર્ડે કાથેલિકોની ઉપર બહુ નિર્દયપણે જૂલમ ગુજાર્યો હતો. હાલમાં સ્ટ્રાફર્ડનો દાબ જતો રહેવાથી કાથેલિક લોકોએ સને ૧૬૪૧ ના અક્ટોબરની ૨૩ મી તારીખે ફિતૂર મચાવી ઇંગ્રેજ અને સ્કાચ લોકોની કતલ કરી તેમના ભાયડા, બાયડી અને છોકરાંને એવાં તો નસાડી મૂક્યાં કે તેઓ બરફમાં ગળી ગયાં, અથવા નદીમાં ડુબી મૂઆં. એ ખબર સાંભળતાં વારજ આખુ ઇંગ્લાન્ડ ભયથી ધ્રુજી ઉઠયું, અને ફિતૂર કરવા બાબત આયર્લાન્ડના લોકોએ રાજાની સહી સિક્કાવાળો હુકમ બતાવ્યો, ત્યારે તો તેમની દેહશતનો કાંઈ પારજ રહ્યો નહિ. ખરૂ જોતાં આયરિશ લોકો કતલ ચલાવશે, એવું ચાર્લ્સે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. પરંતુ તેમને ઉશ્કેરીને ઇંગ્રેજી પાર્લામેન્ટની સામા કરી મૂકવાની તેણે આશા ધરી હતી એ બાબત કાંઈ સંશય રહેતો નથી. તેની એ આશા સફળ થઈ ખરી, પરંતુ ધાર્યા પ્રમાણે બચી પાર ઉતરી નહિ; કારણ કે પીમ તથા હેમ્પડને પાર્લામેન્ટને બેધડકપણે બતાવી આપ્યું કે હવે પછી રાજા અને પ્રધાનોની ઉપર વિશ્વાસ રાખી શકાય એમ નથી. પાર્લામેન્ટે એક " લાંબો વાધો " તૈયાર કરી ઘણાં વરસ થયાં રાજાની તરફથી જે જે પીડા લોકોને થઈ હતી તે બધી એમાં નોંધી પ્રધાનોની નીમણુક પાર્લામેન્ટ કરે એવી માગણી કરી હતી. એ વાંધા ઉપર છેક સવારથી માંડી મધરાત સુધી બહુ જુસ્સા ભરેલી તકરાર ચાલી. છેવટે તે પસાર થયો. એટલે ઘણો ઘોંઘાટ થઈ રહ્યો. તે વખતે દૃઢ નિશ્ચયવાળો હેમ્પડન ત્યાં નહોત તો મારામારી થઈ લોહી વહ્યું હોત.

આયર્લાન્ડના પ્રોટેસ્ટન્ટોની કતલ, ૧૬૪૧.

લાંબો વાધો.

પાંચ દહાડા કેડે રાજા સ્કાટ્લાન્ડથી પાછો આવ્યો. પાર્લામેન્ટના ઘણા સભાસદો હજી પણ મારા પક્ષ પર રહી મને મદદ આપશે એવો ભરોસો રાખી તેણે લોર્ડ ફિમ્બોલટનને તથા આમની

સભાના પાંચ સભાસદો નામે પીમ, હામ્પડન, હોલીસ, હેસેલિરગ અને સ્ટ્રોડને પરહેજ કરવાને હલકારો મોકલ્યો. તેણે પોતાનું ગભીરવચન આપી કહાવ્યું કે મારો કાંઈ બળ વાપરવાનો ઇરાદો નથી; પરતુ પાર્લામેન્ટને તેનો વિશ્વાસ આવ્યો નહિ, તેથી સભાસદોને સ્વાધીન કરવાની ના પાડી, બીજે દહાડે વચન તોડીને એ પાંચ સભાસદો કેદ પકડવાને ગાર્દી સિપાઈઓ તથા હથિયારબધ સ્વારોનો રસાલો લઈ પાર્લામેન્ટમા તે દોડી આવ્યો. પેસતા વારને તેણે પાંચે જણની બેઠક ખાલી દીઠી. રાજાને હાથ આવે નહિ તેટલા માટે તેમને લંડન નગરમા મોકલી દીધા હતા. છેવટે તેણે પ્રમુખને કહ્યું કે મારા પખીડા ઉડી ગયેલા જણાય છે, પણ આશા છે કે તમે પકડીને મોકલાવી દેશો, નહિ તો હુ મારી મેળેતો ખોળી લઈશ જ, એમ કહી ગુસ્સે ભરાઈ તેણે ચાલવા માંડ્યું, એટલે સભાસદોએ 'હક હક' ના પોકારો કર્યા.

પાંચ સભાસદોને કેદ પકડવાની કોશિશ

પાંચ તહોમતદારો તેને હાથ ચઢ્યા નહિ. લંડન શહેર સદા બળવાન હતું, તે હમણા છેક સ્વતત્ર થઈ બેઠું હતું. તે કાળે એ શહેરમા હાલની પેઠે કેવળ વખારો કે કચેરીઓનો જમાવ ન હતો. તે સમયમાં એ શહેરના નાણાવટ અને ટેમ્પલબાર એ બે ભાગોની વચ્ચે ત્રણ લાખ લોકોના ઘર હતાં. વેપારીઓ કીમતી રાચરચીલાનાં ભરેલા મકાનોમાં રહેતા. દુકાનદારો દુકાનને માળે વાણોતર છોકરાઓ સાથે વસતા. એ છોકરાઓ દુકાનના પાટીયાપર બેઠાબેઠા 'શું જોઈએ છે' એવું રસ્તે જનારને પૂછતા. દરેક ધધાને અગે એકેકી મડળી હતી, જેવી કે વેપારી દરજીઓની, મચ્છી વેચનારાઓની કે સોનીની. દરેક મંડળીમાં કવાયત શીખેલા માણસોની ટોળીઓ હતી, તેમાં અમલદારો, આલ્ડર્મેન અને દુકાનદારો, તથા સિપાઈ તરીકે વાણોતર વર્ગ હતો. આવા સમર્થ રક્ષણ કરનારોના આશ્રય તળે રહી પેલા પાંચ સભાસદો આમની સભાની એક

લંડન નગર રાજાને તરછોડછ

કમીટીને દરરોજ મળતા એક અઠવાડીયા બાદ તેમને જયજયના પોકાર સાથે નદીને કિનારે થઈ વેસ્ટમિન્સ્ટરમા પાછા લાવવામા આવ્યા

આ સમય ઉપર સ્પષ્ટ જણાઈ આવ્યુ કે રાજાની સત્તા લડનમા રહી નથી તેથી રાજનગર તજી કુટુબ કબીલા લઈ તે હામ્પટન કોર્ટ મુકામે જઈ રહ્યો રાણી મોટા છોકરા સહિત દરિયો ઓળગી નેધર્લાન્ડ ગઈ, ત્યા પાદશાહી જવેરાત ગીરો મુકી નાણુ ભેગુ કરતી અને ૧૬૪૨ ના આગસ્ટની ૨૨ મી તારીખે રાજાએ નોટિંગહામ આગળ લડાઈનો વાવટો ચઢાવ્યો, એટલે પ્રજાવિગ્રહનો આરભ થયો

પ્રજાવિગ્રહનો આરભ તા ૨૨ મી આગષ્ટ સને ૧૬૪૨

હવે પછીના ચાર વરસની દરમ્યાન આખા ઈગ્લાન્ડપર લડાઈ લડાઈ થઈ રહી ઉપલક રીતે કહેતા, પશ્ચિમ ને ઉત્તર વિભાગના લોકોએ રાજાનો પક્ષ કર્યો, અને પૂર્વ તથા દક્ષિણ પ્રાન્તના લોકોએ પાર્લામેન્ટની બાજુ પકડી ૬૫ અમીરો અને કામન્સની સભાના અડધા મુખ્તયારો રાજાને પડખે રહ્યા રાજાનો ભાણેજ પ્રિન્સ રૂપર્ટ જે ઈલેકટર પાલેટાઈનનો પુત્ર હતો, તેણે પાદશાહી ઘોડેસ્વારની સરદારી લીધી એ ઘોડેસ્વાર પલટણ પ્રિન્સ રૂપર્ટનો રિસાલો એ નામે ઓળખાઈ તેમા સભ્યગૃહસ્થો અને તેમના દીકરા હતા તેઓ હિમતવાન અને સાહસિક સ્વારો હતા રાજપક્ષપર રહેલા બધા લોકોનુ નામ કાવેલિયર્સ એટલે સિપેદારો પડ્યુ હતુ

રાજપક્ષ અથવા કાવલિયર લોકો ( સિપેદારો )

કામન્સની સભાનો બાકીનો અડધો ભાગ, અમીર ખાનદાનના થોડા ગૃહસ્થો, પરગણામાના પુષ્કળ સ્વારપર પક્તિના ગૃહસ્થો, વેપારીઓ ને ધધાધારીઓ, એ સઘળાએ પાર્લામેન્ટનો પક્ષ પકડ્યો એ પક્ષમા નોકરો અને શીખાઉ વાણોતરો હતા તેઓ માથાપરના વાળ કાતરીને ટુકા કરતા, તેથી રાઉન્ડહેડ એટલે ટાલ

પાર્લામેન્ટનો પક્ષ કે રાઉડહેડ લોકો ( ગોળ માથાવાળા )

પડેલા ગોળમાથાના એમ કહી કાવેલિયર્સ લોકો તેમની હાંસી કરતા.

પ્રથમતો રાજાની ચઢતી થઈ. પાર્લામેન્ટની ફોજના સરદાર એસેકસના અર્લની નજર ચાર્લ્સનો પરાભવ ન કરતાં તેની વેરે સંધિ કરવાની હતી; અને પ્રિન્સ રૂપર્ટના આગળ ઝોકતા સ્વારોએ ખેડુત અને દુકાનદાર સિપાઈઓના દિલમાં ત્રાસ ઉપજાવ્યો. સપ્ટેમ્બર મહિનાની ૨૨ મી તારખે પોવિક બ્રિજ આગળ, અને અક્ટોમ્બર માસની ૨૩ મી તારીખે વૂર્સ્ટર પરગણામાં એજહિલ ગામ આગળ યુદ્ધો થયાં, તેમાં એકે પક્ષની ફતેહ થઈ નહિ. તથાપિ એકંદરે રાજાની ફોજની સરસી થઈ, અને એસેકસને પાછા હઠવું પડ્યું. તેની પાછળ પડી ચાર્લ્સ નવેમ્બર મહિનાની ૧૨ મી તારીખે બ્રેન્ટફર્ડ પહોંચ્યો, અને તેણે લંડન નગરપર હલ્લો કરવાની ધમકી આપી. જો રાજાએ આ વખતે તે શહેર જીતી લેઈ તેની સમૃદ્ધિ હાથ કરી લીધી હોત તો લડાઈનો અન્ત આવ્યો હોત; પરતુ કવાયત શિખેલી ટુકડીઓ હિમત. ધરીને શહેર બાર ટર્નહામગ્રીન સુધી આવી, એટલે રાજાની ફોજ પાછી ફરી.

પોવિક્બ્રિજ અને એજહિલ આગળ લડાઈઓ, સને ૧૬૪૨

ચાર્લ્સે હવે પોતાની છાવણી ઓક્સફર્ડ નગરમાં કરી, અને રાજ્યપક્ષવાળાઓએ નૈરૃત્ય તરફનાં પરગણાં રફતે રફતે જીતી લીધાં. આખા દેશમાં બધે લડાઈ સળગી ઉઠી હતી. ઉત્તરમાં પાર્લામેન્ટ તરફના સરદાર ફેરફાકસને ઘણું શોસવું પડ્યું. પશ્ચિમમાં કાર્નવાલ પરગણાના લોકો હડહડતા રાજપક્ષના હોઈ જનરલ વૉલરનો પરાભવ કરતા હતા, અને પ્રિન્સ રૂપર્ટ એસેકસ સંઘાથે ઓકસફર્ડ પરગણામાં લડાઈ લડતો હતો. પાર્લામેન્ટની કૌન્સિલ સલાહ કરવાની આશા નિરન્તર રાખતી હતી. માત્ર પીમ અને હામ્પડનને ભાસ્યું હતું કે લડાઈ લડ્યા વગર છુટકોજ નથી, પરંતુ એ બે

રાજ્યપક્ષની ફતેહ, સને ૧૬૪૩

ધીરેધીરે થોડા વખત પછી આ દુનિયા છોડી ચાલી જનારા હતા. સને ૧૬૪૩ ના જૂનની ૧૮ મી તારીખે પશ્ચિમ તરફ વેલરની સામે લડવા જતાં પ્રિન્સ રૂપર્ટ બકિંગહામ પરગણામાં ચાલગ્રોવ ગામ આગળ હામ્પડનની ભેટ લીધી. તે વેળા હામ્પડન કને એક નાની ઘોડેસ્વાર ટૂકડી હતી. લડાઈ થઇ તેમાં હામ્પડનની હાર થઈ, અને તેને કારી જખમ લાગ્યો. તેથી ઘોડાની ગરદનપર હાથ નાંખી લટકતે માથે રણક્ષેત્રમાંથી પલાયન કરીને ટેમ ગામે પહોંચ્યો. અહિં છ દહાડાનો આટલો ભોગવી કૌન્સિલની જાણને વાસ્તે પોતાની

હામ્પડનનું મરણ, તા. ૨૪ મી જુન સને ૧૬૪૩

ઘડેલી યોજના કાગળપર લખવાનો પ્રયત્ન કરતો કરતો તે દેવ શરણ થયો. મરતાં મરતાં તેણે જે બોલ કહ્યા તે આ હતા, "ઓ પરમેશ્વર, મારા દેશને બચાવ." બીજા બે મહિનાની દરમ્યાન એક પછી એક એમ ઘણાં શહેર રાજપક્ષવાળાને તાબે આવ્યાં. બાથ, એક્સિટર, બ્રિસ્ટલ, ડોર્ચેસ્ટર અને બીજાં ઘણાંએક નગરો તેમણે સર કર્યાં, અને ગ્લાસ્ટર નગરને મજબૂત ઘેરો ઘાલ્યો. લંડનના લોકો નારાજ થયા હતા તેથી પાર્લમેન્ટ મહાન સંકટમાં આવી પડી. પરંતુ બાજી પલટાવાને કાંઈ વિલંબ નહોતો. એસેક્સે મહા મુશ્કેલીએ એક મોટી ફોજ જમા કરીને તેની સહાયતાથી ગ્લાસ્ટરનો ઘેરો ઉઠાવ્યો. ત્યાર કેડે પાછા વળતાં સને ૧૬૪૩ ના સપ્ટેમ્બરની ૨૦ મીને રોજ બર્કં પરગણામાં ન્યૂબરી ગામ આગળ તેની અને રાજપક્ષવાળાની વચ્ચે લડાઈ થઈ તેમા લોર્ડ ફોકલાંડ 'સલાહ સલાહ' પોકારતો પડ્યો, અને વિશ્રાન્તિ લેવા સ્વર્ગે સીધાવ્યો.

પાર્લમેન્ટ પક્ષની ન્યૂબરી ફોકલાન્ડ માર્યો ગયો, તા ૨૦ મી સપ્ટેમ્બર, સને ૧૬૪૩.

દરમ્યાનમાં પીમે સર હેન્રી વેનને મદદ મેળવવા સ્કાટલાન્ડ મોકલ્યો હતો. સપ્ટેમ્બરની ૨૫ મી તારીખે પવિત્ર સપ અને પ્રતિજ્ઞા એ નામના કરારપર સહિયો થઈ. એ કરારનામાની રૂઈએ પ્રેસ્બિટે-

સ્કાટ લોકો જોડે સપનો કરાર, તા. ૨૫ મી સપ્ટેમ્બર સને ૧૬૪૩.

રિયન પંથનો બચાવ કરવાની સરતે સ્કાટ લોકોએ પાર્લમેન્ટનો પક્ષ કરી લડવાનું વચન દીધુ. આ કરારપર બધી સહીઓ લગભગ થઈ રહી, એટલામાં પીમ ચિન્તાથી સેકાઈ જઈ ડીસેમ્બરની ૮ મી તારીએ દેવલોક થયો.

ઓલિવર ક્રામ્વેલ.

પરંતુ તેની જગા લેવાને બીજો આગેવાન તૈયાર થઈ રહ્યો હતો, તેનું નામ ઑલિવર ક્રોમ્વેલ હતું. તે ધરડો, ઉત્સાહી, અને દૃઢ નિશ્ચયવાળો હતો. હન્ટિંગ્ટન પરગણાના એક ગૃહસ્થનો તે પુત્ર હતો. ઘણી મુદત થયાં પોતાના દેશને માથે આવી પડેલી આપત્તિનું તે અવલોકન કરતો હતો. સને ૧૬૨૮ ની પાર્લામેન્ટમાં હકની અરજી પસાર થઈ, તે વખતે તે હાજર હતો. સને ૧૬૪૧ માં સ્ટારચેમ્બરની વિરૂદ્ધ તેણે પોતાના વિચાર જણાવ્યા હતા, અને લડાઈ સળગી ઉઠી ત્યારે પાર્લમેન્ટપક્ષપર રહી લડવાને એકદમ લશ્કરનો જમાવ કરવા મંડી ગયો હતો. લડાઈની છેક શરૂઆતથીજ તેના લક્ષમાં આવ્યું હતું કે રાજાના જોમદાર કાવેલિયરોની સામા પાર્લમેન્ટની ફોજમાંના અનાડી ટોળાંઓ ટક્કર ઝીલી શકે એવા નથી. તે ઉપરથી તેણે ગૃહસ્થોને અને સ્વતંત્ર જમીનદારોને ભેગા કરી એક રસાલો ઉભો કર્યો. એ રસાલો લટફાટની દરકાર ન કરતાં સ્વાધીનતા અને ધર્મની ખાતર એકનિષ્ઠાથી લડયો. તેમાંના દરેક સિપાઈને પોતપોતાના ધર્મમત પ્રમાણે વર્તવાની છૂટ હતી. હરકોઈ સિપાઈ પ્રેસ્બિટેરિયન, બાપ્તિસ્ટ, કિંવા ઈન્ડીપેન્ડન્ટ માર્ગી હોય તેની ક્રોમ્વેલને પરવા હતી નહિ. સિપાઈ બની ઈશ્વરપર ભાવ રાખી પાર્લમેન્ટ પક્ષ તરફથી લડવાને રાજી હોય એ ઉપરાંત ક્રોમ્વેલને બીજુ કાંઈ જોઈતું નહતું. પરિણામ એ થયું કે ક્રોમ્વેલની સેના જે વજ્રબાહુ સેનાને નામે ઓળખાતી, તેણે પીમના મરણ પહેલાં ઘણો વખત થયાં રૂપર્ટના રસાલાના જેવીજ પ્રસિદ્ધિ મેળવી હતી, અને જ્યાં જ્યાં પગ મૂકતી

ક્રોમ્વેલની વજ્રબાહુ સેના

ત્યાં બધે ફતેહ મેળવતી. પાર્લમેન્ટ પક્ષને પહેલવારકી મોટી ફતેહ મળી તેનું ખાસ કારણ આ જ ફોજ હતી. પીમના મરણ કેડે સાત મહિને એટલે સને ૧૬૪૪ ના જૂલાઈની ૪ થી તારિખે જનરલ ફેરફાક્સની સરદારી હેઠળ સ્કાટ અને રાઉન્ડહેડ લોકોએ માર્સ્ટનમૂર આગળ રાજાના લશ્કરની ભેટ લેઈ તેનો પરાજય કર્યો.

માર્સ્ટનમૂરનો સંગ્રામ, તા ૪ થી જૂલાઈ સને ૧૬૪૪

આ વેળા ક્રોમ્વેલનો બારબોજ ઘણો વધી ગયો હતો. પાર્લમેન્ટના લશ્કરની સરદારી વધારે દૃઢતાવાળા પુરૂષો હાથમાં ન લે ત્યાં લગી લડાઇનો અન્ત આવનારજ નથી, એવું તેને સ્પષ્ટ ભાસ્યું હતું. તેણે કૌન્સિલને કહ્યું કે લશ્કરની પદ્ધતિમાં સુધારો થવો જોઇએ અને પાર્લમેન્ટના સભાસદો સેનાપતિનું કામ કરે છે તેમને બદલી નાંખી લશ્કરી અમલદારોને સેનાપતિ કરવા. તેના કહેવા પ્રમાણે અમલદારો નીમાયા. અને 'સ્વનિયામક કરાર' થયો, તેની રૂઈએ સભાસદોએ પોતાના લશ્કરી હોદ્દાઓ છોડી દીધા લશ્કરની વ્યવસ્થા નવેસર કરવામાં આવી, અને સર ટામસ ફેરફાક્સને સેનાધિપતિ ઠરાવ્યો. એની માગણીપરથી ક્રોમ્વેલને મદદનીસ સરદાર તરીકે થોડી મુદ્દત રહેવા દીધો. ક્રોમ્વેલ થોડો વખત સરદાર રહ્યો તે અરસામાં તેણે ધારેલું કામ પાર મૂક્યું. 'નવીન પદ્ધતિનું સૈન્ય' એ નામે ઓળખાતાં નવાં લશ્કરનો અને રાજાની ફોજનો સને ૧૬૪૫ ની જૂન માસની ૧૪ મી તારીખે નૉર્થામ્પટન પરગણામાં નેસ્બી ગામ આગળ મેળાપ થયો, તેમાં રાજાની ફોજનો છેક પરાભવ થયો. ચાર્લ્સ રાજા નાશીને વેલ્સ ગયો, અને ત્યાંથી નીકળી ન્યૂયાર્ક આગળ સ્કાચ લશ્કરને જઈ મળ્યો. ધીમેધીમે પાર્લમેન્ટ પક્ષે બધાં શહેરોને તેમનાં રક્ષણઅર્થે મૂકેલી પલટણો સહિત હાથ કરી લીધાં,

સ્વનિયામક કરાર, સને ૧૬૪૫

નેસ્બીનું યુદ્ધ, તા. ૧૪ મી જૂન, સને ૧૬૪૫

કૌન્સિલે રાજાને કહાવી મોકલ્યું કે તમે જો લશ્કર ઉપરનો કુલ અખ્તિયાર છોડી દેઈ વીસ વરસ પર્યન્ત અમને તે સ્વાધીન કરો, અને પ્યુરિટન લોકોની ઇચ્છા પ્રમાણે ભક્તિ કરવાની તેમને રજા દો, તો અમે તમને રાજા તરીકે પાછા માન્ય રાખવા ખુશી છીએ. પરંતુ શત્રુઓમાં માંહેમાંહે અણબનાવ કરાવી પાછા બધા-ના ઉપરી થઈ બેસવાની રાજાને ઉમેદ હતી. છેવટે સ્કાટ લોકો ચાર્લ્સની ખટપટથી કંટાળી ગયા, તેથી પાર્લમેન્ટ કનેથી ખરચ પેટે ચાર લાખ પોન્ડ લેઇને તેમણે રાજાને તેને સ્વાધીન કરી દીધો.

રાજાને નોર્થામ્પટન પરગણામાં હોમ્બી હાઉસ મધ્યે રાખ્યો અને ત્યાં તેનો ઘણો આદરસત્કાર કર્યો. પાર્લમેન્ટને લશ્કર સાથે ટંટો શરૂ થયો હતો, તે કારણથી થોડા વખતમાં પાછા રાજા થવાની ચાર્લ્સને ઉમેદ આવી. હમણાં લડાઈ સમાપ્ત થઈ હતી, તેથી લશ્કરને પગારનો માત્ર એક પઠાંશ ભાગ આપી રજા આપવાનો વિચાર પાર્લમેન્ટ કરતી હતી. પરંતુ લશ્કરમાં જે લોકો હતા, તેઓએ પોતાની સ્વતંત્રતા અને ધર્મખાતર ઘણું નુકશાન વેઠયું હતું, તેથી તેમણે પાર્લમેન્ટ કને એવી માગણી કરી કે અમને અમારી નજરમાં આવે તે પ્રકારની ભક્તિ કરવા દેવાનું વચન આપો, અમારો ચઢેલો પગાર ચુકવી દો, અને વિધવાઓ તથા માબાપ વગરનાં છોકરાંના ગુજરાનનો બંદોબસ્ત કરો. વળી તેમણે કહ્યું કે ઉપલી માગણી કબૂલ નહિ રાખો ત્યાં લગી અમે લશ્કરી નોકરી છોડનાર નથી. ખરૂં જેતાં તેમણે પોતાનું બળ શ્રેષ્ઠ છે એવું પારખી લીધું હતું. પાર્લમેન્ટ સાથે લશ્કરનો ટંટો ચાલતો હતો એવામાં સને ૧૬૪૭ ના જૂન માસની ૨૩ મી તારિખે કર્નલ જોઈસની સરદારી હેઠળ ઘોડેસ્વારની એક ટૂકડી હોમ્બીહાઉસે જઈ રાજાને હામ્પટન કાર્ટ મુકામે ઘસડી ગઈ. એ પ્રમાણે રાજાને ખેંચી

(રાજા કેદી થયો, સને ૧૬૪૭)

લાવી તેઓએ સઘળી સત્તા પોતાને હાથ કરી લીધી. દરમ્યાનમા શહેરના રખડાઉ લોકોએ પાર્લમેન્ટપર હલ્લો કર્યો, અને ભારે ફિતુર થવાનો સંભવ જણાયો. આ મુઝવણીની વેળા થોડા ભાગનું લશ્કર ક્રામ્વેલ અને ફેરફાક્સના ઉપરીપણા નીચે લંડન કુચ કરી ગયુ, અને રાજાની જોડે ફાવતા કરાર કરવાનો તેણે નિશ્ચય આદર્યો.

રાજાને કેદ પકડી જાય છે

રાજાએ પોતાની અસલ ઢબ પ્રમાણે વર્તવા માંડ્યું. લશ્કરી લોકોની જોડે સલાહ કરવાનું તે ડોળ કરતો, તે દરમ્યાન સ્કાટ અને આયરિશ લોકો સઘાથે છૂપા કાવતરાં પણ ચલાવતો, તેણે તેમની દરેક માગણી સ્વીકારવાનું વચન દીધુ, તે એવી શરતે કે તમારે પાર્લમેન્ટની સામા થઈ મને મદદ દેવી. ૧૨ મી નવેમ્બરે તે નાશીને વ્હાઈટ ટાપૂમાં ભરાઈ બેઠો, પરતુ પાછો પકડાઈ જવાથી તેને કારિસ્બ્રુક કિલ્લામાં લાવી પૂર્યો; તથાપિ સ્કાટ લોકોને સમજાવી તેણે ઈંગ્લાંડપર ચઢાઈ કરાવી, અને રાજપક્ષકારોને ઉશ્કેરીને વેલ્સ, કેન્ટ તથા એસેક્સમા બંડ કરાવ્યા.

સ્કાટ અને આયરિશ લોકો જોડે કાવતરાં

આ માહોમહિના બીજા વિગ્રહે રાજાને પાયમાલ કર્યો. ફેરફાક્સે કેન્ટ અને એસેક્સ પરગણામાંનાં ફિતૂર બેસાડી દીધાં. ક્રામ્વેલે વેલ્સ મધ્યેનું બંડ સમાવીને સને ૧૬૪૮ ના આગષ્ટની ૧૭ મી તારીખે પ્રેસ્ટન નગર આગળ સ્કાટ લોકોને હરાવ્યા. રાજાનું કાટ કાઢવાનો નિશ્ચય કરી લશ્કર પાછુ ફર્યું. તેનુ કારણ એ કે રાજા એક તરફથી ખોટા વચનો આપી તેમને ઉડાવ્યા કરતો, અને બીજી તરફથી છૂપી રીતે લડાઈ સળગાવતો. લશ્કરે કહ્યું કે જ્યાં લગી એ હયાત છે ત્યાં લગી શાન્તિ થવાનો બીલકૂલ સંભવજ નથી રાજા ઉપર કામ ચલાવવાની ન્યાયાધીશો ના પાડે, અગર પાર્લમેન્ટ તેને આરોપી ઠરાવવાને કોર્ટ બેસાડે નહિ એ બાબતની ભાંજગડ હવે રહી નહિ. લશ્કરજ રાજ્યનો ધણી થઈબેઠું હતું, તેથી એક દહાડો સવારમાં સિપાઈની એક પલટણ લેઈ કર્નલ પ્રાઈડ પાર્લમેન્ટ ભરવાના મકાનના દરવાજા આગળ ઉભો

બીજો પ્રજાવિગ્રહ. સને ૧૬૪૮.

રહ્યા, અને સર હેન્રી વૈનની માફક જે લોકોએ રાજાના ગુન્હાની તપાસ ચલાવવાનું કામ કરવા ના પાડી, તે બધાને કહાડી મૂક્યા

પ્રાઈડનો જુલાબ તા ૬ ઠ્ઠી ડીસેમ્બર સને ૧૬૪૮

આ કૃત્ય 'પ્રાઈડનો જુલાબ' એ નામથી ઓળખાયું એ કામ પૂરું થયું, એટલે ફક્ત ૫૩ સભાસદો રહ્યા, તેમણે ૧૫૩ માણસોની એક સભા ઠેરવી, બ્રાડશો નામના એક નામીચા ધારાશાસ્ત્રીને તેનો પ્રમુખ બનાવ્યો ક્રામ્વેલ અને તેનો જમાઈ આયર્ટન તેમા હાજર હતા, પરંતુ જ્યારે પ્રતાપી જનરલ ફેરફાકસનું નામ પોકારવામા આવ્યું, ત્યારે તેની ધણીઆણીએ બૂમ પાડી કહ્યું કે તે અહિં નથી, અને કદી એમા સામિલ થનાર નથી, તમે તેની નીમણુક કરી તે ખોટું થયું છે.

આ સભામા નીમેલા ૧૫૩ માણસોમાથી ફક્ત ૬૩ જણ આવ્યા. તેમણે સને ૧૬૪૯ ના જાનેવારીની ૨૦ મી તારીખે રાજાને સભાની હજૂર બોલાવી તેની ઉપર જૂલમ, દ્રોહ અને ઘાત કરવાના તહોમત

રાજાની તપાસ અને તેનો શિરચ્છેદ તા ૩૦મી જાનેવારી સને ૧૬૪૯

ફરમાવી કામ ચલાવ્યું તેણે પોતાના બચાવમા બોલવાની સાફ ના પાડી, કેમકે આ તપાસ ખરેખર ઠઠ્ઠા જેવી હતી. છેવટે એ સભાએ તેને ગરદન મારવાની સજા ફરમાવી. ત્યાર કેડે નવ દહાડા રહીને પોતાના બે નાના સુકુમાર બાળકો નામે હેન્રી તથા એલિઆબેથની તેણે છેલ્લી ભેટ લીધી. તે વખતે ફક્ત એ બેજ છોકરા ઇંગ્લાંડમા હતા તેણે હેન્રીને ફરમાવ્યું કે ચાર્લ્સ અને જેમ્સ એ બે વડીલ ભાઈઓ જીવતા તારે કદી રાજા થવું નહિ ધીર વીર પુત્ર હેન્રીએ જવાબ કર્યો કે એમ કરતા પહેલા મારા શરીરના ટૂકડે ટૂકડા થશે તો થવા દઈશ. પછી તેના પિતા ચાર્લ્સ બહાર નીકળી વ્હાઈટહાલ મહેલની એક બારી આગળ ચણી રાખી હતી, તે ઉપર રાત અને હાવકું વદન રાખી ચડ્યો સને ૧૬૪૯ ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે તેનો શિરચ્છેદ થયો

# प्रकरण १८ मुं.

## इंग्लांड प्रजासत्ताक पद्धतिथी राज्य चलाववानो प्रयत्न करेछे.

### પ્રજાસત્તાક રાજ્ય. ૧૬૪૯–૧૬૬૦.

રાજા મરણ પામ્યો, એટલે પાર્લમેન્ટમાં થોડાક સભાસદો હજી રહ્યા હતા, તેઓ ઈંગ્લાંડના રાજ્યના ધણી થઈ બેઠા. તેમની સંખ્યા એંશીથી વધારે નહોતી. અમીરની સભા તેમણે કાઢી નાંખી, અને રાજાની કશી જરૂર નથી એવો ઠરાવ કર્યો. ત્યાર-

પ્રજા સત્તાક રાજ્ય, તા. ૧૯ મી મે. ૧૬૪૯.

કેડે તેમણે રાજ્ય કારભાર ચલાવવાને ચાળીસ સભાસદોનું એક મંત્રિમંડળ ચૂંટી કહાડ્યું, અને સને ૧૬૪૯ના મે માસની ૧૯ મી તારીખે ઢંઢેરો પીટાવી ઈંગ્લાંડનું રાજ્ય પ્રજાસત્તાક કે સ્વતંત્ર જાહેર કર્યું. રાજાની હત્યા કરી એ રાજ્ય ખડું થયું હતું ખરૂં, તથાપિ તેની ધારણા દેશનું ભલું કરવા તરફ હતી. એ ઉગતા પ્રજાસત્તાક રાજ્યનું સ્વરૂપ જાણવાને માટે આપણે તેની સ્થિતિમાં જઈ ઠરવું જોઈએ. રાજાને ઠાર મારી ક્રૂરકર્મ કર્યું તેની સામા વાંધો લેવામાં હવે કાંઈ સાર નથી, એવું સમજીને ફેરફાક્સ અને વેન આ નવા મંડળમાં પાછા દાખલ થયા. ક્રોમ્વેલ, તેનો જમાઈ આયર્ટન અને બ્રાડશો પણ તેમાં હતા. ક્રોમ્વેલ કરડો ને ધર્મજનુની હોઈ ઓલ્ડ ટેસ્ટમેન્ટ એટલે જૂની સ્થાપનાનાં સખ્ત ફરમાનને અનુસરીને પોતાનાં સઘળાં કામકાજ કરતોહતો. બ્રાડશો તેના જેવોજ હતો. રાજા દેશનું સત્યાનાશ વાળશે એવી બીકના માર્યા તેણે તેને અપરાધી ઠરાવી શિક્ષા ફરમાવી હતી. આયર્ટન બહાદુર ને નેક લડવૈયો હતો. ઉપર કહેલા

મુખ્ય માણસો ઉપરાંત તે મડળમાં માર્ટિન, સ્કાટ, લડલો અને હચિન્સન જેવા પ્રમાણિકદાર નવા રાજ્યના હિમાયતી બીજા પુરુષો હતા.

એ પુરૂષોને માથે ઘણી મુશ્કેલી ભરેલું કામ આવી પડેલું હતું. તેઓના ઉપર આખા યૂરોપની કરડી નજર થઈ રહી હતી. હેગ નગરમાં તેમની તરફના પરદેશ ખાતાના એક એલચીને ઠાર કર્યો, અને માજી રાજાના વડીલ પુત્ર ચાર્લ્સ સ્ટુઅર્ટને બીજા ચાર્લ્સ રાજાને નામે ત્યાં ખુલ્લી રીતે વધાવી લેવામાં આવ્યો. તેઓએ સભા ભરવાનું શરૂ કર્યું, તે પહેલાં વળી માડ્રિડ ખાતે બીજા એક એલચીને ઠાર કરવામાં આવ્યો. દેશના લોકો પણ લડાઈના ભારે કરવેરાને લીધે નારાજ થઈ ગયા હતા, અને લુટારા તથા રાજ્યસૈન્યના છૂટા થયલા સિપાઈઓ દેશમાં બધે ફરી વળી ઘણો ઉપદ્રવ કરતા. એમ ચોતરફ અવ્યવસ્થા ચાલી રહી હતી, તેવામાં એકોન બાસિલેકે યાને રોયલ ઇમેજ (રાજાની પ્રતિમા) નામે એક પુસ્તક બહાર પડ્યું, તેથી અસ્વસ્થતા ઘણી વધી. એવું માનવામાં આવતું હતું કે આ પુસ્તક ચાર્લ્સ રાજાએ પોતે કેદખાનામાં બેસી લખ્યું હતું, પરંતુ તેનો વાસ્તવિક લખનાર તો ડાકટર ગોડન કરીને કોઈ એક ગૃહસ્થ હતો. એ પુસ્તકમાં રાજાની ધર્મનિષ્ઠાનું અને તેણે ભોગવેલા સંકટનું ઘણું અસરકારક ચિત્ર પાડેલું છે, તેથી ઘણા લોકો મૈયત રાજાને ધર્મની ખાતર પ્રાણત્યાગ કરનાર માનવા લાગ્યા, અને પ્રજાવિગ્રહ પહેલાંનો રૂડો પુરાતન સમય પાછો આવે તો સારૂં એવી આતુરતા ઉઘાડી રીતે જણાવવા લાગ્યા. ત્યાર પછી સને ૧૬૪૯ ના ફેબ્રુઆરીની ૧૨ મીને રોજ એડમ સ્કાટ લોકોએ ૨ જા ચાર્લ્સને પોતાનો રાજા કરી તેના નામની દુવાઈ ફેરવી; અને આયર્લાંડમાં ઓરમંડના ડ્યૂકે કાયે-

પ્રજાસત્તાક રાજ્યને શિર ભયનાં વાદળાં

એકોન બાસિલેકે.

લિકો, રાજ્યભક્તો તેમજ અલસ્ટરના પ્રોટેસ્ટન્ટ લેકોને એકત્ર કરી જુવાન રાજ્યપુત્રના પક્ષકાર બનાવ્યા. તેણે ચાર્લ્સને આયર્લાન્ડમાં આવી રાજ્ય મેળવવાને લડત ચલાવવાનું આમન્ત્રણ મોકલ્યું. છેવટે પ્રિન્સ રૂપર્ટે ડચ મુલકનાં બંદરોમાં રાજ્યપક્ષનાં ૧૧ વહાણો સહીસલામત રાખી મૂક્યાં હતાં, તેને ત્યાંથી ઉપાડી ઈંગ્લિશ ચાનલમાં આણ્યાં. આ વેળા અંગ્રેજ વેપારીઓનાં વહાણો ઉપર તે હુમલો કરતો. આ બધાં સકટોને લીધે રાજ્ય ચલાવનારૂ નાનું મંડળ પાર્લમેન્ટને બરખાસ્ત કરવાને ડરતું હતું પાર્લમેન્ટ વિસર્જન કરવાથી લોકોની ઇચ્છા પ્રમાણે અમલ ચલાવનારા નવા સભાસદો પસંદ થઈ આવે એ વાત તેમને પસંદ ન હતી,

સ્કાટલાંડ ને આયર્લાન્ડ વફાદાર રહે છે

પ્રિન્સ રૂપર્ટ ઇંગ્લિશચાનલમા દેખાદેછે

તેથી રાજ્યવહિવટ કરનારી આ નાની ટોળીએ પાર્લામેન્ટ જેમ હતી તેમ ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો, અને આયર્લૅંડમાં તોફાન ઉઠવાથી ભારી સકટ ઝૂમી રહ્યું હતું, તે વિખેરી નાંખવા ક્રોમ્વેલને ૧૨,૦૦૦ માણસની ફોજ સહિત ત્યા મોકલી આપી પોતાનો કારભાર આરંભ્યો આ કામમાં પણ તેમને મુશ્કેલી નડી હતી. તે ફોજના સિપાઈઓએ બડ કર્યું, અને તેની સરદારી જેને સોપવામાં આવી હતી, તેનું નામ કહેવામાં આવ્યુ, ત્યારેજ માત્ર તેઓએ આયર્લાન્ડ જવાનુ કબૂલ કર્યું

ક્રોમ્વેલ સને ૧૬૪૯ ના આગષ્ટની ૧૫મી તારીખે આયર્લાન્ડને કિનારે ઉતર્યો, તે વખતે પાર્લમેન્ટના કબજામાં માત્ર ડબ્લિન શહેરજ હતુ. ત્રણ મહિનામાં તો તેણે બધો દેશ જીતી લીધો, પરતુ તેમ કરતાં તેણે ત્રાસદાયક મખ્તી ગુજારી. પોતાનુ કાર્ય ઝડપથી પાર મેળવવાની તેને જરૂર જણાઈ. સને ૧૬૫૧ મા આયરિશ

ક્રોમ્વલ આયર્લાન્ડ જાય છે, ૧૬૪૯

લેકોએ કતલ કરેલી (૨૯૩ મુ પાનુ જુઓ, ) તે બદલ ઈશ્વર તરફની શિક્ષાનો અમલ મારે હાથે થવો જોઈએ એવુ તે માનતો હતો. લડાઈના આરભમા ડ્રોઘેડા નગરને ઘેરો નાખ્યો, તે વેળા તેણે સીપાઈઓને હુકમ આપ્યો કે હથિયાર સહિત કોઈ પણ શખ્સ માલમ પડે તો તેને જીવતો જવા દેવો નહિ ૧૧ મી સપ્ટેમ્બરની રાતે કોટમા બાકોરુ પાડી સિપાઈઓ શહેરની અદર દાખલ થયા, ને કઈ નહિતો ૨,૦૦ માણસોના ડોકા તરવારથી ઉડાવી દીધા. ઘણા માણસો સંતપિતરના દેવળમા જઈ ભરાયા હતા, માટે તે દેવળને મળગાવી મૂક્યું શરણ આવેલા સિપાઈઓમાના દરેક દશામા સિપાઈને ગોળી મારી ઠાર કર્યો, અને બાકીનાને ગુલામ કરી બારબેડોઝ મોકલી દીધા. ૧૧ મી અક્ટોબરે વેક્સફર્ડ નગર આગળ પણ એવીજ કતલ ચાલી પરતુ તે બાબત ક્રોમ્વેલે હુકમ આપ્યો નહોતો. આટલુ થયા પછી જાનની ખુવારી થોડી થઈ, કેમકે બીજા નગરો ત્રાસ પામી જવાથી તુરત શરણ થયા. તોપણ આ બે કતલને લીધે ક્રોમ્વેલના મારા નામને બટ્ટો લાગ્યો, તે સદા કાયમ રહેશે.

ડ્રોઘેડા અને વેક્સફર્ડ નગરનો ઘેરો, ઈ સ ૧૬૪૯

આયર્લાંડ તાબે કરવાને તે ત્યા નવ માસ રહ્યો, તે દરમ્યાન ઈંગ્લાંડખાતે મન્ત્રિમડળ રાજ્યકારભાર ચલાવતુ હતુ સર હેન્રી વેનને નૌકાસૈન્યનો ઉપરી ઠરાવો તેના હાથનીચે પ્રખ્યાત નૌકાસરદાર બ્લેકને રાખ્યો; તેણે થોડા વખત પછી ઘણા વખતો વિજય મેળવ્યા મિલ્ટન કવિ લાટિન ભાષામા પત્રવ્યવહાર ચલાવી શકે એવો હતો, તેથી તેને કૌન્સિલનો લાટિન સેક્રેટરી (કામદાર) અને બ્રાડશૉને પ્રમુખ કર્યો.

ઈંગ્લાંડ માટે રાજ્યકારભાર ચલાવવાની વ્યવસ્થા

આ લોકોને તુરતજ નવા સકટની સામે બાથ ભીડવાની હતી સને ૧૬૫૦ ના જૂન માસની ૨૪ મીએ શોજ સમાચાર મળ્યા કે

ચાર્લ્સ સ્કાટ્લાન્ડમાં ઉતરી આવ્યો છે. કાવેનન્ટર એટલે કરાર કરનારાઓએ રાજ્યપક્ષવાળા માન્ટ્રોઝના અર્લને ફાંસીએ લટકાવ્યો હતો, તથાપિ બીજા ચાર્લ્સે કરારનામું સ્વીકારવાનું અને પ્રેસ્બિટેરિયન ધર્મ પાળવાનું વચન દીધું, એટલે તેઓ તેના તરફથી લડવાને રાજી થયા. સ્કાટ લોકોનું લશ્કર લેઈ ચાર્લ્સ ઈંગ્લાંડમાં આવે તો ઘણી હાનિ થશે, એવું પ્રજાસત્તાક કારભારીમંડળના લક્ષમાં એકદમ આવ્યું, તેથી તેમણે સ્કાટ્લાંડમાંજ તેમના ઉપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ તેમણે લશ્કરની સરદારી ફેરફાકસને આપવા માગી, ત્યારે તેણે તે લેવાની ના પાડી, અને જણાવ્યું કે સ્કાટ લોકો ઈંગ્લાંડપર હુમલો કરે નહિ, ત્યાં લગી તેમની સાથે કરેલો કરાર તોડવાનો તમને બિલકુલ હક નથી.

(માર્જિન નોંધ: ૨ એ ચાર્લ્સ સ્કાટ્લાન્ડમાં આવે છે. તા. ૨૪મી જુન સને ૧૬૫૦)

એ ઉપરથી તેમણે આયર્લાન્ડથી ક્રોમ્વેલને પાછો બોલાવ્યો. તેને લંડનમાં બહુ માનપૂર્વક આવકાર દીધા પછી ૧૬,૦૦૦ માણસ આપી ઉત્તર તરફ રવાના કર્યો. તે સરહદ પાર ઉતરી આવ્યો કે સ્કાટ્લાન્ડના દક્ષિણ ભાગમાંના સઘળા લોકો બધો મુલક ઉજડ પાડી ઉત્તર તરફ નાશી ગયા; કેમકે આયર્લાન્ડમાં તેણે કેર વર્તાવ્યો હતો, તે હકીકત તેમને કાને આવી હતી. પરંતુ ક્રોમ્વેલનું લશ્કર સારી રીતે વર્તે છે એમ માલૂમ પડ્યું ત્યારે નાશી ગયેલા પૈકી ઘણાં જણ પાછા આવી વસ્યાં એમ છતાં અન્નની ઘણી અછત જણાઈ તેથી એડિન્બરો નગરની પડમાં ગયા પછી દરિયા માર્ગે અન્નસામગ્રી મેળવવા કાજે લશ્કરને પાછું હઠાવીને ડન્બાર બંદર આગળ લેઈ જવાની ક્રોમ્વેલને જરૂર પડી. અહિં સ્કોચ સરદાર ડેવિડ લેસ્લીએ પોતાનું લશ્કર ઇંગ્રેજી ફોજની દક્ષિણ બાજુએ લામરમુર ટેકરીઓ ઉપર લાવી મુક્યું. તેથી કરીને ઈંગ્રેજી લશ્કરનો બેરિક અને ઈંગ્લાન્ડ

(માર્જિન નોંધ: ક્રોમ્વેલ સ્કાટ્લાન્ડ જાયછે, ઈ. સ. ૧૬૫૦-૧૬૫૧)

સાથેનો સબંધ તૂટ્યો. ક્રોમ્વેલ ઘણી ભય ભરેલી સ્થિતિમા આવી પડ્યો હતો. ભૂખ અને મદવાડથી તેનું લશ્કર પીડાતુ હતું વળી સ્કાટ લોકો ટેકરીપર હતા, ત્યા લગી તે તેમની ઉપર ધસારો કરી શક્યો નહિ. તેના સારા નસીબના જોગે સ્કોચ લોકો અધીરા થયા. એક દિવસ બપોર પછી તેના જોવામા આવ્યુ કે, લેસ્લી પોતાનું લશ્કર નીચે ઉતારી એક નાના વ્હેળા તરફ લઈ જાય છે. એ વ્હેળાની પાર ડન્બાર જવાનો સુગમ માર્ગ હતો લેસ્લીનો વિચાર પ્રથમ અંગ્રેજો ઉપર હુમલો કરવાનો હતો તે ક્રોમ્વેલ તુરત સમજી ગયો, તેથી તેણે તેની પહેલા ધસારો કરવાનો નિશ્ચય કર્યો પોતાના એક સરદાર નામે લેમ્બર્ટને તેણે કહ્યુ "ઈશ્વરે તેઓને આપણા હાથમાં હવે સ્વાધીન કરી દીધા છે" બીજે દિવસે એટલે સને ૧૬૫૦ ના સપ્ટેમ્બરની ૩ જી તારીખે પો ફાટતા પહેલા તેણે ફોજ ચાલતી કીધી, અને સિપાઈઓએ 'જે મૈન્યદેવ, જે સૈન્યદેવ' એવી કીકીઆરી કરી સ્કાટ લોકો પૂરેપૂરા જાગૃત થયા નહિ તે પહેલા તેમની ઉપર ધસારો કર્યો, વ્હેળાને કાઠે થોડી મિનિટ સુધી દારૂણ યુદ્ધ ચાલ્યું. પરતુ સ્કાટ લશ્કરમા અન્તે ભગાણ પડ્યુ અને સૂર્યોદય થતાંની સાથે આમતેમ નાશભાગ કરતું તે જણાયું એક કલાકમા સ્કાટ લશ્કર વિખે

ડન્બારનું યુદ્ધ તા ૩ જી સપ્ટેમ્બર સને ૧૬૫૦

લગભગ એક વરસથી ક્રોમ્વેલ સ્કાટલાંડમાં યુદ્ધ મચાવી રહ્યો હતો. રાજભક્તોએ અને કરારવાળાઓએ એક નવું સૈન્ય જમાવ્યું. સને ૧૬૫૧ ના જાન્યુઆરી માસની ૧ લી તારીખે સ્કોન નગર આગળ ૨ જા ચાર્લ્સનો રાજ્યાભિષેક થયો. અન્તે ક્રોમ્વેલે ફાઈફ પરગણું સર કર્યું, અને સ્કાટ્લાંડની ઉત્તરના પ્રદેશથી ચાર્લ્સને વિખુટો પાડ્યો; પરંતુ તેને માટે ઇંગ્લાંડ જવાનો રસ્તો ખુલ્લો રાખ્યો, તે તેણે કદાચ જાણી બુજીને રાખ્યો હશે. ધર્માંધ પ્રેસ્બિટેરિયન લોકોથી કંટાળી ગયેલા ચાર્લ્સે ઇંગ્રેજ લોકોમાં જઈને પોતાનું કિસ્મત અજમાવવાનો ઠરાવ કર્યો. મૂકામ ઉઠાવીને તે દક્ષિણે લાન્કાસ્ટરમાં થઈ ઈંગ્લાન્ડના પશ્ચિમ ભાગ તરફ કુચ કરી ગયો; કેમકે એ તરફની રૈયત હમેશ રાજાને વફાદાર હતી. તે આગળ વધ્યો ગયો, તેથી ક્રોમ્વેલ તેની પાછળ પડ્યો. પરંતુ ઘણા થોડાજ ઇંગ્રેજોએ તેનો પક્ષ કરવાની હામ ભીડી. વૂર્સ્ટર આગળ ક્રોમ્વેલ તેની કને આવી પહોચ્યો, તે વેળા ક્રોમ્વેલના ત્રીસ હજાર માણસની સામા લડવાને તેની પાસે માત્ર સોળહજાર માણસનુજ લશ્કર હતું. ત્યાર કેડે ૩જી સપ્ટેમ્બરે એટલે ડન્બારના યુદ્ધ પછી બરાબર એક વરસ દહાડે વૂર્સ્ટરનો પ્રખ્યાત સંગ્રામ થયો. તે સંગ્રામમાં રાજપક્ષવાળાઓનો છેક પરાજય થયો. સેનાપતિ લેસ્લી કેદ પકડાયો, અને ચાર્લ્સ વેષ બદલીને પલાયણ કરી ગયો. તેની ઉપર ઘણું સંકટ આવી પડ્યું હતુ. સ્રોપશાયર પરગણાના બાસ્કોબેલ નામના જંગલમાં એક ઓક ઝાડની ખોબણમાં તેને આખો દહાડો છૂપાઈ રહેવું પડયું. અધુરામાં પુરૂં પાર્લમેન્ટ તરફના સિપાઈઓ તે ઝાડનીચેથી આવજા કરતા હતા. તેને છૂપાવી રાખી તેનો જાન બચાવનાર તરિકે ઘંટી ચલાવનાર હમ્ફ્રી પેન્ડ્રેલ અને તેના ચાર પુત્રોનાં નામ હમેશાં યાદ થયાં કરશે. અનેક

વૂર્સ્ટરનો સંગ્રામ, સપ્ટેમ્બર તા૦ ૩જી ૧૬૫૧.

બીજા ચાર્લ્સનું પલાયન સને ૧૬૫૨

સાહસ વટાવ્યા પછી તે બ્રાઈટન ગામમા આવી પહોંચ્યો ત્યાથી કોલસાના વહાણમા બેસી સમુદ્ર ઓળગી તે નોર્મંડી ગયો તે સમયમા બ્રાઈટન મછીમાર લોકોને રહેવાનું નાનુસરખુ ગામડુ હતું

આ સમયથી પરદેશી રાજ્યો ઇગ્લાન્ડની પ્રજાસત્તાક સરકારને માન આપતા થયા, અને તે દેશની સર્વમાન્ય સરકાર ગણીને તેની સાથે યોગ્ય રીતે વર્તવા લગ્યા અગાઉ નૌકાસેનાપતિ બ્લેકે દરિયાપર પ્રિન્સ રૂપર્ટને હાર દીધી હતી, અને હમણા વેને ડચ લોકોને સજ્જડ હાથ બતાવવાનો અને ઇગ્રેજી નૌકાસૈન્ય વધારવાનો આગ્રહ ધર્યો, કેમકે તેમણે ચાર્લ્સનો પક્ષ કર્યો હતો સને ૧૬૫૧ ના અક્ટોબરમા નૌકા સબધી કાયદો પસાર થયો એ કાયદામા

નૌકાનો કાયદો અને ડચલોકોસાથે વિગ્રહ ૧૬૫૧—૧૬૫૩

એવું હતુ કે પરદેશી માલ જે મૂલકનો હોય, તે મૂલકના વહાણોમા કે ઇગ્રેજી વહાણોમા ભરી આણ્યો ન હોય તો ઇગ્લાન્ડમા આવવા દેવો નહિ આ સમે દેશ દેશનો માલ ઇગ્લાન્ડમા વલદાઓ લઈ આવતા હતા આ કાયદાથી તેમનો વેપાર ભાગી પડયો, અને તે ઈંગ્રેજી વહાણોને હાથ આવ્યો આ બાબતની ભાજગડ વલદા સરકાર સાથે ચાલતી હતી, તેવામા નૌકાધિપતિ ટ્રોમ્પની સરદારી નીચે વલદાના કાફલાએ ઇગ્લિશ ચાનલમા ઇગ્રેજી કાફલાની ભેટ લીધી ઇગ્રેજી કાફલાનો નૌકાધિપતિ બ્લેક હતો તે બે કાફલાવચે લડાઈ થઈ, તેમા વલદાઓનો પરાજય થયો ને ત્યારથી દરિયાપરનો વિગ્રહ શરૂ થયો, તે બે વરસ ચાલ્યો સને ૧૬૫૨ના નવેમ્બર માસમા એક લડાઈમા ટ્રોમ્પને જય મળ્યો, ત્યારેકે ઇગ્રેજોને દરિયા ઉપરથી ઝાડી નાખ્યાછે, એવું બતાવવાને તે પોતાના વહાણના ડોળ ઊપર સાવરણી બાધી ચાનલમા વહાણ હકારી લાવ્યો, પરતુ આ પ્રકારની બડાઈ મારનામા તે ઊતાવળો થયો હતો, કારણ કે

ઘણી લડાઈઓ થઈ તેમા વલદા લોકોને પારવિનાનું નુકસાન થયું,

વલદાના પણ પરાભવ દેખુ આરી ૧૬૫૩

તેમનો છેક પગાજય થયો, અને ટ્રોમ્પ માર્યો ગયો તે સમયથી આજ પર્યન્ત દરિયાનું ઉપરીપણુ ઇંગ્રેજોને હાથ રહ્યું છે, અને વૈન તથા બ્લેકે સાપ્રત કાળના ઇંગ્રેજી આરમારની ચઢતી કરીને ઇંગ્રેજોને આભારી કર્યા છે એ આરમારની શરૂઆત એલિઝાબેથના વખતમા થઈ હતી

એ પ્રમાણે પ્રજાસત્તાક રાજ્યને પરદેશ ખાતે માન મળવું હતુ તવામા પોતાના દેશની અન્દર તેની ઉપર સકટોનો માર પડવા લાગ્યો હતો આપણે યાદ રાખવુ જોઈએ કે એની સભાસદોની જે પાર્લમેન્ટ ચાલતી હતી, તેણે રાજાના મરણ કેડે નવા સભાસદો પસદ કરી મોકલવા લોકોને અરજ કરી ન હતી, તેટલામાટે એ એથી સભાસદો પ્રજાના ખરેખરા પ્રતિનિધિ હતા, એમ કહી શકાય નહી

રાજકારભારમા પેહલા સડા

તેઓમાના ઘણા ખરા હેરડ્રાકસ, વૈન, અને બ્રાડશોના જેવા સુધાકે પ્રમાણિક નહતા, અને તેમની ઉપર કોઈ જાતનો અકુશ નહોતો, તેથી તેઓ ઘણો અન્યાય કરતા એ સભાસદો પોતાના મિત્રોને સરકારી ઓદ્ધા આપતા અને ધર્મ સબધી બાબતોમા જે લોકો તેમના મતને મળતા નહિ, તે લોકોની ઉપર જૂલમ ગુજારતા રાજ-પક્ષના હિમાયતીઓ ફરાવત આપતા નહિ તેમને પણ તેઓ પીડતા અને કોઈ કોઈ વારતો પોતાના લાભને અથ કાયદાનું ઉલ્લઘન કરતા. ક્રોમ્વેલ વૂર્સ્ટરથી પાછો આવ્યો, ત્યારે તેણે રાજકારભાર ઘણો બગડેલો જોઈ તે નાબૂદ કરવાની ઇચ્છા જણાવી હાલમા તેના તાબામા ફોજ હતી, ને તે તેનેજ દેખી રહી હતી તેથી તેણે તથા બીજા લશ્કરી અમલદારોએ પાલમેન્ટના સભાસદોને કહ્યુ કે હાલની પાર્લમેન્ટ બરખાસ્ત કરીને નમાર

નવી પાર્લમેન્ટ બોલાવવાની સભાસદો ના પાડછે

બીજી યોગ્ય પાર્લામેન્ટ પસંદ કરાવીને બોલાવવી જોઈએ. પરંતુ વૈન જેવો પણ એમ કરવાને ડરતો હતો. તેને એવી ધાસ્તી હતી કે રખેને સૈન્યની સત્તા સર્વોપરી થાય, અને તેથી પ્રજા-સત્તાક કારભાર પડી ભાગે. સભાસદોએ કાયદાનો એક મુસદ્દો તૈયાર કરી તેમાં પોતાની સાથે સભામાં બેસે એવા બીજા સભાસદો પસંદ કરાવી મગાવવાનો વિચાર જણાવ્યો. એ મુસદ્દાની સામા ક્રોમ્વેલ પડયો. તેણે કહ્યું કે આમ કરવાથી પ્રજાની સમતિ મેળવી છે એવું કહેવાય નહી. છેવટે આ તકરારનું કોઇપણ રીતનું સમાધાન કરવાને કેટલાક સભાસદો અને લશ્કરના અમલદારો સભાઓ ભરવા લાગ્યા.

એક દહાડો સને ૧૬૫૩ ના એપ્રિલ માસની ૨૦ મીને રોજ આવી એક સભા વ્હાઈટહાલમાં ભરાઈ હતી તે વેળા ક્રોમ્વેલના કાનપર એવી વાત આવી કે બાકીના સભાસદો વેસ્ટમિન્સ્ટરમાં ઉપર કહેલો કાયદાનો મુસદ્દો પસાર કરવા બેઠાછે. કાર્ય કરવામાં તત્પર હોઈ ક્રોમ્વેલ બંદુકવાળા સિપાઇઓની એક પલટણ લેઈ પાર્લમેન્ટ ભરવાના મકાનપર એકદમ દોડી ગયો, અને સિપાઈઓને બહાર ઉભા રાખી પેંડે અંદર જઈને એકચિત્તે વાદ સાંભળ્યો "હવે આ મુસદ્દો પસાર છે કે નહીં" એ પ્રમાણે છેવટનો સવાલ પુછવામાં આવ્યો, ત્યારે તે ઉભો થયો, અને જમીનપર ફેરા મારતા મારતા સારાસારા કામ કરવા બદલ સભાસદોની પ્રથમ પ્રશંસા કરી પાછળથી અન્યાય અને સ્વાર્થ સાધવાને માટે તેણે તેમને દોષ દીધો.

ક્રોમ્વેલ સભાસદોને સભાસ્થાનમાંથી કાઢી મુકેછે, તા ૨૦મી એપ્રિલ ૧૬૫૩

તેણે કહ્યું "ચાલો, ચાલો, હું આ તમારી લીલાની સમાપ્તિ કરૂંછું, અત્યાર પછી તમારે અહીં મળવું યોગ્ય નથી, તમારી સભા કાંઈ પાર્લમેન્ટની સભા નથી," એમ કહી સિપાઈઓને અંદર બોલાવી સભામંદિરમાંથી સઘળાને બહાર કહાડવાની આજ્ઞા કરી. ત્યારેકેડે અધ્યક્ષનો અધિકાર જેથી જણાઈ આવતો હતો તે છડી

નિશાની તરિકે મેજઉપર પડી રહેછે, તે હાથમા ધરીને તે માટેથી બોલ્યો " આ નજીવા દાગીનાનું આપણે શુ કરવું ? એને લેઈ જાઓ " આમ એકાએક ઉપ્પસદ મળનાથી મધ્ય સભાસદો એટલા બધા દિગ્મૂઢ થઈ ગયા કે, તેઓ પૈકી એકનો સર હેન્રિ વેનજ એ સબધમા કાઈક બોલી શક્યો તેણે મોટેથી કહ્યું કે 'આ કઈ ભિનમનમાર્ઈની રીત નથી ખરે આ કૃત્ય નીતિથી અને વ્યવહારિક ભલાઈથી વિરૂદ્ધ છે ' એમ છતા ક્રોમ્વેલે મધળાને બહાર કાઢી બારણે તાળુ વાસી પોતાના ગજવામા કુચી મુકી બીજે દિવસે સવારમા ગજપક્ષ તરફના કોઈ મશ્કરાએ સભામદિરના દરવાજાપર એક જાહેર ખબર ચોડી તેમા લખ્યુ કે આ ઘર ભાડે આપવાનુ છે, હાલ એમાનો બધો સરસામાન ખાલી કરેલોછે

એ પ્રમાણે મને ૧૬૪૦ થી સતત ચાલી આવેલી લાબી પાર્લમેન્ટ હાંકી મૂકવામા આવી પરતુ કાયદામર રીતે જોતા એની પોતાની સમતિવિના એવું વિસર્જન કરી શકાય એમ ન હોવાથી એને લગતી હકીકત ફરી જાણવામા આવશે ક્રોમ્વેલ અને લશ્કરી અમલદારોએ

ફકરનો અમલ

હાલમા વર્મોપદેશકોની સલાહ મુજબ લોકોએ પસદ કરી મોકલેલા સભામદોની સભા ભરી એને 'ધર્મનિષ્ઠ પાર્લમેન્ટ બનાવવાનો ઠરાવ કર્યો હતો પ્રેઝ ગોડ બેરબોન નામનો એક સભામદ એમા હતો તે ઉપરથી એનુ નામ નિકન (નાની) કે બેરબોન (ખુલી હકીકતની) પાર્લમેન્ટ પડયુ સ્કાટલાન્ડ આયર્લાન્ડ અને વેલ્સ એ દરેકે છછ પ્રતિનિધિ મોકલ્યા એ પાર્લમેન્ટના વખતમા કેટલાક મારા કાયદા પમાર થયા તે પૈકી એક દેવાદારને છૂટા કરવા મબધી અને બીજો જન્મ, મરણ ને લગ્નની નોંધ લેવા બાબત હતો પરતુ એ પાર્લમેન્ટના સભાસદો પૂ કળ સુધારા કરવાને આતુર હોવાથી ગજકારભારમા ગબો

નાની કે ખુલ્લી હકીકતની પાર્લમેન્ટ

ઘોંટાળો થઈ રહ્યો. આખરે પાચ મહિના સુધી બેશીને કામ કર્યા પછી તેઓએ પોતાનો અધિકાર ક્રોમ્વેલને પાછો સોપ્યો ત્યારકેડે કૌન્સિલે રાજ્ય ચલાવા બાબત એક વ્યવસ્થાપનક તૈયાર કર્યું તેમા નવીન પદ્ધતિ દાખલ કરી. ક્રોમ્વેલને લોર્ડ પ્રોટેક્ટર (દેશ રક્ષક) નો ઇલકાબ આપી રાજ્યને માથે ફરી સ્થાપ્યો.

એ પ્રમાણે રાજાના મરણ કેડે પાચ વરસની અદર પાછો એક જ પુરૂષ બધા રાજ્યપર અમલ ચલાવવા લાગ્યો ફેર માત્ર એટલો જ કે પ્રથમ તેની સત્તા ઘણી રીતે બાધી લેવામા આવી હતી, કેમકે તેની કૌન્સિલ (મત્રિમડળ) ના સભાસદો જીવે ત્યા સુધી બદલાય નહિ એવા પસદ કરેલા હતા, અને કાયદા નામજૂર કરવાનો તેને અધિકાર નહોતો વળી તેના દુશ્મનો પુષ્કળ હતા. રાજભક્તો અને પ્રેસ્બિટેરિયનો, વેન, તથા બ્રાડશો જેવા પ્રજાસત્તાકીઓ અને મમરછેદકો કે ઉચ્છૃખળ પ્રજાસત્તાકીઓ એ બધા કોઈ કોઈ કારણોને લીધે તેની વિરૂદ્ધ થઈ પડ્યા, અને તેને દગાથી મારવાના તથા ફિતૂરો કરવાના કાવતરા નિરન્તર ઉઠ્યા કરતા, તથાપિ નવી પાર્લેમેન્ટ ભેગી મળી તેની આગમચ દશ મહીના સુધી તેણે ન્યાય પૂર્વક મારો અમલ ચલાવ્યો તેણે હોલાડ સાથે યોગ્ય સલાહ કરી, અને ઈંગ્લાન્ડના વેપારને લાભ થાય એવા તહ ડેન્માર્ક, સ્વીડન, અને પોર્ટુગાલ સાથે કર્યા તેણે કેળવણી સબધી ચોકસી કરી અને ઓક્સફર્ડમા બોડ્લિયન નામે પુસ્તકાલય બાતે છાપેલા અને હાથે લખેલા ગ્રથો આપ્યા તેણે ધર્મ સબધી કાનુનો ઘડ્યા તે બધા પથોને એક સરખા વાજબી હતા બાકી માત્ર એટલીજ કે સાર્વજનિક પ્રાર્થનાપુસ્તક વાપરવાની તેણે મનાઈ કરી, અને રાજપક્ષના પાદ્રિઓને જાહેર રીતે ઉપદેશ કરવાની રજા દીવી નહી એમ છતાપણ બોધ કરવાને અથ તેઓની ખાનગી મમાજો મળવા દી [illegible] સઘળા લોકોને ઈન્સાફ મળે તેની ખાતર અદાલતોમા કજીઆ

ક્રોમ્વલ દશ ર
દાક થયો તા ૧૬
મી ડીસમ્બર,
૧૬૫૩

તેના કાનુનો

લડવાનો ખર્ચ કમી કર્યો અને જમીનપરના ભારે કરવેરા કાઢી નાંખી નાના ખેડુતો અને જમીનદારોને ફાયદો કરી આપ્યો. એક કાયદો કરી તેણે સ્કાટ્લાન્ડનું રાજ્ય ઈંગ્લાન્ડ વેરે જોડી દીધું. સ્કાટ લોકોએ એના અમલનાં આઠ વરસ શાંતિ તથા આબાદી ભરેલાં ભોગવ્યાં. ગરીબ બિચારૂ આયર્લાન્ડ ઓછું સુખી હતું. ત્યાંના લોકો પૈકી જેઓ લડાઈમા કેદ પકડાયા હતા તેઓને દેહાંત દંડ આપવો પડ્યો કે દેશપાર જવું પડ્યું, અને જેઓએ હથિયાર ધર્યાં હતાં તેમને વતન છોડીને કાનોટ નામના વેરાન મૂલકમાં જઈ નવા ઘરબાર વસાવવાં પડ્યાં.

નવી પાર્લામેન્ટ સને ૧૬૫૪ નાસપ્ટેમ્બરની ૩જી તારીખે મળી. કાથોલિકો અને રાજભક્તોને એમાં આવતા બાંધ્યા, તે સિવાય એની ચુંટણી ઠીક થયેલી હતી. પરંતુ એ સભા માત્ર પાંચ મહીના રહી. પ્રજાસત્તાકીઓનાં મન અસ્વસ્થ થયાં હતાં. ક્રોમ્વેલની ઈચ્છા એવી હતી કે એ લોકો માત્ર માંડી આદરેલું કામ કરે. પરતુ તેઓએ તો મૂળ મંડાણમાં તેની કરેલી કાનૂનો સંબંધી તકરાર ચલાવી, અને મર હેન્રીવેને 'કોઈ એકજશખ્સને 'રાજ્યનો મુખ્ય અધિકારી નીમવાના ઠરાવ સામા વાદ ઉઠાવ્યો. આ સમય ઊપર ક્રોમ્વેલના મગજમાં એક વિચાર ઠસી રહ્યો હતો, તે એ કે મારે સમગ્ર પ્રજાપર અમલ ચલવવો, એવી ઈશ્વરની આજ્ઞા છે. તેને દહેશત હતી કે મક્કમપણે અમલ નહી ચલાવું તો રાજ્યપક્ષવાળા ફિતૂર મચાવશે. એ કારણથી તેણે સને ૧૬૫૫ના જાન્યુઆરીની ૨૨ મી તારીખે પાર્લામેન્ટ વિસર્જન કરી, અને થોડા મહિના રહીને ઈંગ્લાન્ડના દશ વિભાગ પાડી દરેકમાં મેજર જનરલ નામનો એકેક લશ્કરી અમલદાર નીમ્યો. ખરૂ જોતાં હમણાં તેણે લશ્કરી અમલ વર્તાવી આપખુદી ભરેલી રીતે રાજ્ય કરવા માંડ્યું, અને તેના જુના મિત્રો વેન તથા બ્રાડશોને

ક્રોમ્વેલની પહેલી પાર્લમેન્ટ

મેજર જનરલ નામના લશ્કરી અમલદારો મુકયા ૧૬૫૫

થોડાક વખત સુધી કેદમાં પૂર્યા, કેમકે તેમનો ઘણો લાગવગ જોઈત ડરતો હતો. બીજી તરફ તેણે ન્યાયાધીશોને સ્વતન્ત્ર રહેવા દીધા. તેણે યાહુદી લોકોને ઇંગ્લાન્ડમાં ફરી વસવાની પરવાનગી આપી, અને ક્વેકર નામના નવા પંથના લોકોનું રક્ષણ કર્યું. આ વેળા એ પંથ જ્યોર્જ ફોકસ કરીને કોઈ એક વણકરે સ્થાપન કર્યો હતો. એનો પોતાનો જીવ લેવાને હૂમલા થતા તે બદલ શિક્ષા કરવાને તે સદા નારાજ હતો. હમણા તે દરબારી ઠાઠથી વ્હાઈટહોલમાં રહેતો, તથાપિ ધનવાન થવાનો બિલકૂલ પ્રયત્ન કરતો નહિ

ખરૂં પૂછોતો આપઅખ્તિયારીપણું ચલાવવાની તેની ઇચ્છા નહોતી. સને ૧૬૫૬ માં વૉડોઈ પ્રાંતની પોતાની પ્રોટેસ્ટન્ટ રૈયતઉપર જુલમ કરવા બાબત સેવોયના ડયુકને તેણે ઠપકો આપ્યો, અને તેથી સ્પેન વેરે વિગ્રહ જોડવાનો પ્રસંગ આવ્યો, ત્યારે તેણે ફરીને પાર્લમેન્ટ બોલાવી. પરંતુ તેણે ઘણા સભાસદોને બાતલ કર્યા હતા, અને જે સભાસદો નીમાઈ આવ્યા હતા, તેમને મન્ત્રિમંડળ પાસેથી સારી ચાલનુ ખાત્રીપત્રક આણવાની જરૂર પાડી હતી. આ પાર્લમેન્ટે આરંભમાં સલુકાઈ દાખવી. તેણે એક અરજી અને વિનંતિપત્ર તૈયાર કરી મેજર જનરલો ઉઠાવી લેવા બાબત માગણી કરી અને 'બીજી સભા' એટલે અમીરોની સભા બોલાવાનું જણાવ્યું. એ સભામાં બેસનારા અમીરોની નીમણુક ક્રોમ્વેલે કરવાની હતી. ત્યાર કેડે પાર્લમેન્ટે તેને રાજાનો ઇલકાબ ધારણ કરવાનું કહ્યું. એમ કરવાથી તેનો દરજ્જો વધત પણ તેની સાથે તેનો અધિકાર ઓછો થઈ જાત, કારણકે રાજાના અધિકારની હદ કાયદા વડે નક્કી કરેલી હતી. લશ્કર ગુસ્સે થશે એવી બીકને લીધે તેણે આ માનવંતો ઇલકાબ લેવાની નાપાડી, ત્યારે પાર્લમેન્ટે તેને પાદશાહી ઝભ્ભો ઓઢાડયો. તેને રાજદંડ તથા ન્યા-

ક્રોમ્વેલની બીજી પાર્લમેન્ટ, તા ૧૭ મી સપ્ટેંબર સને ૧૬૫૬.

ક્રોમ્વેલ રાજાનો અધિકાર લેવા ના પાડે છે.

યની નિશાની તરીકે એક તરવાર આપી, અને પોતાની પછી રાજ્યાધિકારી કોને બનાવવો તે નક્કી કરવાની સત્તા પણ દીધી પાર્લમેન્ટની પ્રથમ બેઠકમા સઘળો કારભાર ઠીક ચાલ્યો પરંતુ ફરીને પાર્લમેન્ટ મળી તે વારે કેટલાક સભાસદોને અમીર બનાવ્યા હતા તેમને ઠેકાણે જૂના પ્રજાસત્તાકીઓ નીમાઈ આવ્યા તેઓએ નવા અમીરોની સભાનીસાથે કામ કરવાની ના પાડી, અને ખુદ ક્રોમ્વેલના ઉપર હુમલા શરૂ કર્યા એથી કરીને તેણે સને ૧૬૫૮ ના ફેબ્રુઆરીની ૮થીને રોજ પાર્લમેન્ટ બરખાસ્ત કરી ત્યાર પછી જીવતા સુધી તેણે એકલાએજ અમલ ચલાવ્યો

તેનો અમલ ઘણા મહિના નીભ્યો નહિ હમણા તેની સત્તા પૂર્ણ કળાએ પહોંચી ચૂકી હતી સાનડોમિંગો નગર ઉપર તેની

જેમેકા બેટ જીતી લીધો સને ૧૬૫૫

આરમારે હલ્લો કર્યો તેમા તે પાછળ પડી, તથાપિ સને ૧૬૫૫ મા તેણે સ્પેન કનેથી જેમેકાબેટ જીતી લીધો, તેમા ઇંગ્રેજોને વસાવી તે સસ્થાનને આ બાદ કર્યું, તેથી વેસ્ટઇન્ડિઝ બેટોમા ઇંગ્રેજી રાજ્યનો પાયો રોપાયો. તેની સેનાએ ફ્રેન્ચ ફોજની સાથે મળી જઈને સને ૧૬૫૮ મા ડૂન્સની લડાઈમા સ્પાનિયર્ડ લોકોનો પરાભવ કર્યો તેથી ઇંગ્રેજોને ડનકર્ક બદર મળ્યુ રાજાઓના દરબારમા મોકલે તેમ સઘળા રાજ્યો તેના દરબારમા પોતપોતાની તરફના એલચીઓ મોકલતા, અને તેની સાથે સખ્ય કરવાને તેઓ ઘણી ઉત્કંઠા રાખતા.

તેણે દેશમા સ્વસ્થતા અને બંદોબસ્ત રાખ્યો તેના અમલ નીચે વેપાર અને ખેતી આબાદ થયા બલકે રાજભક્તો પણ તેનો આવો મુદ્દ તન્ત્ર ઉથલાવી નાખવાનો આશા કરતા નહિ તથાપિ લોકો અદર ગાનેથી સુખી નહતા તેમને તો પ્યુરિટન લોકોનો કરડો અમલ નીરસ લાગતો મેપોલ (મે મહિનામા રોપેલા સ્તંભ) ની ફરતા થતા નાચરંગો, ઘોડાની શરતો, કૂકડાની લડાઈઓ, નાટકો, નાતા

બના ઓચ્છવ ઉપર બોટા મોડા પહેરી તરેહવાર વેશ ધારણ કરવા, અને બાઈબીને મોજ મારવી એ સઘળુ બંધ થઈ ગયુ હતું, તે તેમને પસદ નહતુ વળી આગલા વખતમા જેમ રાજા, સ્વતંત્ર પાર્લામેન્ટ, મોકળા હાથના રકવાયર પક્તિના ગૃહસ્થો, અને રગીલુ દરબાર, એ બધો ઠાઠ જોવામા આવતો હતો, તેવો ઠાઠ ફરી પાછો દાખલ થયેલો જોવાને ઘણા લોકો ઉત્સુક બની રહ્યા હતા. પ્રજાસત્તાક વહિવટનો ઉચ્છેદ થયો હતો તેથી પ્રજાસત્તાકીઓ અસતુષ્ટ હતા. તે મજ રાજાને ઠેકાણે ભિન્ન અધિકારી પુરૂષ રાજ્ય ચલાવી પડયો હતો, તેથી રાજ્યપક્ષના લોકો પણ નારાજ હતા ક્રોમ્વેલે જે કાર્ય આરમ્ભ્યુ હતુ તે બની શકે એવું નહતું લોકસત્તાક તેક અમલ દેશમા વર્તાવવાને તેણે લોકોને પોતાની સાથે રાજ્યકારભારમા સામેલ રાખવાને ધાર્યું, પરતુ તેની યોજનાનું ધોરણ ઘણુ ઊંચુ હોવાથી તે સમો તેને પ્રતિકૂળ થઈ પડયો પોતાનું આદરેલુ કાર્ય બરાબર પાર ઉતર્યું નથી તથા જે જે થયુ છે તે સઘળુ પોતાના મરણ બાદ નહિ જેવું થઈ જશે—એ વાત તેના લક્ષમા આવી ચુકી હતી નિશાન ચુકવાથી સુદૃઢ રાજ્યપદ્ધતિ સ્થાપન કરવાનો તેનો પ્રયત્ન સિદ્ધિ પામ્યો નહિ. તેનો અમલ આપખુદી ભરેલો પણ સુધરેલા પ્રકારનો હતો, ને તે દરમ્યાન ઇંગ્રેજોને પુષ્કળ ફાયદા થયા ખરા, પરતુ **દેશમાં કાયદાનુ ઉપદ્રવરહિત સર્વોપરિપણુ** હોઈ લોકોને જે સુખ થાય તે તેમને મળ્યુ નહિ એવા સુખની તેઓ ઘણી આતુરતા ધરી રહ્યા હતા.

તેનું વય માત્ર ઓગણસાઠ વરસનુ હતું તથાપિ તેનું શરીર કથળી ગયુ હતું, અને 'ઠાર મારવુ ખૂનનો ગુન્હો નથી' એ નામના ચોપાનિયામા તેનો વધ કરવાની વાત બહાર પડી હતી તે જોઇને તેને એટલો બધો અજપો થયો હતો કે તે ઘણુખરૂ બખ્તર પહેર્યા વિના બહાર જતો નહિ. સને ૧૬૫૮ ના આગસ્ટ માસની ૧૬ મી

તારીખે તેની વહાલી પુત્રી નામે લેડી કલે પોલનું મૃત્યુ થયું, તેથી તેના દિલને અતકાળનો ધકો લાગ્યો. તેને પ્રાણઘાતક ચોથિયો તાવ લાગુ થયો, અને એ મંદવાડમાથી ઉગરે તે માટે હામ હામ લોકો ઈશ્વરની પ્રાર્થના કરતા. તથાપિ તેની તો પાકી ખાત્રી થઈ ચૂકી હતી કે મારો દેહ અવશ્ય પડવાનોજ છે. ૩૦ મી આગસ્ટને રોજ તેણે મળવા લોકોને માટે ઈશ્વરની પ્રાર્થના કરતા હૃદયને પીગળાવી દે એવા શબ્દો ઉચ્ચારી કહ્યું કે 'હે પ્રભુ, તું આ લોકોને યથાર્થ નિર્ણય કરવાની બુદ્ધિ, એક દીલ અને પરસ્પર પ્રેમ આપ' ત્યારપછી ચાર દહાડા રહીને સપ્ટેમ્બરની ૩જી તારીખે એટલે ડનબાર અને વુસ્ટેરની ફતેહના પર્વને દહાડે તે મહાન દેશરક્ષક આ દુનિયા છોડી ચાલ્યો ગયો તેનું લક્ષણ વિચિત્ર પ્રકારનું અનેક ગુણદોષવાળું હતું. તેનું વર્તન જોતાં તેનામાં લોભવૃત્તિ કેટલી અને ધર્મની તથા દેશહિતની લાગણી કેટલી હતી તેનો ખ્યાલ કદી કરી શકાશે નહિ.' તથાપિ પોતાના દેશની સેવા કરવામા તેણે કાંઈ કસર રાખી નહતી તે કારણમર તેને માન અવશ્ય ઘટેછે. જે સમયે ઈંગ્લાન્ડની સ્થિતિ છેક નબળી હતી, તે સમયમાં તેણે તેને દેશવિદેશ ખાતે માનની શિખરભૂમિએ ચઢાવ્યું, અને તેને નુકશાનના ખાડામા ન ઉતારી, પોતે તાલેવર થયાવિના મરણ પામ્યો. તેને વસ્ટમિન્સ્ટર ॥ મઠમાં પાદશાહી ઠાઠથી દાટયો હતો.

ક્રામવેલનું મૃત્યુ તા ૩ જી સપ્ટેમ્બર સને ૧૬૫૮.

મરહૂમ દેશરક્ષકનો મોભો એટલો બધો હતો કે તેની પાછળ તેના વડા દીકરા રિચર્ડને તેનો અધિકાર તુરતાતુરત મળ્યો. સને ૧૬૫૯મા જાન્યુઆરીની ૨૭ મા તારીખે નવી પાર્લમેન્ટ મળી, અને નવા રાજરક્ષકની આજુબાજુ વકીલ લોકોનો જમાવ થયો. પરન્તુ રિચર્ડ તેના બાપ કરતાં જૂદી જાતનો માણસ હતો. તે ઠંડો ને સુસ્ત હતો. મુલકી કામદારની હકૂમત તળે રહેવાને સૈન્ય ના-

રિચર્ડ દેશરક્ષક નિમાયો, સને ૧૬૫૮ ના સપ્ટેમ્બરથી તે ૧૬૫૯ ના જુનાબપર્યંત

રાજ હતુ, અને આવો નમાલો હાકેમ કાઈજ કામનો નથી એવા મતલબનું વેન કામન્સની સભામા ઉઘાડે છોગે બોલ્યો, ત્યાર પછી જે કલહ ઉઠ્યો, તેમા રિચર્ડને કઈ ગમ પડી નહિ છેવટે કંટાળી જઈ તેણે લશ્કરનુ કહેલુ કાને ધરી એપ્રિલની ૨૨ મી તારીખે પાર્લામેન્ટ વિસર્જન કરી, ત્યારકેડે લશ્કરી અમલદારોએ લાંબી પાર્લામેન્ટની એક ટુકડી જેને ક્રોમવેલે કાઢી મૂકી હતી તેને પાછી બોલાવી એ ટુકડી રમ્પ (ઠૂંઠી) એટલે પાર્લમેન્ટનુ "ઠૂંઠું" એવા અસભ્ય નામથી ઓળખાતી હતી એ રમ્પ સભાને રિચર્ડની જરૂર જણાઈ નહિ, તેથી તેણે કાંઈ બોલ્યા ચાલ્યાવિના રાજી-નામુ આપ્યુ, અને દશ મહિના જેટલી ટૂંકી મુદત લગી દેશરક્ષકની

'૨૫૫ તા ૭ મી મે સને ૧૬૫૯

માનવતી પદવી ભોગવી તે જુલાઈ માસમા ઉપાધિ રહિત વાસમા સુખે રહેવા ગયો પરતુ રમ્પ અને સૈન્ય એ બેમાથી કોણ ઉપરી થવાને યોગ્ય છે તે વિષેના મતભેદ પડ્યો રાજપક્ષવાળાએ ફિતૂર મચાવ્યું, તેને ચેશાયર પરગણામા વિનિંગ્ટનબ્રિડજ ગામ આગળ સમાવી દેઈને સિપાઈઓ સેનાપતિ લેમ્બર્ટની સરદારી નીચે પાછા ફર્યા અક્ટોબરની ૧૩ મી તારીખે વેસ્ટમિન્સ્ટરના દરવાજા ઉપર

રાજ્યમાં અંધેર

ચોકી બેસાડી તેમણે સભાસદોને અંદર બેસતા જતાં ખાળ્યા તેમણે રાજસત્તા પોતાને હસ્તગત કરી લેઈ સમાધાન જાળવવાને કેટલાક અમ

પડ્યુ, તેથી તેણે રજા ચાર્લ્સને કોઈ નજાણે તેમ પાછા બોલાવવાનો નિશ્ચય કર્યો. સ્વતન્ત્ર પાર્લમેન્ટ સ્થાપન થાય તે તજવીજ કરવા મારૂ હુ આવુ છુ એવો ઢંઢેરો પીટાવી તે સને ૧૬૬૦ મા બેમતે વરસે કૂચ કરી ઇગ્લાન્ડમધ્યે આવ્યો. યોર્ક નગર આગળ તેણે ફેરફાક્સની ભેટ લીધી. અહિં ફેરફાક્સ એકાતમા સુખે વસતો હતો. સેનાપતિ લેમ્બર્ટે તે બેઉને દક્ષિણ તરફ આવતા ખાળવાને લશ્કર આણ્યુ, પરંતુ પોતાના જૂના સેનાધિપતિને જોતા વારજ તેના લશ્કરમાના સિપાઈઓ ફેરફાક્સને જઈ મળ્યા, એટલે સામા થઈ તેનો અટકાવ કરનાર કોઈજ રહ્યુ નહિ ફેબ્રુઆરીની ૩ જી તારીખે મન્કે લડન નગરમા પ્રવેશ કર્યો, અને એક માસકેડે રપ્પ મબા બરખાસ્ત થઈ, તેથી છેવટે લાબી પાર્લમેન્ટનો અત આવ્યો એપ્રિલની ૨૫ મીને રોજ સ્વતન્ત્રપણે પસદ થઈ આવેલી નવી પાર્લમેન્ટ મળી તેને કન્વેન્શન (હગામી મડળ) કહેતા, કેમકે રાજાના નિમ્નિત આજ્ઞાપત્રથી એ મભા બોલાવવામા આવી નહતી. એ સભામા રાજપક્ષવાળા અને પ્રેસ્બિટેરિયન લોકો પુષ્કળ હતા. તેમણે રાજા, અમીરો ને કોમન્સ લોકોવાળો જૂનો રાજ્યવહિવટ પાછો સ્થાપન કરવાનો, તથા પોતાની ઉપર અમલ ચલાવવા ખાતર રાજા ચાર્લ્સને ઇગ્લાન્ડ આવવાનુ આમન્ત્રણ મોકલવાનો ઠરાવ પસાર કર્યો.

મન્ક લડન નગરમાં પ્રવેશ કરે છે.

લાબી પાર્લમેન્ટ સમાપ્ત થઈ, તા ૧૬ મી માર્ચ સને ૧૬૬૦

ચાર્લ્સ અને મન્કની વચ્ચે છૂપો પત્રવ્યવહાર ચાલુ હતો. હોલાન્ડમા બ્રેડા મુકામે એક જાહેરનામુ પ્રસિદ્ધ કરી તેમા ચાર્લ્સે સઘળાને ધર્મનુ છૂટાપણુ ને માફી આપવાનુ, તથા લશ્કરને મતાબ્બવાનુ વચન કર્યુ હતુ હમણા મે મહિનાની ૨૫ મી તારીખે લોકોના અત્યન્ત હર્ષનાદ સાથે તે ડોવર બદરે આવી ઉતર્યો. મેની ૨૯ મીએ તેની વર્ષગાઠ હતી તે દહાડે તેણે લડનમા પ્રવેશ કર્યો શહેરના સઘળા મુખ્ય રસ્તા ઉપર ફૂલ વેરી મૂક્યા હતા. મહોલ્લાઓમા બેઉ બાજુએ વાવટા અને ફૂલ

ચાર્લ્સનુ પુનરાગમન, મે સને ૧૬૬૦

માળા લટકી રહ્યા હતા, અને ફુવારાઓમાથી દ્રાક્ષરસની શેરો છૂટતી હતી ફોજ માત્ર ખિન્ન થઈ અળગ રહી પરતુ આનદથી ઉન્મત્ત થયેલી આખી પ્રજાની સામા તેનુ કાઈ ચાલી શક્યુ નહિ ફોજના સિપાઈઓ અત્યન્ત નૈષ્ઠિક અને ગભીર પ્રકૃતિવાળા હોવાથી તેમને હાથે સ્વચ્છદપણે નકામો રુધિરપાત થઈ શક્યો નહિ થોડા મહિના કેડે ફોજને રજા દેવામા આવી, અને તેમાના સિપાઈઓ મૂગે મોડે પોતપોતાના કારકૂન દુકાનદાર કે ખેડૂતને ઘરે પાછા વળગી ગયા રાજાએ એક વેળા કટાક્ષમા કહ્યું હતુ કે હુ જલદી પાછો આવ્યો નહિ તેમા મારીજ ભૂલ છે, એમ મને ભાસે છે કારણ કે બધા લોકો હમેશા મારી પાછા આવવાની રાહ જોયા કરતા અને એ પ્રમાણે રાહ જોતા નહિ હોય એવુ કહેનાર કોઈ મારી નજરે પડતું નથી એમ છતા પ્યુરિટન ફોજે પ્રજાને કટાળો આપી ધૈર્ય છોડાવી દીધુ ન હોતતો, તે પાછો આવવા પામ્યો હોત કે નહિ એ વિષે ઘણો સશય રહે છે

---

# प्रकरण १९ मुं.

## पुनःस्थापना.

૨ જો ચાર્લ્સ, ૧૬૬૦–૧૬૮૫.

બીજો ચાર્લ્સ રાજા પોતાની માલકીનું રાજ્ય ભોગવવાને પાછો આવ્યો, તે વેળા તેને ખરા ભાવપૂર્વક જે આવકાર મળ્યો તેવો આવકાર બીજા કોઈ રાજાને કદી મળ્યો નથી. રાજ્યમાં પુષ્કળ ઉથલપાથલ થઈતેથી સમગ્ર પ્રજા નિર્માલ્ય બની કંટાળી ગઈ હતી. હવે રાજ્ય થાળે પડેલું જોવાને તે ઘણી આતુર હતી.

ચાર્લ્સના લક્ષણ અને ઉદ્દેશ. પ્રજાનું કલ્યાણ કરવું એ વાત જો ચાર્લ્સના મનને ભાવી હોતતો તે રાજા પ્રતાપી નીવડત. તે કુશળ ને લાંબી નજરવાળો હતો. તેનો સ્વભાવ સરલ મળતાવડો હોઈ તેનામાં પુષ્કળ સમજ ને વિવેકવિચાર હતો, *તથાપિ એકંદરે તે સજ્જન ન હતો.* *સ્વાર્થી અને સુસ્ત* હોઈ તેણે સાહસિક નર તરીકે પોતાના આયુષ્યનો મોટો ભાગ દેશાન્તરમાં ગાળ્યો.સ્વદેશ તરફ પોતાની ફરજ શી છે તે બરાબર સમજતો નહતો. તેની આખી કારકીર્દીમાં તેનું લક્ષ બે વાતપર ચોટેલું હતું. ૧ તો, નજરમાં આવે તેમ વર્તવું, અને પાર્લમેન્ટને હિસાબ ન આપતાં ખદફેલીને મોજમજા માણવામાટે પુષ્કળ નાણું કઢાવ્યા કરવું; ૨ જું, કાથોલીક માર્ગને આશ્રય આપી તેનો ઉદય કરવો; અને આમ કરવાનું કારણ એ કે ફ્રાન્સનો જુવાન રાજા ચૌદમો લૂઈ તેનો મિત્ર થાય તેની પેઠે ફૂલ અખત્યારી રાજા થવાની તેની ઇચ્છા હતી, તથા પ્રોટેસ્ટન્ટ ધર્મને લીધે લોકો છેક સ્વતંત્ર થઈ જાય છે, એવું તેનું માનવું હતું. તે ઘણો ધાર્મિક હતો પણ તે કારણથી કાંઈ આ રસ્તો તેણે લીધો નહતો. તે અને તેનો ભાઈ જેમ્સ, યોર્કનો ડ્યૂક, એ બેઉ જણાને કાથેલિક ધર્મનું શિક્ષણ આપવામાં આવ્યું હતું, એમ છતાં બહા-

રથી તેઓ ઇંગ્લાન્ડના સ્થાપિત ધર્મને અનુસરીને ચાલનારા ગણાતા રાજાના પ્રધાનો પાર્લમેન્ટને જવાબદાર થઈ રહે તેમ કરવા માટે, તથા પોપની સત્તા પોતાની ઉપરથી ઓગાળી નાખવા માટે ઇંગ્લાન્ડના લોકોએ સેંકડો વરસ ઝગડો ચલાવ્યો, તે ઉપરથી સાફ માલમ પડેછે કે રાજાના અને લોકોના વિચારો છેક પરસ્પર વિરૂદ્ધ હતા.

પરંતુ ચાર્લ્સ ઘણો દૂરદેશી હતો, તેથી તેણે પોતાના બાપની પેઠે લોકોની સાથે ઉઘાડી રીતે કલહ કર્યો નહિ. તેણે એક પ્રસંગે જેમ્સને કહ્યું હતું તે પ્રમાણે 'ફરીને પ્રવાસે નીકળવું નહિ' એવો નિશ્ચય કર્યો હતો. એથી ફરીને એના અમલમાં વાસ્તવિક સત્તા એક હાથથી બીજે હાથ જઈ પોટાગો મચી રહ્યો હતો. કોઈ વેળા રાજા પોતાની ઇચ્છા પાર પાડવાનો પ્રયત્ન કરતો, તો કોઈ વેળા તે પાર્લામેન્ટને વશ થઈ રહેતો, તેની આખી કારકીર્દીમાં તેના બેફિકર સારા સ્વભાવને લીધે તથા પોતાને ફાવે ત્યારે પ્રધાનોનો ભોગ લેઇને તેણે ગાદી સભાળી રાખી ચેનબાજી કરવાની યુક્તિ ચલાવી. એક કવિએ કહ્યું છે તેમ 'જેને મ્હોડેથી કદી નબળું વેણ નિકળ્યું નથી, તથા જેને હાથે કદી ડહાપણ ભરેલું કૃત્ય થયું નથી, એવા એક મોજીલા રાજા'ના જેવું એકંદરે તેનું વર્તન હતું. એનો સૌથી પહેલો મુખ્ય સલાહકાર સર એડ્વર્ડ હાઇડ થયો. એ હાઇડ નેકનજરવાળો રાજભક્ત હોઈ લાંબી પાર્લમેન્ટનો સભાસદ હતો (૨૯૨ મું પાનું જુઓ), અને ચાર્લ્સના દેશવટામાં તેનો શિક્ષક હતો. હમણા લાર્ડ કલારેંડનનો ખિતાબ મેળવી તે ચાન્સેલર બન્યો. ચાર્લ્સની કારકીર્દીમાં એનો સાત વરસનો કારભાર સૌથી સારો હતો. કન્વેન્શન નામની પાર્લામેન્ટ પુનઃસ્થાપના વખતે થઈ હતી તે હાલ જારી હતી તેણે ૧ લા ચાર્લ્સને આરોપી ઠેરવી સજા ફરમાવનારામાંના તેર જણને દેહાંત દંડની શિક્ષા આપીને બાકીનાને કેદમાં પૂર્યા, ને ક્રામ્વેલ, આયર્ટન તથા

કલારેન્ડનનો કારભાર, સને ૧૬૬૦—૧૬૬૭

પ્રાડશોના વેસ્ટમિન્સ્ટરમા દાટેલાં મુડદાને ખોદી કઢાવી ટાઈબર્ન આગળ ફાસીએ લટકાવ્યા. આટલુ કર્યા પછી વેન અને લાસ્બર્ટને બાતલ કરી પ્રજાવિગ્રહમા સામેલ થનારા તમામ શત્રુઓને 'માફી આપવાનો કાયદો' પાસ કર્યો. ત્યાર કેડે પાર્લમેન્ટે રાજાની એકદર ઉપજની બાબત હાથપર લીધી. તે વખતમા દરબારનો અને અરમારનો ખર્ચ, ન્યાયાધીશોના અને દેશાન્તરમા રાખેલા વકીલોના પગારનો ખરચ રાજાની એકદર ઉપજમાથી અપાતો હતો. લશ્કરી નોકરી બદલ આપેલાં પસાયતાપર અને ફ્યુડલ ધારા પ્રમાણે જમીનદારની જાગીરપર સરકારની સલામી, અને ઘાસ દાણાનો હક લેવામા આવતો તેથી લોકોની ઉપર ઘણો જૂલમ થતો. એ બધુ છોડી દેવાની મગ્તે પાર્લમેન્ટે રાજાને જીદગી પર્યંત ૧૨૦૦૦૦૦ પૌન્ડની કાયમ નિમણુક બાધી આપી એ કામ કર્યા પછી પાર્લમેન્ટે ફોજને કમી કરીને, નવી પાર્લામેન્ટ બોલાવવાના ઇરાદાથી પોતે વિસર્જન થઈ પરતુ કવાયત શિખેલી ટોળીઓ વડે બરાબર રક્ષણ થઈ શકશે નહિ, એવું વિચારીને ચાર્લ્સે ધીમે રહીને ઘોડેસ્વાર ને પાયદળ મળી ૫૦૦૦ માણસનું લશ્કર રાખી મુક્યુ એ લશ્કરમા 'કોલ્ડસ્ટ્રીમ ગારદીઓ'ની નામાકિત પલટણ હતી એ પલટણ સેનાપતિ મન્કે ટ્વીડ નદીને કાંઠે આવેલા કોલ્ડસ્ટ્રીમ ગામ આગળ કેટલાક વરસપર ઉભી કરી હતી આ લશ્કરનું ખરચ ચાર્લ્સ પોતાના પદરથી કરતો. આવી રીતે તેણે સ્થાયી ફોજની શરૂઆત કરી, પરતુ તે બાબત કાયદાની મંજૂરી મેળવી નહતી

માફીનો કાયદો, ૧૬૬૦

ફ્યૂડલ હક ને વાતા બધ કર્યા, ૧૬૬૦

પહેલું સ્થાયી લશ્કર, ૧૬૬૦

થોડાક વખત સુધીતો મધળા હરખભેર હતા રાજાના ફરીને પાછા આવવાથી સઘળા લોકો એટલા બધા ખુશી થયા હતા કે તેઓએ નવી પાર્લમેન્ટમા મુખ્યત્વે કરીને કાવેલિયરો એટલે રાજભક્તોને પસદ કરી મોકલ્યા. રાજાના દરબારનો ભભકો ઘણો ઝળકી રહ્યો હતો પ્રજાસત્તાક રાજ્યના ગભીરને ઠાવકા અમ-

કાવેલિયર પાર્લમેં ટ, ૧૬૬૧, ૧૬૭૮

લતું લોકોને વિસ્મરણ થયું નાટકશાળાઓ ઉઘડી. વિવિધ જાતના પુષ્કળ તમાશા થવા લાગ્યા. વોકસહોલ નામનું ક્રીડાભવન પ્રથમ આ વખતે સ્થાપન થયું, ત્યાં સ્તવનભજન કરનારી મંડળીઓને ઠેકાણે દારૂડીઆઓનું ધમસાણ મચી રહ્યું. આમ ઍશઆરામ ને મોજશોખની સાથે ઘણા દુર્ગુણો આવ્યા. જુગાર, મદ્યપાન, દ્વંદ્વયુદ્ધ અને છીનાળું એ સઘળું દરબારમાં સર્વત્ર નજરે પડતું. સઘળી જાતનું બેહયાપણું ધમધોકારે ચા-

વહીગયેલું દરબાર લતું, અને હવે પછીના પચાસ વરસમાં અંધારૂ થયા પછી બચાવ કરવાનાં સાધન લીધા વિના બહાર જવું સહી સલામત ગણાતું નહિ. કેમકે ઘોર અંધારાવાળા મહોલ્લામાં સંભાવિત લોકો પણ પેલછા ભરેલાં અટકચાળાં કરતા. ચાર્લ્સ રાજાના અમલના છેવટના ભાગ લગીમાં મહોલ્લાઓમાં દીવા કરવામાં આવતા નહિ.

ગામડાનો મામલો કાંઇક વધારે ઠીક હતો. ઘણા રાજભક્તો ધીમે ધીમે પોતાના અસલ વતનમાં જઈ ફરીઠામ થયા, અને કાવેલિયર અને રાઉન્ડહેડ (સીલેદાર અને ગોળ ઓપરિયાળા) કહેવાતા લોકો પહેલાનો અન્તરનો વાંધો ભૂલી જઈ એક બીજા સાથે સ્નેહપૂર્વક હાથ મેળવતા થયા. ગામડાંમાં નાચરંગ અને ઉજાણીઓ કરવાની પાછી રજા થવાથી લોકો હરખાઈ ગયા અને કમી થયેલા સિપાઇઓ પોતપોતાને ખેતરે કે ધંધે વળગ્યા, ત્યાં પ્યુરિટન ફોજમાંની એક નિષ્ઠા અને ગંભીરતા સાથે લેતા ગયા. આ સમય ઉપર મોટમોટા નગરથી મુસાફરીનાં ગાડા નીકળતાં અને છેડું વત્તું કે ઓછું હોય તે પ્રમાણે ટપાલની ગાડીઓ

લોકની સ્થિતિ. એકેક દિવસને આંતરે કે અઠવાડિયામાં એકવાર દોડતી ફરતી; તથાપિ લંડન શહેર અને આખેના ગામડાં વચ્ચે બરૂ જોતાં ઘણો થોડો સંબંધ હતો, તેથી આ અમલમાં રાજ્યસંબંધી બખેડાને લીધે ઇંગ્લાન્ડની સ્થિતિ ધીમે ધીમે સુધરતી અટકી નહિ સૌથી ઓછો આબાદ મૂલક ઉત્તર તરફનો

હતો, ત્યા અદ્યાપિ લૂટારુ સ્વારો લૂંટફાટ કરી સઘળો પ્રદેશ વેરાન કરતા ન્યાયાધીશો પાકો બંદોબસ્ત વિના જઈ શકતા નહિ, અને લોકોને લૂટારુના પગલા કાઢવાને શિકારી કૂતરાઓ રાખવા પડતા. ખઇ જોતા તે કાળમા ત્યા જાનમાલને પારવિનાનું જોખમ હતું, તેનો આબેહુબ ચિતાર આ કાળમા આપણા મનમા ઉતરવો કઠણ છે

વિશેષ કરીને સ્કાટ્લાન્ડની સરહદપર નબેડા ચાલ્યા કરતા કારણ કે ચાર્લ્સની પાર્લમેન્ટે બેઉ રાજ્યો સયુક્ત કરવાનો ક્રોમ્વેલનો કાયદો બહાલ રાખ્યો નહિ (૩૧૫ મુ પાનું જુઓ) સ્કાટ્લાન્ડમા જૂની રાજ્યરીતિ પાછી દાખલ કરીને

સ્કાટ્લાન્ડનેઆયર્લાડમાં દુ ખનો પોકાર

એલાયદી પાર્લમેન્ટ ફરીવાગ્ઝી ઠીરી બિશપોનો અમલ જબરદસ્તી વાપરી દાખલ કર્યો, અને જે લોકો ‘ કરાર ’ ને વળગી રહ્યા, તેમને નિર્દયપણે હેરાન કર્યા. આયર્લાન્ડના લોકો જૂદાજ કારણથી પીડા પામ્યા ત્યા પ્રજાવિગ્રહની દરમ્યાન જે લોકોએ રાજાની સેવા બજાવી હતી તેમણે એવી ફરિયાદ ઉઠાવી કે ક્રોમ્વેલના અનુયાયિઓએ ઘણી ખરી જમીન પડાવી લીધેલી છે. આ તકરારનું છેવટ સેટલમેન્ટ (વ્યવસ્થા) નો કાયદો પસાર કરવાથી આવ્યું એ કાયદાની રૂએ ક્રોમ્વેલની તરફેન કરનારાઓએ પોતાને મળેલી જમીનમાથી એક તૃતીયાશ ભાગની જમીન છોડી દીધી અગકારે એ જમીન નજરમા આવે તેને વહેચી આપી, પણ આયરિશોને તેમાથી લેશ માત્ર પણ પરખાની નહિ

ઈંગ્લાન્ડમા કાવેલિયર પાર્લમેન્ટે ધર્મસમાજનો વહિવટ લાડના વખતમા હતો તેવો પાછો ચાલુ કીધો. બિશપો પાછા અમીરની સભામા બેસતા થયા પ્રાર્થના પદ્ધતિમા કેટલાક ફેરફાર કરી ફરીથી તે ચાલુ કરી, અને તે વખતથી આજ પર્યંત તે તેવીને તેવીજ રહી છે. આ તો સારુ ઠીક થયું, પરતુ ચાર્લ્સે પોતાની સઘળી પ્રજાને અન્તઃકરણનું સ્વાતન્ત્ર્ય આપવાનુ વચન દીધુ હતું, તથાપિ કાર્પોરેશન

એક્ટ એ નામનો કાયદો પસાર કરતાં આ પાર્લમેન્ટને તે ખાળી શક્યો નહિ એ કાયદાનો મતલબ એ હતી કે સઘળા સરકારી નોકરોએ 'કોવેનન્ટ'નો ઇનકાર કરીને સ્થાપિત થએલી ધર્મસમાજને અનુસરીને પ્રભુભોજન નામનો સંસ્કાર કરવાનું કબૂલ રાખવું. વળી સને ૧૬૬૨ ના મે માસની ૧૯ મી તારીખે 'યુનિફોર્મિટી એક્ટ' બહાલ કર્યો. તેમાં એવું હતું કે દરેક જણે એપિસ્કોપલ પંથની પ્રાર્થનાપોથી કબૂલ રાખવી ને બિશપ પાસે દિક્ષા લેવી અને અમુક મુદતમાં એમ નહિ કરે તેની ઉપજીવિકા છીનવી લેવી સને ૧૬૬૨ના આગસ્ટની ૨૪ મી તારિખે સત બારથોલોમ્યુના પર્વને દહાડે આ કાયદાનો અમલ નહિ કરનારા સર્વે પાદ્રિઓની જીવાઈ ઝૂંટવી લેવામાં આવી. અને બે હજારથીએ વધારે સમર્થ પુરૂષોએ પોતપોતાના ખાનગી દેવળોમાં ધર્મસમાજ સ્થાપન કરીને સ્થાપિત ધર્મનો ઇનકાર કરવાથી અથવા તેથી છૂટા પડવાને લીધે ડિસેન્ટર્સ એટલે પ્રતિજ્ઞા નહિ લેનારા એવું નામ પહેલવહેલુંજ ધારણ કર્યું.

કાર્પોરેશન આક્ટ, ૧૬૬૧.

તથાપિ ખાનગી દેવળોમાં પણ સમાજ મળવા દીધી નહિ. અને ૧૬૬૪ માં 'કાન્વેન્ટિકલ એક્ટ' કરી સમાજમાં અથવા ખાનગી દેવળોમાં ઉપાસના કરવાની બંધી કરી; અને ૧૬૬૫ માં પાંચ મૈલનો કાયદો થયો, તેથી તો સ્થાપિત ધર્મનો ઇન્કાર કરનારા ધર્મગુરૂઓએ કસ્બાને ફરતા પાંચમૈલ સુધીમાં વસવું નહિ, તેમજ કોઇપણ ઠેકાણે નિશાળ માડવી નહિ એવું ઠર્યું. જે ધર્મગુરૂઓની વૃત્તિ છિનવી લેઈ કાઢી મૂક્યા હતા તેઓમાં રિચર્ડ બાક્સ્ટર કરીને એક પ્રખ્યાત ને અધ્યાત્મિક વિષયમાં પ્રવીણ પુરૂષ હતો. તેણે 'સાધુની અનન્ત કાળની વિશ્રાન્તિ' એ નામનું પુસ્તક રચ્યું હતું. એ પુસ્તકમાં તે લખે છે કે, સેંકડો સાધુઓ કુટુંબ કબિલાસહિત ઘરબાર અને ખાવાને અન્ન વગરના થઈ ગયા, અને બેસુમાર પાદ્રિઓ બ-

પ્રતિજ્ઞા નહિ ગ્રહણ કરનારની વિરૂદ્ધ કરેલા કાયદા, ૧૬૬૨, ૧૬૬૪, ૧૬૬૫

દિખાને પડ્યા ઉપર કહ્યા પ્રમાણે સમાજેમા બોધ કરવાને માટે જૉન બનિયન નામના એક કસારાને બેડફર્ડ નગરખાતેબાર વરસ લગી કેદખાનામા વાસ કરવો પડ્યો ત્યા પ્રીતબનાવવા સારૂ ધાતુના તાર ખેંચી પોતાની ધણીઆણી અને કુટુંબકબિલાનુ ગુજરાન તે મેળવતો, ને ફુરસદના વખતમા 'ભક્તપ્રયાણ' નામનુ પુસ્તક લખતો આ જ સમય ઉપર ગરીબ ને અધ કવિ મિલ્ટને 'સ્વર્ગચ્યુતિ' અને 'સ્વર્ગની પુન પ્રાપ્તિ' એ નામના બે કાવ્ય રચ્યા એ બે કાવ્યોમા અને ભક્તપ્રયાણ પુસ્તકમા પ્યુરિટન ધર્મની સખ્તાઈનુ આબેહુબ ચિત્ર મા લમ પડેછે, અને આ અને એની પછીના રાજ્યમા સ્થાપિત ધર્મને અનુસરીને નહિ ચાલનારા એવા પુષ્કળ માણસો અમેરિકા જઈ વસ્યા, ને ત્યા ચાર્લ્સે જૂનુ કરજ માડી વાળવા સારૂ અથવા વધારે નાણુ લેવા ખાતર જુદાજુદા માણસોને ઘણી ઘણી જમીન ઈનામ દાખલ આપી. આવી રીતે પેન નામના એક ક્વેકરપથીની સરકાર કને મોટી રકમ લેણી હતી તે પેટે તેને ઘણો મોટો પ્રદેશ મળ્યો સને ૧૬૮૨ મા તેણે ક્વેકરોનુ ટોળુ 'નવી દુનિયા' મા લેઈ જઈ પેન્સિલ્વેનિયા સસ્થાન વસાવ્યુ અમેરિકાના સસ્થાનોમા સૌથી પહેલા આ જ સ્થળમાજ મૂળના લાલ વર્ણના ઈન્ડિયનો ઈગ્રેજ સસ્થાની આની સમાન ગણાયા

બનિયન તથા મિલ્ટન

પેન્સિલ્વેનિયા સસ્થાન સ્થપાયુ સન ૧૬૮૨

પરતુ ચાર્લ્સ તદન પૈસા ખાઈ કામ કરનારો ન હતો તેણે એક સનદ કરી આપી ઘણુ માન મેળવ્યુ છે આ ગાઉ પ્રજાવિગ્રહ થયો તે દરમ્યાન ૧૬૪૫ ની સાલમા કેટલાક માણસોએ બેકનમત કે તર્ક સંબધી કલ્પનાથી કટાળી જઈ દુનિયામા વસ્તુ માત્રની સત્યતા શોધવાનો નિશ્ચય આદરી એક નાનુ મડળ ઉભુ કર્યું હતુ વિદ્યાને લગતા વિષયોની ચર્ચા કરવા માટે તેમની બેઠક પ્રથમ લડનમા ને પાછળથી ઑક્સફર્ડમા થતી તેમા એરપપ (વાતાકર્ષક યત્ર) સુધારનાર બાઈલ સૂક્ષ્મદર્શક યત્ર સાધારણ ઉપયોગમા લાવનાર હુક ખગોળશાસ્ત્રી હાલી અને બીજા કેટલાક વિદ્વાનો પ્રયોગો બતલાવી પોતાની કરેલી શોધો સમજાવતા પુનસ્થાપના પછી બીજો

રોયલ સોસાઈટી (પાદશાહીમંડળ) ની સ્થાપના ૧૬૬૨

ચાર્લ્સ રાજા કેટલીકવાર આ સભામા ગયો હતો તેણે આ મંડળને એક સનદ ભેટ કરી તેથી તેનું નામ ' લંડનની રોયલ સોસાઈટી ' ( પાદશાહી મંડળ ) પડ્યુ આ મંડળીની સમક્ષ સને ૧૬૮૨ મા સર આઈસાક ન્યૂટને પોતાની ગુરૂત્વાકર્ષણની શોધ સમજાવી આજ કાલ દુનિયાપર વિદ્યાસબંધી શોધ કરનારી શ્રેષ્ઠ મંડળીઓમાની એક આ મંડળી છે

સને ૧૬૬૨ મા ચાર્લ્સે જે જે કાર્ય કર્યાં તે સઘળા તેણે વિદ્યાને આશ્રય આપ્યો તેના જેવાજ રૂડા હોત તો ઠીક થાત કમનશીબના જોગે તે વરસમા તેણે જે ત્રણ કામ કીધા તે ન કર્યાં હોત તો વધારે સારૂં થાત મે માસમા પોર્ટુગાલની કાથેરિન વેરે તેની

ચાર્લ્સની શાદી, મે મહિનો ૧૬૬૨

શાદી થઈ પહેરામણીમા એ રાણી મુબાઈ બેટ અને તાન્જીરનો કિલ્લો લેતી આવી તે રોમન કાથેલિક પંથ માનનારી હતી એ લગ્ન લોકોને ઘણું અકારૂ થઈ પડ્યુ તેનું ખાસ કારણ એ કે રાણીને છોકરા થયાં નહિ, તેને લીધે ચાર્લ્સનો ભાઈ યાર્કનો ડ્યૂક જે કાથેલિક હતો તે ગાદીનો વારસ ગણાયો જૂન માસમા રાજાએ સર હેન્રિ વેનને ટાવર ટેકરીપર ફાસીએ લટકાવ્યો એ વેન સઘળા પ્રજાસત્તાકીઓમા સૌથી વધારે બિનસ્વાર્થી અને મધ્યમસર વિચારનો હતો તેને શિર કાંઈ આળ કે ગુન્હો ચઢયો ન હતો, પરતુ ચાર્લ્સે કલારેન્ડનને લખી મોકલ્યું કે ' એ માણસને જીવતો

વનનો શિરચ્છેદ તા ૧૪મી જુન ૧૬૬૨

રહેવા દેવામા ઘણું ભયછે ' તે ખાતરજ એનો શિરચ્છેદ કરવામા આવ્યો ડન્કર્ક નગર ક્રોમવેલે સ્પેન પાસેથી જીતી લીધુ હતું, તે નવેમ્બર માસમા ફ્રાન્સને વેચી દીધુ, તેથી ઇંગ્રેજ લોકો કલારેન્ડન

ડન્કર્ક નગરનુ વેચાણ, નવેમ્બર ૧૬૬૨

ની ઉપર ઘણા રીસે ભરાયા, અને એ નગર વેચવાથી મળેલુ બધુ નાણું રાજાએ મોજ-મજામા ખરચી નાખ્યું કે એવી રાકા લોકોને પેદા થઈ, એજ તેમનુ રીસે ભરાવાનુ ખાસ કારણ હતું

ત્યારકેડે તરતજ હોલાન્ડ જોડે ફરી પાછી લડાઈ જારી થઈ. દરિયાના ઉપરીપણા બાબત ઇંગ્રેજો અને વલદાઓ વચ્ચે નિરન્તર ટંટો ચાલતો હતો તેવામા ઇંગ્રેજોએ અમેરિકામા ન્યૂઆમ્સ્ટરડામ નગર થોડા વખત ઉપર જીતી લેઇને યોર્કના ડ્યુકના નામઉપરથી તેનું નામ ન્યૂયોર્ક રાખ્યું મુબાઈ બેટ ઇંગ્રેજોના હાથમા ગયેલો જોઇને જાન ડીવીટ નામે આગેવાન વલદા કારબારીની આંખ ચઢી આવી હતી, અને દેશવટો લેઇને ચાર્લ્સ હોલાડમા રહેતો હતો તેવારે ત્યા તેમો સન્માન પામેલો નહિ તેથી કરીને એ દેશની ઉપર તેના મનમા અભાવ ઉત્પન્ન થયો હતો આફ્રિકાના કાંઠા ઉપર વલદાના અને ઇંગ્રેજોના વહાણો વચ્ચે ટંટો થયો, તેથી ઊવટે અણબનાવ વધી પડ્યો, અને ૧૬૬૫ના માર્ચ મહિનાની ૪મી તારિખે હોલાન્ડ અને ઇંગ્લાડ એ બે દેશોવચ્ચે વિગ્રહ ઉઠ્યો, અને ત્યાર પછી બીજે વરસે ૧૪મા લૂઈએ હોલાન્ડનો પક્ષ કર્યો મારામાર કેવળ દરિયાપર ચાલી ઇંગ્રજી નૌકા સૈન્યની સરદારી યાર્કના ડ્યૂક પાસે હતી તેણે સને ૧૬૬૫ના જૂન માસની ૩જી તારીખે સફોક પરગણામા લોએસ્ટાફ્ટ બદર આગળ જીત મેળવી પરતુ માઠા ભાગ્યે શત્રુની પૂઠે પડી એ ફતેહનો લાભ તેણે મેળવ્યો નહિ રાજાને લડાઈ ચલાવવાને નાણાની મોટી રકમ પાર્લમેન્ટકને માગવી પડી પાર્લમેન્ટે બાર લાખ પાઉડ ઉઘરાવવાની મજુરી આપી, પરતુ તેને ધાસ્તી હતી કે એ રકમ રાજા ઉડાવી દેશે, તેથી ફક્ત લડાઈનાજ કામમા વાપરવા માટે તે મજૂર કરી હતી દરમ્યાનમા લડન ખાતે ભયકર દૈવકોપ ઉઠ્યો તે વખતના ગદા શેહેરોમા વારવાર મરકી ચાલતી લડનના સાંકડા મહોલાઓમા બે બાજુના ઉપલા માળીઆ લગભગ અડોઅડ બાંધેલા હતા, અને માટીના ભોય તળીયા પર કોહેલો ઘાસ પૂળો, રાંધેલું અન્ન અને કચરાના થર બાઝી રહેતા, ત્યા ઉનાળાના સખ્ત તાપને લીધે હમેશ ઓછો વધતો રોગ ફાટી નિકળતો સને ૧૬૬૫ ના ઉનાળામા કદી નહિ જોયેલો એવો અનાહત તાપ પડ્યો યૂરોપ ખડપર મરકીનો મરજ ચાલતો

વલદા લોક સાથે વિગ્રહ મ હ માર્ચ ૧૬૬૫

લડન ખાતે મરકી ૧૬૬૫

તે મે માસમાં લંડન ખાતે જણાયો,અને આખા ઉનાળામાં એટલો બધો પ્રસર્યો કે સપ્ટેમ્બર મહિનામાં એક દહાડામાં ૧૫૦૦અને ત્રણ અઠવાડિયામાં એકંદર ૨૪૦૦૦ માણસો મરણ પામ્યાં. મરકીવાળું ઘર જણાઈ આવે તે ખાતર ઘેરઘેર બારણાં ઉપર રાતા ક્રૂસની નિશાની મૂકેલી નજરે પડતી. કાળા કપડાથી વિટાળેલી ઘંટડીવાળાં, મુડદાં ઉપાડી લેઈ જવાના ગાડાંઓ રાતગતના શેરીએ શેરીએ ફરતાં, ને તમારી શેરીમાંનાં મુડદા બહાર કહાડો, બહાર કાહડો, એવી બૂમ મારી શૂન્ય અને લગભગ ઉજડ પડેલા મહોલ્લાઓ ગજાવી મૂકતાં. રાજા, દરબારીઓ, પાર્લમેન્ટના સભાજનો, બલકે ડાક્ટરો અને પાદ્રિઓ પણ મરકીવાળું નગર છોડી નાઠા. મરતાની આંખ બીડવાને અને જીવતાને શાંત્વન કરવાને ફક્ત પરદુઃખે દુઃખી, અને આસ્થાવાળા માણસો, તેમાં મુખ્યત્વે કરીને સંતાપેલા પ્યુરિટન પંથનાં ઉપદેશકોજ શહેરમાં રહ્યા. બહાદુર સરદાર **મન્ક** જેને **આલ્બિમાર્લ**ના ડ્યૂકની પદવી મળી હતી તે, લડનનો કોટવાલ **લૉરેન્સ** અને બીજા કેટલાક લોકો પણ ભયને પત ન કરતાં બંદોબસ્ત રાખવા અને પીડા પામતી પ્રજા બહુ ત્રાસે નહિ તે માટે લુટફાટ ને અંધેરનો અટકાવ કરવા લંડનમાં પડી રહ્યા.

એક લાખથી વધારે માણસોનો ભોગ લીધા પછી શિયાળો બેસતાં મરકી જતી રહી, પરંતુ વેપાર રોજગાર ચાલૂ થઈ આબાદાની લાગલી ફરી જાગી નહિ,અને વલંદા લોકો જોડે મહોમાંહ્ય વિગ્રહ ચાલતો હતો. ડન્કર્કમાં અને ઉત્તર ફોરલાન્ડની વચ્ચે ડાઉન્સ (સમુદ્ર કાંઠાપર રેતીના ટેકરા)મધ્યે એક પ્રખ્યાત યુદ્ધ થયું તે ચાર દિવસ ચાલ્યું; પણ તેમાં કોઈપણ પક્ષની ફતેહ થઈ નહિ

ડાઉન્સનુ યુદ્ધ, ૧૬૬૬

એ યુદ્ધમાં એક બાજુપર આલ્બિમાર્લનો ડ્યૂક ને રાજપુત્ર રૂપર્ટ, એ બે સરદારો હતા, અને બીજી બાજુપર વલંદા લોકોના નૌકાસૈન્યનો અધિપતિ ડિરાયટેર હતો.

આ બધાં સંકટોમા જાણે ઉમેરો કરવા માટેજ સને ૧૬૬૬ના સપ્ટેમ્બરની ૨જી તારીખે લંડન બ્રિજ (લંડનના પૂલ) આગળ પુડિંગ લેન નામે ગલીમાં એક ભટીઆરાની ભઠ્ઠી વધારે તપી જવાથી મોટી લાહે લાગી. તે વખતે પૂર્વ તરફનો પવન ચાલતો

લંડનની આગ, તા ૨જી સપ્ટેંબર ૧૬૬૬.

હોવાથી ધીચ વસ્તીવાળા મહોલામાના લાકડાંના ઘરો ચકમકની ગોટીની પેઠે સળગી ઉઠ્યા, અને ત્રણ રાત ને ત્રણ દહાડા સુધી બળ્યા કીધા ખાસકરીને રાજા અને તેનો ભાઈ યોર્કના ડ્યૂકની હિંમતને પરિશ્રમથીજ એ આગ અન્તે બુઝાઈ તેમણે ટેમ્પલબાર, પાઈકોર્નેવ, સ્મિથફિલ્ડ અને ઈતર મહોલાના ઘરોની કેટલીક હારનીહાર સુરંગથી ઊડાવી દેઈ વચ્ચે વચ્ચે મસ અન્તર પાડ્યા, તે એમ જેગી આગ આગળ વધી શકી નહિ એ આગથી પાર વિનાનું નુકશાન થયુ ૧૩૨૦૦ ઘરો, ૮૯ દેવળો તેમજ શહેરમાની કમ્પનીઓની હવેલીઓ, એક્સચેન્જ એટલે નાણાવટની ઈમારત, જકાત વસૂલ કરવાની કોઠી અને સતપાલનું દેવાલય એ બધુ બળીને ભસ્મ થઈ ગયું પરંતુ આ આગથી છેવટે એક ફાયદો એ થયો કે પેલા લાકડાના હલકા ઘરો હતા તે બળી ગયા, અને ગધાતા કૂવા, નળ, મોરી વગેરે ગંધેલા કચરાવડે પૂરી દેવામા

નવી નદી નામની નહેરવ ૮ પડી અણુ ૧૬૨૦

આવ્યા હવેથી ત્યા ઈંટના નવા ઘર બંધાવ્યા, ને પાછળથી શહેરમા ઘણે ભાગે જોઈતુ પાણી હેર્ટફર્ડ પરગણામા ચાડવેલના ઝરા હતા તેમાથી નવી નદી નામની નહેર મારફતે આણ્યું આ નહેર સને ૧૬૧૮ મા સર હ્યુ મિડલ્ટને બાંધી તૈયાર કરી હતી

આ બધા સંકટોમધ્યે અરમાર સમારવાને માટે નાણુ મેળવવા ક્લારેન્ડનને કામન્સ પાસે વારવાર જવું પડતુ કોમન્સો ખરેખરો વહેમ ખાવા લાગ્યા કે દરબારની ચેનબાજી પાછળ આપેલું બધુ નાણુ ઊડાવી દેવામા આવેછે, તેથી હિસાબ તપાસવા સારૂ એક કમિટી નીમવાનો તેમણે આગ્રહ કર્યો પરંતુ ચાર્લ્સ જાણતો હતો કે ખરેખરો હિસાબ આપી શકાય એવું નથી, માટે તેણે નાણા વગર ચલાવી લઈ સલાહ કરવાનો ઠરાવ કર્યો તેણે ૧૬૬૭

બ્રેડ નુ તહનામુ ૧૬૬૭

મા મધ્યિકરવા સારૂ લૂઈની મારફતે બ્રેડા શહેરમા બેઉ રાજ્યોના એલચી બેસાડવાની ગોઠવણ કરી, પરંતુ ત્યા કોઈ પણ તરેહનો ઠરાવ થયો તે પહેલા ડચ નૌકાસરદાર ડી રાયટેર સાઠ વહાણ લેઈ મેડવે નદીને ઉપલાણે એકાએક ચઢી

મેડવ નદીમાંનાં વહાણો વલંદાનો કાફલો લમાડી મૂકે છે

આવ્યો તેણે ચાથમ બદરમા ત્રણ અરમાર લગાડી મૂકી, અને ટેમ્સ નદીના નાકા ઘેરી લીધા જોઈએ તેટલું દ્રવ્ય આપતા છતા ઈંગ્રેજી કાફલાથી પોતાની નદીનું રક્ષણ કરી શકાયુ નહિ તે જોઈ લોકોનું માથુ ક્રોધથી ભમી ગયુ તેમણે બધો ગુસ્સો કલારેન્ડનની ઉપર કાઢ્યો તે રાજાને તથા બધા દેશને કેટલુંક થયા અપ્રિય થઈ પડ્યો હતો વલંદાની સાથે સલાહના કરાર થયા કે તરતજ તેને શિર પાર્લમેન્ટમા આરોપ મુકવામા આવ્યો, એટલે તે નાશીને ફ્રાન્સ ગયો. આ દેશાવટામા 'મોટા બળવાનો ઈતિહાસ' એ નામનું પુસ્તક લખ્યા પછી તે મરણ પામ્યો એની દીકરી નામે

કનારેન્ડનનુ દેશ પાર થવું,૧૬૬૭

આન્નહાઈડ સને ૧૬૬૦મા યોર્કના ડયુક વેરે પરણી હતી ઈંગ્રેજોની બે રાણી મેરી અને આનની તે મા થાય

કલારેન્ડન અધિકાર પરથી ભ્રષ્ટ થયો, એટલે પાર્લમેન્ટમા કાવેલિયર પક્ષ મજબૂત હતો તે ભાગી પડ્યો. હવે પછી ચાર્લ્સ રાજા પોતાની ઈચ્છા પ્રમાણે વધારેને વધારે વર્તવા લાગ્યો અને પોતાના બાકી રહેલા અમલમા તેણે પાર્લમેન્ટની આખમા ધૂળ નાખવાનો ભગીરથ પ્રયત્ન કર્યો. કેટલોક વખત થયા પ્રિવી કૌન્સિલના કેટલાક સભાસદો રાજાના વધારે દિલોજાન સલાહકાર હતા, તેમાએ એક ખાસ કમીટી કરી હતી તેને 'કબાલ' એટલે ખટપટી મડળ કહેતા એ કબાલ શબ્દ ફ્રેંચ ભાષામા

'કબાલ' પ્રધાન મડળી, ૧૬૬૭–૧૬૭૩

મડળીવાચક કબાલે શબ્દ છે તે ઉપરથી નીકળ્યો છે હાલની 'કાબિનેટ' એટલે પ્રધાન મડળીનો આરભમા આજ કમીટી હતી વિચિત્ર વાત એ બની કે આ વેળા એ કમિટીમા પાચ પ્રધાનો હતા. તેઓના નામ કિલફર્ડ, આર્લિંગ્ટન, બકિંગ્હામ, આશ્લી અને લાડર્ડેલ હતા. એ દરેક નામમાનો પહેલો અક્ષર લેઈ સાથે ગોઠવવાથી કબાલ (કાબાલ) શબ્દ બનેલો છે. આ પ્રધાનો હવે પછીના છ વરસ લગી રાજાના મુખ્ય સલાહકાર

રહ્યા, પરંતુ બધી પ્રજા તેમનો અત્યન્ત દ્વેષ કરતી હોવાથી કૅબાલ શબ્દનો અર્થ તે વખતથી નિન્દાવાચક થઈ પડયો છે.

ખઈ જોતા ચાર્લ્સના છુપા કાવતરાનો દોષ વિનાકારણે એ મડ-ળને શિર મૂકવામા આવતો. કેટલોક સમય થયાં ચૌદમો લૂઈ રાજા નેધરલાન્ડની સીમનું દબાણ કર્યાં જતો હતો. એ નેધરલાન્ડ પ્રાન્ત સ્પેન દેશના તાબાનો હતો અને ૧૬૮૮ માં દબાણ કરતો કરતો તે ઘણો આગળ વધ્યો, તેથી હોલાન્ડને અજંપો થયો. ત્યાના મુખ્ય કારભારી ડીવીટે, સર વિલિયમ ટે-મ્પલની મદદ લેઈ હોલાન્ડ, સ્વીડન, ને ઇંગ્લા-ન્ડ એ ત્રણ પ્રોટેસ્ટન્ટ રાજ્યો વચ્ચે ત્રિરાજ્ય સધિ કરી, અને લૂઈને એલાશાપેલ્લ આગળ સ્પેન સાથે સલાહના કરાર કરવાની જરૂર પાડી સર વિલિયમ ટેમ્પલ હોલાન્ડની રાજધાની હેગ ખાતે ઇંગ્લાન્ડ તરફનો એલચી હતો. દરમ્યાનમા ચાર્લ્સની જોડે છુપી રીતે તહ કરી આ ત્રણ રાજ્યોનો એકો તોડી પાડવાની ઉમેદ લૂઈ પેડે રાખતો હ-તો કેમકે કાથૅલિક ઉપર રહેમ નજર રાખવાને અથવા ફ્રાન્સ-નો પક્ષ કરવાને પાર્લામેન્ટને સમજાવવાનું ચાર્લ્સથી બની શક્યુ નહિ, તેથી તે ઘણો ચીઢાઈ રહ્યો હતો ડોવર મુકામે બેઉ રાજાએ છાના કોલકરાર કરી તેપર પોતાની સહી પાડી. એ કરારમા જણાવ્યું હતું કે ચાર્લ્સ ઉઘાડે છોગે કાથૅલિક ધર્મ પાળવો, તથા હોલાન્ડ જોડે જુદ્ધ થાય તો તેમા ફ્રાન્સને કુમક કરવી એના બદલામા લૂઈએ ચાર્લ્સને ત્રણ લાખ પૌન્ડનું વર્ષાસન આપવું, તથા એવામાં ઇંગ્લાન્ડના લોકો દંગો મચાવે તો ફ્રેન્ચ ફોજ ચાર્લ્સની મદદે મોકલવી ક્લિફર્ડ ને આર્લિંગ્ટન કાથૅલિક પથના હતા, તેઓ માત્ર આ તહનામા વિષે કાંઇક જાણતા હતા પણ બધું પૂરેપૂરૂં તો તેઓના પણ જાણવામા નહોતુ બીજે વરસે એટલે ૧૬૭૧ મા અરમારને માટે કામન્સે ચાર્લ્સને નાણાંની ભારે રકમ આપી, ત્યારપછી એક વરસને નવ માસ લગી તેણે પાર્લમેન્ટ મોકૂફ કરી.

ત્રિરાજ્ય સધિ, માહે જાન્યુઆરી ૧૬૬૮

ડાવરનાં છાનાં કોલકરાર ૧૬૭૦

આ પ્રમાણે વિશ્વાસઘાત કર્યો પછી તેણે હવે બેઈમાનીપણુ કર્યું. કિલફૂડેની સલાહથી તેણે જામદારખાનું બંધ કર્યું. લંડનના સરાફો અને સોનીઓમા ઘણો સમય થયાં એવો રિવાજ ચાલતો હતો કે દુકાનખાતે લોકો નાણાં મૂકી જાય તે તેઓ સરકારને ધીરતા, અને સરકારની ઉપજમાથી મુદલ નાણાં વ્યાજ સાથે પાછા લેતા સને ૧૬૭૨ માં સરકારી જામદારખાનામા આવી જાતના તેર લાખ પૌન્ડ અનામત ખાતે હતા. પણ રાજાએ હુકમ કર્યો કે વ્યાજ કે મુદલ એમાનુ કાઈપણ પાછુ આપવું નહિ, ત્યારે તો આખુ ઈગ્લાંડ સ્તબ્ધ થઈ ગયું. આમ થવાથી બેશક જે લોકોના પૈસા સોનીઓએ સરકારને ધીર્યા, તે સઘળા લોકોપર ભારે આફત ગુજરી, અને વિલિયમ અને મેરી ગાદીપર આવ્યાં ત્યાલગી તો એ નાણુ તેમને પાછુ મળ્યુંજ નહિ.

સરકારીતીજોરી-નુ દેવાળુ

આવા અન્યાયથી લોકો દુખવાઈ રહ્યા હતા, તેવામાં યોર્કના ડયૂકે કાથૅલિક માર્ગ જાહેર રીતે સ્વીકાર્યો, અને ચાલ્સૅ 'ધર્મછૂટનુ' જાહેરનામુ પ્રસિદ્ધ કરી નાન્કોન્ફો ર્મિસ્ટ એટલે અપ્રતિજ્ઞાગ્રાહીની તથા કાથૅલિક લોકોની સામા જે જે કાયદાઓ કર્યા હતા તે બધા મોકૂફ કર્યા. વળી આ બધાને ભૂલાવી દે એવું એક કામ એ કર્યું કે તેણે ખુલ્લી રીતે લુઈનો પક્ષ કરી વલંદા લોકો સાથે લડાઈ આરંભી. શરૂઆતમાં એવું ભાસ્યું કે હોલાન્ડનો જાણે પરાજય થશે, પરંતુ ત્યા બંડ ઉઠયું હતું, તેમાં ડીવીટને કોઈએ મારી નાખવાથી આરેન્જના તરૂણ વિલિયમને હાથ મુખ્ય અધિકાર આવ્યો આ વિલિયમ ઈલિઝાબેથ રાણીના અમલમાં જે નામાકિત વિલિયમે નેધર્લાન્ડનું રક્ષણ કર્યું હતુ તેનો પ્રપૌત્ર થાય. એણે પોતાના પરાક્રમી પૂર્વજની રસમપર ચાલી ડચ્ચ લોકોને સમજાવીને બંધ તોડી પાડ્યા, ને દરિયાનાં પાણી અંદર દાખલ કર્યાં, તેથી ઈગ્લાંડ અને ફ્રાન્સના ભેગા મળેલા લશ્કરને ત્યાંથી ચાલ્યા જવું પડયુ

ધર્મછૂટનુ કે રહેમનુ જાહેરનામુ, ૧૬૭૨

હોલાન્ડજોડે ભા-નો વિગ્રહ. ૧૬૭૨

છેવટે ચાહર્સની કને નાણું નહિ હોવાથી તેણે પાર્લામેન્ટ મેળવીને કામન્સોનો ગુસ્સો સામે ઓઢે સાભળવાની હામ ચલાવી. તેઓએ રહેમનું જાહેરનામું તેની પાસે એકદમ રદ કરાવ્યું ને પછી ટેસ્ટ

ટેસ્ટઆક્ટ કે કસોટીનો કાયદો, ૧૬૭૩

આક્ટ એટલે કસોટીનો કાયદો પસાર કર્યો. એ કાયદાથી એવું ઠર્યું હતું કે મુલકી તેમજ લશ્કરી ખાતાના સર્વે અમલદારોએ ઈગ્રેજી ધર્મમતનો પ્રભુભોજન નામનો સસ્કાર ગ્રહણ કરવો, અને રોમના ધર્મપર હમારો વિશ્વાસ નથી, એવી પ્રતિજ્ઞા કરવી આથી કરીને યોર્કના ડ્યૂકને નૌકાધિપતિના હોદ્દાપરથી દૂર થવું પડ્યું, તથા કિલફર્ડ અને આર્લિંગ્ટનને પ્રધાનપણું છોડી દેવું પડ્યું આશ્લી શાફ્ટસબરીનો અર્લ થયો હતો તેને પણ રાજા જોડે ટંટો થયો, તેનું કારણ એવું સભવે છે કે તેણે કોઈ પ્રકારે ડોવરના છાના તહના-

કબાલ ટોળીના પ્રધાનવટાની સમાપ્તિ

માની બાતમી મેળવી હતી એ પ્રમાણે પેલી કબાલ પ્રધાન મડળી તુટી પડી પોતાના અમલમા ઓઠા કામો કરી તેણે લોકોનો દ્વેષ મેળવ્યો હતો.

એ પછી શાફ્ટસબરીએ રાજાની સામા થવાને પોતાથી બન્યુ તેટલું કરયુ. તે પાર્લામેન્ટમા 'ગામડી' કે 'સામા પક્ષ'-

પ્રધાનપક્ષ અને વિરુદ્ધપક્ષ

નો અગ્રેસર બન્યો, અને એથી પ્રધાન પક્ષ અને સામો પક્ષ એવા બે વિભાગ પાર્લામેન્ટમા પડ્યા તે અદ્યાપિ જારી છે.

પાર્લામેન્ટનો નિશ્ચય જોઈ ચાહર્સ ધારા પ્રમાણે લટીજતો કામન્સ-ની પ્રીતિવાળો ડેન્બીનો અર્લ નામે સર ટામસ ઓસબર્નને તેણે

ડેન્બીનું કારભારું, ૧૬૭૩-૧૬૭૯

પોતાનો મુખ્ય મન્ત્રિ બનાવ્યો, અને સને ૧૬૭૪ માં હોલાન્ડ જોડે સલાહ કરી એના બદલામા કામન્સે એને માગ્યું નાણું આપ્યું. સને ૧૬૭૭ મા આરેન્જના વિલિયમવેરે યાર્કના ડ્યૂકની વડી દીકરી મેરીની

શાદી કરવાની પણ તેણે ડેન્બીને પરવાનગી દીધી. આ લગ્ન

વિલિયમ અને મેરીનું લગ્ન, ૧૬૭૭

થવાથી લોકો ઘણા રાજી થયા, કેમકે, વિલિયમ અને મેરી એ બેઉ જણાં પ્રોટેસ્ટન્ટ હતા, અને જેમ્સ અપુત્રવાન હતો તેથી તેની પાછળ ગાદીની વારસ મેરીજ હતી.

પરંતુ આ સઘળો વખત લૂઈ જોડે છૂપો કારભાર ચાર્લ્સ ચલાવ્યા કરતો. સને ૧૬૭૫ માં તેને લૂઈની તરફથી એક લાખ ને બાવીસ

ચાર્લ્સ,લૂઈ કનેથી પેન્શન મેળવેછે

હજાર પૌન્ડનું વાર્ષિક પેન્શન મળ્યુ. તે બદલ લૂઈની સમતિ વિના કોઈપણ લડાઇ કે સંધિ નહિ કરવાનુ તેણે વચન આપ્યું. સને૧૬૭૮ મા ફ્રાન્સપર જુદ્ધે ચઢવાને પાર્લામેન્ટે તેનીપર દબાણ ચલાવ્યું, ત્યારે તે દેશના રાજાસંઘાથે તેણે છૂપી રીતે બીજો કરાર કરી પાર્લામેન્ટને વિસર્જન કરવા માટે તેની કનેથી ૨૪,૦૦૦ પૌંડની લાંચ લીધી.

આ બધુ છાનું છપરૂ ચાલતું, તથાપિ પ્રજાનાં દિલમાં એવો ખરખરો પેદા થયો હતો કે રાજાએ આપણો દ્રોહ કરવા માંડયો છે, અને તેજ પ્રસંગે એક તરેહવાર ગુલખાનું નીકલ્યું, તેથી આખુ ઇંગ્લાન્ડ ભયભીત બની ગયુ. ટૈટુસ ઓટ્સ કરીને કોઈ એક નીચ ખ્વાસનો ઉપદેશક હતો, તે પોતાની મતલબ સાધવા માટે જેસ્યુઇટ પંથમા મળ્યો હતો રાજાને ઠાર મારી કાથેલિક પંથનું રાજ્ય સ્થાપન કરવાના વિચારથી

પાપિશ કાવતરૂં, ૧૬૭૮

કાથેલિક લોકોનું એક છુપું તરકટ થયેલું મારી જાણમાં છે, એવું તે ખુલ્લી રીતે બોલવા લાગ્યો. એ તરકટની વાત તેણે સર એડ્મન્ડબરી ગોડફ્રે નામનાં એક માજીસ્ટ્રેટને કહી. ત્યારેકેડે થોડુક રહીને સત પાન્ક્રાસ દેવળની નજદીક એક ખાઈમાં ગોડફ્રેને કોઈએ ઠાર કર્યો. તેપરથી લોકોએ ધાર્યું કે, પેલું 'પાપિશ' એટલે 'પોપના

સંપ્રદાયવાળાનું તરકટ' છુપાવવા ખાતર કાથેલિકોએ તેનું ખૂન કર્યું છે. પાર્લામેન્ટ ભરાઈ તે વેળા એ બાબતની તપાસ કરવાને એક કમીટી નીમાઈ. કોલમેન કરીને એક રાજ્ય યોર્કની ઠકરાણીનો કામદાર હતો, તેના કબજામાથી કેટલાક કાગળો મળ્યા, તે જોઇને પાર્લામેન્ટ હબકી ગઈ, અને તેને એટલો બધો ઉચાટ થયો હતો કે તેણે એક કાયદો કરી યોર્કના ડ્યૂક સિવાય બીજા તમામ કાથેલિકોને રાજસભામાથી બાતલ કર્યા આથી કરીને ત્યારપછીના દોઢસો વરસલગી કોઈ પણ કાથેલિક અમીરની કે આમની સભામા બેઠક મેળવી શક્યો નહિ. પરન્તુ વિશેષ ખરાબી પાછળથી થઈ. ઓટ્સ લોકપ્રિય થઈ પડ્યો, અને ચૂગલી કરવાનો ધંધો સફળ થતો જોઈ તેણે અને બીજા જુઠ્ઠાબોલાએ કસમ ખાઈ સેંકડો નિરપરાધી કાથેલિકોના જાન લેવડાવવાનો ધંધો માડ્યો. એવા ફંદામા આવી પડેલા કાથેલિકો પૈકી લોર્ડ સ્ટાફર્ડ નામનો એક સુધો ને પ્રમાણિક અમીર હતો હું નિર્દોષ છુ, એવી પ્રતિજ્ઞા કરતા છતા સને ૧૬૮૧ મા તેને ફાસી દેઈ મારી નાખ્યો પોતાના દોસ્ત મંડળમા ચાર્લ્સ આ બધી વાતને હસી કાઢતો, પરન્તુ તેણે બધુ એમને એમ ચાલવા દીધુ, અને શાફ્ટ્સબરી જે લોર્ડ ડેન્બીને કાઢી મુકવાની ઇચ્છા રાખતો હતો, તેણે આ બળતામા તેલ હોમવાને બન્યુ તેટલુ કર્યું

એ અરસામા લૂઈ રાજાએ નિમેગેનનું તહનામુ કરી હોલાન્ડ અને સ્પેન જોડે સલાહ કરી હતી, અને હાલમા ચાર્લ્સની કુમકની જરૂર નહિ લાગવાથી તેને પેન્શન આપવાની નાપાડી પેરિસના દરબાર

નિમેગેનનું તહનામુ ૧૬૭૮

ખાતે માન્ટેગૂ નામનો ઈંગ્રેજ એલચી રહેતો હતો, તે કાઇ કારણસર ડેન્બીથી ડરતો હતો જે ખલિતામા પેન્શન સબધી કરાર લખેલા હતા, તે ખલિતો તેણે આમની સભાને બતાવ્યો. એ ખલિતાપર ડેન્બીની સહી હતી, અને

રાજાએ પોતાને હાથે નોંધ કરેલી હતી. એ જોઈને તો આમની સભા છક્કજ થઈ ગઈ. ઈંગ્લાન્ડનો રાજા ફ્રાન્સનો પેન્શન ખાય, એ ઘણી નામોશી ભરેલી વાત હતી. ડેન્બીને એકદમ પાર્લામેન્ટની હજૂર આરોપી કર્યો, અને ચાર્લ્સે બીજું પોકળ બહાર નહિ પડે તેમાટે પાર્લામેન્ટને બરખાસ્ત કરી. એ પાર્લામેન્ટ સાડાસત્તર વરસ નીભી હતી.

ડેન્બીની પડતી, ૧૬૭૯.

પરંતુ આ વખતે પ્રજા છેક્જ હબકી ગઈ હતી. બીજી પાર્લામેન્ટ પસંદ થઈ આવી કે તરતજ સને ૧૬૭૯ માં માર્ચની છઠ્ઠી તારિખે તેણે ડેન્બીને ટાવરગઢમાં મોકલી આપ્યો. ત્યાં તેણે પાંચ વરસ લગી સડ્યાં કીધું. યોર્કનો ડ્યૂક કાથેલિક હતો, તેથી તેને ગાદીપરથી બાતલ કરનારો એક ખરડો કોમન્સની સભાએ તૈયાર કર્યો. ચાર્લ્સ બીન્યો. તેણે જેમ્સને દેશપાર કર્યો, અને પાર્લામેન્ટને રૂખસદ દીધી. એ પાર્લામેન્ટ માત્ર બેજ મહિના બેઠી હતી, તથાપિ એટલી ટુંકી મુદતમાં શાફ્ટ્સબરીએ એક ઘણોજ ઉપયોગી ધારો પસાર કરાવ્યો હતો. આ એક વાત સ્મરણમાં હશે કે માગ્નાકાર્ટાના સમયથી કેદ કરાયલા દરેક ઇંગ્રેજ બચ્ચાને તુરંગના હાકેમ ઉપર હેબિયસ કોર્પસ એટલે 'શરીર હાજર કરવાનો લિખિત હુકમ' કઢાવવાનો હક્ક હતોજ ( ૨૮૧ મુ પાનું જુઓ. ) પરંતુ ન્યાયાધીશ અને રાજાઓ ઘણી વખત થયાં પોતાની નજરમાં આવે ત્યારે યુક્તિથી એ હુકમ કોરે મુક્તા હતા. પણ હમણાં ચાર્લ્સ સામો પડ્યો, છતાં શાફ્ટ્સબરીએ હેબિયસકોર્પસ આક્ટ પસાર કરાવ્યો. એ કાયદાને લીધે બધો ગેરવહિવટ સૂધરી ગયો, અને તે એવો તો સ્પષ્ટ હતો કે તેને કોરે મુકી શકાય એવું બિલકુલ રહ્યું નહિ.

ગાદીપરથી બાતલ કરવાના ધારાની સામે ઝગડો.

હેબિયસ કોર્પસ આક્ટ ૧૬૭૯.

દરમ્યાનમાં ગાદીપરથી બાતલ કરવાના ખરડા સંબંધી ઝઘડા

ચાલુ હતો. અક્ટોબર માસમા પાર્લામેન્ટ ફરીથી ભરાઈ, તે વેળા કામન્સની સભામા તો તે ખરડો પસાર થયો, પરંતુ અમીરની સભાએ તેને બહાલ કર્યો નહિ, કેમકે ત્યા લોર્ડ હાલિફાક્સ નામના એક ઘણા પ્રવીણ મુત્સદીએ તેની સામા વાધો ઉઠાવ્યો. હાલિફાકસે પોતાનું નામ સમતોલ જાળવનાર રાખ્યું હતુ કેમકે કોઈ હોડી ઝોક મારતી હોય, તેને સમતોલ રાખવાને એક બાજુપરથી બીજી બાજૂ પર જનાર ખલાસીના જેવો તે હતો. અર્થાત્ બન્નેમાથી એકેપક્ષને તે હદબહાર જવા દેતો નહિ. હમણાં પાર્લામેન્ટની નજર આરેન્જના રાજપુત્રની સ્ત્રી મેરીતે ચાર્લ્સની પાછળ ગાદીની વારસ ઠરાવવાની હતી, તથાપિ શાફ્ટ્સબરી માન્મથના ડ્યૂકને

માન્મથનો ડ્યૂક, ગાદી અપાવવાનો ઘાટ ઘડતો હતો. એ ડ્યૂક બીજા ચાર્લ્સનો જારજ પણ વહાલો પુત્ર હતો. તેને ગાદી મળેતો ભારે હાનિ થશે એવું હાલિફ્રાકસને ભાસ્યું. માન્મથ ઘણો લોકપ્રિય હોવાથી તેનું પ્રોટેસ્ટન્ટ ડ્યૂક એવું નામ પડ્યુ હતુ. તેવામા શાફ્ટ્સબરીએ એવી વાત મુકીકે ચાર્લ્સનું લગ્નતેની રાણી વેરે થયું, તે પહેલા તે આ તરુણ ડ્યૂકની માને પરણ્યો હતો. આ કાળના મહાકવિ ડ્રાઇડને ઉપહાસ ભરેલું એક કાવ્ય રચ્યું, તેમા માન્મથને આબ્સાલમ અને શાફ્ટ્સબરીને આકિટોફિલનું નામ આપી બેઉ જણા રાજ્યને માટે ખટપટ કરનારા હતા, એવું વર્ણન કર્યું છે. પરંતુ રાજા તો યોર્કના ડ્યૂકને ઈમાનીથી વળગી રહ્યો, અને ત્યારે વાત છેક બગડવાપર આવી, ત્યારે તેણે પાર્લામેન્ટને ફરીવારકી વિસર્જન કરી.

પાર્લામેન્ટ
વિસર્જન થયું મા
હે જાન્યુઆરી,
૧૬૮૧

ત્યારેકેડે પાર્લામેન્ટમા બે જબરદસ્ત પક્ષ પડ્યા. એક શાફ્ટ્સબરીનો પક્ષ, તેમા બાતલ કરવાનો મુત્સદ્દો બહાલ કરવાની રાજાને અરજ કરનારા લોકો હતા, તેથી તે બધા પિટિશનર એટલે અ-

જદારો કહેવાયા. બીજો પક્ષ એબહોરર એટલે દ્વેષ કરનારાઓનો હતો. તેઓ એ મુત્સદ્દી કરડી નજરથી જોતા.

વ્હિગ અને ટોરી

એ બેઉ પક્ષના લોકોએ તરતજ એક બીજાની મશ્કરીમાં 'વ્હિગ' અને 'ટોરી' એવાં નામ પાડ્યાં. વ્હિગ શબ્દનો અર્થ ખાટું દૂધ કે છાશ થતો, અને એ નામ અગાઉ સ્કાટ્લાન્ડના ફિતૂરીઓને આપવામાં આવ્યું હતું. યોર્કના ડ્યૂકના દોસ્તદારો શાફ્ટ્સબરીના પક્ષવાળાને વ્હિગ્સ એટલે રાજાની સામા ફિતૂર કરનારા કહેતા. ટોરી નામ આયર્લાન્ડના રોમન કાથેલિક બહારવટીઆનું હતું, શાફ્ટ્સબરીનો પક્ષ કરનારાઓ યોર્કના ડ્યૂકના મિત્રોને 'ટોરી' કહીને બોલાવતા, કેમકે તેઓ પેલા આયરિશ બહારવટીઆની પેઠે પ્રોટેસ્ટન્ટોનો દ્વેષ કરતા. એ બને શબ્દોમાથી મૂળનો ખરો અર્થ તરતજ જતો રહ્યો, ને ત્યારથી લોકોની વધારે તરફેણ કરનારો તે વ્હિગ પક્ષ, અને રાજાનું વધારે ખેંચનારો તે ટોરી પક્ષ, એ અર્થમાંજ ફકત તે બેઉ શબ્દો વપરાતા થયા છે.

સને ૧૬૮૧ ના માર્ચમાં ચાર્લ્સની પાંચમી ને છેલ્લી પાર્લમેન્ટ

ઑક્સફર્ડની પાર્લામેન્ટ ૧૬૮૧

ઑક્સફર્ડમાં મળી. વ્હિગ સભાસદો એવું માની બેઠા હતા કે રોમન કાથેલિક ધર્મનો અમલ ફરી પાછો દાખલ કરવાને ખરેખર તરકટ રચાયું છે, તેથી તેઓ હથિયારબંધ માણસો લેઈ ત્યાં ગયા. એથી કરીને તેમની બાજી બગડી ગઈ. બીજો પ્રજાવિગ્રહ થશે, એવી ધાસ્તી લોકોને થવા લાગી ચાર્લ્સ અંગરક્ષકનું મોટું લશ્કર લેઈ ઑક્સફર્ડમા પધાર્યો. તેણે આવીને પાર્લામેન્ટને કહ્યું કે જેમ્સ મારી પાછળ નામનો રાજા કહેવાશે, પરંતુ હાલ ઑરેન્જની રાણી મેરીને રાજ્યપ્રતિનિધિ નીમવી ને તેજ ખરેખરો અમલ ચલાવશે, ત્યારે તો તેને

મદદ દેવાને પાર્લમેન્ટમાં એક મજબૂત પક્ષ થયેલો તેની નજરે પડ્યો. ત્યારેકે આઠવાડિયું પુરૂં થતાં ઊંચમૂચ વગર ચાર્લ્સનાએ તેણે પાર્લામેન્ટ વિસર્જન કરી, ને ત્યારપછી બીજી કદી બોલાવીજ નહીં.

તેને પૂરેપૂરી ફતેહ મળી. માન્મથની સાથે કાવતરાંમાં સામેલ રહી રાજદ્રોહ કરવાનો ગુન્હો શાફ્ટ્સબરીની ઉપર લાગુ કર્યો. લંડનના નગરશેઠો વ્હિગ હતા, તેમણે શાફ્ટ્સબરીને ફાવતી મોટી જ્યુરી પસંદ કરી, તે વારે ચાર્લ્સે લંડનની સનદમાં ખામી શોધી કાઢી બે નવા નગરશેઠો નીમવાનો બેત ઉતાર્યો. એટલું થતાંમાં તો શાફ્ટ્સબરી નાશીને હોલાન્ડ ગયો. ત્યાં તે બીજે વરસે એટલે ૧૬૮૩ માં મરણ પામ્યો. એ પડ્યો ને પોતાની સાથે સારાસારાં માણસો પાડતો ગયો. વ્હિગપક્ષનો આગેવાન પલાયન કરી ગયો હતો; તથાપિ એ પક્ષ રાજાને નમાવવાની

શાફ્ટ્સબરીની પડતી, ૧૬૮૨.

આશા હજી રાખતો હતો. માન્મથના મિત્રો પુષ્કળ હતા, તેમાં ખાસ કરીને લોર્ડ વિલિયમ રસલ, એસેક્સનો અર્લ, આલ્ગર્નોન સિડની, લોર્ડ ગ્રે અને લોર્ડ હાવર્ડ હતા. તે બધાએ મળીને એક પક્ષ ઉભો કર્યો હતો. લોકોને ઉશ્કેરીને બંડ કરાવવાનો તેઓએ સંકેત કર્યો હતો કે નહિ તે નક્કી નથી. કેમકે એ પક્ષની ઓળખાણ વગરના કેટલાક માથાફરેલ અને જીવપર આવેલા આદમીઓએ રાઈહાઉસ નામની જગામાં ન્યૂમારકેટથી લંડન આવતાં રસ્તામાં ચાર્લ્સનું તથા જેમ્સનું ખુન કરવાનો પ્રપંચ રચ્યો હતો. એ તરકટ માલુમ પડી ગયું, અને વ્હિગ પક્ષના આગેવાનો એ

રાઈહાઉસનું તરકટ, માહે જુન, ૧૬૮૩.

સંબંધી કાંઈજ જાણતા ન હતા, તથાપિ સરકારી વકીલોએ એ તરકટને બહાને પેલા આગેવાનો ઉપર કામ ચલાવ્યું. એસેક્સે ટાવરના કિલ્લામાં પોતાના હાથેજ પોતાનો જીવ કાઢ્યો, અને રસલ તથા સિડનીએ

બેઉ ફાંસીએ લટક્યા. રસલ ઉમદા ખવાસનો માણસ હતો. તેના ઉપર તેના મિત્રોનું ઘણું હેત હતું. એ મિત્રોએ તેને મદદ દેઈ નસાડી મૂકવાનો પ્રયત્ન કર્યો હતો. એની સંધાથે ઉભો રાખી પોતાના ઉપરનું કામ ચલાવવાની આન્મથે વિનતિ પણ કરી. રસલની સ્ત્રીએ કોર્ટમાં જઈ ચાલતા કામની નોંધ લેઈ તેનો બચાવ કરવામાં મદદ કરી, પરતુ એ કાળમા રાજાઓ નજરમાં આવે તેમને ન્યાયાધીશ સ્થાપતા ને ઉથાપતા, તેથી સરકાર તરફથી કોઈના ઉપર કામ ચલાવવામાં આવતું, તો તે કામમાં ન્યાય થવાનો બિલકુલ સંભવ રહેતોજ નહિ. રસલ અને સિડનીએ બેઉ જણાને આરોપી ઠેરવી શિક્ષા કરી. તેમણે નીડરપણે પોતાના પક્ષને માટે જાન ખોયા.

રસલ તથા સિડનીનો શિરચ્છેદ.

હમણાં ટોરી પક્ષનું ધાર્યું કામ થયાં કરતું; કેટલાક વખત થયા યોર્કનો ડ્યૂક સ્કાટલાન્ડમાં અભાગિયા કાવેનેન્ટર અને કરાર કરનારોની પૂઠળ લાગેલો હતો. હમણાં તે ત્યાંથી પાછો આવ્યો. એટલે તેને લાર્ડ હાઈ એડમિરલ 'આરમારના શ્રેષ્ઠ સરદાર' ની જગા ફરીથી મળી, અને કસોટીના કાયદા પ્રમાણે પ્રતિજ્ઞા કર્યા વિના કૌન્સિલમાં બેસવાની પરવાનગી થઈ. પુષ્કળ નગરોએ વ્હિગ પક્ષને મદદ દીધી નહિ, માટે તેમની સનંદો લેઈ લીધી, અને કેટલાક વ્હિગ અગ્રેસરોના ઉપર કામ ચલાવી દંડી માર્યા. આરેન્જના વિલિયમને મદદ કરવાનું માંડી વાળવા ખાતર લાંચ તરીકે ચાર્લ્સને લૂઈની તરફથી પેન્શન ફરી મળવા લાગ્યું. હાલમાં તેની પાસે નવ હજાર માણસનું સ્થાયી લશ્કર ને પરચૂરણ ખાતે છ પલટણ હતી, તેથી તે નિર્ભયપણે રહેતો. પાદ્રિઓ પણ ઠેર ઠેર બોધ કરતા કે, મૂગે મ્હોડે બધું સહન કરવું એ દરેક માણસની ફરજ છે. આપઅખત્યારી રાજા થવાની ચાર્લ્સની ઇચ્છા ઘણું કરીને સફળ થયલી જણાવા લાગી, તેવામાં મોતે ધમારો કર્યો. સને ૧૬૮૫ ના ફેબ્રુઆરીની

મૂગે મ્હોડે જુલમ સહન કરવાનો સિદ્ધાંત.

૨ જી તારિખે તેને આકડી આવી, અને થોડા દહાડા રહી તે મરણ પામ્યો મરણ પથારીએ પડી તેણે એક સાધુને હાથે રોમના ધર્મના અન્તકાળના સંસ્કારો ગ્રહણ કર્યા એ સાધુને ચાર્લ્સના ડયૂકે છૂપી રીતે તેની રૂબરૂ ખડો કર્યો હતો ત્યારકેડે દરબારીઓને તથા ધર્માધ્યક્ષોને પોતાની હજુર બોલાવી તેણે પહેલાની પેઠે વિનોદવાણી ઉચ્ચારી કહ્યું કે હું મરતા મરતા વગર સમજણે વિલબ કરૂ છુ, તે માફ કરજો, ને લ્વિજ નામની નાયકેણ તેની રાખ હતી, તેની સભાળ રાખવાની ફરમાસ પણ તેણે તેઓને કરી. સને ૧૬૮૫ ના ફેબ્રુઆરીની ૬ ઠી તારીએ તે 'લહેરી રાજા' સ્વધામ પહોંચ્યો.



## प्रकरण २० मुं.

### राज्यनी उथलपाथल.

બીજો જેમ્સ, ૧૬૮૫ ૧૬૮૯

વિલિયમ અને મેરી ૧૬૮૯—૧૭૦૨.

( મેરી ૧૬૯૪ મા મરણ પામી )

કોઈ રાજા દિલનો ખરેખરો સાચો હોય તથાપિ તે દુરાગ્રહ અને બેઈમાનીપણાથી આખી પ્રજાને પોતાની વિરૂદ્ધ કેવી કરી દેછે તે બીજા જેમ્સની કારકિર્દી પરથી જણાઈ આવેછે માજી રાજાના વખતમા પાર્લમેન્ટે જેમ્સને ગાદીપર આવતો અટકાવવાની કોશિસ કરી હતી તથાપિ તેણે ચાર્લ્સ રાજાના મરણ સમયે વચન દીધુ કે રાજ્યદ્વારી અને ધર્મસબધી સઘળા કામકાજ હુ દેશના કાયદા પ્રમાણેજ કરીશ, એટલે તો દરેક માણસના મનનું સમાધાન થયેલુ માલમ પડ્યુ, અને તેની રાજા તરિકે દુવાઈ ફરી. ખરી વાત એ હતી કે નવો રાજા પડે કાથેલિક હતો, તથાપિ તેણે ઇંગ્રેજી કાયદાપ્રમાણે અમલ ચલાવવાનું વચન કર્યું, એટલે તો કહેલો બોલ ઉથામશે નહિ એવી ઘણા ખરા લોકોને ખાત્રી થઈ દીધેલુ વચન પાળવાની ઇચ્છા તેણે પ્રથમ કરી હોય એવું સભવેછે, પરતુ તે હઠીલો, સાકડા મનનો ને જનૂની હોઈ આપખુદીપણે ચાલનારો હતો તકરારી બાબતમા તે ફક્ત પોતાનું તાણ્યા કરતો, તેથી સ્વતત્ર લોકોનાપર અમલ ચલાવવાને તે તદન નાલાયક હતો

તે રોમન કાથેલિક પથ માનતો હતો, એ વાતની નાના મોટા બધાને માહિતી હતી, અને તેણે કાંઈપણ ભાજગડ કર્યા વિના પોતાનો ધર્મ પાળ્યા કીધો હોત, અથવા કોઈપણ યુક્તિથી પાર્લમેન્ટની પરવાનગી મેળવી ઈંગ્લાંડના બીજા કાથેલિકોને

સ્વધર્મે ચાલવા દીધા હોત, તો સઘળી પ્રજાને સુખી કરવાને તેણે ઘણુ કરેલુ કહેવાત. પરંતુ ઉપર કહેલી બે બાબતો ઉપરાંત બીજા કેટલાક કામો કરવાનો તેનો ઇરાદો હતો. જે કામ તેણે ધાર્યા હતા, તે આ હતા. ૧ રાજ્યના મુખ્ય મુખ્ય સરકારી હોદ્દા કાથેલિકોને આપવાની ખાતર કસોટીનો કાયદો રદ કરવો, ૨ પોતાની વિરુદ્ધ જનારા લોકોને બદિખાને પુરવામા હેબિયસ કૉર્પસ આક્ટની આડ નડે તો તે આક્ટ રદ કરવો, અને ત્યારકેડે પોતાની આસપાસ મિત્રોનો જમાવ કરી તેમની મદદથી ઇંગ્લાંડને ફરી પાકુ રોમન કાથેલિક માર્ગમા લાવવું જોન રાજાએ માગનાકાર્ટા પર સહી કરી, તે દિવસથી ઇંગ્રેજી રાજ્યબધારણ દિનપરદિન સુદૃઢ બન્યું હતું, તેને નાબૂદ કર્યાવિના આ કામો પાર પાડી શકાય એમ નહતા, એ વાત તેના લક્ષમા ઉતરી નહિ. એક વેળા તેણે સ્પેનના એલચીને વાતમા કહ્યુ કે હું લેઇશ તો બધુ લેઇશ, નહીતો બધુજ ગુમાવી દેઇશ, પરંતુ તેનામા આટલી પણ સમજ નહતી કે મારી હમેશાની રીતે ચાલીશ તો બધી વાતે નક્કી રડી રહીશ રાજ્યાભિષેક થતા આગમચ પણ તેણે પોતાના દેવળના દરવાજા ખુલ્લા રાખવાનો હુકમ આપ્યો, અને જાહેર રીતે મુસ્સાસસ્કારની ક્રિયા કરાવી. પાદ્રિઓએ કાથેલીક પથની સામા બોધ કરવો નહિ, એવુ તેણે બિશપોને કહ્યુ, અને જે લોકને પ્રતિજ્ઞા ગ્રહણ ન કરવાથી કેદ કર્યા હતા તે બધાને છોડી મુકવાનો હુકમ આપ્યો તેનું આ છેલ્લુ કૃત્ય સુદ્ધે સારુ હતું. ક્વેકરપથી પેન તે વેળા ઇંગ્લાંડમા હતો, અને જેમ્સ સાથે ઘણો વગ ધરાવતો હતો તેણે આ બાબત આગ્રહ ધર્યો, તેથી ૧૨૦૦ ક્વેકરો અને એથી બમણા કાથેલિકો કેદમાથી છૂટા થયા પરંતુ આ કામપરથી એટલુ માલૂમ પડયુ કે જેમ્સ પાર્લમેન્ટની કે ન્યા-

બીજા જેમ્સના લક્ષણ ને ઉદ્દેશ

બીજા જેમ્સ ના આપખુદી ભરેલાં કૃત્યો

પાધીશોની સમત્તિ વિના ચાલવાનો ઇરાદો રાખેછે, અને ત્યાર કેડે તરતજ બીજી એક બાબતમાં તેણે તેમજ કીધું ચાર્લ્સે રાજાને કાયમ નિમણુક તેની હયાતી લગીજ બાંધી આપી હતી તે ફેબ્રુઆરીમાં ચાર્લ્સ મરી ગયો એટલે બધ થઈ, અને પાર્લમેન્ટ આવતા બે મહિના સુધી મળી નહિ દરમ્યાનમાં ત્રણ મહિના લગી જો જકાત લેવી બધ થાય તો વેપાર રોજગાર ઉંધો વળી જાય, તેથી લાર્ડ ગિલફર્ડ નામના પ્રધાને જકાત ઉઘરાવીને પાર્લમેન્ટ મળે ત્યાં સુધી તેને અનામત રાખી મૂકવાની સૂચના તેને કરી, પરંતુ જેમ્સે પોતાનો કરપ બેસાડવાનો નિશ્ચય કરેલો હોવાથી એ જકાત જેમ ચાર્લ્સને ત્યાં બારોબાર ભરાતી તેમ પોતાને ત્યાં ભરાય એવો હુકમ કાઢયો

નવી પાર્લમેન્ટની ચુટણી વખતે રાજાએ કાળજી કરી બહુ તજવીજ ચલાવી, તેથી આમની સભામાં ઘણું ખરું બધાજ નવા સભાસદો તેની તરફના આવ્યા, અને તેના જીવતા સુધી વીશ લાખ પૌંડની નિમણુક વગર અડચણે બધાઈ આ સમયે બધા સભાસદો પોતાની રાજ્યભક્તિ દર્શાવવાને ખાસ કરીને આતુર હતા, કેમકે થોડા વખતપર એક ફિતૂર ઉઠયું હતુ. રાઈ હાઉસના કાવતરા પછી કેટલાક વ્હિગ લોકો હોલાડ નાશી ગયા, તેમાના ઘણાખરાએ ચાર્લ્સના મરણ કેડે માન્મથને ઈંગ્લાડ જઈ કાર્થેનિક રા-

જીવતાં સુધી નિમણુક બાંધી આપી

પ્રથમ મે મહિનાની ૨ ૭ તારિખે આર્ગિલ સ્કાટલાંડમાં આવ્યો. અહીં તેની ટોળીના કાઅ્બેલ લોકો તેને આવી મળ્યા. હોલાન્ડથી આવેલા આગેવાનો વારંવાર તેની યોજનામાં હાથ ઘાલતા. રાજાનું સૈન્ય તેના આવવાની ખબર મળવાથી તેની ભેટ લેવાને તૈયારી કરી રહ્યું હતું, ને ઘણા કાવેનેન્ટરો બંડ કરવાને ડરતા હતા. આર્ગિલની ફોજ વિખેરી નાંખવામાં આવી, અને તે પડે કેદ પકડાયો. તેને એડિનબરો નગર મોકલી દેઈ ત્યાં સને ૧૬૮૫ ના જૂન માસની ૩૦ મી તારિખે ગરદન માર્યો. તેણે આખર સુધી બીજા માણસોની વિરૂદ્ધ સાક્ષી નહિ આપવાની હિમ્મત ચલાવી હતી. આમની સભા ભરવાના મકાનની ચાલમાં એક છબી છે, તેનું નામ 'આર્ગિલની આખરની ઉંઘ' છે. કરાર કરનાર અમીરોમાંના એકે અર્લનો પક્ષ છોડી દીધો હતો, તેણે અર્લના ગરદન મરાયાની એક કલાક આગમચ તેને હાથે પગે બેડી છતાં સ્વસ્થપણે ગાઢ નિદ્રા લેતો જોયો, તેનું આબેહુબ ચિત્ર એ છબીમાં પાડેલું છે. એ અર્લ છેવટની ઘડી સુધી પોતાના પક્ષને વફાદારીથી વળગી રહ્યા હતો.

આર્ગિલનો ચાટ નિષ્ફળ જાય છે, ને તેનું મરણ સને ૧૬૮૫

એ બંડમાં સામિલ થયલા બધા લોકોને શિક્ષા આપી, અને ઘણાને ગુલામ તરિકે વેચી માર્યા. ડન્નોટર કિલ્લાના જે ભોંયરામાં 'રંની હિંગો' ને વહાણપર ચઢાવી અમેરિકા મોકલતા પહેલાં કેદ કર્યા હતા, તે ભોંયરૂ અદ્યાપિ બતાવવામાં આવે છે.

આર્ગિલ કરતા માન્મથે આરંભમા વધારે જય મેળવ્યો. પશ્ચિમ તરફના પરગણાના લોકોનો પ્રેમ તેની ઉપર ઘણો હતો, અને સને ૧૬૮૫ ના જૂનની ૧૧ મી તારિખે ડોરસેટ પરગણાને કાઠે લાઈમ ગામ આગળ તે આવીને ઉતર્યો, એટલે એકદમ લોકો 'માન્મથ માન્મથ' એમ બૂમ મારતા તેના વાવટા હેઠે ભેગા થયા. એક્ઝિટર નગર પહોંચ્યતા સુધીમા તેને ૧૫૦૦ માણસ આવી મળ્યાં,

અને ટાંટન નગરમાં તેણે ઠાઠમાઠથી પ્રવેશ કર્યો, ત્યારે જે રસ્તે થઈને તે ગયો તેની બે બાજુપર ફુલના હાર અને વાવટા લટકાવ્યા હતા; અને તરુણ કુમારીકાનું એક ટોળુ પાછળથી આવ્યું, તેણે બાઇબલ અને તરવાર તેને નજર કર્યાં. પરતુ તેનો પક્ષ માત્ર હલકી વર્ણના લોકોએજ કર્યો હતો. સર્વે ગૃહસ્થો અને પાદ્રિઓએ તો રાજાની તરફેન કરી, કેમકે તેમનો અભિપ્રાય એવો હતો કે આરેન્જની ગણી મેરી અને તેના ધણી સિવાય બીજો કોઈ પ્રોટેસ્ટન્ટ રાજ્યમા હાથ ઘાલવા આવે તો તેનો અટકાવ કરવો.

માન્મથના નામની દુવાઈ ફરી, તા૰ ૨૦મી જુન

માન્મથે એક જાહેરનામુ બહાર પાડી જણાવ્યું હતું કે હું કેવળ સ્વતંત્ર પાર્લમેન્ટ સ્થાપન કરવાને જ આવ્યોછુ, તેમ છતા ટાંટનના બજારમાં તેણે રાજા તરિકે પોતાની દુવાઈ ફેરવવા દીધી, તેથી ઘણા લોકોને તેની ઉપર રાગ ચઢ્યો. દરમ્યાનમાં રાજાની ફોજ લુઈ ડૂરાસ લોર્ડ ફેવર્શમ નામના એક ફ્રેંચ સરદારની હકૂમત નીચે તેની તરફ ઉતાવળો આવતી હતી, તેથી માન્મથને પાછા હઠવાની જરૂર પડી. ત્યાર કેડે સને ૧૬૮૫ ના જુલાઈ મામની ૫ મીને રોજ

સેજમુરનો સગ્રામ તા ૫મીને ૬ ઠ્ઠિ જૂન સને ૧૬૮૫

બ્રિજવોટરની પડોશમાં સેજમુર આગળ તેની અને રાજાની ફોજની ભેટ થઈ. રાજાના સૈન્યને એક ખેતરમાં ગોઠવી રાખ્યું હતું. એ ખેતરની આસપાસ બસેક્સ ર્હાઈન નામે એક ઉંડી ખાહી હતી. માન્મથને આ ખાહીની ખબર નહતી. દુશ્મન ઉપર છાપો મારવાને તે મધરાત પછી એક કલાકે સૈન્ય લેઈ ઉપડ્યો, અને ભીની જમીનમાં થઇને માર્ગ શોધી કાઢી તેણે ચોકી પહેરાપર રાખેલી ફોજ નસાડી મુકી; પરતુ પેલી ખાહીને લીધે તે આગળ વધતો ખંચાણો, એટલે નાશી ગયેલા માણસોને એકઠા થવાનો વખત મળ્યો. માન્મથના લશ્કરમાં ગામડિયા અને કોપલા કાઢનારા સિપાઈઓ હતા, તે જીવપર આવી લડ્યા,

તથાપિ પી ફાટતાની સાથે પરાભવ પામી છેક પાયમાલ થઈ ગયા. બે દહાડા કેડે **માન્મથ** ભૂખે અધમૂઓ થયલો એક ખાહીમાંથી જડયો, તેને લડનમાં આણી જૂલાઈની ૧૫ મી તારીખે ગરદન માર્યો. તેણે દિન થઈ પોતાને જીવતા રાખવાની અરજ કરી હતી, તથાપિ છેલ્લી ઘડીએ હિંમત પકડી તેણે પ્રાણ ખોયા. તેના ગજવામાથી કેટલાક તાવીજો ને જંત્રો નીકળ્યાં, તે તેણે બદિખાનાના દરવાજા ઉઘડી જાય, તથા રણસગ્રામમાં તેના જાનને કાઈ હાની થાય નહિ તે ખાતર રાખેલા હતા. એ જોતાં તે કાળમાં કેવા વિચિત્ર વહેમો ચાલતા હતા તેનો ખ્યાલ થાયછે. આ **સેજ્જમૂરનું** યુદ્ધ ઇગ્લાંડમાં કેટલાક જાણવાજોગ યુદ્ધો થયાં તેમાં સૌથી છેલ્લું છે. એ યુદ્ધમાં બે નામાંકિત માણસો હાજર હતા. એક તો ચર્ચિલ જે રાજાની ફોજમા એક કપ્તાન હતો, ને જે પાછળથી ડયુક થયો હતો તે, બીજો ડાનિયલ ડીફો, **રોબિન્સન ક્રુસો** નામની નવલકથાનો કર્ત્તા, તે **માન્મથના** લશ્કરમાં રહી લડયો હતો.

બડ તો સમી ગયું, પણ પાછળથી તેનું વેર લેવાનું ક્રૂર કામ ચાલ્યું કર્નલ કર્ક નામે હેવાન જેવા કોઈક નિર્દય માણસના તા- બામાં લશ્કર આપીને તેને **બ્રિજ્જવોટર** મુકામે રાખ્યો હતો. તેના સિપાઈઓને બ્યગમાં કર્કના ઘેટાં કહેતા, કેમકે તેમના વાવટા ઉપર ઘેટાનું ચિન્હ હતું, અને તેઓ ક્રૂર અને પ્રાણઘાતક હતા. કર્કના હુકમથી એ સિપાઈઓએ ત્રાસદાયક ક્રૂરતા ચલાવી ટોળાબધ કેદીઓનાં ટોચકાં ઉડાવી દીધાં અને તેમનાં મુડદા ખાડામા નાંખી બાળી મૂકયા. પરતુ વધારે ખરાબી તો અત્યાર પછી થનાર હતી. કર્કથી કદાચ વધારે જગલી અને ઘાતકી ન્યાયાધીશ **જેફ્રિસ** બીજા ચાર ન્યાયાધીશો સાથે લેઈ બડમા જે લોકો સામિલ હતા તેમની તપાસ ચલાવવાને સપ્ટેંબર માસમા આવ્યો. તેણે કચેરીઓ

કર્કના ઘેટાં

ભરી, તેને પાછળથી 'ખૂની કચેરી' એ નામ આપવામાં આવ્યું

બ્લડી એસાઈઝિસ એટલે ખૂની કચેરીઓ, સપ્ટેંબર ૧૬૮૫

છે. એ કચેરીઓમાં કંઈ નહિ તો ૩૨૦ માણસોને શૂળીએ લટકાવ્યા, અને ૮૪૧ જણને ગુલામ દાખલ વેચી વેસ્ટ ઈન્ડિઝ મોકલાવી દીધા. સમર્સેટ પરગણાના દરેક ગામમાં અને રસ્તાની પ્રત્યેક બાજૂપર મૂડદાં નજરે પડતાં, અને નિશાળે કે દેવળમાં જતાં છોકરા પોતાના બાપનું કે ભાઈનું માથું દરવાજાપર લટકાવેલું જોતાં. રહેમ કરવાને ભલા બિશપ કેને રાજાને વિનતી કરી, પણ તેમાં તેનું કાંઈ વળ્યું નહિ. જે કારભાર ચાલતો હતો તે સઘળો જેમ્સને પસંદ હતો, અને મોતના પંજામાં ફસાયલા અભાગિયા લોકોની નિર્દયપણે ઠઠ્ઠામસ્કરી કરીને તથા ગાળ દઈને જેફ્રિસ તેમનું અપમાન કરતો. નાસી છૂટેલા બે બંડખોરને આલિસ લાઈલ નામની કોઈ બાઈએ પોતાના ઘરમાં સંતાડ્યા હતા તેને ફક્ત એ ગુન્હા બદલ ગરદન મારી; અને જે લોકો ન્યાયાધીશોને નાણાંની મોટી રકમ લાંચમાં આપતા, તેજ માત્ર બચી જતા માનીતા દરબારીઓને કેદીઓનાં ઝોળેઝોળાં ગુલામ તરિકે વેચવા સારૂ મળ્યાં, અને રાણીની દાસીઓએ પુષ્કળ નાણું લઈ ત્રાન્સથને બાઈબલ અને તરવારની ભેટ કરનારી કુમારિકાઓને મારી અપાવી.

બંડને બહાને જેમ્સે લશકરમાં ૧૦,૦૦૦ આદમીનો ઉમેરો કર્યો અને કસોટીના કાયદા પ્રમાણે પ્રતિજ્ઞા નહિ કરેલી એવા રોમન

જેમ્સ કાથૅલિક અમલદારો નીમે છે

કાથૅલિક પંથના અમલદારોના હાથ નીચે તેમને રાખ્યા. પ્રિવી કૅાન્સિલના પ્રમુખ લાર્ડ હાલિફાક્સે અને લાર્ડ ગિલ્ફર્ડે જેમ્સને કહ્યું કે તમે પાર્લમેન્ટનો વિશ્વાસઘાત કરો છો, પરંતુ જેમ્સે ફ્રાન્સમાંથી પેન્શન મેળવવાની તજવીજ કરેલી હતી, તથા પોતાની પાસે

બળવાન ફોજ રાખેલી હતી, તેથી તે પોતાને નિર્ભય માનતો હતો. તેણે હાલિફાકસને રજા આપી તેની જગા સન્ડરલાન્ડ નામના એક દરબારીને આપી. એ સન્ડરલાન્ડનો સ્વભાવ હરકોઈને ગુણ કરવાનો હતો. ત્યારેકે તરતજ લોર્ડ ગિલ્ફર્ડ મરણ પામ્યો, એટલે જેફ્રિસની નોકરી ધ્યાનમાં લઈ તેને રાજએલાર્ડ ચાન્સેલર નીમ્યો. આ નિમણુક કરીને તેણે કોન્સિલમાં વિરૂદ્ધ પડનારોનું જોર તોડયું, કેમકે જેફ્રિસની સત્તા કોન્સિલમાં મુખ્ય હોવાથી રાજાના વિશેષ અધિકારને તે મજબૂત પુષ્ટિ દેનારો હતો.

આ અરસામાં ચૌદમા લૂઈએ નાન્ટસનું આજ્ઞાપત્ર (૨૫૧ મું પાનું જુઓ) રદ કરી ફ્રાન્સમાથી પ્રોટેસ્ટન્ટ ધર્મ જડમૂળથી કાઢી નાખવાનું કામ આરભ્યું. સઘળા હ્યુગેનો પંથી (પ્રોટેસ્ટન્ટ) પ્રધાનોને તેણે દેશનિકાલ કર્યા, ને એ પંથના બીજા લોકોને દેશ છોડી જવાની રજા ન દેતાં ગુસ્સા સંસ્કાર કરવી વેળા ગેરહાજર રહે તે સઘળાને તોબા તોબા પોકરાવી ઠાર મારવા સારૂ લશ્કરી સ્વારોની પલટણો મોકલી. આ સ્વારોને 'ડ્રગૂન્સ' કહેતા ને તેમના ઘાતકી હુમલા 'ડ્રાગોનેડસ' નામે ઓળખાયા. તેમણે ક્રૂર ને નિર્લજ થઈ ઘણો કેર વર્તાવ્યો, તેથી પૂરતી સાવચેતી રાખ્યા છતા બે લાખ-

નાન્ટસનું આજ્ઞાપત્ર રદ થયું, માહે અકટોબર સને ૧૬૮૫

ગયા; પરંતુ જેમ્સ રાજા હમેશાં પ્રજાની લાગણીની દરકાર કરતો નહિ, તે તો લૂઈનું આ કૃત્ય જોઈને હરખાઈ ગયો. પાર્લમેન્ટ મળી તેવારે કોમન્સોએ કાથેલિક અમલદારો ગેરકાયદે નીમવા બાબત રાજાને ઠપકો આપ્યો, પરંતુ જેમ્સે માત્ર સખ્ત ધમકી આપી તેમને કહ્યું કે તમે મારો અણવિશ્વાસ કરો છો. એ ઠીક નથી. અમીરોએ કોમન્સ કરતાં વધારે હિંમત દર્શાવી. તેમણે તો એને સ્પષ્ટ રીતે કહી દીધું કે તમે તમારી મરજી મુજબ કસોટીનો કાયદો કોરે મૂકવાને કે તેનો 'ત્યાગ કરવાને' સમર્થ નથી. તે ઉપરથી એ બાબત વધારે તકરાર કરવા ન દેતાં તેણે સને ૧૬૮૫ ના ડીસેમ્બરમાં પાર્લમેન્ટ મોકૂફ કરી. એ પાર્લમેન્ટ ફરીથી મળી નહિ, પરંતુ વખતોવખત મોકૂફ રહ્યા પછી બે વરસ કેડે વિસર્જન થઈ. જેમ્સ સદા એવી ઈચ્છા કરતો કે આ સભાના સભાસદો મારો પક્ષ કરવાને આતુરતા જણાવે તો જ તેમને સભા ભરવા દેવી, પરંતુ એવી અનુકૂળતા કદી થઈજ નહિ.

કસોટીના કાયદાની પ્રતિજ્ઞાનો ભંગ થતો પાર્લમેન્ટ અટકાવી છે, ૧૬૮૫.

આમ તેણે લોકોને ખુલ્લી રીતે સામા થતા ખાળ્યા, પરંતુ તેમના મ્હોં હજી છેક બંધ કરી શક્યા નહોતો. આ વેળાએ લંડનનાં કાવાખાનાં લોકોને દરરોજ ભેગા મળવાનાં મુખ્ય ઠેકાણાં થઈ પડ્યાં હતાં. પ્રથમ કોઈ તુર્ક વેપારીએ ક્રોમ્વેલના સમયમાં એક કાવાખાનું ઉઘાડ્યું હતું. ત્યારકેડે તેવાં કાવાખાનાં આખા શહેરપર પથરાઈ ગયાં. પ્રત્યેક માણસ આવા કોઈ કાવાખાનામાં હમેશ વિશ્રામ લેવા જતો, ત્યાં તેનો અને તેના ખાસ મિત્રોનો મિલાપ થતો. અહિં તે બધા બુંદદાણાનો કાવો પીતાં પીતાં અને તમાકુ ફૂકતાં ફૂકતાં ગૃહછિદ્રની, વિદ્યાવિષયની, રાજકીય કે ધર્મ સંબંધી બાબતપર વાદ ચલાવતા. કોવેન્ટ ગાર્ડન નામે બાગમાં વિલ્લનું કાવાખાનું હતું, તેના સરખાં ઘણાં જાહેર કાવાખાનાં લગભગ નાની નાની પાર્લમેન્ટ જેવાં

લંડનનાં કાવાખાનાં

હતાં. એ કાવાખાનાનું વજન લોકોમાં ઘણું પડી જવાથી બીજા ચાર્લ્સ રાજાએ સને ૧૬૭૫ માં તે બંધ કરાવાનો પ્રયત્ન કર્યો. હતો. પરંતુ એ બાબત લોકોમાં હોહોકાર થઈ રહ્યો, તેથી તે પાછાં ઉઘાડવા પડયાં હતાં. એ કાવાખાનાંમાં હમણાં જેમ્સ રાજાની વિચિત્ર વર્તણુક પર દરરોજ વાદવિવાદ ચાલતો.

તથાપિ જેમ્સ રાજા લોકમતની બિલકુલ પરવા કરતો નહિ. પાર્લમેન્ટ મોકુફ થઈ કે તરતજ કાયદાની સત્તા બંધ પાડવાને પોતાને કેટલો અધિકાર છે તે બાબત ન્યાયાધીશોના અભિપ્રાય એણે ખાનગી રીતે પૂછાવ્યા. ચાર ન્યાયાધીશોએ હિંમત ધરી કહ્યું કે એ બાબતમાં પાર્લમેન્ટથી એશ્રાયદી સત્તા તમને લેશમાત્ર નથી. તે ચારે જણને એણે બરતરફ કર્યા, અને તેમની જગા પર એનું કહ્યું કરે એવા બીજા ન્યાયાધીશો નીમ્યા. ત્યારકેડે કસોટીના કાયદા પ્રમાણે પ્રતિજ્ઞા નહિ લેવા માટે એણે સર એડ્વર્ડ હેલ્સની ઉપર કામ ચલાવવાનો ભેત કર્યો. એ હેલ્સ કાથેલિક પંથી હતો, અને તેને ડોવરના હાકેમની જગા મળી હતી. હેલ્સે તકરાર લીધી કે હરકોઈ કાયદાની સત્તા બંધ પાડવાનો અધિકાર રાજાને છે, તેની રૂઈએ રાજાએ ના કહેવાથી મેં એ કાયદાના શપથ લીધા નથી. બેશક ન્યાયાધીશોએ રાજાને અગાડીથી વચન કર્યું હતું, તે પ્રમાણે અર્થાત

કાયદાની સત્તા બંધ પાડવાનો અધિકાર.

ડવાનો વખત જરૂર આવતો. આવી આફત જેમ્સના પોતાના સાળા ઉપર ગુજરી હતી. તેઓ પાકા રાજ્યભકત હતા. એના મોટા સાળો નામે લોર્ડ કલારેન્ડન આયર્લાંડમા હતો, તેને ત્યાંથી પાછો બોલાવી લેઈ તેની જગાપર લોર્ડ ટિર્કોનેલ નામના એક કાથેલિકને નીમ્યો. નાના સાળા લોર્ડ રાચેસ્ટરને ખજાનદારના હોદ્દા પરથી બરતરફ કર્યો, અને આર્થર હર્બર્ટ અરમારનાં રીઅરઆડમિરલનો હોદ્દો ભોગવતો હતો તે પોતાની જગા ગુમાવી બેઠો. આટલાથી એ જંપ વળ્યો નહિ ત્યારે પ્રિવી કૌન્સિલમાં જગા આપવાના વિચારથી ચાર કાથેલિક અમીરોને અને ફાધર પીટર નામના પોતાનાજ ગુરૂને તેણે બોલાવી મંગાવ્યા.

સરકારી હોદ્દા પર કાથલિકોને જેમ્સ નીમેછે.

સને ૧૬૪૧માં કાઢી નાંખેલી હાઈ કમિશન નામની અદાલતને (૨૯૧ મું પાનું જુઓ.) તેણે પાછી ઉભી કરી તે ખાતેસાત કમિશનરો નીમી જેફ્રિસને પ્રમુખ ઠરાવ્યો. લંડનના બિશપ કૉમ્પટનની હકુમત નીચે ડાકટર શાર્પ કરીને કોઈ રેકટર એટલે ધર્મગુરૂ હતો, તેણે તકરારી વિષયપર એક વ્યાખ્યાન કર્યું, માટે તેને સસ્પેન્ડ કરવાનો હુકમ કાઢયો. એ હુકમ કૉમ્પટને લેખવ્યો નહિ, તે ઉપરથી આ અદાલતે તેને સસ્પેન્ડ કર્યો.

ધર્મબાબતનો નીકાલ કરનારી કોર્ટ, ૧૬૮૫

હમણાં વ્હાઈટહાલ આગળ રાજાને માટે કાથેલિક પંથનું એક મદિર બંધાયું. બીજું લંડન શહેરમાં પરરાજ્યના એક એલચીને માટે ઉભુ કર્યું. વિવિધનામી બાવાઓ લંડનમાં આવી મઠો બાંધવા લાગ્યા. જેસ્યુઈટોએ રાજનગરના સેવોય નામના લત્તામાં એક મોટી નિશાળ ઉઘાડી. પ્રજા હવે ગુસ્સે થવા લાગીછે. એવું જેમ્સને પણ ભાસ્યું શહેરમાં ફિતૂર ઉઠ્યાં, અને બળવો થવાનો સંભવ રહે નહિ, તે કારણસર લંડનના લોકોપર દાબ બેસાડવાને હૌન્સ્લો આગળ ૧૩,૦૦૦ લશ્કરની નવી

છાવણી સ્થાપી. ત્યારકેડે અપ્રતિમાગ્રાહીના તરફથી મદદ મેળવવાની આશા રાખી જેમ્સે સને ૧૬૮૭ના એપ્રિલની ૪ થી તારિખે 'રહેમનું બીજું જાહેરનામું' પ્રસિદ્ધ કરી તેમાં જણાવ્યુંકે કાથેલિક અને ડિસેન્ટર (સ્થાપિત ધર્મ નહિ માનનારા) એ બેઉને પોતપોતાની ખુશીમાં આવે તે માર્ગ પાળવાની, અને કસોટીના કાયદાના શપથ લીધાવિના સરકારી નોકરીમાં રહેવાની છૂટ છે. ડિસેન્ટર લોકોના એક નાના જથાએ રાજાના સ્નેહીઓની વાંસે રહી એ જાહેરનામું મોટી ખુશીથી વધાવી લીધું. પરંતુ એ સંબંધમાં વધારે વિચારવંત આગેવાનોનું માનવું એવું હતું કે રાજાની મતલબ માત્ર પોતાના પક્ષને માટે સરકારી નોકરીનો રસ્તો ખુલ્લો કરવાની છે, તેથી રાજાએ બેટ ઘણખ આપેલી છૂટ ગેરકાયદે જણાવી તેમણે તે કબૂલ રાખવાની નાપાડી.

હોન્સ્લો આગળ લશ્કરની છાવણી.

ધર્મછૂટ કે રહેમનું જાહેરનામું, તા ૪ થી એપ્રિલ ૧૬૮૭

ખરૂં જોતાંતો તે રાજા નિર્દય થઇને ઇંગ્રેજોની સ્વાધીનતાના કાયદાનો ભંગ કરતો હતો. અગીઆરમો ઈનોસન્ટ નામનો પોપ ભલો અને ડાહ્યો હતો, તેણે એને ધીરજ અને મર્યાદા જાળવવાને લખી જણાવ્યું, પણ તે વ્યર્થ ગયું. લુઈ રાજાએ તેને સાવચેતીથી કામ કરવાની સૂચના કરી, તે પણ ફોગટ ગઈ. કાથેલિક પ્રજાએ તેને વિનવીને કહ્યું કે તમે કાયદાને અનુસરીને અમલ ચલાવો. ફાધર પીટરની મતા નીચે રહી જેમ્સ એવું સમજતો થયો હતો કે મેં જે રીત પકડી છે તે રીતને દૃઢતાથી વળગી રહીશ, તો હું તેમનું કલ્યાણ સાધુંછુ એવી ખાત્રી લોકને થશે, અને તેઓ છેવટે લઠી જશે.

જેમ્સ ચેતવણી કાનપર ધરતો નથી

કારી ) નીમ્યો. કેમ્બ્રિજના ડાક્ટર પેચેહલે એક કાથેલિકપંથી જોગાને ડીગ્રી (પદવી) આપવાની ના કહી તેથી તેને સસ્પેન્ડ કર્યો, અને ડાક્ટર પારકાર નામના એક કાથેલિકને પ્રમુખ તરીકે પસંદ કરી બેસાડવાની નાખુશી જણાવ્યાથી ઓક્સફર્ડની માગડેલન નામની કોલેજના ફેલોઝ એટલે સભાસદોને કોલેજમાંથી રૂખસદ આપી. ત્યારકેડે એક મહિનો રહીને તેણે પાર્લેમેન્ટ વિસર્જન કરી, અને નવી ચુટણીની તૈયારી કરવા માંડી. એ પાર્લેમેન્ટ બે વરસથી બિલકુલ મળીજ નહતી. દરેક પરગણાના સૂબા, નાયબ સૂબા અને સલાહના અમલદારોને તેણે પૂછી મંગાવ્યું કે કસોટીના કાયદાની અને ફોજદારી ગુન્હા બદલ સજા ફરમાવવાના કાયદા વિરૂદ્ધ મત આપે એવા સભાસદોને પસંદ કરી મોકલી આપવામાં મદદ કરવા તમે ખુશી છો કે કેમ? જે લોકોએ પોતાની નાખુશી જણાવી તેમને કાઢી મૂકી બીજા માણસોથી તેમની જગા પુરી. અધુરામાં પૂરૂં જેમ્સે, પોપના પ્રતિનિધિને બોલાવી તેનો જાહેર દરબારમાં મોટા ઠાઠથી આદરસત્કાર કર્યો.

માગદેલન કોલેજના ફેલોઝને જેમ્સ કાઢી મૂકે છે, ૧૬૮૭

નવા લાર્ડલેફટેનન્ટ (નાયબસૂબા) ને બીજા અમલદારો નીમાયછે.

હવે કાંઈ નહિ કરીએતો બધો દેશ જૂલમગાર રાજાને વશ જલદી થઈ જશે, એવું ઈંગ્લાંડમાં રાજ્યદ્વારી પુરૂષોને ભાસ્યું. તેમણે હોલાન્ડમાં છુપી રીતે જાસુસ મોકલીને આરેન્જના વિલિયમને કહાવ્યું કે તમારે લોકોના હક અને સ્વાધીનતાનો બચાવ કરવા ઈંગ્લાંડ પધારવું. એ કામમાં વિલિયમની સંપૂર્ણ ખુશી હતી કેમકે તે તથા યૂરોપના બીજા પ્રોટેસ્ટંટ ભૂપતિઓ ચૌદમા લૂઈની સત્તા વધતી જોઇને ખરેખરા બડકી ગયા હતા. લૂઈ જેમ્સનો મિત્ર હતો વળી ઈંગ્લાંડ દેશ પ્રોટેસ્ટંટ ધર્મમાં ચુસ્ત રહે, એ વાત ઉપર કહેલા સર્વે ભૂપતિઓને, ઘણી અગત્યની હતી, પરન્તુ એ કારણથી

આરેન્જના વિલિયમને પ્રથમ સૂચના થાયછે, માહે મે, સને ૧૬૮૮

વિલિયમ ખબાઈ રહ્યો. એકતો ઈંગ્લાંડમાં સઘળા પક્ષના લોકો તેને મદદ કરવાને તત્પર છે કે નહિ તેની ખાત્રી કરવાનો તેનો ઈરાદો હતો. બીજુ એ કે ફ્રેંચ લશ્કર નેધર્લાંન્ડપર ઝઝૂમી રહ્યું હતું, ત્યાં લગી તે બહાર જઈ શકતો નહિ. થોડા મહિના વીત્યા-બાદ તેને સારૂં રસ્તો ખુલ્લો થયો. સને ૧૬૮૮ના સપ્ટેમ્બર માસમાં લૂઈ જર્મની દેશ જોડે જુદ્ધે ચઢયો, અને એ કામમાં તે રોકાયો, તેથી વિલિયમ છુટો થઈ શકયો.

આ અરસામા ઈંગ્લાંડમાં મહાન્ બનાવો બન્યા હતા. સને ૧૬૮૮ ના જૂન મહિનાની ૧૦ મીને દિને રાજાને ત્યાં તેના વારસ પુત્રનો જન્મ થયો. તેની બીજી રાણી મોડે-નાની મેરીને ઘણાં વરસ થયાં છોકરૂં થયું નહોતું, ને અત્યાર પછી પણ થવાનો સંભવ કોઇને દીસતો નહોતો. રાજાના ખરાબ અમલ નીચે લોકો સબૂરી પકડી બેઠા હતા, તે એવું સમજીને કે તેના મરણકેડે ઓરેન્જની મેરી ગાદીએ આવશે, અને સઘળા સારાં વાનાં થશે. પરંતુ

જેમ્સને ત્યાં પુત્રનો જન્મ, તા ૧૦ મી જૂન સને ૧૬૮૮.

હાલ આ રાજપુત્રનો જન્મ થવાથી તેમની આશાનો ભંગ થયો. એક તરફથી જેમ્સ હરખને લીધે છલકાઈ ગયો, ત્યારે બીજી તરફથી આખી પ્રજા ગમગીનીમાં ડૂબી ગઈ. એ પુત્ર રાણીના પેટનો હતો, પરંતુ લોકોને તે ખરૂં લાગ્યું નહિ. તેઓ કહેતા કે અમારી ઉપર કાથેલિક રાજાનો અમલ બેસાડવા ખાતર છૂપી રીતે પારકું છોકરૂં મહેલમાં ઘુસાડી દીધુંછે. તેમનો આ વહેમ ઘણા વરસ સુધી ટળ્યો ન હતો.

આ અભાગિયા બાળકના જન્મ પહેલાં એક મહિના ઉપર જેમ્સે ફરી વારકું 'રહેમનું જાહેરનામુ' કાઢ્યું હતું, અને ત્યાર પછીના બે રવિવારે દેવળોમાં તે વાંચી સભળાવવાનો હુકમ સઘળા પાદ્રિઓને કર્યો હતો હવે એ જાહેરનામુ એક રીતે ખરેખરૂં ગેરકાયદે હતું, તેની સાથે પાદ્રિઓના ધારવા પ્રમાણે તે ખોટું પણ

હતુ એ ઉપરથી કાન્ટર્બરીના આર્ચ બિશપ (પ્રમુખ આચાર્ય) સાંક્રાફ્ટ સુદ્ધા સાત બિશપોએ પોતાની સહી સાથે એક અરજી ગુજારી, રાજાને વિનતી કરી કે પાદ્રિઓને તેમના અંતઃકરણ વિરૂદ્ધ આ જાહેરનામુ વાચવાની ફરજ પાડો નહિ

સાત બિશપોની અરજી

અરજી જોતાવાર જેમ્સને ઘણો ક્રોધ ચઢ્યો, અને નીમેલા રવિવાર ઉપર ભાગ્યે એકાદ પાદ્રિએ હૂકમ પ્રમાણે તે જાહેરનામું વાચ્યું, તથા જ્યા જ્યા કોઈ કોઈ પાદ્રિએ તે વાચ્યું ત્યા દેવળોમાથી સમાજ ઉઠી ચાલી ગઈ, એવું સાભળીને તો તેને વધારે રાગ ચઢ્યો સરકાર વિરૂદ્ધ અરજી આ રીતે ફિતુરી લખાણ કરવાનો આરોપ મુકી તેણે હવે એ સાત બિશપોપર કામ ચલાવવાની આજ્ઞા કરી, અને તેઓએ જામીન આપવાની નાપાડી માત્ર જાતમુચરકો દેવાનું કહ્યું, તે ઉપરથી તેમને ટાવરગઢમા મોકલી દીધા.

ત્યારેકેડે પ્રજાએ નિદાન પોતાનું પોત પ્રકાશ્યું બિશપોને હોડીમા ઘાલી ટેમ્સવાટે ટાવરગઢમા લેઈ જતા કાઠાપર ભેગા થયલા લોકોની ઠોઠમાથી 'પરમેશ્વર એમની રક્ષા કરો' એવા પોકાર થયા, અને આખુ ઈંગ્લાન્ડ જાગ્રત થઈ ગયું એ બિશપો મધ્યે બ્રિસ્ટલનો ટ્રેલોની કરીને એક બિશપ હતો, તેના સંબંધમા પશ્ચિમ ભાગના છેક આઘેના ગામડીઆ લોકોપણ એક ગીત નીચે ગાવા લાગ્યા. તેની મતલબ નીચેપ્રમાણે—
'અને ટ્રેલોનીને ઠાર મારવાનો હુકમ થશે, ત્યારે ત્રીસ હજાર કોર્નિશ પોરિયા ( કોર્નવાલના લોકો ) તેનું કારણ વિચારશે'

જ્યારે કામ ચાલવાનો દહાડો આવ્યો, તે વારે મોટમોટા નામાંકિત વકિલો બિશપોનો બચાવ કરવાને આગળ પડ્યા કોર્ટની ચોતરફ મેલના મેલ સુધી લોકોની ઠઠ બાઝી, અને જૂરીની મરજી એ બિશપોને ગુન્હેગાર ઠરાવવાની થઈ હોત, તો એ

બિશપોની તપાસ તા ૨૯ મીને ૩૦મી જુન, સન૧૬૮૮.

પણ તેમ કરતા તેમની છાતી ચાનતે નહિ તેમને નિર્દોષ ઠગાની જ્યુરીએ પોતાનો અભિપ્રાય જણાવ્યો, એટલે દેવળોમા ઘટના નાદ થયા, દહેરામા લોકોની ઠઠ ભરાઈ, માગળિક તાપણા પ્રગટયા, અને લોકોએ હર્ષનાદ કર્યા એટલુજ નહિ, પણ આનદથી તેમની છાતી ભરાઈ ગઈ જેમ્સ હોન્સનો આગળ હતા તેવારે છાવણીમા એક મોટા હોકારો ઉઠયો રાજાએ પૂછયુ કે એ શુ છે? લાર્ડ ફેવરશામે કહ્યું કે 'કઈ નહિ મહારાજ, એતો પેલા બિશપો નિર્દોષ ઠરવાથી માત્ર સિપાઇઓ પોતાની ખુશી જણાવે છે' રાજાએ ઉત્તર વાળ્યો 'શુ આ તે કાઈ નહિ કહેવાય, એથી એમની વધારે કમબખ્તી થશે' અન્તે ચાર મહિનાકેડે તેને માલમ પડ્યુ કે એથી તો મારી પોતાનીજ કમબખ્તિ થઈ છે

પોતપોતાની કૉલેજમાં ફરીથી નીમ્યા. જેજે શહેરના પટ્ટા ખૂચવી લીધા હતા, તેતેમને પાછા આપ્યા, અને ફાધર પીટરને કૌન્સિલમાંથી ઉઠાડી મૂક્યો પરંતુ આ સઘળા વખતપછીના ગીત હતાં. મને

વિલિયમ ઈંગ્લાન્ડને કીંકેઆવી ઉતરે છે, તા ૫ મી માહે નવમ્બર સને ૧૬૮૮

૧૬૮૮ ના નવમ્બરની ૫ મી તારિખે ૧૩૦૦૦ સિપાઈની ફોજ સાથે **વિલિયમ ટોર્બે** નગરમાં આવી ઉતર્યો. **માન્મથના** બડનું ભયકર પરિણામ સ્મરણમા રાખી અહિંના લોકો તેની કને જતા પ્રથમ ખચાયા, પણ થોડા દહાડામાં તેના ઝૂડા નીચે ઘણા અમીરો ને ગૃહસ્થની ઠઠ બાઝી. આ ખબર સાભળી જેમ્સને ભારે ઉચાટ થયો હોય એમ લાગતું નથી. વિલિયમની સ્વારી ઉત્તર મૂલકપર ચઢી આવશે એવો સુમાર બાધી તેણે તે તરફ પલટણો મોકલી હતી. ત્યાથી તેને હવે પાછી બોલાવી લેઈ પશ્ચિમતરફ એકદમ કૂચ કરી જવાનો હૂકમ આપ્યો. રાજપુત્ર (વિલિયમ)ના દેશના બીજા ભાગ જોડેનો સઘળો વ્યવહાર બધ પાડી એકે ધામે તેની ફોજને ધૂળધાણી કરી નાખે એવું લશ્કર રણમા ઉતારવાની આશા તેણે કરી હતી. ૧૯ મી નવેમ્બરે તે સાલસબરી મુકામે પોતાના લશ્કર ભેગો થયો, પરંતુ બસેં વરસ ઉપર ત્રીજા રિચર્ડના જે હાલ થયા હતા તેવા હાલ હવે તેના થયા. જે લોકોને પોતાના મિત્ર તરીકે તે માનતો હતો તે સઘળા ઘણુ કરીને તેને તજીને એકાએક સામી બાજૂપર ગયેલા તેની નજરે પડેછે લાર્ડ ચર્ચિલ અને બીજા પુષ્કળ અમલદારો પોતાના માણસો સહિત વિલિયમની ફોજને મળી ગયા, અને નગરોના હાકેમોએ પ્રોટેસ્ટન્ટ પક્ષ જાહેર રીતે સ્વીકાર્યો.

જેમ્સની ખુદની દીકરી આન પણ પોતાના ધણી ડેન્માર્કના જોર્જ માથે નાશીને નાટિંગહામ આગળ ડેન્બી કને ગઈ, અને સઘળાએ તજી દીધેલો તે અભાગિયો રાજા પાછો લંડન

જેમ્સનું પલાયન, તા ૨૩ મી માહે ડીસેમ્બર ૧૬૮૮.

આવ્યો. તેણે પોતાની રાણી તથા કુવરને **ફ્રાન્સ** મોકલી દીધા, અને તેમને મળવાને તે પડે ઉપડી જતો હતો, તેવામાં કેટલાક મચ્છીમારોએ તેને

પકડી પાછો આણ્યો. પરતુ વિલિયમ બહુ વિચક્ષણ હતો, તેથી તેણે પાકો બંદોબસ્ત કરી એને રાખ્યો નહિ. રોચેસ્ટર નગરમાં એની ઉપર ચોકી પહેગ ઢીલા રખાવ્યા, તેથી સને ૧૬૮૮ ની ૨૩ મી તારિખે તે બિનહરકતે નાશીને ફ્રાન્સ ગયો. ઈગ્લાન્ડ છોડી જતાં પહેલાં નવી ચૂટણી કરવાને આજ્ઞાપત્રો તૈયાર હતાં તે તેણે નાશ કર્યાં, ને રાજની મોટી મહોર છાપ ટેમ્સ નદીમાં નાખી દીવી. પોતાની પીઠ પાછળ મઘેઝો ઘોટાળો થઈ રહે એવું કરી જવાની તેણે ઇચ્છા કીકી. અને ફ્રેંચ ફોજ સહિત તરતજ પાછા આવીને ફરીથી રાજ્ય જીતી લેવાની તેને ઉમેદ હતી. ચૌદમા લૂઈએ તેને માન મરતબા પૂર્વક આવકાર દીધો, ને તેના અને તેની રાણીના નિવાસ માટે એક રાજમહેલ તૈયાર કરાવ્યો

આ પ્રમાણે લોહીનો એકપણ છાંટો પડ્યા સિવાય રાજ્યક્રાંતિ (રાજ્યની ઉથલ પાથલ) પરિપૂર્ણ થઈ. લડનના અફલાતુ લોકોએ કાથેલિક દહેરાં લૂટ્યા, તથાપિ ધિક્કાર પામેલા ચાન્સેલર જેફ્રિસ સિવાય બીજા કોઈને તેમણે ઉપદ્રવ કર્યો નહિ જેફ્રિસ વાપિગ આગળ એક પીઠામાં ભરાઈ બેઠો હતો, અને લંડનના કોટવાલે તેને ત્યાંથી કાઢીને સહી સલામત ટાવરગઢમાં મોકલી આપ્યો, ત્યારેજ તેના જીવમાં જીવ આવ્યો. અહિં એક વરસ કેડે તે મરણ પામ્યો.

ન્યાયાધીશ જેફ્રિસની આખર

જેમ્સ રાજા સત જેમ્સ નામનો મહેલ છોડી સર્વથા ચાલ્યો ગયો, ત્યારકેડે થોડા કલાક પછી વિલિયમ ત્યાં આવી પહોંચ્યો. ઇગ્રેજી, સ્કોચ અને ડચ સેના તેણે શહેરના જુદા જુદા ભાગોમાં મેલી એટલે બધે પાછી ઠીક સ્વસ્થતા થઈ. અમીરની સભા મળી, પરતુ આમની સભા તે વેળા ન હોવાથી ચાર્લ્સના અમલ નીચે એ સભામાં બેસનારા જેટલા મભાસદો મળી આવ્યા તે લડનના કોટવાલ અને આલ્ડર્મન તથા લડનની સ્થાનિક

અરાજ્ય ચાલ્યુ તા ૨૩ મી ડીસેબર૧૬૮૮થી તે તા ૧૩ મી ફેબ્રુઆરી સને ૧૬૮૯ સુધી

સભાની એક કમિટી એ બધાની એક સભા મેળવી આ બેઉ સભાએ વિલિયમને આજીજી પૂર્વક કહ્યું કે તમે હાલ તુરત અમારાપર અમલ ચલાવો, તથા કામ ચલાઉ સભા કરવાને સભાસદો પસંદ કરી મોકલવાને ઇંગ્લાન્ડના મર્ત મત આપનારોની ઉપર આમંત્રણપત્રિકા લખી મોકલો. એમ કરવાનુ કારણ એ હતું કે પાર્લમેન્ટનેતો ફક્ત રાજાજ મોલાવી શકતો. સને ૧૬૮૯ ના જાન્યુઆરીની ૨૨ મીને રોજ આ કામચલાઊ સભા મળી તેમા ઘણી ઘણી તકરારો ચાલ્યા પછી એવો ઠરાવ થયો કે વિલિયમ અને મેરી એ બેઉને રાજા અને રાણી એ નામથી ગાદીપર બેસાડવા, પણ રાજકારભાર એકલા વિલિયમેજ ચલાવવો કેવળ રાજ્યપ્રતિનિધિ દાખલ કામ કરવાની વિલિયમે સાફ નાપાડી હતી ને મેરી પોતાના સ્વામીને સઘળો અધિકાર આપવાને ઉત્સુક હતી

તથાપિ આ ઠરાવ કર્યા પહેલા અમીરો અને કોમન્સોએ રાજસત્તાની હદ મુકરર કરવાનો નિશ્ચય કર્યો હતો, કે જેથી જે આગળ ઉપર ફરીફરીને તકરાર જાગે નહિ. તેમણે ' હકપત્રિકા' એ નામનો એક ખરડો તૈયાર કર્યો, તે પાછળથી કાયદા તરિકે બહાલ થયો એ પત્રિકાના આરંભમા જેમ્સે કાયદા તોડવાની કોશિશ કરી તે બાબત તેને દોષ દીધો છે. ત્યારકેડે તેમા બીજી કેટલીક કલમો દાખલ કરી

નીમણુક પ્રમાણિકપણે થવી જોઈએ, અને રાજદ્રોહના ગુન્હા છણવાને પંચ તરિકે બધા નાના વતનદારોજ જોઈએ. ૬. ઘણો ભારી દંડ કરવો નહિ, કિંવા ઘાતકી ને ગેર શિરસ્તાની શિક્ષા ફરમાવવી નહિ. ૭. છેવટે એવું પણ જણાવ્યું કે કોઈપણ પેપિસ્ટ કે પોપનો અનુયાયી ઇંગ્લાન્ડની ગાદીપર હવે પછી કદી બેસી શકે નહી. પાર્લામેન્ટની બેઉ સભાએ એ પત્રિકામાં નોંધ કરી હતી કે આ બધી શરતોમાં ઇંગ્રેજી પ્રજાના હક અને સ્વાધીનતા સમાયેલાં છે, અને ઉપલી શરતોથી વિલિયમ અને મેરીને ઇંગ્લાંડના રાજા અને રાણી બનાવ્યાં છે, કદાચ મેરી મરણ પામે તો વિલિયમે એકલાએ રાજ્ય ચલાવ્યા કરવું, અને વિલિયમની પાછળ આન અને આનના ફરજંદને ગાદીના વારસ ઠરાવ્યાં છે.

## ત્રીજો વિલિયમ, ૧૬૮૯—૧૭૦૨.

વિલિયમ અને મેરીને સને ૧૬૮૯ ના એપ્રિલ માસની ૧૧મી તારિખે રાજ્યાભિષેક થયો; અને ઑરેન્જનો વિલિયમ પાર્લમેન્ટની સ્વેચ્છાથી ઇંગ્લાન્ડપર અમલ ચલાવનાર રાજા ઠર્યો, પરંતુ તે જાણતો હતો કે એ ગાદીને માટે મારે લડાઈ લડવી પડશે. ચૌદમો લૂઈ જેમ્સનો મિત્ર હતો એટલુંજ નહિ, પરંતુ વિલિયમને દેશાન્તરમાં ફ્રાન્સની સામે લડવાની સવડ મળે નહિ તેટલા માટે તે તેને ઇંગ્લાંડમાંજ હેરાન કરવાને ઘણો આતુર હતો. આયર્લાંડમાં જવા સારૂ તેણે જેમ્સને નાણું અને લશ્કરી અમલદાર ધીર્યાં.

આયર્લાન્ડમાં જેમ્સને વધાવી લીધો.

ત્યાં ટીર્કોનેલ નામનો કાથલિક સુબો ઇંગ્લાન્ડ ફરી વારકું જીતી લેવા માટે જેમ્સને વીસ હજાર લશ્કરની મદદ આપવાને તૈયાર હતો, તેથી માર્ચની ૧૨ મી તારિખે જેમ્સ દરિયો ઓળંગી કિન્સેલ ગયો, અને લંડનમાં વિલિયમનો રાજ્યભિષેક થયો તે

પહેલા એટલે માર્ચની ૨૪ મી તારિખે તે ડબ્લીન નગરમા લોકો તેને મોટા ઉમળકાથી વધાવી લેતા હતા

વળી ઇંગ્લાડમા નાના મોટા સર્વે જણે વિલિયમનો સ્વીકાર કર્યો નહતો પુનઃસ્થાપનાના સમયથી પાદ્રિઓ લોકોને એવો બોધ કરતા હતા કે રાજાનો અમલ 'ઇશ્વરી હક'ના પ્રતાપથી ચાલ્યો જાય છે, અને તેને 'મૂગે મ્હોડે આધીન રહેવું' એ પ્રજાની ફરજ છે. હાલમાતો પ્રજાએ પોતાના રાજાની વિરૂદ્ધ બડ કર્યું, અને પાર્લામેન્ટે તેને ઠેકાણે બીજો રાજા પસદ કરી બેસાડ્યો, તેથી કરીને સઘળા સભાસદો તથા સરકારી અમલદારોને નવા રાજા વિલિયમપ્રત્યે વફાદારીના શપથ લેવાનો હુકમ થયો, પરતુ પેલા સાત બિશપોમાના પાચે, કાન્ટર્બરીના આર્ચ બિશપે, અને પુષ્કળ પાદ્રિઓએ તથા બીજા શખ્સોએ એવા કસમ લેવાની ચોખ્ખી નાપાડી એ લોકો નોન-જુરર્સ એટલે વફાદારીની પ્રતિજ્ઞા નહિ કરનારા તરીકે ઓળખાયા. એમની ખબર આગળ જતા લેવામા આવી, પરતુ તેઓ સરકારી નોકરીમાંતો રહી શક્યા જ નહિ. તેનું કારણ એ કે ઉપાસના વખતે વિલિયમ રાજાની પ્રાર્થના વાચવી જોઇએ, તે પણ તેઓ વાચતા નહિ. આ બધા લોકોનો એક એલાયદો પક્ષ થયો સને ૧૮૦૫ મા છેલ્લો નોનજુરર બિશપ મરણ પામ્યો, ત્યા સુધીના લગભગ સો વરસમાં તેઓ પોતાના બિશપો પસદ કરી નીમતા એ નોનજુરર લોકો, કાર્યનિક પર્યાયો, અને જેમ્સના મિત્રો જેને આ વખતે જેકોબાઇટ કહેતા તે બધા સરકાર વિરૂદ્ધ સતત કાવતરા કર્યા કરતા જેકોબાઇટ નામ લાટિન ભાષામા જેમ્સ અર્થનો જેકોબસ શબ્દ છે, તે ઉપરથી પડ્યું છે તેઓ વિલિયમને ગાદી ખથાવી પડનાર ગણતા, અને રિવાજપ્રમાણે રાજાનું નામ દેઈ

નોન-જુરર્સ એટલે અપ્રતિજ્ઞાહી ૧૬૮૯-૧૮૦૫

જેકોબાઇટલોકો

સ્વસ્તિ કે આરોગ્ય વાચન કરતી વખ્તે મદ્યપાન કરવાની તેમને જરૂર પડતી, તેવારે તેઓ પોતાની આગળ પાણીનો એક પ્યાલો ગખતા, તેથી એવું સમજાતું કે સમુદ્રપાર ગયેલા રાજાની (જેમ્સ રાજાની) તદુરસ્તી અર્થે તેઓ મદ્યપાન કરતા

કાવેનેન્ટરાએ ગ્રેજી ધર્મોપદેશકોની હાસી કરી કઢી મૂકછે

સ્કાટનાન્ડમા ફિતૂર થવાનું કારણ કાઈ ઓર હતુ ત્યા ઘણો વખત થયા કાવેનેન્ટરો ઉપર જુલમ થતો હતો તેમણે એકદમ વિલિયમનો પક્ષ સ્વીકાર્યો એટલુજ નહિ, પરતુ તેમણે બહુ નિર્દયપણે પજવીને ઇગ્રેજી ધર્મસમાજના ઉપદેશકોને હાકી મૂક્યા દેશમા સ્વસ્થતા થઈ એટલે સ્કોચ પાર્લમેન્ટમા મુખ્ય અધિકાર કાવેનન્ટરોને હાથ આવ્યો અને સને ૧૬૮૯ ના એપ્રિલની ૧૧ મી તારિખે વિલિયમ અને મેરીની રાજા રાણી થવાની દૂવાઈ ફરી પરતુ કલાવર હાઉસનો ગ્રાહામ ઉર્ફે વાઈકોન્ટ ડંડી એ જે મ્સનો જૂનો અનુયાયી હતો, તે થોડા સ્વાર લેઈ ઉત્તર તરફના પહાડી પ્રદેશમા સટકી ગયો. ત્યા તેણે પહાડી ઠાકોરોને ઈન્વર્નેઝ પર ગણામા લાક આબિર નામના સરોવરને કાંઠે ભેગા કરી લડવાની તૈયારી કરી એ સબધમા સરવોલ્ટર સ્કોટ નામના કવિએ એક કાવ્યમા કથન કર્યું છે તેનો ગદ્યમા ભાવાર્થ નીચે પ્રમાણે છે

કાન્વેન્શન સભામા અમીરોને કલાવર હૌસે આ પ્રમાણે કહ્યું તે રાજાનો મુગટ ભાવપર પડે તે આગમચ અનેક મુગટના એટલે મુગટધારી પુરૂષોના ચૂરેચૂરા કરવા જોઈએ, ને તેથી દરેક ગિરિદાર જે રાજભકિતને તથા મને ચહાતો હોય, તેણે ગ્રીના ડંડીની ટોપની પાછળ પાછળ આવવું*—

* રેડ ટ સભની મહા વિર જે માટાનોરે,
તઓ સહુની પ્રતિ વધા કતાઓ ાન = ૮૮
રાજ તણો શિરતાજ પડ ત પહત જ ફ,
અવર તાજના ચૂરા થવાનાછે ર ક ૦
રાજભકત જે મને અન મેન્દિન ન ટો
મુન્દરે ડંડી તણ ટારની પાછળ ચાલો"

એ ઝગડો લાંબી મુદત ચાલ્યો નહિ ડંડીની સામે લશ્કર લેઈને હ્યૂમાકે સરદારને મોકલ્યો હતો, અને કિલિક્રાન્કીના ઘાટમા હાઈલાન્ડરોની એટલે પહાડી લોકોની ફોજનો સપૂર્ણ વિજય થયો તથાપિ ડંડી રણમા માર્યો ગયો, એટલે પહાડી લોકો પાછા હઠી ગયા તેમને નીચ પ્રદેશપર ચઢી આવતા ખાળનાને કિલ્લાકોટ બધાવ્યા બે વરસ કેડે ઘણી નામોશી લગાડે એવો બનાવ બન્યો સને ૧૬૯૨ ના જાનેવારીની ૧ લી તારીખ પહેલા હાજર થઈ વફાદા-

કિલિક્રાન્કીની લડાઈ તા ર૭મી જુલાઈ, સન ૧૬૮૯ રીના કસમ લેવાને હાઇલાન્ડના સઘળા નાયકોને વિલિયમે બોલાવ્યા હતા ૩૧મી ડીસેમ્બર લગીમા ગ્લેન્કો ખીંડના માકડોનેલ્ડ સિવાય બધા નાયકો આવીને કસમ ખાઈ ગયા માકડોનલ્ડ લોકોના નાયકનુ નામ **આન માક્ડોલ્ડ** હતુ તે છેવટની ઘડી સુધી બેસી રહ્યો ત્યારપછી છેક છેલ્લે દહાડે ઠરાવેલી જગાએ ન જતા કોઈ ભલતે ઠેકાણે ગયો તે વેળા **સ્ટેરનો માસ્ટર** એ નામનો અધિકારી **જોન ડાલરિંપલ** કરીને હતો, તેને સ્કાટલાન્ડનો નજીર ઠરાવેલો હતો રાજાના હુકમનુ અપમાન કરવાથી કેવી હાની થાયછે, તે બતાવી આપવાને તે ઘણો આતુર હતો

ગ્લાન્કોની કતન, ૧૬૯૨ કમનસીબના જોગે ગ્લાન્કોની ખીંડના રહેવાશી એમનો જડમૂળથી નાશ કરનાનો હુકમ તેણે વિલિયમ કનેથી મેળવ્યો ત્યારકેડે આર્ગાઈલના કામ્પબેલ લોકોની એક પલટણ તેણે પહાડી મૂલકમા મોકલી એ કામ્પબેલ લોકો **માકડોનલ્ડો**ના પરપરાના શત્રુ હતા આ પલટણના સિપાઈઓ **માકડોનલ્ડ** લોકોના ઘરમા કેટલાક દહાડા સાવકારો રહ્યા, પરતુ એક દહાડો સવારમા વહેલા ઉઠીને તેમણે **માકડોનલ્ડ**ની લગભગ આખી ટોળીને ઠાર મારી. આ કતલ દગાથી દુષ્ટપણે કરવામા આવી, અને જે લોકે એ મબ ડી પ્રપચ લડાવ્યો હતો તેમને વધારે સખ્ત સજા વિલિયમે કરી નહિ, તેમાટે તેને ઘણો દોષ દે ામા આવ્યો છે

દરમ્યાનમાં આયર્લાન્ડ ખાતે બે પક્ષની માંહોમાંહેની લડાઈ ચાલતી હતી. એક પક્ષપર આયર્લાન્ડના દેશીઓ અને કાથલિક લોકો હતા, અને બીજા પક્ષમાં ત્યાંના પ્રોટેસ્ટન્ટ સંસ્થાનીઓ હતા જેમ્સ આયર્લાન્ડ ગયા હતો તેમાં તેની મતલબ ઈંગ્લાન્ડ ફરીને જીતીલેવાની હતી, પરંતુ આયર્લાન્ડના લોકો તો એવું સમજતા હતા કે હમારા કાથલિક ધર્મનું સરક્ષણ કરવાને તથા અમારી જમીન પાછી કાઢી આપવાને તે અત્રે આવ્યો છે. દક્ષિણ ભાગના સઘળા પ્રોટેસ્ટન્ટોના હથિયાર ખૂંચવી લઈને ટીર્કોનેલે લડાઈનો આરંભ કર્યો, તેથી સેંકડો પ્રોટેસ્ટન્ટ લોકો કતલ થવાની બીકના માર્યા દરિયા ઓળંગી ઈંગ્લાન્ડ ગયા. આયર્લાન્ડના દક્ષિણ ભાગ કરતાં ઉત્તર ભાગમાં સસ્થાનવાશીઓની વસ્તી વધારે હતી. તે લોકો લાફ્‌ઝ્યનેવર નામના સરોવરને કાંઠે આવેલા એનિસ્કીલેન ગામ આગળ અને લાફ ફોયલ સરોવરના માથા પરના લંડનડેરી નગરમાં પોતાનો બચાવ કરવાને ભેગા થયા. સને ૧૬૮૯ ના એપ્રિલ માસમાં લંડનડેરી શાહેર આગળ જેમ્સ આવી પહોંચ્યો, તેની પહેલાં 'ડેરીના વાણોતર છોકરાઓએ' શાહેરના દરવાજા બધ કરી દીધા હતા, અને ત્રીસ હજાર પ્રોટેસ્ટન્ટો આશ્રયને માટે ત્યાં જઈ ભરાયા હતા.

આયર્લાન્ડમાં મહાવિગ્રહ. ૧૬૮૯

એ વાત ખરી છે કે ત્યાંના હાકેમ લન્ડીએ જેમ્સને કહેવડાવ્યું કે હમે શરણ થઈએ છીએ. પરંતુ નગરજનો અને સિપાઈઓ તેની ઉપર ઘણા ક્રોધે ભરાયા તેથી તેને જીવ લેઈને શાહેરમાંથી નાશી જવું પડ્યું, અને વોકર નામે એક પાદ્રિની તથા મેજર બેકર નામના કોઇએક લશ્કરી અમલદારની સરદારી નીચે લોકોએ વિલિયમની તરફથી શાહેરનો ટકાવ કર્યો, ત્યારથી ઓરેન્જમેન (એટલે ઓરેંજ પક્ષના લોક) શબ્દની ઉત્પત્તિ

લંડનડેરી નગરનો ઘેરો, તા. ૨૭ એપ્રિલ, સને ૧૬૮૯

થઈ છે. એ શબ્દ આયર્લાન્ડની ઉત્તરના પ્રોટેસ્ટન્ટોને માટે સામાન્ય રીતે અદ્યાપિ વપરાય છે. ત્યાર કેડે તે શહેરપર ૧૦૫ દહાડાનો લાંબો કષ્ટકારી ઘેરો ચાલ્યો. એપ્રિલ માસની ૨૦ મી તારિખે આયરિશ સેનાએ શહેરના નાકા બંધ કર્યાં, અને નગરમાં ખોરાક દાખલ થાય નહિ તે ખાતર ફોયલ નદીના મુખ આગળ બળતણના લાકડાનો આરપાર બંધ બાંધ્યો. શહેરનો ઘેરો ઉઠાવવાને વિલિયમે દયેઆજી કાફલો જૂનની ૧૫ મી તારીખે મોકલ્યો, પરંતુ નૌકા સરદાર કર્નલ કર્કે બંધ ફોડી અંદર જવાની હામ ચલાવી નહિ. ભૂખ, રોગ, અને મોતને લીધે માંહે ભરાયેલા સેંકડો અભાગિયા લોકોનો ઘાણ નીકળતો હતો. ઘોડાનું માંસ પણ મળતું બંધ થયું હતું, તથા રાતબ પ્રમાણે વેંહેંચવાનો ખોરાક પણ છેક ખૂટી ગયા જેવો હતો. તથાપિ બહાદુર નગરજનો 'શરણ થવું નહિ, શરણ થવું નહિ,' એ પ્રમાણેના પોકાર જાથુ કર્યા જતા.

છેવટ કોશિશ કરી ઘેરો ઉઠાવવા બાબત કર્કની ઉપર ઇંગ્લાન્ડથી સખ્ત તાકીદ આવી. શહેરનો છુટકારો કરવાને તૈયાર થયેલા લોકો પૈકી બ્રાઉનિંગ અને ડગ્લાસ નામના બે બહાદુર નાવિકે પોતાના ખોરાક ભરેલા વહાણો હંકારી લઈ જવાનું માથે લીધું. બ્રાઉનિંગ લન્ડનડેરીનો અને ડગ્લાસ સ્કાટ્લાન્ડનો વતની હતો. જુલાઈની ૩૦ મી તારિખે સાંજના તેમણે બે વહાણોને લગોલગ રાખી બંધ ઉપર સીધા હંકાર્યાં. એકે ધસારે બંધ કકડી પડ્યો, અને માર્ગ ખુલ્લો થયો. તેજ ક્ષણે બ્રાઉનિંગ દુશ્મનની ગોળી વાગવાથી ઠાર માર્યો ગયો, પરંતુ તે ફોગટ મુઓ નહતો. તેના મરણ પછી એક કલાકે ખોરાક ભરેલા બે વહાણો ભૂખે મરતા લોકોને આવી મળ્યા, ને ત્રણ દહાડા કેડે એટલે ૧ લી આગસ્ટને દિને આયરિશ ફોજ પાછી હઠી ગઈ, એટલે લડનડેરીને ઘેરો પૂરો થયો. તેજ દિવસે એનિસ્કીલેનની પેડારામાં ન્યૂટ-

લંડનડેરીનો ઘેરો ઉઠાવ્યો તા ૧ લી આગસ્ટ, સને ૧૬૮૯.

બટ્લર નામે ગામ આગળ કર્નલ વુલ્સીએ બીજી એક આયરિશ ફોજને વિખેરી નાંખી આયર્લાન્ડનો ઉત્તર પ્રદેશ જેમ્સના સિપાઈના મારમાંથી છોડાવ્યો.

તથાપિ ડબ્લિન નગરમાં જેમ્સ રાજાનો અમલ ચાલતો હતો. તેની કને નાણાની છત નહોતી તેથી તેણે પીતળના શિલિંગ ને સાવરન સિક્કા પાડ્યા, અને લોકોને વચન દીધું કે ઇંગ્લાન્ડની ગાદી મને પાછી મળશે ત્યારે આ પિત્તળનાં નાણા બદલ હું તમને ખરૂં નાણું પરખાવીશ. એના નામથી આયર્લાન્ડની રાજસભાએ વિલિયમના પક્ષના આયરિશ લોકોની વિરૂદ્ધ સખ્ત ધારા કર્યા, અને આયર્લાન્ડમાં વસતા ઘણા ખરા ઇંગ્રેજોની માલમિલકત ખાલસા કરી. પણ આ કાયદાથી કાંઈ પ્રયોજન સર્યું નહિ. કેમકે વિલિયમનો જર્મન સેનાપતિ નામે માર્શલ સ્કોમ્બર્ગ ફોજ લઈ આયર્લાન્ડમાં આવી ચૂક્યો હતો, અને શિયાળાને લીધે એમ ને એમ પડી રહ્યાં છતાં તેણે પ્રોટેસ્ટન્ટ લોકોનો ઘણો બચાવ કર્યો હતો.

જેમ્સ ડબ્લિનમાં રાજ્ય કરે છે.

૧૬૮૯ ની સાલના બાકી રહેલા ભાગમાં વિલિયમના અમલ નીચે ઇંગ્લાન્ડ ઠરીઠામ પડવા માંડ્યું હતું. તેણે હોશિયાર પ્રધાન પસંદ કરી નીમ્યા, તેમાનો એક તેનો જૂનો મિત્ર લોર્ડ ડેન્બી હતો, તેણે વિલિયમની શાદી રાજકુંવરી મેરી વેરે કરાવી હતી (૩૩૮ મું પાનું જુઓ); બીજો લોર્ડ હાલિફાક્સ કરીને હતો, તે વ્હિગ અને ટોરી પક્ષનું બળાબળ સમાન કરી રાખતો. પાર્લમેન્ટે પુષ્કળ ઉપયોગી ધારા પસાર કર્યા. ધર્મ સ્વાતંત્ર્યના કાયદાથી અપ્રતિમાગ્રાહી લોકોને પોતાના દેવળમાં ઉપાસના કરવાની રજા થઈ. પરંતુ કાથેલિકોને તેવી રજા થઈ નહિ, તેનું કારણ કે હજી લોકોને તેમનો ઘણો ડર લાગતો. પાર્લમેન્ટે રાજાને ૧૨,૦૦,૦૦૦ પૌન્ડની ઉપજ ઉઘરાવવાની સંમતિ દીધી, પરંતુ હાલ પ્રથમ તે રકમમાંથી થોડી રકમ કામન્સોએ પોતાના હાથપર

ધર્મસ્વાતંત્ર્યનો કાયદો, સને ૧૬૮૯

રાખી. તેમણે એ ઉપજમાથી દરવરસે ૩૦,૦૦૦ પૌન્ડ વિલિયમ અને મેરીને જીવતા સુધી આપ્યા, અને છ લાખ પૌન્ડની જકાત ચાર વરસ સુધી આપવાનું મજૂર કર્યું. એ સમયથી આજ પર્યંત દેશના સરકારી ખરચ માટે પાર્લમેન્ટ પ્રતિવર્ષ નાણા મજૂર કરે છે, તેથી કઈ નહિ તો વરસમા એક વાર પણ પાર્લમેન્ટ ભેળી થવી જોઇએ, એમ અવશ્યનુંજ થઇ રહ્યું.

પાર્લમેન્ટ દર-વરસે નાણા મજુ-ર કરેછે

ત્રીજા ધારાથી લશ્કર પાર્લમેન્ટની સત્તા હેઠે આવી ગયુ. એવું બન્યું કે સ્કાચ સિપાઈની એક પલટણે બળવો કર્યો, પણ સ્થાયિ લશ્કર રાખવાનું કાયદાથી મજૂર થયેલુ નહતું, તેથી સાધારણ માણસની માફક જ બળવાખોર સિપાઈઓની તપાસ કરી શકાતી. આ સમેના ઇંગ્રેજ લોકોને એકદમ ભાસ્યું કે આવા સકટના વખતમા લશ્કરનો સારો બંદોબસ્ત કરવાની જરૂર છે. તે ઉપરથી પાર્લામેન્ટે મ્યુટિની આકટ એટલે બડનો કાયદો પસાર કરાવી લશ્કરી કોર્ટમા ગુન્હેગાર સિપાઈની તપાસ ચલાવવાનો અધિકાર ફોજના અમલદારોને છ માસને માટે આપ્યો. છ મહિનાની મુદત પુરી થઈ કે એ કાયદો નવેસરથી મજૂર થયો, અને પ્રતિ વર્ષે તેને ફરી ફરીને બહાલ કરવાનો વહિવટ પડયો. એ કાયદાની રૂઇએ કેટનાક સિપાઈઓ રાખવાની અને તેમની પર હકૂમત બજાવવાની પરવાનગી મળતી ગઈ. સને ૧૮૭૯ મા એ કાયદો રદ કરી તેને ઠેકાણે ‘લશ્કરના સુશિક્ષણ અને નિયત્રણ સબધી બિલ’ એ નામનો ધારો થયો. એ ધારાને પણ દર વરસે તાજો કરવો પડે છે. તેથી એવો નિયમ થયો કે પાર્લમેન્ટ મેળવ્યા વિના રાજકર્તા કાયદેસર નાણુ મેળવી શકે નહિ, કિંવા લશ્કર રાખી શકે નહિ, અને એ નિયમને લીધેજ જેમ્સ જેવાના જુલમથી રાજ્યનું રક્ષણ થાય છે.

મ્યુટિની એટલે સિપાઈના બડ સબધી ધારો

લુઈ દમ બાવીને જેમ્સને કુમક દેતો હતો, તેથી સ્થાયી લશ્કર

રાખવાની જરૂર ખરેખરી હતીજ અને ૧૬૯૦ ના આરંભમા તેણે પુષ્કળ ફ્રેન્ચ સિપાઇ આયર્લાંડ મોકલ્યા. તેથી વિલિયમને પોતાને મોટું સૈન્ય લેઈ જઈ આયર્લાન્ડની ભૂમિપર જ જેમ્સની સાથે લડાઈ જોડવાની જરૂર જણાઈ જૂનની ૧૪ મી તારિખે તે બેલ્ફાસ્ટ નગરમા આવ્યો, અને જુલાઈની ૧ લી ને દિને બેઉ રાજાની વચ્ચે બોઈન નદીને કાંઠે પ્રખ્યાત યુદ્ધ થયું રાજુની તોપનો શખ્ત માર ખાતા ખાતા ઈંગ્રેજી સિપાઈઓએ નદીપાર ઉતરી તેમના લશ્કરની હાર તોડી (અગર જો તેમનો સેનાપતિ સ્કોમ્બર્ગ તો લડાઈના આરંભમાજ માર્યો ગયો હતો), અને વિલિયમ લડાઈની શરૂઆતમા જખમી થયો હતો, તેણે પોતાના લશ્કરની ડાબી બાજૂ પરની ટૂકડીઓ ચલાવી ધસારો કર્યો, એટલે તેની જીતનો ડંકો વાગ્યો એથી ઉલટું, જેમ્સ રાજા આઘેથી યુદ્ધ નિહાળતો હતો, તે પોતાની આયરિશ ફોજનો પરાભવ જોઈ પલાયન કરીને ડબ્લીન નગરમા ગયો, અને પછી કિન્સેલ બંદરેથી વહાણપર ચઢી બેઠી ફ્રાન્સ પહોંચ્યો પોતાના રાજાનુ બાયલાપણુ જોઈ આયરિશ લોકોને ઘણી લાજ આવી, તે ઉપરથી એક આયરિશ અમલદારે કહ્યું કે 'રાજા અદલ બદલ કરો તો હમે તમારી જોડે ફરી પાછા લડાઈ જોડીશું.'

બોઈનનો સંગ્રામ તા ૧ લી જુલાઈ ૧૬૯૦.

અને તેઓએ બેશક એક વરસ ઉપરાન્ત લડાઈ ચલાવીજ આખરે ૧૬૯૧ ના જૂલાઈની ૩૧ મી તારિખે ડચ સેનાપતિ ગિન્કેલે આધ્રીમ આગળ ફ્રેન્ચ સરદારોની આગેવાની નીચે આયરિશ ફોજ હતી તેને પરાભવ પમાડી બળવાખોરોના તાબામા છેલ્લો લિમરિકનો કિલ્લો રહ્યો હતો, તે ગિન્કેલ સરદારે ૩ જી અક્ટોબરે સર કર્યો એ કિલ્લાનો ટકાવ પાટ્રિક સાર્સફિલ્ડ નામના કોઈ બહાદુર આયરિશે કર્યો હતો ત્યાર કેડે લિમરિક આગળ એક તહનામુ થયુ, તેથી કાથલિકોને ધર્મની છૂટ આપવાનુ વચન કરવામા આવ્યું,

લિમરિકનુ તહનામુ, ૧૬૯૧

અને જે લોકોની મરજી હોય તેમને **સાર્સફિલ્ડની** સધાથે ફ્રાન્સ જવાની રજા થઈ એથી કરીને શુમારે ૧૪,૦૦૦ આયરિશ સિપાઈઓ ફ્રાન્સ ગયા, તેથી સો વરસ સુધી આયર્લાન્ડમાં બિલકુલ મારામાર થઈ નહિ. પરતુ ત્યા હમણા પ્રોટેસ્ટંટ લોકોના હાથમા સત્તા આવી હતી, તેમણે પોતાની સત્તાનો ગેર ઉપયોગ કર્યો. લિમરિકના તહનામામાં કહેલી પ્રતિજ્ઞા તેઓએ પાળી નહિ, અને **આન** રાણીના વખતમા શિક્ષા ઠરાવવાના ઘાતકી કાયદા રચાયા, તેથી કાથલિકોના દિલમા હાડ વેરની હોળી સદા સળગ્યાજ કીધી.

**લિમરિકનો** કિલ્લો લેવાયો તે આગમચ **વિલિયમ** ઇંગ્લાન્ડ પાછો ફર્યો, તે વાતને એક વરમથી વધારે મુદત થઈ હતી. ફ્રાન્સ સાથે યુદ્ધ કરવા કાજે તેને ઇંગ્લાન્ડ પાછુ આવવું પડ્યુ હતું. સને ૧૬૯૦ માં **જર્મની**, સ્પેન, હોલાન્ડ, બ્રાડનબર્ગ અને સેવોય એ બધાં રાજ્યોએ લૂઈની વિરૂદ્ધ એક 'મહાન એકો' કર્યો હતો, પરતુ તે ઐક્ય કરનારા ઘણા મોળા પડી ગયા હતા, અને ફ્રેન્ચ સેના ઘણી બળવાન હતી, તેથી એ ઝઘડામાં ઘણી મુદત સુધી લૂઈ બહુ ફાવી ગયો સને ૧૬૯૦ ના જૂનની ૩૦ મીને રોજ એટલે બોઈનના યુદ્ધને આગલે દહાડે ફ્રેન્ચ નૌકાસૈન્યે ઇંગ્લિશ ખાડીમાં બીચીહેડ આગળ વલંદા તથા ઇંગ્રેજોના સયુક્ત નૌકાસૈન્યપર હલ્લો કર્યો આ સમે ઇંગ્રેજી નૌકાધિપતિ હર્બર્ટ (જેને હાલ 'લાર્ડ ટારીંગ્ટનનો ઇલકાબ મળ્યો હતો તે) વલંદાનો દ્વેપ કરતો હોઇ તેમને મદદ દેતો નહિ, તેથી ફ્રેન્ચ લોકોનો સપૂર્ણ જય થયો. તેમણે ખાડીમાં વહાણ હકારી કિનારાપર ઉતરી ટિન્મોથ નામનુ એક નાનુ સરખુ ગામડું લગાડી મુકયું ફ્રેન્ચ નૌકામરદાર ટી ટુર્વીલ એવી આશા રાખતો હતો કે ઈંગ્લાંડના જેકોબાઇટ લોકો વિલિયમની સામા ઉઠશે પરતુ પોતાના દેશના કિનારાપર ફ્રેન્ચને આવેલા જોઇનિજ બધા

મહાન્ એકો, ૧૬૯૦

બીચીહેડનુ યુદ્ધ, તા ૩૦ જૂન સને ૧૬૯૦.

ઇંગ્રેજ લોકો એક દિલ થઈ વિલિયમના પક્ષપર રહ્યા, અને **વિલિયમ** આયર્લાન્ડથી પાછો વળ્યો ત્યારે ફ્લાન્ડર્સમાં લૂઈની સામા લડવા સારૂ તેને માણસો અને નાણાંની મદદ આપવાને તેઓ રાજી તેમજ આતુર હતા. સને ૧૬૯૨ ના આરંભમાં રાણી **મેરી**ને પોતાનો સઘળો રાજકારભાર સોંપી તે દરિયા પાર કરી નેધર્લાન્ડ દેશ ગયો.

તે ગયો એટલે તુરતજ જેકોબાઈટ લોકો તેની વિરૂદ્ધ કાવતરાં કરવા લાગ્યા. જેમ્સનો જૂલમ બંધ પાડવાના કામમાં **વિલિયમ** ઇંગ્રેજોને ઉપયોગી માલમ પડ્યો. તથાપિ અઇ જોતાં તે તેમને ગમતો નહતો, કારણકે તે થોડા બોલો, કડક મિજાજી, અને અતડો હતો. તેની મા પહેલા ચાર્લ્સની દીકરી હતી ખરી, પણ તે જાતે તો વલંદો હતો. એ ઉપરાંત, તે ઇંગ્લાન્ડનો રાજકારભાર સારી રીતે ચલાવતો, તથાપિ તેનું મન પરરાજ્યો જોડે વિગ્રહમાં પોરવાયેલું રહેતું, અને ઇંગ્રેજ લોકોને હોલાન્ડના બચાવ અર્થે સિપાઈઓનો ખરચ કરવો પડતો, તે વાત રૂચતી નહતી. રાણી **મેરી** પણ પહેલવહેલાં લોકોને અકારી થઈ પડી, કારણ કે તેણે પોતાના બાપની ગાદી લીધી, તે માટે સઘળા તેને દોષ દેતા, પરંતુ તે બહુ નરમ ને બિનસ્વાર્થી હતી, તેથી પર્યન્તે ઘણી લોકપ્રિય થઈ પડી.

વિલિયમ લોકોને અપ્રિય થાય છે.

દરમ્યાનમાં ફ્લાન્ડર્સમાં મોન્સ ગામ આગળ લૂઈએ વિલિયમપર જીત મેળવી હતી, તેથી ઉશ્કેરાઈને જેકોબાઈટ લોકોએ હમણાં જેમ્સ રાજાને બોલાવવાને ટોરી પક્ષનાં કેટલાક માણસોને સમજાવ્યાં. આ લોકો પૈકી લાર્ડ ચર્ચિલ કરીને એક ઉમરાવ હતો. તે હમણાં માર્લબરોનો અર્લ થયો હતો. લાર્ડ ટોરિંગ્ટનની જગાએ લાર્ડ એડ્વર્ડ રસેલ ઉપરી નૈકાધિપતિ નીમાયો હતો, તેની મરજી

જેકોબાઈટ લોકોનાં કાવતરાં.

પણ ચર્ચિલને મળી જવાની થઈ હતી પરંતુ રસેલ સામી બાથ ભીડશે નહિ એવી ઉમેદ ધરી, ફ્રેન્ચ કાફલો ઈંગ્રેજી ખાડીમાં આવ્યો, એટલે તે ઈંગ્રેજ નાવિકનો પિત્તો ઉકળી ગયો તેણે એક જણને કહ્યું કે 'એમ તો તું કદી ધારતોજ નહિ કે હું મારા પોતાના દરિયાપર ફ્રેંચોને ફતેહ પામવા દઈશ'

લાહોગનો સગ્રામ માહે મે ૧૬૯૨ તેણે લાહોગની ભૂશિર આગળ પ્રતાપી જય મેળવી ફ્રેન્ચોના ૫૬ર વહાણ બાળી મુકયા રાણી મેરીએ લૂલા લગડા ખારવાને રહેવાને અર્થે ગ્રીનીચનો મહેલ ધર્મિપતાલને માટે આપવાનો નિશ્ચય કર્યો, તે આ લડાઈ થઈ રહ્યા પછી ઘવાયલા ગરીબ ખલાસીઓ ઈગ્લાન્ડમાં આવ્યા ત્યારેજ કર્યો હતો એ રાણીના મરણ કેડે તેની યોજના વિલિયમે પાર પાડી સને ૧૮૬૫ મા તેમને પેન્સન આપવાનું દુરસ્ત લાગ્યુ, ત્યા સુધી ખારવાઓ ગ્રીનીચની ઈસ્પિતાલમા રહેતા હતા એ મકાનમા હાલ 'રાજકીય આરમારની પાઠશાળા' બેસે છે

એ પ્રમાણે ફ્રાન્સના હુમલાથી ઇગ્લાન્ડ વિલિયમને વધારે ને વધારે વળગતુ ગયું અને ૧૬૯૨ થી તે ૧૬૯૭ સુધી તે વરસો વરસ પરદેશ યુદ્ધે ચઢતો અને પાર્લામેન્ટને ખાત્રી પડી કે એની લડાઈઓથી ઇગ્લાન્ડની ગાદી જેમ્સને અપાવવાના કામમા લઈને ખલેલ પહોચે છે, ત્યારે તેણે ઘણી મહેનત લઈ એને જોઈતું નાણુ પેદા કરી આપ્યુ આ કામ કાઈ સહેલું નહતું, કેમકે હમણા લોકોએ આપવાનો કર બધો પાર્લામેન્ટજ ઠરાવતી માજી

સરકારને માથે લોકોનું કરજ ૧૬૯૨ રાજાઓ જબરદસ્તીથી ઉછીના નાણા કઢાવતા, તેમ હાલમા થઈ શકતું નહી સને ૧૬૯૨ મા સરકારી ખજાનો ખાલી થઈ ગયો હતો,લડાઈના ખર્ચને માટે નાણાની જરૂર તો હતીજ, અને બીજા ચાર્લ્સે સોનીઓનું દેવું કરેલું તે તો હજી ભરવાનું બાકી હતું આ મુશિબતમા ચાર્લ્સ મોન્ટેગ્યુ નામના એક ચતુર તરૂણ વ્હિગે સરકારે દર વરસે વ્યાજ આપવું

એવી શરતે પૈસાદાર લોકો કનેથી દશ લાખ પૌન્ડ કરજે લેવા પાર્લેમેન્ટનું મન મનાવ્યું આ કરજ અદ્યાપિ જારી છે, અને તેની રકમ હાલ વધીને સાઠ કરોડ પૌન્ડથી એ વધારે થઈ ગઈ છે સરકારી કરજ છેક કાઢી નાખવામા નહી આવે ત્યા સુધી કરજે કાઢેલી મૂળની મુડી કદી પાછી અપાતી નથી, પરતુ તે બદલ લોકોને વરસો વરસ બહુ નિયમસર વ્યાજ મળ્યા કરે છે, તેથી તેઓ ખુશીથી પોતાના નાણા આ રીતે રોકી રાખે છે એમ છતા કોઈ પણ શખ્સને રોકેલી મુડીના નાણા કરવા હોય તો તે એકાદ દલાલની મારફતે પોતાનો વ્યાજ લેવાનો હક્ક કોઈ બીજા માણસોને વેચે છે, અને તેની કનેથી સો બસો કે જેટલા પૌન્ડ તેણે પ્રથમ રોક્યા હોય તેટલા લે છે, પરતુ ત્યાર પછીનું વ્યાજ આ નવો ખરીદદાર ખાય છે

વિલિયમની કારકીર્દીમા સરકારી કરજ કાઢવાની રીત બહુજ નવીન હતી સરકારથી એ કરજ ઘણુ વધારી શકાતુ નહિ, તે ઉપરથી સને ૧૬૯૬ મા પેટરસન નામના કોઈ એક સ્કોચે કરજ કાઢવાની બીજી યુક્તિ બતાવી, તે મોન્ટેગ્યુએ અમલમા આણી તે યુક્તિ આ પ્રમાણે હતી બીજા સાડા દશ લાખ પૌન્ડ કરજે કાઢી જેજે સાહુકારો નાણુ ધીરે તે બધાની એક મડળી સ્થાપી, તેને સનદ આપી રાજ્યની મોટી શરાફી પેઢી બનાવવી, અને તેનુ નામ 'ઈંગ્લાન્ડની પેઢીની વ્યવસ્થાપક કમ્પની' રાખવુ સરકારનુ નાણા સબધી બધુ કામકાજ એ પેઢીએ કરવુ, અને તેણે ધીરેલા નાણા ઉપર વ્યાજ લેવુ આ પ્રમાણે જે પેઢી સ્થપાઈ તે ઘણી ફતેહમંદ નીવડી છે સરકાર તરફનું નાણા સંબધી સઘળુ કામકાજ તેની મારફતે થાય છે સિક્કા પાડતા લગી સોના રૂપાની લગડીઓ તે ભરી રાખે છે સરકારી કરજનુ વ્યાજ તે આપે છે, અને પાર્લમેન્ટને ખપ હોય ત્યારે નાણુ ધીરે છે આ ઈંગ્લાન્ડની પેઢીની નોકરીમા હાલ ૧૧૦૦ કારકુનો છે, અને પગાર તથા પેન્સન પેટે દરવરસે ત્રણ

ઈંગ્લાન્ડની બેંન્ક, ૧૬૯૪

લાખ પૌન્ડ તે ખરચે છે. દુનિયાપર સઘળે ઠેકાણે આ પેઢીની નોટો સોનાની કિંમતે વેપાય છે, અને 'ઇંગ્લાન્ડની પેઢી જેવું શાહ જોગ' એવી સાધારણ કહેવત બોલાય છે.

પૈસા ઉછીકા લેવા બાબત આવા અગત્યના ધારા પસાર થયા તે ઉપરથી આપણા લક્ષમાં આવે છે, કે સ્ટુઅર્ટ વંશને પદભ્રષ્ટ કરી પાર્લમેન્ટના કાયદાથી નવા રાજાને ગાદીપર લાવતાં કૅામન્સની સભાએ ટ્યુડર ભૂપતિઓના સમય પહેલાનો પોતાનો જૂનો અધિકાર પાછો મેળવવાનું મથન કરવા માંડ્યું હતું, અને વિલિયમે એ અધિકાર કૅામન્સોને હાથ જવા દીધો, તેમાં તેણે ડહાપણ વાપર્યું. પરંતુ હમણા વ્હિગ અને ટૅારી પક્ષ વચ્ચે ઘણો મોટો અન્તર પડી ગયો હતો, તેથી પાર્લમેન્ટમા જે પક્ષ વધારે બળવાન હોય, તેને રાજાના પ્રધાનોનાં કૃત્ય કદી માફક નહિ આવતા ત્યારે તેઓ બહુ તોફાને ચઢતા. આ મુશ્કેલીમાં સન્ડરલાન્ડના અર્લે રાજાને એક જુક્તિ બતાવી. એણે કહ્યું કે સરકારનો કારભાર સુદૃઢ કરવાનો માત્ર એકજ રસ્તો છે, તે એ કે જે પક્ષના સભાસદો વધારે હોય તેનાજ અગ્રણીઓને પ્રધાન પસદ કરી નીમવા. આ ધોરણે ઇંગ્લાન્ડની સરકારનો કારભાર અદ્યાપિ ચાલે છે. પાર્લમેન્ટના સભાસદોમાંથી 'મેજોરિટીનાં' એટલે અર્ધાંથી વધારે ભાગના સભાસદોની સમતિ પ્રધાનો મેળવી શકે નહિ તો તેઓ રાજીનામું આપી અધિકાર છોડી દે છે, અને તેમની જગાપર આપણી મહારાણી વિક્ટોરીયા વિરુદ્ધ પક્ષના કેટલાક અગ્રણીઓને બોલાવી નીમે છે. આ લોકોને કદાચ એમ લાગે કે અમારા મતપર ચાલનાર જોઇએ તેટલા સભાસદો નથી ત્યારે તેઓ પાર્લમેન્ટ વિસર્જન કરાવે છે, અને નવી પાર્લમેન્ટ પસદ થઈ આવે છે. આ પ્રમાણે પ્રધાનો પાર્લમેન્ટના અગ્રે-

રાજપક્ષ કે ટોરી હુસ્તકનો રાજ્ય વહિવટ ઉત્પન્ન થાય છે.

સૂર હોઈ લોકોની પસંદગીથી નીમાયલા કારભારી છે, તેમજ ગાદીપતિના નોકરો છે.

ત્રિવર્ષી કાયદો ૧૬૯૪

**વિલિયમ**ની પાર્લેમેન્ટો તેને ઘણી હેરાન કરતી. તથાપિ તેમણે ઘણા ઉપયોગી ધારા પસાર કર્યા. નવો ત્રિવર્ષી કાયદો કરી એવું ઠરાવ્યું, કે ત્રણ ત્રણ વરસે નવીન પાર્લેમેન્ટ ૫મદ કરી બોલાવવી જોઈએ સઘળી ચોપડી કે ચોપાનીયાં છાપતા પહેલાં રાજાની તરફથી પરવાનો આપનાર અમલદારે તે પસંદ કરવાજ જોઈએ, એ મતલબનો કાયદો ચાલતો હતો તે રદ કરવામાં આવ્યો, અને હવે પછી કોઈપણ શખ્સ પોતાની નજરમા આવે તેવું લખાણ સરકારની કે બીજા કોઈની નાલેશી કરનારૂં ન હોય તે છપાવી શકે એવી છૂટ થઈ. આ છૂટનું મોટું પરિણામ એ થયું કે લંડન ગેઝેટ નામનું માત્ર એકજ વર્તમાનપત્ર કેટલોક વખત થયાં નીકળતું હતું, તેને બદલે બીજાં પુષ્કળ વર્તમાનપત્રો તરતજ પ્રગટ થયા, અને ઈંગ્લાંડમા સઘળે ઠેકાણેના લોકો મોટમોટા નગરોમાં જે જે બાબતો બનતી અને ચર્ચાતી તે બધી જાણવા લાગ્યા.

છાપખાનાને છૂટ આપશે, ૧૬૯૫.

રાજ્યદ્રોહ સંબંધી કાયદા.

**ટામસ કોમ્વેલે** આઠમા હેન્રિના રાજ્યમાં રાજ્યદ્રોહને લગતો દુષ્ટ ધારો પસાર કરાવ્યો હતો ( ૨૧૦ મું પાનું જુઓ ), તેને હમણાં એક અતિ ઉપયોગી કાયદો કરી રદ કરવામાં આવ્યો, અને ત્યારપછી રાજ્યદ્રોહના આરોપીઓને વકીલ મારફતે પોતાનો બચાવ કરવાની અને ગુન્હાપત્રકની નકલ મેળવવાની રજા થઈ. અગાઉ વૈન, સ્ટ્રાફર્ડ, રસેલ અને સિડ્‌ની જેવાને પોતાનો બચાવ કરવાની જોગવાઈ કરી આપ્યા વિના ગુન્હેગાર ઠરાવી શિક્ષા આપી હતી, તેમ આ કાયદો થયા પછી કોઈને શિક્ષા કરી શકાય નહિ એમ

હર્યું. વળી સને ૧૭૦૧ માં ન્યાયાધીશોને બાંધ્યો પગાર આપવાનો કાયદો પસાર થયો, તેમાં એમ પણ દર્શાવ્યું હતું કે પાર્લમેન્ટની બેઉ સભાની મરજી વિના કિંવા અન્યાય કરેલો પુરવાર થયા વિના ન્યાયાધીશોને નોકરી પરથી દૂર કરી શકાય નહિ. પૂર્વે કોઈ ન્યાયાધીશો કાયદાનો અર્થ મારીમચરડીને જેમ્સ રાજાની તરફેનમાં ચૂકાદો કર્યો નહિ, તે માટે રાજાએ તેને કાઢી મૂક્યો હતો. તેમ હવે પછી કોઈપણ ગાદીપતિ કરી શકે નહિ એવું ઠર્યું. હાલ તો ન્યાયાધીશો વાજબી ફેંસલા આપે છે ત્યાં લગી તેઓને રાજા કે રૈયત કોઈનાએ ભય નથી.

ન્યાયાધીશોનું સ્વતંત્રપણું.

હજી એથીએ વધારે અગત્યનું એક કામ કરી મોન્ટેગૂએ ખાસ કરીને આપણી ઉપર ઉપકાર કર્યો છે. તે આ અરસાપર મુખ્ય પ્રધાનજી થયો હતો, ને તેણે રૂપાના નવા સિક્કા પડાવ્યા. બીજા ચાર્લ્સના અમલની શરૂઆત સુધી રૂપાનાણું પાડવાની રીત એ હતી, કે કાતરવડે રૂપાના કડકા કાપી હથોડા વતી તેનાં ડોળ કરી ઉપર છાપ દબાવતા, તેથી કરીને ઠગ લોકો તેમાંથી થોડું થોડું રૂપું કાતરી લઈને સિક્કા ચલાવતા. એ રીતે સિક્કાનું કદ નાનું થઈ ગયું, અને ઘણું ખરૂં એવું બનતું કે કોઈ માણસ પચાસ શિલિંગ લઈને બેંકમાં જતો તો તેની કિંમત માત્ર પચાસ અર્ધ પેન્સ જેટલી તેને માલમ પડતી. બીજા ચાર્લ્સના અમલમાં સિક્કા બનાવવાને ઘોડાની ચક્રી કે ઘાણી વપરાવવા લાગી. તેના સિક્કાની કોર કાંગરીવાળી હતી, અથવા કોરની આમપાસ શબ્દ દબાવેલા હતા, તેથી જો કોરણ કપાયલી હોય તો તે જણાઈ જતી. એ સિક્કા 'ચક્રી કે ઘાણીના સિક્કા' એ નામે ઓળખાયા. પરંતુ જૂનું નાણું હજી વાપરમાં હતું, તેથી લુચ્ચા લોકો સારો સિક્કો ગાળીને ફ્રાન્સ

નવા સિક્કા પાડ્યા, ૧૬૯૬

ચક્રીના સિક્કા.

મોકલી દેતા, અને કાતરેલા સિક્કા કરતાં વધારે કિંમત આવતી, તેથી તેમને નફો પડતો. આખરે આ પ્રકારની ઠગાઈ ઘણી વધી જવાથી મોન્ટેગુ અને લાર્ડ ચાન્સેલર સોમર્સે તત્વવેત્તા લોકની અને સર આઈઝાક ન્યૂટનની સાથે વિચાર કરીને પુષ્કળ નવું ચક્રી નાણું પાડયુ, અને જૂના નાણાંનું ચલણ બંધ કરવાનું ઠેરવ્યું. ટંકશાળના ઉપરી અધિકારી તરિકે ન્યુટનને નીમ્યો, તેણે નવું નાણું ખરૂં ને ચોખ્ખું કાઢવાને ઘણી મેહનત લીધી. સને ૧૬૯૬માં નવો ફેરફાર દાખલ થયો, તેથી પ્રથમ લોકોને ઘણું દુઃખ ને ત્રાસ ઉપજ્યો પરંતુ પરિણામે દરેક માણસને પોતાનાં નાણાંની પૂરેપૂરી કિંમત મળી, અને એમ કરવાથી સરકારને કાંઈ ખોટ લાગી, તે બારીની તખ્તીપર

બારી વેરો. ૧૬૯૬-૧૮૫૧.

કરવેરો વસૂલ કરી પૂરી કીધી. આ બારી વેરો અનેક કારણોને લીધે સને ૧૮૫૧ લગી એટલે દોઢસો વરસ સુધી કાયમ રહ્યો, તે દરમ્યાનમાં પુષ્કળ ઘરો બંધામાં. પરંતુ બારાવેરો ભરવો નપડે તે માટે એ ઘરોમા નાની નાની તખ્તીઓવાળી થોડી થોડી બારીઓ મૂકેલી જોવામા આવે છે.

વિલિયમના ન્યાયી અને ડહાપણ ભરેલા અમલનીચે સુધારાના આવાં ઉપયોગી કામો થતા હતાં, તે દરમ્યાન તેના પર ઘણી વિપત્તિ ગુજરી. સને ૧૬૯૪ માં રાણી મેરી સૈયડ આવવાથી

રાણી મેરીનું મરણ, ૧૬૯૪

મરણ પામી, ને તેની દીલગીરીથી વિલિયમ કેટલોક વખત સુધી બેહોશ બની ગયો હતો. એ ઉપરાંત મેરીના મરણનો જોગ માથી જેકોબાઈટ લોકો ડચ રાજાથી છૂટા થવાની કોશીશ ચલાવી રહ્યા હતા. તેઓ વિલિયમને ડચ ગજ કહેતા. વિલિયમની સામા તેઓ બંડ કરે તો તેમની મદદે એક મોટી ફ્રેંચ ફોજ મોકલવાનું લુઈએ વચન દીધું હતું. સને ૧૬૯૬ ના પ્રારંભમાં શિકાર કરી પાછા ફરતાં હામ્પટન કોર્ટ

વિલિયમનો વધ કરવાનું કાવતરૂ, સને ૧૬૯૬

જવાના રસ્તાપર એક સાંકડી ગલીમાં વિલિયમનું ખૂન કરવાનું તરકટ રચાયું હતું પ્રેંડરગાસ્ટ નામનો કોઈ એક કાથલિક સદ્ગૃહસ્થ હતો, તે ઘણી ઉંચી વૃત્તિનો હોઈ ખૂન કરવાના કામમાં

સામિલ ન થાય એવો હતો. સારા નસીબે તેણે રાજાને ચેતવણી આપી, તેથી તરકટ કરનારા પકડાયા, ને સજા પામ્યા, અને ફ્રેન્ચ લોકો ઇંગ્લાન્ડપર ચઢી આવનાર છે એવું લોકોએ જાણ્યું એટલે તો તેઓ અગાઉની માફક રાજા પ્રત્યે વધારે ભાવ રાખતા થયા. આ સમય ઉપર વિલિયમ ઘણોજ લોકપ્રિય થઈ પડ્યો હતો, કારણકે સને ૧૬૯૫ માં તેણે નામૂરના ઘેરામાં મોટી ફતેહ મેળવી હતી, અને ઈંગ્રેજ લોકોને ખાત્રી થવા લાગી હતી કે એને હાથે ફ્રાન્સ જોડેની લડાઈમાં છેવટે જય જ થશે. એને ઠાર મારવાની કોશીશ થઈ તેથી તો લોકોની પ્રીતિ એના ઉપર હતી તે કરતાં પણ વધારે થઈ. અમીરો અને કોમન્સોએ ભેગા મળી એવો લેખ કર્યો કે એને કોઈ મારી નાખે તો તેનું વેર લેવું, અને આ રાજાને ગાદીનશીન કરવી. આખા દેશ ખાતે હજારો માણસોએ આ લેખપર સહી કરી.

બીજે વરસે એટલે સને ૧૬૯૭ ના સપ્ટેમ્બરની ૧૧ મી તારિખે ફ્રાન્સ સાથેની લડાઈ પતી ગઈ, અને ૧૪ મા લૂઈએ હોલાન્ડમા રિસ્વુક મુકામે સલાહના કરાર કરી તેપર સહી કરી. એ કરારની રૂઈએ સને ૧૬૭૮ માં નિમેગના તહ પછી તેણે જીતેલા બધા મુલક સ્ટ્રાસબર્ગના કિલ્લા સિવાય છોડી દીધા, વિલિયમને ઈંગ્લાન્ડના રાજા તરિકે કબૂલ રાખ્યો, અને હવે પછી તેના રાજ્યને કોઈપણ જાતનું ખલેલ નહિ કરવાનું વચન દીધું. આઠ વરસ સૂવી લડાઈ ચાલ્યા પછી છેવટે દેશમાં શાન્તિ થઈ. ૧૬૯૭ ના ડીસેમ્બરની ૨જી તારિખે તહેવાર પાળ્યો, વરઘોડા નીકળ્યા, વાવટા ઉડ્યા, માગલીક તાપણીઓ સળગી, અને રોશની થઈ તે ઉપરથી લોકોનો આનંદ જણાઈ આવતો. લંડનની મોટી આગ પછી સર ક્રિસ્તોફર રેન, સન્ત પાલનું દેવળ નવેસરથી બાંધતો હતો, ત્યાં વિલિયમ રાજા મોટી ધામધુમ સાથે પધાર્યો, તેજ દિવસે તે પહેલું ફરીને ઊપયોગમાં લેવાયું.

રિસ્વિકનું તહનામું, તા૦ ૧૧મી સપ્ટેમ્બર ૧૬૯૭

પરંતુ સલાહ થયા પછી વિલિયમને ભારે નાઉમેદી થઈ, કારણકે

પાર્લમેન્ટે સૌથી પહેલું કામ એ કર્યું કે તેણે લશ્કરના સિપાઈની સંખ્યા ઘટાડીને એકદમ દશ હજારપર આણી મૂકી, અને નૌકાસૈન્ય પણ તેવીજ રીતે કમી કરીને તેમાં માત્ર ૮૦૦૦ ખલાસીજ રાખ્યા. બીજે વરસે વિલિયમની વલંદા ટુકડીઓ પાછી મોકલી દેવાનો અને આયર્લાન્ડમાં વલંદાઓને જમીન આપેલી તે લેઈ લેવાનો પાર્લમેન્ટે આગ્રહ લીધો. ગાદીપતિ બળવાન હોય, અને તેની પાસે મજબૂત ફોજ હોય તે દેખીને પાર્લમેન્ટના સભાસદો હજી ડરતા હતા. તેઓ કૃતઘ્ની થયા છે, એવું વિલિયમને લાગ્યું, ને તેથી તેનું અંતઃકરણ ઘણું કચવાયું. તેણે રાજ્યપદ મૂકી દેઈને હોલાંડ પાછા જવાની ધમકી પણ આપી હતી. પરંતુ અન્તે તેણે નમતું મૂકયું ખઈ. તથાપિ તેમને ગાર્ડ બજાવવીને તેણે કહ્યું હતું, કે તમે ઈંગ્લાન્ડને રક્ષણના પૂરતાં સાધન વિનાનું કરી મૂક્યું છે.

ફોજનું કમી થયું.

ખરૂં જોતાં લૂઈએ પોતાની ઇચ્છા બીજે રસ્તે પાર પાડવાની ઉમેદથી સલાહ કરી હતી, એ વાત વિલિયમ સમજતો હતો, પણ પાર્લમેન્ટ એથી અજાણી હતી. સ્પેનનો રાજા બીજો ચાર્લ્સ ઉમરે માત્ર પાંત્રીસ વર્ષનો હતો, તથાપિ તે રોગી ને અશક્ત હતો, અને સૌ કોઈ જાણતું હતું કે એ વધારે દહાડા કાઢનાર નથી. તે અપુત્રવાન હતો, અને તેના વિસ્તીર્ણ રાજ્યનો વારસો કોઈને મળવાનો હતો. એના રાજ્યમાં સ્પેન, નેપલ્સ, સિસિલી, મિલાન, સ્પાનિશ નેધર્લાન્ડસ અને દક્ષિણ અમેરિકામાંનો સ્પેન તાબાનો ફળદ્રૂપ મુલક, એટલા દેશો હતા. તેની પાછળ ગાદીએ બેસનાર ખરો હકદાર કોઈ નહતો, પરંતુ એની જોડે સગપણ ધરાવનાર ત્રણ રાજકુમારો હતા. જુદા જુદા કારણોને લીધે એ ત્રણે કુમારો સઘળા હકદાર હોય એની ગાદીપર આવી શકે એવા હતા. એ ત્રણનાં નામ નીચે પ્રમાણે—૧ લો બેવિરિયાના ઇલેકટરનો વડિલ કુમાર જોસેફ; ૨ જો લિઓપોલ્ડ પાદશાહનો શાહજાદો આર્ચ ડ્યૂક ચાર્લ્સ; ને ૩ જો

સ્પેનની ગાદીના વારસાની ભાંજગડ.

ચૌદમા લૂઈનો પૌત્ર આન્જુનો ડયૂક ફિલિપ. હવે લૂઈ જાણતો હતો કે મારા પૌત્રને આટલું બધું ઐશ્વર્ય મળે એ વાત યુરોપના બીજા રાજ્યોને મન ભાવશે નહિ, તેથી વિલિયમની મદદવડે એમાંનો કાંઈક ટૂકડો મેળવવાને તે તેની જોડે એકડો કરવા માગતો હતો આવો એકડો કરવાથી જો નેધર્લાન્ડસ લૂઈના હાથમાં જતું બંધ રહે તોજ એકડો કરવાને વિલિયમ રાજી હતો, પરંતુ ફ્રાયદ પડતો કરાર કરવાને સારૂ તેની પીઠ પાછળ એક બળવાન ફોજની જરૂર હતી. પાર્લમેન્ટે ફોજ કમી કરવાથી તેનું મન ઘણું કચવાયું હતું, તેનું કારણ પણ આજ હતું. તથાપિ તેણે યથાશક્તિ પ્રયત્ન કર્યો સ્પેનના રાજા બીજા ચાર્લ્સે એક પછી એક એમ બે સધિઓ કરી પહેલી સધિની રૂઈએ તેણે પોતાનું તમામ રાજ્ય બેવેરિયાનાં તરૂણ રાજપુત્રને અર્પણ કર્યું. એ રાજપુત્રની અદેખાઈ કોઈ કરતું નહિ. માઠા ભાગ્યે તે સને ૧૬૯૯ ના ફેબ્રુઆરીની ૬ ઠી તારિખે મરી ગયો, તેથી બીજી સધિ કરી બીજા ચાર્લ્સે સ્પેન અને નેધર્લાન્ડસ આર્ચ ડયૂક ચાર્લ્સને આપ્યા, અને

પહેલી ને બીજી વહેચણીને સધિ

બાકીનો મૂલક આન્જુના ડયૂકને દીધો. આ વ્યવસ્થા લૂઈને મન ભાવી નહિ, પરંતુ એમાથી પણ જેટલું હિત થાય તેટલું કરી લેવાને તે રાજી હતો. આ બીજી સંધિ છાની. થઈ હતી એ બાબત સ્પેનના પ્રધાનોને બિલકુલ પુછ્યુ ન હતું તેમને માલૂમ પડયું કે હમારી પરવાનગીવિના હમારા મૂલકના વિભાગ કરી દેવામાં આવ્યા છે, ત્યારે તેઓ ઘણા ક્રોધે ભરાયા, અને બીજા ચાર્લ્સને સમજાવીને તેની કનેથી બધુ રાજ્ય આન્જુના ડયૂકને મળે, એ મતલબનું વસિયતનામું કરાવી લીધું ચાર્લ્સ રાજા બીજી સધિ બાદ છ મહીને મરણ પામ્યો હતો. હવે જોવાનું એ હતું કે લૂઈ પોતે કરેલી સંધિને વળગી રહેછે કે આ વસિયતનામાને બાઝેછે. એ વસિયતનામા તેને માટે પાર વિનાની લાલચ હતી. વિલિયમે ફોજને

આન્જુનો ડયૂક સ્પેનનો રાજા થયો

રજા દીધી હતી તેની તેને ખબર હતી, તેથી યુરોપના રાજ્ય સાથે જે જે સધિઓ કરી હતી તે બધી તોડીને પોતાના પૌત્રને માટે સ્પેનનો વારસો તેણે કબુલ રાખ્યો

તેણે કબૂલ રાખ્યો. ત્યાર કેડે તેનો પૌત્ર પાંચમો ફિલિપ રાજા એવું નામ ધારણ કરી સ્પેનનો રાજા થયો.

આ બાબતને ઇંગ્લાંડ જોડે ઘણોજ થોડો સંબંધ હતો એવો પ્રથમ ભાસ થાયછે. ઇંગ્લિશ પાર્લમેન્ટની નજરમાં પણ તેમજ આવ્યું. વિલિયમે વચ્ચે પડી આ સંધિઓ કરાવી તેથી પાર્લમેન્ટ દુભાઈ રહી હતી. પારકા દેશ ખાતર લડવા જવાની સભાસદોની મરજી નહતી. આનનો છેલ્લો હૈયાત છોકરો નામે ગ્લાસ્ટરનો ડયૂક હમણાંજ મરી ગયો હતો, તેથી આનની પાછળ કોણે રાજ્ય કરવું એ વાતનો નિર્ણય કરવાની તેઓ વધારે કાળજી કરતા. વારસાનો કાયદો કરી તેમણે એવો ઠરાવ કર્યો કે આનના મરણકેડે ઇંગ્લાન્ડનું તખ્ત હાનોવરના ઇલેકટરની ધણીઆણી સોફાયા અને તેનાં છોકરાંને મળે. કેમકે એ સોફાયા પહેલા જેમ્સની પૌત્રી હતી, અને ઇંગ્લિશ રાજકુટુંબમાંની હોઈતેજ એકલી પ્રોટેસ્ટન્ટ માર્ગમાં હતી (૪૦૪ મું પાનું જૂઓ). આ જ કાયદાને આધારે આપણી વિદ્યમાન મહારાણી ઇંગ્લાંડની ગાદી ભોગવે છે.

વારસાનો કાયદો, ૧૭૦૧.

પરંતુ પાર્લમેન્ટને તુરતજ માલમ પડ્યું કે દૂરનું સંકટ ટાળવાની તજવીજ કરતાં મોં આગળનું રહી ગયું છે. છેલ્લા વિગ્રહનો તમામ ઉદ્દેશ ફ્રેન્ચ લોકોને નેધર્લાન્ડસ પ્રાંતની બહાર રાખવાનો હતો. હમણાં લૂઈએ પોતાના પૌત્ર પાંચમા ફિલિપના નામથી ત્યાંના કિલ્લામાં ફ્રેન્ચ લશ્કરની ટૂકડીઓ ગોઠવી દીધી, અને વિલિયમે સ્પેનના રાજા તરિકે ફિલિપનો સ્વીકાર કર્યો, ત્યાંલગી વલંદાની ટૂકડીઓને કેદમાં પણ પૂરી રાખી. આટલું બધું થયાં છતાં પણ પાર્લમેન્ટ લડાઈ જોડવાને નારાજ હતી. તથાપિ તેણે લૂઈને નેધર્લાન્ડસમાંથી હાંકી કાઢવાને ઇંગ્લાંડ, હોલાન્ડ, અને રાજ-

લૂઈ નેધર્લાન્ડસના કિલ્લાઓ હસ્તગત કરી લેછે

ધિરાજ લિઓપોલ્ડ વચ્ચે 'ત્રિરાજ્ય એકો' કરવાની વિલિયમને રજા દીધી છેવટ સને ૧૭૦૧ ના સપ્ટેમ્બરમાં એક દહાડો સવારમાં પાર્લમેન્ટને ખબર મળીકે આપણો દેશનિકાલ થયેલો બીજો જેમ્સ રાજા ફ્રાન્સ ખાતે મરણ પામ્યોછે, અને ચૌદમા લુઈએ તેના પુત્રને ૩ જા જેમ્સના નામથી ઇંગ્લાન્ડના રાજા દાખલ મંજુર રાખ્યો છે, ત્યારે તો આખી પ્રજાને એકાએક ભાસી ઉઠ્યું કે લૂઈનું પ્રાબલ્ય આમ જોરાવર રહે તેમાં જોખમ છે. ઇંગ્લાન્ડનો રાજા કોને કરવો, ને કોને નહિ કરવો, તે બાબત લુઈ હુકમ ફરમાવે એ વાત લોકો સહન કરી શકયા નહિ, ને લડાઈ લડાઈ પોકારી રહ્યા. વિલિયમે ટોરી પાર્લમેન્ટ હતી તેને વિસર્જન કરી, અને બીજી પસંદ કરી મંગાવી. રાજખામલો ઠામ પાડવાનું ફ્રેન્ચ રાજાએ આગ્રહ પૂર્વક કહાવ્યું, ત્યારે આ નવી સભાએ તેની સાથે લડાઈ કરવાને એકદમ વિલિયમને નાણાં આપ્યાં, અને નવી ફોજ રાખવાની મંજૂરી દીધી.

ત્રિરાજ્યસંધિ

પ્રિટેન્ડરને એટલે ઢોંગી રાજપુત્રને લૂઈ રાજા તરિકે કબુલ રાખે છે, માહે સપ્ટેમ્બર, ૧૭૦૧

પરંતુ વિલિયમનું શરીર ઘણો વખત થયાં કથળી ગયું હતું, ને હાલ તે એટલો બધો બીમાર હતો કે નવી ફોજની સરદારી લેવાનું તેનાથી બન્યું નહિ. લોર્ડ ચર્ચિલને હમણાં માર્લબરોના અર્લનો ઇલ્કાબ મળ્યો હતો. તે યુદ્ધકળામાં બહુ નિપુણ હતો, તે જોઈને વિલિયમે તેને મુખ્ય સેનાપતિ બનાવ્યો. લડાઈ જાહેર થતાં પહેલા તો વિલિયમના અમલનો અન્ત આવ્યો. સને ૧૭૦૨ ના ફેબ્રુઆરીની ૨૦ મી તારિખે તે ઘોડાપરથી પડયો, ને તેની ડોકનું હાડકું ભાગી ગયું. માર્ચની ૮ મી તારિખે આ ગંભીર ને થોડા બોલો પુરૂષ સદાને માટે વિરામ પામ્યો. એણે ઇંગ્લાન્ડના હિતને કાજે ઘણો શ્રમ લીધો, પરંતુ તે બદલ પ્રજાએ એનો બિલકૂલ આભાર માન્યો નહિ.

વિલિયમનું મૃત્યુ, તા ૨૦ મી ફેબ્રુઆરી સને ૧૭૦૨.

## प्रकरण २१ मुं.

## स्टूअर्ट वंशना गादीपतिओमां छेल्ली राणी.

### राणी आन-१७०२ थी १७१४ सुधी.

**विलियम** मरण पाम्यो के **आन** राणीनी दुवाई फरी, तेनो तरुण सावको भाई **जेम्स स्टूअर्ट** कॅथॅलिकपंथी हतो, तेना समजवामां आव्युं हतुं के इंग्लान्डनुं राज्य मेळववाने कांईपण प्रयास करवो निरर्थक छे. ते फ्रान्सना दरबारमां रहेतो, त्यां तेने त्रीजो जेम्स राजा अथवा चिव्हलीअर डी सेन्ट ज्यॉर्ज (सत ज्यॉर्जना नाईट) कहेता, अने इंग्लांडमां ते 'धी प्रिटेन्डर' एटले जूठो हकदार एवे नामे ओळखायो. स्काटलान्डमां तेनो पक्ष करनारा पुष्कळ हता, परंतु तेओ एनी तरफेणमां उठावणी करी शकता नहता.

आन राणीनी दुवाई फरी.

आन राणीने इंग्रेज लोको 'भली राणी आन' करीने कहेता. तेना उपर तेमनो भाव हतो. ते अंग्रेजी वरानी होई गादीपर आवी, ते जोईने लोकोने घणो संतोष थयो. ते मंद बुद्धिनी तथा दुराग्रही बायडी छतां मायाळु अने भली हती. राणी एलिझाबेथनी पेठे पोतानी प्रजापर प्रेम राखी तेमनुं बहेतर करवानी ते इच्छा राखती; तेम तेनी प्रजा पण तेने मान आपती. केमके तेना छोकरा एक पछी एक मरी गयां, तेवारे ईश्वर इच्छा तेवीज मानी ते संतोष धरी बेठी हती. मार्लबरोनी सलाह प्रमाणे ते बहु चालती, केमके मार्लबरोनी धणीआणी बाळपणथी तेनी सहीयर हती, अने ते बन्ने जणी घणुंकरीने दररोज एकमेकने पत्र लखती. राणी

आन राणीनां लक्षण

માર્લબરોની બાનુને મિસિસ **ફ્રિમન** એટલે ફ્રિમનની સ્ત્રી કહેતી, અને રાણીને તે મિસિસ **મોર્લી** એટલે મોર્લીની ધણીઆણી એનામે બોલાવતી. આનનો પતિ ડેન્માર્કનો રાજપુત્ર જ્યોર્જ હતો. તે જાડી બુદ્ધિનો પણ ભલો માણસ હતો, ને રાજપ્રકરણમાં બિલકુલ હાથ ઘાલતો નહિ. આ રાણીના રાજ્યમાં કજીઆ થયા તે પ્રજા અને ગાદીપતિ વચ્ચે નહિ, પરંતુ વ્હિગ અને ટોરીપક્ષ વચ્ચે થયા.

વ્હિગ લોકો ફ્રાન્સ સાથે યુદ્ધ કરવા માગતા, અને ટોરીમતવાળાની મરજી યૂરોપ ખંડપર લડવા ન જતાં માત્ર ઇંગ્લાન્ડના કાંઠાનું રક્ષણ કરવાની હતી. માર્લબરો મધ્યમ વિચારનો ટોરી હતો, પરંતુ તે સેનાપતિ હોઈ લડાઈ કરવાને આતુર હતો. તેની માફક લોર્ડ ગોડોલ્ફીન પણ યુદ્ધ કરવાને એક પગે થઈ રહ્યો હતો. એ ગોડોલ્ફીન મુખ્ય ખજાનચી હતો. પ્રધાનમંડળમાં એ બે પુરૂષોનું મુખ્ય વજન આવતાં આઠ વરસ લગી રહ્યું હતું.

માર્લબરો અને ગોડોલ્ફીનનું પ્રધાનમંડળ

રાજ્યાભિષેક થયા કેડે તરતજ રાણીએ ફ્રાન્સ સાથે લડાઈ જાહેર કરી, અને દરિયાપાર નેધર્લાંડમાં માર્લબરોએ લીએજ નગર લીધું. લૂઈની તરફેણ કરનાર માત્ર બેવેરિયાનો રાજા હતો, પરંતુ તેની સામા નીચે જણાવેલા રાજા તથા લોકો થયા. (૧) ડચ્ચ લોકો, તેઓ સ્પાનિશ નેધર્લાન્ડમાંથી તેને હાંકી કાઢવાની ઇચ્છા રાખતા હતા; (૨) અંગ્રેજો, તેઓ લૂઈકને પ્રિટેન્ડરને વિદાય કરાવાની માગણી કરતા; (૩) જર્મનીનો પાદશાહ લિઓપોલ્ડ, તેને આર્ચ ડ્યુક ચાર્લ્સને માટે સ્પેનનો બધો મુલક જોઈતો હતો; (૪) પ્રુશિયાનો રાજા; (૫) પોર્ટુગાલનો રાજા, (૬) સાવોયનો ડ્યુક; અને (૭) કેટલાક નાના રાજાઓ. એ યુદ્ધ એકી વખતે નેધર્લાન્ડ્સ, સ્પેન, ઇટાલી, અને જર્મનીમાં ચાલતું હતું. ખાસ કરીને જે ત્રણ પુરૂષોની સલાહથી મહાન્ એક્કો કરનારા લેખાતા હતા તેનાં નામ નીચે પ્રમાણે—(૧) હાઈન્સિયુસ, એ હોલાન્ડના પ્રજાસત્તાક

મહાન્ એક્કાવાળાં રાજ્યોનો ફ્રાન્સની સાથે વિગ્રહ

રાજ્યનો ગ્રાન્ડ પેન્સનરી એટલે મુખ્ય પ્રધાન કે પ્રમુખ હતો, (૨) **સાવોયનો** રાજપુત્ર **યુજીન**, એ **જર્મની**ના પાદશાહનો સેનાપતિ હતો, અને (૩) **માર્લબરો**, એ યુદ્ધનો નાયક હોઈ સર્વત્ર ઘૂમતો હતો

**માર્લબરો**એ જે કામ કર્યું તેને ઘણુખરૂ આપણી અકલ કબૂલ કરતી નથી **ફ્લાન્ડર્સ** અને **સ્પેન**, એ બે દેશોમા સૈન્યની એકદર કેવી હીલચાલ થવી જોઈએ તે તે બતાવતો જૂદાજૂદા સહાયગામી કે મિત્ર રાજાના દરબારમા પ્રધાનો સાથે તે નિરતર મસલત ચલાવતો, અને વખતો વખત દરિયો ઓળગી ઈગ્લાન્ડમા જઈ ત્યા રાજપ્રકરણી બાબતમા સામિલ થતો, અને યુદ્ધનો ઉત્સાહ જાગૃત રાખતો તેનામા મોટી ખામીઓ હતી. તે લોભી હોઈ આબરૂની ખરી લાગણી વગરનો હતો પોતાનો પ્રથમ મિત્ર **બીજો જેમ્સ** હતો, તેને રાજ્યની ઉથલપાથલ વખતે તેણે તજી દીધો હતો, અને **ત્રીજો વીલિયમ** તેનો રાજા (માલીક) થયો, ત્યારે તેના પક્ષપરથી ફરી જઈને તે **જેમ્સ** સાથે મળીને કાવતરા કરતો હતો, તથાપિ તે કાબેલ રાજનીતિજ્ઞ હતો, અને **વેલિંગ્ટન**ની પહેલા તે ઈગ્લાડનો બહુ નામાકિત સેનાપતિ થઈ ગયો તે શાન્ત અને રાજકાજમા કુશળ હોઈ રણક્ષેત્રપર દયાળુ હતો, અને ભયને બિલકુલ પત કરતો નહિ એ ઉપરાત લગભગ આખા યુરોપપર લડનારી ફોજો પૈકી દરેકે શુ શું કરવુ જોઈએ, તે બાબત પોતાના લક્ષમા તત્કાલ ઉતારી શકતો તથાપિ પહેલાં બે વરસતો લુઈને શહેમા રાખવા ઉપરાત કાઈ વિશેષ તે કરી શક્યો નહિ, કેમકે સહાયગામી રાજાઓ બીકણ હતા, અને ભેગા મળી યુદ્ધ કરતા નહિ

માર્લબરોનુ લક્ષણ

આ બે વરસમા ઈગ્લાન્ડ ખાતે જાણવા સરખુ કાંઈજ બન્યુ ન હતું **ડિસેન્ટર** (સ્થાપિત ધર્મથી વિમુખ થયલા) લોકો બધા વ્હીગ હતા, તેમને પાર્લમેન્ટમા નહિ આવવા દેવાના વિચારથી ટૉરી પક્ષે તે-

ઓની ઉપર ભારી જુલમો કર્યા. આ ડિસેન્ટરો ફક્ત સરકારી નોકરીમાં દાખલ થવાને કસોટીના કાયદામાં ઠરાવ્યા પ્રમાણે દેવળમાં જઈ પ્રભુભોજનના મનો સંસ્કાર ગ્રહણ કરતા અને નોકરીમાં દાખલ થયા પછી શિરસ્તા મુજબ પોતાના સંપ્રદાયના દેવળોમાં જતા એ બાબતનો અટકાવ કરવાને

કમટીના કાયદાને પ્રસંગોપાત અનુસરવાબાબત નો કાયદ

ઓકેઝનલ કોન્ફોરમિટી બીલ એટલે પ્રસંગોપાત અનુસરણનો ખરડો પાર્લમેન્ટની આગળ રજુ થયો. એ ખરડો કોમન્સની સભાએ પસાર કર્યો, પરંતુ અમીરની સભામાં જ્યારે જ્યારે રજુ થતો, ત્યારે તે નામંજુર કરવામાં આવતો. અંતે સને ૧૭૧૧ માં અમીરોએ નમતું મૂકી તેને મંજુર કર્યો, ત્યારપછી સૌથી વધારે વરસ લગી કોઈપણ ડિસેન્ટરોને સરકારી હોદ્દાપર રહેવા દેવાને માટે પાર્લમેન્ટને દરવરસે મહેરબાનીની રાહે ખાસ રજા દેવી પડતી. માર્લબરો ટોરી પક્ષને ખુશ રાખવાના પ્રયત્ન કરતા હતા તેણે આનને સમજાવીને પાદ્રીઓની જાગીરના પહેલા ફળ એટલે પહેલા સાલની ઉપજ તથા બીજા સાલોની ઉપજનો દશાંશ ધર્મસમાજ ખાતે અર્પણ કરાવ્યો. આ હક પોપને મળતો બંધ થયો ત્યાર કેડે તેનો ઉપભોગ સરકાર કરતી. આ બેટને 'રાણી આનનું મહાદાન' કહેછે, અને અદ્યાપિ

આન રાણીની ખેરાત

કહેતાં તે પાધરો કુચ કરી ડાન્યુબ કાંઠે ગયો. બ્લેનહિમ નામના એક નાનકડા ગામની નજદીકમાં રાજપુત્ર યુજીન ભેગો તે થયો, અને સને ૧૭૦૪ ના આગસ્ટ માસની ૧૩ મી તારિખે એક પ્રખ્યાત લડાઈ લડયો. એ લડાઈમાં ફ્રેંચ ફોજ જે અત્યાર લગણ અજીત ગણાતી તેના બે તૃતીયાંશ સિપાઈઓ માર્યા ગયા, જખમી થયા, કે કેદ પકડાયા.

બ્લેનહીમનો સંગ્રામ, તા. ૧૩ મી આગષ્ટ, ૧૭૦૪.

આન રાણી વિન્ડસર મહેલમાં પુસ્તકશાળાના ઝરૂખામાં બેઠી હતી, ત્યાં આ યશસ્વી જયની ખબર તેને પહોંચી. થોડા દહાડા પહેલાં તેને એવી ખબર મળી હતી કે નૈકાધિપતિ રૂકે જીબ્રાલ્ટરનો મજબૂત કિલ્લો સર કર્યો હતો, અને યુદ્ધની બાજી પલટાઈ ગઈ છે એમ સાફ માલૂમ પડયું. માર્લબરોને ડયુકની પદવી મળી. તે ઇંગ્રેજ લોકોમાં દેવ જેવો પૂજ્ય અને ફ્રાન્સને યમ જેવો ત્રાસ આપનારો થઈ પડયો. પાર્લમેન્ટે વુડસ્ટોકની પેડોરામાં તેને મોટી જાગીર ભેટ કરી ત્યાં તેણે 'બ્લેનહીમ ગૃહ' નામે એક સુશોભિત મહેલ બાંધ્યો. સને ૧૭૦૫ માં પાર્લમેન્ટની નવી ચુંટણી થઈ. તે વારે ગોડોલ્ફિન તથા માર્લબરોની તરફેણનો એક બળવાન વ્હિગ પક્ષ પાર્લમેન્ટમાં બંધાયો, કારણ કે યુરોપમાં જંગ મચી રહ્યો હતો, તે લોકોને પસંદ હતો.

જીબ્રાલ્ટર હસ્તગત કર્યું. તા ૩જી આગષ્ટ. ૧૭૦૪.

માર્લબરોએ પાછા ફ્લાન્ડર્સ જઈ સને ૧૭૦૬ ના મે માસમાં રામિલીસ આગળ બીજી ફતેહ મેળવી, અને ફ્રાન્સ તથા ફ્લાન્ડર્સની વચગાળાના નવ કિલ્લા કબજે લીધા. આસ્ટ્રિઆના શહેનશાહે તો તેને સ્પાનિશ નેધર્લાન્ડસનો હાકેમ કરવાનું કહાવ્યું, પરંતુ અંગ્રેજ અને ડચ એ બેઉ પ્રજા એ કામમાં ઘણી વિરૂદ્ધ હોવાથી તેણે અધિકાર લેવાની નાપાડી. પીટરબરોનો અર્લ અંગ્રેજી ફોજની સરદારી લઈ સ્પેન-

રામિલીસનું યુદ્ધ, માહે મે, ૧૭૦૬.

માં હતો, તેણે એજ અરસાપર બાર્સીલોનાના શહેર લીધું, અને પાંચમા ફિલિપને ફ્રાન્સ તરફ પાછો હાંકી મૂકીને માડ્રિડમાં આર્ચડ્યૂક ચાર્લ્સને રાજા બનાવી તેના નામની દુવાઈ ફેરવી. એ પ્રમાણે ગોતરફથી પરાભવ પામી લૂઈ હવે સલાહ કરવાની

લૂઈ રાજા સલાહ-ની કહેણ મોકલેછે

ઈચ્છા કરવા લાગ્યો. એજ વખતે સલાહ કરવી યોગ્ય હતી, તે વિષે કાંઈ સંશય નથી, પરંતુ ઈંગ્લાંડના લોકોને લડાઈ ભાવતી હવી. હમણાં પાર્લમેન્ટમાં વ્હિગ પક્ષવાળા જોરપર હતા. લડાઈ પતી જવાથી પોતાનું પ્રબળ ખોઈ બેસવાનું તેમને ભય હતું, તેથી કરીને તેમણે સલાહના કામમાં અડચણ નાંખી, અને પોતાનો સ્વાર્થ સાધવા કાજે ફ્રાન્સને જીવપર આણી મૂક્યું, અને હવે પછીનાં સાત વરસ લગી નકામી લડાઈ લડી દ્રવ્ય અને માણસનો ફોકટ વ્યય કરાવ્યો.

સારે નસીબે ઈંગ્લાંડ હમણાં લડાઈનો બોજો વેઠી શકે એવી આબાદ સ્થિતિમાં હતું. લડાઈ ચાલતાં છતાં અને દરિયાપર શત્રુના વહાણોનું ભય છતાં વેપાર એટલો બધો જામ્યો હતો કે જોઈએ તેમ તેમ વધારે નાણું કરજે કહાડતાં પ્રધાનોને મુશ્કેલી નડી નહિ, અને સરકારી કરજનો આંકડો વધીને પાંચ કરોડ ને ચાલીસ લાખ જેટલો થયો. આ સમે એ કરજ સરકારને ઘણું કામનું થઈ પડ્યું.

સરકારી કરજનો ઉપયોગ

પુષ્કળ લોકોને સરકારમાંથી વ્યાજ મળતું તેઓ વ્યાજ ખોવાના ડરથી માંહોમાહેની લડાઈ ન થાય તેમ કરવાને ઘણા આતુર હતા. આનો પ્રત્યક્ષ દાખલો સને ૧૭૦૮ માં માલમ પડ્યો. તે વરસમાં ઢોંગી રાજપુત્રે ચાર માણસનું લશ્કર લેઈ દરિયા ઓળગી સ્કાટ્લાંડ

ઢોંગી રાજપુત્રે કરેલો પ્રયાસ,૧૭૦૮

જવાની કોશિશ કરી, ત્યાં જવાને ઉપડતી વેળાએ જ તેને ગોવરૂ આવ્યું, તથી ફ્રેંચ વહાણો તેને પાછળ મૂકીને ચાલતાં થયાં. એને નૈકાધિપતી બીન્ગે પાછાં હાંકી કાઢ્યાં, પરંતુ આ સ્વારીની દહેશતને લીધે સરકારી કરજના

સ્ટાક કે મુદ્દલનો ભાવ સેંકડે ૧૬, ૧૫ ટકા ઉતર્યો અર્થાત્ કોઇ માણસે ૧૦૦ પૌંડ વીર્યા હોય તેને વ્યાજ લેવાનો જે હક હતો, તે હક માત્ર ૮૫ પૌંડ લેઇને તે બીજા માણસને વેચી શકતો. કારણ કે કદી માહોમાહેનું યુદ્ધ ચાલે તો આગાઉ પ્રમાણે વ્યાજ મળ્યા-જ કરશે, એવી ખાતરી પડતી નહતી આજકાલ આ કરજ ઇંગ્લાંડને બડ અને બળવામાથી બચાવવાનું એક મહાન સાધન છે. કરજ ફેડી શકે ને એક તતે અમલ કરી શકે એવી સરકારના હિતજોડે પુષ્કળ માણસોનું હિત વળગેલું છે, તેટલા માટે લોકોનો મોટો ભાગ કાયદો અને બંદોબસ્ત જાળવવાની ઇચ્છા સદા કરેછે

સાહુકારીનુ સુદૃઢ થવુ

ઇંગ્લાન્ડની પેઢી પણ સરકાર અને વેપાર એ બેઉને સહાયભૂત થઇ પડી આગળની સોનીઓની પેઢી કરતા આ પેઢીની માહુકારી ને સનામતી એવી સારી હતી કે એની સાથે કામ લેનારા વેપારીઓ વધારે સુલભ-પણે ઉધાર ધંધો કરતા, અને હુંડીથી (પ્રત્યક્ષ નાણુ ન દેતા તે આપવાનુ વચન કરીને) કામ ચલાવતા તે પેઢી બેસુમાર વેપાર કરતી, અને સરકારને જરૂર હોય તેવારે મદદ દેવાને સમર્થ હતી ઇંગ્લાન્ડની પેઢીનો બહોળો વેપાર, અને નવું પાડેલુ નાણુ, એ બે બાબતથી દેશ આબાદ થયો, અને શાહેરો જનદી વધવા માંડ્યા વેસ્ટ ઇન્ડિઝ નામના બેટ જોડે વેપાર કરવાથી બ્રિસ્ટન બદર ફરી વધીને મોટું થયુ માન્ચેસ્ટર, નોરિચ, લીડસ અને શેફિલ્ડ એ નગરો મહત્વ પામ્યા, અને લંડનની આગ તથા મરકી પછી ત્યાના વેપારીઓ લિવરપુલમા જઇ વસ્યા હતા, તે લિવરપુલ હમણા વધીને મોટુ શાહેર થવા લાગ્યું આવી આબાદી છતા એક અનિષ્ટ બાબત બની તે એ કે નાના વતનદારોની સુદર જાત નાબૂદ થવા લાગી એ વતનદારોને પોતાની વતનની જમીન હતી, તેનો ભોગવટો આગળના વખતમા

કસ્બાઓ તથા ગામડાની સ્થિતિ

તેમના વડીલો અને પૂર્વજોએ પણ કર્યો હતો. એ જમીન ખેડીને તેઓ પોતાનો નિર્વાહ કરતા. પુષ્કળ પડતર જમીન ઘેરી લેવામાં આવી તેથી કરીને ખેતીના ધંધામાં નફો ઓછો રહેવા લાગ્યો અને પૈસાદાર વેપારીઓ જાગીર ખરીદ કરી પડે જાગીરદાર થવાની ઘણી આતુરતા રાખતા, તેથી વતનદાર લોકોને પોતાનું વતન વેચીને બીજા ધંધામાં નાણું રોકવાનું વધારે ફાયદાકારક માલમ પડ્યું. એ પ્રમાણે જે સાદા, સુઠ્ઠ અને સ્વાધીન લોકો સાકસનોના સમયથી દેશના સ્તંભ હતા, તે લોકો ઈંગ્લાન્ડમાંથી અલોપ થયા.

નાના વતનદાર વર્ગનું કમી થવું.

બીજી તરફથી સને ૧૭૦૭ માં ઈંગ્લાન્ડ અને સ્કાટ્લાન્ડના બે રાજ્યો અને જોડાઈને એક થયાં તે પહેલાં ત્યાં આવતા જતા માલ ઉપર ભારે જકાત લેવાતી હતી. સ્કાટ્લાન્ડ દેશ ગરીબ હોવાથી ત્યાંના લોકોને ઈંગ્લાન્ડથી ઘણી ચીજો આણવી પડતી, તેથી તેઓની ઉપર જકાતનો બોજો ઘણો પડતો એ કારણથી તેઓ ઉપરતળે થવા લાગ્યા, અને ડારિયનના અખાત ઉપર તેમણે એક સંસ્થાન વસાવ્યું હતું, તે ઇંગ્રેજોના વેપાર સંબંધી કાયદાને લીધે તૂટી ગયું, ત્યારે તો ખાસ કરીને તેઓ ઇંગ્રેજોપર ક્રોધે ભરાયા. તેમણે સને ૧૭૦૩માં પોતાની સ્કાચ પાર્લમેન્ટમાં એક ધારો પસાર કર્યો, તે એ કે આન મરી જાય ત્યારે ઈંગ્લાન્ડનો રાજા નહિ હોય તેવા કોઈ પ્રોટેસ્ટન્ટ રાજપુત્રને સ્કાટ્લાન્ડનો રાજા ઠરાવવો. આ ઠરાવ પ્રમાણે તો ઘણી ખરાબી થાત, કેમકે એક બેટમાં ફરી પાછા બે રાજા થયા હોત તો પર્યન્તે લડાઈ જરૂર થયા વિના રહેત નહિ. એ ઉપરથી ઇંગ્રેજ લોક જકાત લેવાનો પોતાનો આગ્રહ છોડી દીધો. સ્કાટ લોકો પોતાની એલાયદી પાર્લમેન્ટ બરખાસ્ત કરે, અને જેમ કોમન્વેલ્થની કારકીર્દીમાં તેઓ ઇંગ્રેજી

સંયુક્તતાનો કાયદો-સને ૧૭૦૭ ના જાનેવારીમાં સ્કાટ્લાન્ડમાં, અને માર્ચમાં ઈંગ્લાન્ડમાં પસાર થયો.

પાર્લમેન્ટમાં પોતાની તરફના સભાસદો મોકલતા તેમ હવેથી મોકલી આપે તો સરહદપરથી વગર જકાતે માલ પસાર થવા દેવાની ઇંગ્રેજોએ કબૂલાત આપી. પહેલાં તો આ વાત સ્કાટ લોકોને મન ભાવી નહિ. પરંતુ સને ૧૭૦૭ માં બેઉ દેશ તરફનું એક કમિશન એટલે પંચ નીમાયું. તેણે એવો ઠરાવ કર્યો કે સ્કાટ લોકોએ પોતાનો પ્રેસ્બીટેરિયન ધર્મમાર્ગ અને પોતાના સ્કાચ્ચ કાયદા પાળવા, પરંતુ જૂદી પાર્લમેન્ટ ભરવી મુકી દેઈ પોતાની તરફના ઇંગ્લાન્ડની આમની સભામાં ૪૫ અને અમીરની સભામાં ૧૬ સભાસદો મોકલવા. આ ઠરાવને અનુસરીને તે બેઉ દેશની પાર્લમેન્ટે સંયુક્તતાનો આક્ટ પસાર કર્યો. એ કાયદાથી બન્ને દેશો મળી જઇને 'ગ્રેટબ્રિટન' એ નામનું એક સયુક્ત રાજ્ય થયું, અને અસલના વખતમાં જ્યારે નાર્થ-હંબરલાન્ડનો વિસ્તાર ફોર્થના અખાત પર્યન્ત હતો, ત્યારે જેમ હતું તેમ હમણાં ઇંગ્રેજી બોલનારા બધા લોકો ફરી પાછા એક થયા. સંત-

ગ્રેટબ્રિટનનું રાજ્ય.

જ્યોર્જ અને સંત ઍન્ડ્રુસના ક્રૂસ એક નિશાનપર ભેગા પાડીને તેને યુનિયન જેક એટલે ઐક્ય સૂચક વાવટાનું નામ આપી સંયુક્ત રાજ્યનું નિશાન બનાવ્યું, અને હાલ આપણા સમયમાં સ્કાચ્ચ અને ઇંગ્રેજ લોકો સમાનહિત, પ્રજાપણું અને સદ્‌ભાવના રાખી એકમેકના બંધુ થયાછે. એ ઉપરાંત તે બન્ને દેશોએ સરહદ ઉપર એકમેક જોડે હાથ મેળવ્યો, એટલે જોડાઈ જઇને સખ્ય કર્યું, ત્યારથી તે ઘણા આબાદ થયા છે.

આ ચિત્ર પરથી ઇંગ્લાન્ડ જોડે ભાઇચારો રાખનાર આયર્લાન્ડના ચિત્ર તરફ વળતાં ઘણો ખેદ થાયછે. પાછળ આપણે વાંચી ગયા છીએ કે (૩૭૩ મું પાનું જૂઓ) ત્યાં લિમરિકના કોલકરાર પાળવામાં આવ્યા નહતા, પરંતુ કાથલિક લોકો પોતે હારી ગયા પછી બેદિલ તથા નરમઘેંસ જેવા થઈ ગયા હતા. બીજા દેશોમાં જેમ

લ્યુગેનો લોકોને કાથેલિકો નિર્દય થઈને સદા પીડતા, તેમ આ દેશના કાથેલિકોને ઇંગ્લાન્ડદેશ, અને આયર્લાંન્ડના પ્રોટેસ્ટન્ટ લોકો આવતા પચાસ વરસની દરમ્યાન નિરતર ક્રૂરપણે દુઃખ આપતા. નાના પ્રકારની શિક્ષા ફરમાવવાના ફોજદારી કાયદા કરીને પાદ્રિઓને હેરાન કર્યા. કાથેલિકોને જમીન રાખવાની મના કરી, તેમનાં છોકરાને પ્રોટેસ્ટન્ટ થવાને લાંચ દેઈ લલચાવ્યા, કે તેમને કેળવણી આપવાનાં સાધન લેઈ લીધા; આ બધી બાબતોથી તેમજ ત્યાં વેપાર રોજગાર અને માલ બનાવવાના કારખાનાની વિરૂદ્ધ કાયદા થયા, તેથી આયર્લાન્ડના લોકો જીવપર આવી ગયા, અને તેઓ દગલબાજી તથા તોફાન કરવાની ટેવ શિખ્યા, તેને લીધે હાલપણ ઇંગ્લાન્ડના લોકોને ઘણું સોસવું પડેછે.

આયર્લાંન્ડમા ફોજદારી ગુન્હા બદલ શિક્ષા કરાવવાના કાયદા

આ બધી વખત વિગ્રહ માંદો માંદો ચાલતો હતો. માર્લબરોએ બીજી ત્રણ અગત્યની ફતેહ ઓડનોર્ડ, લીલ, અને માલ્પ્લાકે આગળ મેળવી. પરંતુ સ્પેનમાં ફ્રેંચ લોકોની ફરીને સરસી થઈ, અને પાંચમો ફિલિપ પાછો માડ્રિડ ગયો. તથાપિ ફ્રાન્સ દેશ ઘણો ખાલી થઈ ગયો હતો, તેથી સને ૧૭૦૯ માં લૂઈએ સલાહનાં કહેણ મોકલ્યાં, તેને ફરીવારકા બ્યારિટ્ન્યાના શાહેનશાહે તથા ઇંગ્લાંડના પ્રધાનોએ કબૂલ રાખવાની ના પાડી. પ્રધાનોએ આ કામમાં ભૂલ કરી, અને એથાએ વધારે મોટી ભૂલ માર્લબરોએ કરી તે એ કે, પોતે જીવતાં સુધી ફોજના મુખ્ય સેનાપતિ નીમાવાની માગણી કરી. ક્રોમ્વેલના સમયથી જેની પીઠ પાછળ સૈન્યબળ હોય એવા કોઈ પ્રતાપી પુરૂષની ઇંગ્રેજ લોકોને જેટલી ધાસ્તી લાગતી, તેટલી બીજાની લાગતી ન હતી. વળી તેમને લડાઈનો અને વિહુગ લોકોનો કંટાળો થવા માંડ્યો હતો.

ઓડનોર્ડ ૧૭૦૮, લીલ ૧૭૦૮, માલ્પ્લાકે ૧૭૦૯.

આજ અરસાપર ટોરીપક્ષમાં ડાક્ટર સાચેવરેલ નામે કોઈએક

ગરખડીઓ ધર્મોપદેશક હતો, તેણે ગાદીપતિના ઇશ્વરી હક વિષે એક વ્યાખ્યાન આપી બોધ કર્યો કે રાજકર્ત્તાની સામે થવું એ પાપ છે. એ ઉપરથી વ્હિગ લોકોને લાગ્યું કે સાચેવરેલે વિલિયમ અને આન રાણીના હક ઉપર જાણીબુજીને હલ્લો કર્યો છે.

ડાક્ટર સાચેવરેલના કામની તપાસ

પ્રધાનોએ અમીરની સભામાં તેના ઉપર આરોપ મૂકી કામ ચલાવ્યું. અમીરોએ તેને ગુન્હેગાર ઠેરવ્યો, પરંતુ પ્રજાએ તેનો ઘણો પક્ષ કર્યો, તેથી ઉમરાવોએ માત્ર આટલીજ શિક્ષા ફરમાવી કે ત્રણ વરસ સુધી તેણે ઉપદેશ કરવો નહિ, અને તેનું વ્યાખ્યાન છપાયલું હતું તે બાળી મૂકાવ્યું. આ કામ બધું મૂર્ખાઈ ભરેલું હતું. પરંતુ લોકોનું તાન તે વખતે વ્હિગપક્ષના પ્રધાનોજોડે કલહ કરવા પાછળ લાગેલું હતું. તેઓએ ડાક્ટર સાચેવરેલનો પક્ષ લીધો, અને તે છૂટો થયો એટલે 'ધર્મ અને ડાક્ટર સાચેવરેલ' એમ પોકારતા પોકારતા તેની પૂઠળ ગયા. તેમણે માંગળિક તાપણાં સળગાવ્યાં, દેવળમાં ઘંટના નાદ કર્યા, અને મહોલ્લે મહોલ્લે રોશની કરી.

આન રાણીની લાગણી લોકોતરફ વળી. તેનો અંતર્ભાવ સદા ટોરીપક્ષપર જ હતો, અને થોડુંક થયાં માર્લબરોની ઠકરાણીવેરે તેને ટંટો થવાથી તેણે મિસ્ટ્રેસ માશમ નામની કોઇએક બાઈજોડે સખ્ય કર્યું હતું. એ બાઈ રોબર્ટ હાર્લી નામના એક કાબેલ રાજદ્વારી પુરૂષની પિત્રેણ બેન હતી. હાર્લી સઘળા પ્રધાનોની અને માર્લબરોની વિરૂદ્ધ હતો તેણે અને સેન્ટ જોન નામના એક તેજસ્વી વક્તાએ હમણાં પાર્લમેન્ટમાં માર્લબરોની ઉપર હુમલા કરવાનું અને યુદ્ધ બંધ પાડવા સબંધી પોકાર મારવાનું શરૂ કર્યું, અને ડીન સ્વીફ્ટ નામનો રાજનીતિ વિષયપર વ્યાખ્યાન લેખક હતો, તેણે વર્તમાનપત્રોમાં યુદ્ધપ્રકરણને લગતું કકડતું લખાણ કરી તે ખેઉજણને મદદ કરવા માંડી. એક પત્રમાં તેણે

માર્લબરોની તથા વ્હિગપક્ષની ઉપર પાર્લમેન્ટમાં હુમલો થયો, ૧૭૧૦.

લખ્યું હતું કે યુદ્ધના ખરચપેટે ઉધરાવી આપેલી રકમ સાઠ લાખ પૌન્ડ અને સરકારી કરજ આશરે પાંચ કરોડ પૌન્ડ થયુંછે, પેલા મહાન ઐશ્વર્યવાળા આપણા મિત્રોએ જ ખાસ કરીને આપણી ખુવારી કરીછે. લોકો માર્લબરોને પૂજ્યમૂર્તિ ગણી માન આપતા હતા; તેઓ પણ તેની સામા ઉલટ્યા, અને તેણે પોતાના લાભ અર્થે લડાઈ ચલાવી એવો આરોપ તેની ઉપર મુક્યો. છેવટ સને ૧૭૧૦ માં આનરાણીએ પ્રધાનમંડળને રજા દેઈ હાર્લીને ઑક્સફર્ડના અર્લનો, અને સેન્ત જ્યોર્જને વાઈકોન્ટ બૉલિંગબ્રોકનો ઇલકાબ આપી પોતાના મુખ્ય પ્રધાન બનાવ્યા, ને પાર્લમેન્ટને વિસર્જન કરી નવી ચૂંટણી પછી આમની સભામાં ટોરીમતના સભાસદો પુષ્કળ આવ્યા થોડા મહિનાકેડે માર્લબરોને સેનાપતિના અધિકારપરથી દૂર કરી તેની જગા ઑરમન્ડના ડયુકને દીધી એ ડયુક પક્કો ટોરી હતો સરકારી નાણાનો ગેર ઉપયોગ કરવાનું તહોમત પણ માર્લબરોની ઉપર મૂકાયું. તેની ધણીઆણીને દરબારમાંથી વિદાય કીધી, અને તે પોતે ઇંગ્લાન્ડ છોડી ચાલી ગયો આ માર્લબરોના દૃષ્ટાંતપરથી જણાય છે કે જે માણસ પોતાના મહાન્ યશપર બેશુમાર ભરોસો રાખી બીજાની દરકાર કરતો નથી તેની જોડે લોકો નગુરા થઈ વર્તેછે

ઑક્સફર્ડ અને બૉલિંગબ્રોકનું પ્રધાનમંડળ ૧૭૧૦ ૧૭૧૪

ટોરી પ્રધાનોએ હમણા ફ્રાન્સ જોડે સલાહની ભાંજગડ એકદમ કરવા માંડી, અને સને ૧૭૧૩ માં યુટ્રેક્ટનું તહનામું કરી તેપર સહીઓ લીધી અગાઉ સાત વરસપર ઇંગ્લાન્ડને જેટલો લાભ થયો હોત તેટલો લાભ હાલ થયો નહિ નેધર્લાન્ડસ્ અને જર્મનીમાંથી ફ્રેન્ચ લોકોને હાંકી કાઢ્યા હતા, તથાપિ ફિલિપે ફ્રાન્સ અને સ્પેન જોડી દેઈને તેનું એક રાજ્ય નહિ બનાવવાનું વચન દીધું હતું, તેથી હજીએ તેના કબજામાં સ્પેન અને અમેરિકા માંહેલો સ્પેન

યુટ્રેક્ટનું તહનામું ૧૭૧૩

તાબાનો મૂલક રહ્યો હતો. આસ્ટ્રિયાને મિલાન, નેપલ્સ અને સ્પાનિશ નેધર્લાન્ડસ્ મળ્યાં. વલંદા લોકોને પોતાના દેશનું સંરક્ષણ કરવાને કિલ્લાઓની મજબૂત હારની હાર મળી. ઈંગ્લાન્ડે જીબ્રાલ્ટરને મિનોર્કા રાખી લીધાં, તથા તેને હડસનનો અખાત ને સામુદ્રધુની, ન્યુફોન્ડલાન્ડ, અને એકેડીયા જેને હાલ નોવાસ્કોશિયાનો દ્વીપકલ્પ કહેછે, તે સર્વે મળ્યાં. આ દ્વીપકલ્પ બાબત ઈંગ્રેજ અને ફ્રેન્ચ મચ્છીમારો એક સૈકો થયાં એકમેકની સાથે વઢતા હતા. લૂઈએ ઈશ્વરને ઓળખી પ્રતિજ્ઞા કરી કે આન અને તેની પાછળ ઈંગ્લાન્ડના તખ્તપર બેસનારા હાનોવર કુળના ગાદીપતિઓને હકદાર રાજકર્તા તરિકે હું માન્ય રાખીશ, અને જૂઠા હકદારને મદદ દેઈશ નહિ. ત્યારકેડે તે જૂઠો હકદાર લારેન પ્રાંતમાં રહેવા ગયો. અમેરિકામાંના સ્પેન તાબાના સસ્થાનો જોડે સીધી ગુલામોનો વેપાર કરવાનો, અને દરવરસે દક્ષિણ સમુદ્રો તરફ એક વેપારી વહાણ મોકલવાનો કુલ હક ત્રીસ વરસ માટે ઈંગ્લાન્ડને આપ્યો; પરંતુ તકરારી બાબતોથી વેગળા રહેવાને અતિ આતુર હોઈ, ઈંગ્લાન્ડના પ્રધાનોએ ઈંગ્રેજોની કીર્તિને એક ડાઘ લગાડયો. સ્પેનના વાયવ્ય ખૂણામાં કેટેલાન નામે લોકો રહેતા હતા, તે યુદ્ધ વખતે ઐક્યવાળાના પક્ષપર હતા, તેમને સહાયગામી રાજાઓએ અભય વચન દીધું હતું કે તમારી સ્વાધીનતા જાળવી રાખીશું, પરંતુ આસ્ટ્રિયાના શાહેનશાહે તેમને મદદ કરવાની પરવા રાખી નહિ, અને ઈંગ્લાન્ડનું મન માનતું નહતું, તેમ છતાં તેણે તેમને સ્પેનને ભરોસે છોડી દીધા. કેટેલાન લોકોએ સ્પેન જોડે ઘણા દિવસ સુધી ઝઘડો કર્યો, પરંતુ છેવટ સને ૧૭૧૫ ના જૂલાઈમાં તેઓને શરણે થવું પડયું.

હવે આન રાણીના અમલની સમાપ્તિ થવા બેઠી હતી. તેના મંદવાડની વાત બહાર પડી હતી, અને તેની પછી કોણ ગાદીપર આવશે તેનો વિચાર દરેક જણ કરવા લાગ્યું. હાનોવરની ઘરડી

શાહજાદી સોફાયા મરણ પામી હતી, અને તેના પુત્ર હાનોવરનો ઇલેકટર જ્યોર્જ પ્રોટેસ્ટન્ટ હતો, તેને પાર્લમેન્ટે વારસાના કાયદામા આનની પાછળ ગાદીનો વારસ ગણાવ્યો હતો તે જર્મન હોઈ ઈંગ્રેજીનો એકપણ શબ્દ બોલી શકતો નહતો તેથી જેકોબાઈટ લોકોને અદરખાનેથી એવી આશા રહેતી હતી કે જૂહા હકદાર રાજપુત્રને રાજા બનાવવાનો પ્રયત્ન કરીશું તો તે સફળ થશે, અને જ્યોર્જ રાજા વિહુગ પક્ષ તરફ વળશે એવું ધારીને ઑકસફર્ડ અને બોલિંગ્બ્રોક નામના બે ટોરી પ્રધાનોએ પણ પેલા રાજપુત્ર સાથે મળી જઇને કાવતરા કરવા માડ્યા પરતુ કોઈપિણ જાતની તૈયારી કરતા પહેલા આ તેમનો મનોરથ ભાગી પડ્યો એકદહાડો કૌન્સિલ ભરવાના દિવાનખાનામા બોલિંગ્બ્રોક ને ઑકસફર્ડની વચ્ચે જબરદસ્ત ટટો થયો, તેથી રાણી ઘણી ઉપરતળે થઈ ગઈ એ ટટાને લીધે ઑકસફર્ડ બરતરફ થયો ત્યારેકે ઘણુંખરૂ તરતજ રાણીને મગજે લોહી ચઢી ગયુ, અને બે દિવસ કેડે એટલે સને ૧૭૧૪ ના આગસ્ટની ૧ લી તારીખે તે દેવલોક થઈ આર્ગિંનના અને સમર્સેટના વિહગ ડ્યુકોએ એકદમ શ્રુસ્બરીના ડ્યુક જોડે મસલત ચલાવી આ શ્રુસ્બરીનો ડ્યુક ટોરી મતનો હતો, તથાપિ જૂહા હકદાર રાજપુત્રનો તે વિરોધી હતો. લડન અને પોર્ટસ્મથ એ બે નગરોમા લશ્કરગોઠવ્યા અને જેકોબાઈટ લોકો કોઈ જાતનો પ્રતિરોધ કરેતે પહેલા તો હાનોવરનો ઇલિક્ટર* અને પહેલા જેમ્સનો પ્રપૌત્ર જ્યોર્જ લુઈને રાજા સ્થાપી તેના નામની દુવાઈ ફેરવી

(આનનુ મૃત્યુ ૧૭૧૪)

(પહેલા જ્યોર્જ રાજાની દુવાઈ ફેરી)

જે તોફાની સમયમા સ્ટૂઅર્ટ વશના ગાદીપતિઓએ આપ અખ્તિયારી થવાનો પ્રયત્ન કર્યો, અને પ્રજાએ તથા પાર્લમેન્ટે

---

* ઈલેક્ટર એટલે પસદ કરનાર એ માડળિક રાજાને જર્મનીના પાદશાહ પસદ કરી નોમવાના અધિકાર હતો

તેમને અટકાવ કર્યો, તે સમય હવે આપણે વટાવી ગયા. આ ઝગડો સને ૧૬૦૩ થી તે વિલિયમ અને મેરીના અમલ સુધી લગભગ એક સૈકો ચાલ્યો. તેને અન્તે પાર્લમેન્ટ પહેલાં કરતાં વધારે બળવાન થઈ, અને આપણે આગળ જતાં જોઈશું કે પહેલા જ્યોર્જ રાજાના અમલમાં તેને નવું સામર્થ્ય મળ્યું. નવા રાજાને ઈંગ્રેજી ભાષામાં વાદવિવાદ ચાલતો તેની સમજ પડતી નહિ, તેથી આગલા રાજા રાણીની માફક કાબિનેટ કૌન્સિલ (કારભારીમંડળ) માં તે બેસતો નહિ પ્રધાનો પૈકી જે આગેવાન હોય તે 'મુખ્ય પ્રધાન'નું પદ ધારણ કરી રાજાને ઠેકાણે કૌન્સિલમાં બેસવા લાગ્યો, અને તે દિવસથી ગાદીપતિની હકૂમત નીચે મુખ્ય પ્રધાનો રાજ્યનો વાસ્તવિક અમલ ચલાવનારા થયા. રાજા વિના ચાલી શકે કે નહિ એ વાતનો સુમાર કાઢવાની ઇચ્છા લોકોએ કદી કરી નહીં. હજીએ તેમનું દૃઢમત એ હતું કે ગાદીપતિ તો એકતતે પરંપરાથી ચાલતા આવેલા વંશમાંનોજ હોવો જોઈએ. લોકોની પાકી સમજ થઈ હતી કે રાજકર્તા, પ્રધાનો પસંદ કરી કોઈ એકાદ માણસને હાથ રાજ્યની તમામ સત્તા જવા દે નહિ તેવી સુવ્યવસ્થિત રાજ્યપદ્ધતિ એજ સર્વોત્તમ અને સૌથી વધારે સલામતી ભરેલી છે.

કાયદાના પીરસણવાળી રાજ્યપદ્ધતિનો ઉદય

ઉપર કહેલા સોવરસમાં લોકોની આબાદી અને વિદ્યાસંપત્તિ રપતે રફતે વધી હતી. દેશ વધારે શ્રીમત થતો ગયો, તેમ તેમ પહેલાં કરતાં વધારે માણસોને પોતાના મનને વિદ્યાસંસ્કાર આપવાની ફુરસદ મળવા લાગી. એ જમાનાના ઇંગ્રેજ પ્રધાનોએ વિદ્વાનોને પેન્શન કે નોકરી આપી આશ્રય દીધો. મિલ્ટન, ન્યૂટન, લૉક, એડિસન સ્વીફ્‌ટ, સ્ટીલ, અને બીજા પુષ્કળ વિદ્વાનો સરકારી નોકર હતા તે આપણે જાણીએ છીએ. આ યુગ વિદ્યાસંવૃદ્ધિનો હતો. 'વર્તમાન ચિઠ્ઠીઓ' પ્રજાવિગ્રહની દરમ્યાન નીકળવા માંડી હતી. તેની

સતરમી સદીનું સાહિત્ય.

સંખ્યા પાછળ કહ્યા પ્રમાણે સને ૧૬૯૫ માં છાપાપરની હરકતો દૂર થઈ ત્યાર પછી વધી હતી. એ ચિઠ્ઠીઓનાં પાછળથી વર્તમાનપત્રો કે રોજીંદા પત્રો થયાં હતાં. ડીનસ્વીફ્ટે એક્ઝામિનર નામના વર્તમાનપત્રમાં રાજપ્રકરણ સબંધી લખાણ કર્યું, અને સને ૧૭૦૪ માં 'લાકડાના કુંડાની કથા' એ નામની એક નિરર્થક વાર્તા છાપીને પ્રસિદ્ધ કરી. સ્ટીલે બે પેન્સ કીંમતની નિબંધમાળા બહાર પાડયા પછી ૧૭૦૯ મા ટાટ્લર (લવારીઓર) અને ૧૭૧૧ માં સ્પેક્ટેટર (પ્રેક્ષક) એ નામની નિબધમાળાઓ શરૂ કરી. સ્પેક્ટેટર નિબધમાળામાં એડિસને અને બીજા કેટલાકે સંસારિક પ્રસ્તુત વિષયોપર તેજદાર નિબંધો લખ્યા, અને સર રોજર ડી કાવર્લે જેવા મનોહર ચરિત્રો સ્ફુટ કર્યાં. વધારે ગભીરાત્મક ગ્રંથોમાં માનવી જ્ઞાનશક્તિ ઉપરના (સને ૧૬૯૦ માં લખેલા) તથા ધર્મસ્વાતત્ર્ય વિશેના લૉકકૃત નિબંધો પ્રખ્યાત છે. ઇતિહાસના ગ્રંથો પૈકી બિશપ બર્નેટે 'આપણા સમયનો ઇતિહાસ' એ નામનું પુસ્તક ૧૭૧૫ માં રચ્યું, અને પેપીઝે પોતાની દીલપસદ 'ડાયરી' એટલે રોજનીશી બહાર પાડી. આ સમયે નવલકથાપર પણ લોકોનો ભાવ થયો. ઉદાહરણ તરિકે બનિયન કૃત 'યાત્રાળુનું વૃત્તાંત,' ડીફોનો 'રાબિન્સન ક્રૂસો'(૧૭૧૯ માં), સ્વીફ્ટ કૃત 'ગુલિવરની મુસાફરી'(૧૭૨૬) અને આર્બથ્નાટની રચેલી જોન બુલ્લનીતવારિખ,એમાં ઇંગ્રેજ લોકોનું જોન બુલ્લ નામ પ્રથમ જણાવ્યું છે ને તેમની ઠેકડી કરી છે. આ કાળના કવિયોમાં કૌલે, મિલ્ટન, ડ્રાઇડન અને પોપ, તેમજ ઉપહાસયુક્ત કાવ્યકાર બટ્લર એટલાનાં નામો પ્રસિદ્ધ છે. સામ્યુએલ બટ્લરે હુડિબ્રાસ નામે ગ્રંથ રચ્યો છે. આ

૧૭ મી સદીનું ઇંગ્રેજી સાહિત્ય

અને એનો પછીના સૈકામાં ગ્રંથ રચવાની પદ્ધતિમાં એક જાતનો ફેરફાર ધીમે ધીમે દાખલ થયો. પ્રથમ ગ્રંથકારો ક્લિષ્ટ કે અલંકારમય ભાષા લખતા. પાછળથી તેઓ સાદા, સરળ ને ટૂંકા વાક્યો

વાળી ભાષા લખાતા થયા; સુન્દર શબ્દ વાળી ફક્કિકા લખવા કરતાં વાંચનાર સારી રીતે સમજી શકે એવું લખાણ કરવાની ગ્રંથકર્તાની કાળજી વધવા લાગી, કારણ કે લોકોએ વધારે કેળવણી લેવા માંડી હતી, અને ગ્રંથકારો માત્ર વિદ્વાનોને ઉદ્દેશીને ગ્રંથ ન લખતાં સામાન્ય રીતે સઘળા લોકોને વાસ્તે લખવા લાગ્યા. આમ પુસ્તકોના, વર્તમાનપત્રોના અને સઘળી જાતના જ્ઞાનના ફેલાવાનું એક મોટું શુભ ફળ એ થયું કે લોકોમાં સહન કરવાની વૃત્તિ ઉત્પન્ન થઈ ઉત્તરોત્તર વધવા લાગી. કોઈપણ બાબતમાં બીજા લોકોના વિચાર આપણા વિચારથી ભિન્ન હોઈ શકે એવું આગેવાન પુરૂષો સમજતા થયા, અને અસલના વખતની ધર્મ સબંધી સતાવણી ને જુલમ, ઇંગ્લાન્ડમાં કોઈ કાળે પણ ફરીને દેખા દેશે એવો સંભવ બિલકુલ રહ્યો જ નહિ.

# ભાગ ૭ મો.

## ઈંગ્લાન્ડના રાજ્યનો ફેલાવો.

### હાનોવર કુટુંબના ગાદીપતિઓ.

(આ કુટુંબનું બીજું નામ બ્રાન્સ્વિક લ્યુનેબર્ગ. એનું ઉપનામ ગ્વેલ્ફ)

**પહેલો જેમ્સ.**

રાજપુત્રી એલિઝાબેથ (પાયમા ફ્રેડરીક ઇલેક્ટર પાલાટાઇનવેરે પરણી)

સોફિયા (એનો ધણી અર્નેસ્ટ, હાનાવરનો ઇલેક્ટર, હાન વરકે બ્રન્સ્વિકના ડ્યુકઓફ્રના વંશજ)

એલીઝાબેથ

સોફિયા

પહેલો જ્યોર્જ

**પહેલો જ્યોર્જ** (હાનોવરનો ઇલેક્ટર) ૧૬૬૦ મા જન્મ્યો, ૧૭૨૭ મા મરણ પામ્યો, ૧૭૧૪-૧૭૨૭ સુધી રાજ્ય કીધું, ઝેલની સોફિયાવેરે પરણ્યો

**બીજો જ્યોર્જ** (હાનોવરના ઇલેક્ટર) ૧૬૮૩મા જન્મ્યો, ૧૭૬૦મા મરણ પામ્યો ૧૭૨૭-૧૭૬૦લગી રાજ્ય કીધું આન્સ્પાકની કારોલાઇનવેરે પરણ્યો

ફ્રેડરિક વેલ્સના શાહજાદો સાક્સગોથાની આગસ્ટાવેરે પરણ્યો, ૧૭૫૧ મા મરણ પામ્યો.

**૩ જો જ્યોર્જ** (હાનાવરનો રાજા, ૧૮૧૪) ૧૭૩૮મા જન્મ્યો, ૧૮૨૦મા મરણ પામ્યો, રાજ્ય કીધું ૧૭૬૦થી ૧૮૨૦સુધી. મેકલેનબર્ગ સ્ટ્રેલિટ્ઝની શાર્લોટને પરણ્યો.

**ચોથો જ્યોર્જ** ૧૭૬૨ મા જન્મ્યો, ૧૮૩૦મા મરણ પામ્યો, રાજ્ય કીધું—૧૮૨૦થી૧૮૩૦સુધી, બ્રન્સ્વિકની કારોલાઇનવેરે પરણ્યો.
શાહજાદી શાર્લોટ ૧૭૯૬માં જન્મી ૧૮૧૭ મા મરણ પામી

**ફ્રેડરિક** યોર્કના ડ્યુક ૧૭૬૩મા જન્મ્યો, ૧૮૨૭મા મરણ પામ્યો એનો વારસ ન હતો.

**૪થો વિલિયમ** ૧૭૬૫મા જન્મ્યો, ૧૮૨૦ મા મરણ પામ્યો. રાજ્ય કીધું ૧૮૩૦થી-૧૮૩૭ સુધી, સાક્સ માઇનિંગની આડિલેડને પરણ્યો એનો વારસ નહતો.

**આડવર્ડ** કેન્ટના ડ્યુક ૧૭૬૭મા જન્મ્યો ૧૮૨૦માં મરણ પામ્યો.
**વિક્ટોરિયા** ૧૮૧૯મા જન્મી, ૧૮૩૭મા ગાદીએ બેઠી, સાક્સકોબર્ગ ગોથાના આલ્બર્ટને પરણી.

**અર્નેસ્ટ ઓગસ્ટ** કમ્બરલાન્ડના ડ્યુક ને હાનોવરના રાજા, ૧૭૭૧ મા જન્મ્યો, ૧૮૫૧ મા મરી ગયો.

વિક્ટોરીયા જર્મેનીના મૈ-મત પાદશાહ ફ્રેડરિકની બેગમ

આલ્બર્ટ આડવર્ડ વેલ્સનો શાહજાદો

આલિસ હેસેની ગ્રાન્ડ ડચેસ, ૧૮૭૮ મા મરણ પામી

આલ્ફ્રેડ, એડિનબરોના ડ્યૂક.

હેલિના શાહજાદી ક્રિશ્ચિયન

લુઇઝ લાર્નની આર્યા પત્નિ

આર્થર કાનટનો ડ્યૂક.

લિઓપોલ્ડ આલ્બનીનો ડ્યૂક,૧૮૮૪ મા મરણ પામ્યો.

બિયાટ્રિસ બાટેનબર્ગની શાહજાદી

# प्रकरण २२ मुं.

## घेर स्वस्थता अने बहार विजय एथी इंग्लांड बळवान थयुं.

૧ લો જ્યોર્જ સને ૧૭૧૪ થી ૧૭૨૭ સુધી.

૨ જો જ્યોર્જ સને ૧૭૨૭ થી ૧૭૬૦ સુધી.

હાનોવર વંશ.

રાણી આન્નાના મરણ કેડે સાત અઠવાડિયા પછી પહેલો જ્યોર્જ પોતાના એકના એક પુત્ર સહિત ગ્રીનીચ બંદરે આવી ઉતર્યો. પરદેશી હોવા છતાં લોકોએ તેને સારો આવકાર દીધો, તેનું કારણ એ કે પ્રજાને નિરાંત અને કામ પડેલો અમલ જોઇતો હતો. પાછળ નજર કરતાં માલમ પડશે કે બીજો જેમ્સ રાજા નાશીને ફ્રાન્સ ગયો ત્યાર પછીનાં પચીસ વરસમાં બે મોટા વિગ્રહો થયા હતા. પહેલો વિગ્રહ સને ૧૬૮૯ થી ૧૬૯૭ લગી ચાલ્યો, તેને લીધે ત્રીજો વિલિયમ રાજા પરદેશ ખાતે સતત રોકાઈ રહ્યો હતો. રિસ્વિકનું તહનામું થયાથી એ વિગ્રહની સમાપ્તિ થઈ હતી (૩૮૨ મું પાનું જુઓ). બીજો વિગ્રહ સને ૧૭૦૨ થી ૧૭૧૩ સુધી પહોંચ્યો, તેમાં માર્લબરોએ જય મેળવ્યા, અને આન્ના રાણીના મરણ પહેલાં માત્ર એકજ વરસપર યૂટ્રેક્ટ મુકામે સલાહના કરાર થયા તેથી એ વિગ્રહનું છેવટ આવ્યું હતું. કંઈક ભાગે હોલાન્ડનું રક્ષણ કરવાને માટે, પરંતુ મુખ્યત્વે કરીને જેમ્સ અને તેના પુત્રને ફ્રાન્સનો રાજા ઇંગ્લાન્ડમાં ફરીને ગાદીનશીન કરે નહિ તે માટે એ વિગ્રહમાં ઇંગ્લાન્ડ સામેલ થયું હતું, અને તે બદલ તેને પુષ્કળ રોકડ ખરચ થયું હતું. એ ખરચને લીધે સરકારી કરજ સને ૧૬૯૨માં શરૂ થયું હતું તે ત્યાર પછીનાં બાવીશ વરસમાં લગભગ ત્રણ કરોડ ને એંશી લાખ પૌન્ડ જેટલું વધી ગયું હતું. પાર્લિમેન્ટને તથા પ્રધાનોને દેશનો રાજકારભાર નિરાંતે ચલાવવા દે, અને લડાઈ ન લડતાં

પ્રિટેન્ડર (જૂઠા હકદાર) ને ફરીથી આવવા ન દે એવો રાજા હાલમાં લોકોને જોઈતો હતો.

પહેલો જ્યોર્જ જેવો જોઈએ તેવોજ રાજા હતો. ઉમરે ૫૪ વરસનો હોઈ તે ઝડાળ ન ધીરો હતો, અને રાજા થઈને ઈંગ્લાન્ડમા રહેવા કરતાં પોતાને વતન હાનોવરમાં રહેવાની તે વધારે પરવા કરતો. પરંતુ તે નિષ્કપટી ને સારી દાનતવાળો હતો. કાયદેસર અમલ ચલાવવાને તેણે બન્યું તેટલું કર્યું, અને રાજકારભારમાં બિલકુલ હાથ ઘાલ્યો નહિ. વ્હિગ લોકોએ તેને ગાદીપર બેસાડ્યો હતો, તેથી સ્વાભાવિક રીતે તેનું વલણ તેમની તરફ હતું. વળી ઈંગ્લાન્ડમાં આવતાં આગમચ તેણે ટોરી પ્રધાનોને રજા આપી હતી. નવી પાર્લેમેન્ટમાં ઘણું કરીને બધાજ વ્હિગ સભાસદો હતા, તેમણે જેકોબાઈટ લોકો જોડે મળી જઈ ફિતૂર કરવાનો આરોપ ઑક્સફર્ડ, બોલિંગ્બ્રોક અને ઑર્મોન્ડને માથે ચઢાવ્યો. ઑર્મોન્ડ અને બોલિંગ્બ્રોક ફ્રાન્સમાં પલાયન કરી ગયા. ઑક્સફર્ડ ઈંગ્લાન્ડમાં રહ્યો તેને ટાવરગઢમાં બે વરસને સારૂ કેદ પૂર્યો.

૧ લા જ્યોર્જનું લક્ષણ

ઑક્સફર્ડ, બોલિંગ્બ્રોક અને ઑર્મોન્ડને માથે આરોપ મૂક્યો

ઘણા દહાડા લગી લોકોનું મન બહુ અસ્વસ્થ રહ્યું, કારણ કે પુષ્કળ લોકો અદ્યાપિ સ્ટૂઅર્ટોનો પક્ષ કરતા હતા. વચગાળાનાં પરગણાંમાં ભય ઉપજાવે એવાં બંડ ફિસાદ જાગ્યાં, તેથી સને ૧૭૧૫મા 'બંડ સંબંધી કાયદો' પસાર થયો, તેમાં એવું જણાવેલું હતું કે આ કાયદો જાહેર રીતે વચાયા પછી કોઈપણ જગામાં ભેગા થયેલા લોકો વિખેરાઈ ન જાય, તો સરકારી અમલદારોએ જબરદસ્તી કરી તેમને વિખેરી નાંખવા; અને તેમ કરતાં કોઈને ઉપદ્રવ થશે, તો અમલદારો ગુન્હેગાર ગણાશે નહિ.

ફિતૂર સંબંધી કાયદો, ૧૭૧૫

સ્કાટ્લાન્ડમાં અને ઇંગ્લાન્ડના ઉત્તર ભાગમાં ફિતૂર ઉઠ્યું,

તે એથીએ વધારે મોટું હતું. હાઈલન્ડર લોકોએ મારના અર્લની સરદારી નીચે બંડ જગાવ્યું, અને ઇંગ્લાન્ડમાંના જેકોબાઈટ લોકો ડર્વેન્ટવાટરના અર્લની અને મિ. ફાસ્ટરની આગેવાની તળે ઉભા થયા. ફાસ્ટર નોર્ધમ્બરલાન્ડ પરગણા તરફથી પાર્લમેન્ટનો સભાસદ હતો. આ બંડખોરોની સામા આર્ગિલના ડ્યૂકને મોકલ્યો. તેણે લાન્કાશાયર પરગણામા પ્રેસ્ટન મુકામે ઇંગ્રેજ જેકોબાઈટો શરણે થયા તેજ દિવસે એટલે નવેમ્બરની ૧૩ મી તારિખે સ્ટર્લિંગની પડોશમા શેરિફમ્યૂર ગામ આગળ સ્કાટ લોકોનો પરાભવ કર્યો. બે મહિનામાં તો આ ફિતૂર સમી ગયુ. એક મહિના કેડે પ્રિટેન્ડર સ્કાટલાન્ડમા આવી ઉતર્યો, તેને મારના અર્લ ભેગા ફ્રાન્સ પાછા જવું પડ્યું. ફાસ્ટર પલાયન કરી ગયો અને તરૂણ લાર્ડ ડર્વેન્ટવાટર દેહાંત દંડ પામ્યો.

જેકોબાઈટ લોકોનો બળવો સને ૧૭૧૫

ઉપર કહેલાં ફિસાદો અને ફિતૂરો થવાથી સરકારનો અમલ મજબૂત બેસાડવાને લોકો આતુર થયા. સને ૧૭૧૬ મા એક ધારો પસાર થયો, તેથી એકની એકજ પાર્લમેન્ટ સાત વરસ સુધી રાખવાની રાજાને પરવાનગી મળી. એ ધારો અદ્યાપિ ચાલે છે.

સાત વરસ સુધી પાર્લમેન્ટ રહે એવો ઠરાવ થયો, ૧૭૧૬

એ અરસામાં સને ૧૭૧૫ માં ફ્રાન્સનો ચૌદમો લૂઈ ૭૨ વરસ રાજ કરી મરણ પામ્યો. તે ઇંગ્લાન્ડનો કટ્ટો શત્રુ હતો. તેની પછી તેનો પ્રપૌત્ર પંદરમો લૂઈ નામ ધારણ કરી રાજા થયો. એ લૂઈ માત્ર દશ વરસનો બાળક હતો, તેથી હવે પછીનાં ત્રીસ વરસની દરમ્યાન ઇંગ્લાન્ડને હેરાન કરવાનું ફ્રાન્સથી બની શક્યું નહિ, તેનું મુખ્ય કારણ એ કે ઓર્લીન્સનો ડ્યૂક ફ્રાન્સનો રાજરક્ષક થયો, તેણે ઇંગ્લાન્ડ અને હોલાન્ડ સાથે એકો કરી હાનોવર કુળના મુગટધારીનો પક્ષ કરવાનું વચન દીધું હતું, તે એવી

ત્રિરાજ્ય સંધિ, ૧૭૧૭

શરતે કે પદરમો લૂઈ ભેગ જોગે મરણ પામે, ને સ્પેનનો પાચમો ફિલિપ કરાર તોડીને ફ્રાન્સ અને સ્પેન એ બેઉ દેશાની ગાદીના દાવો કરે, તો ઈગ્લાન્ડ અને હોલાન્ડે મદદ કરી ફ્રાન્સની ગાદી ઓર્લીન્સ વરામા કાયમ રખાવવી આગળ જતા સને ૧૭૧૮ મા ફિલિપે સિસિલી બેટપર હલ્લો કરવાની ધમકી આપી તેવારે ફ્રાન્સે અને ઈગ્લાન્ડે ભેગા થઈ સ્પેન જોડે લડાઈની શરૂઆત પણ કરી હતી સર જ્યોર્જ બિંગે પસ્સારો ભૂશિર આગળ સ્પાનિશ આરમારનો પરાજય કર્યો, અને સને ૧૭૧૯ મા સ્પાનિયર્ડોએ સ્કાટલાન્ડ પર સ્વારી લેઈ જવાની કોશિશ કીધી પરતુ એ ઝગડો માત્ર જૂજ વખતજ ચાલ્યો ને પર્યન્તે ફિલિપ લઠી ગયો

પસ્સારો ભૂશિરની લડાઈ, ૧૭૧૮

આ સમયે સ્વદેશ અને વિદેશ ખાતે શાન્તિ હોવાથી ઇંગ્રેજ લોકનું લક્ષ વેપાર તરફ વળ્યું વિગ્રહ ચાલતા છતાએ વેપાર વધતો જતો હતો ઇગ્રેજ વેપારીઓ તુર્કસ્તાન ઈટાલી, સ્પેન, પોર્ટુગાલ, હોલાન્ડ, જર્મની, રૂશિયા, નાર્વે, બાલ્ટિક પ્રદેશો, અમેરિકા, આફ્રિકા અને પૂર્વહિંદના ટાપુઓ જોડે વેપાર કરતા સને ૧૭૧૪ માં યૂટ્રેક્ટનું તહનામુ થયુંતેથી દરયા ઉપરની મારામારી બધ પડી વેપારની સલામતી વધી, અને લડાઈના તોફાની સમયમા જે લોકોએ દ્રવ્ય સગ્રહ કરી રાખ્યું હતુ તે લોકોની ઇચ્છા હવે વેપારમા નાણુ રોકવાની થઈ પુષ્કળ કપનીઓ બધાઈ, તેને કારખાનામાથી તેમજ કોયલા કાઢવાના ને વહાણ બાધવાના ધધામાથી અને વેપારમાથી ભારી નફો મળવા લાગ્યો એ કપનીઓમાની એક 'સાઉથસી કપની' એટલે દક્ષિણ મહાસાગરમા વેપાર કરનારી કપની એ નામની હતી. તેના ઉપર લોકોનો ઘણોજ મોહ હતો. તે કપની દક્ષિણ અમેરિકા જોડે વેપાર કરવાને સને ૧૭૧૧ મા ઉભી થઈ હતી, અને તેને

ઇંગ્રેજોના વેપારનો ફેલાવ

સાઉથસી નામની કપની ૧૭૧૧ ૧૭૨૧

ઘણો મોટો નફો મળવાની આશા પડવાથી તેના ડીરેક્ટરોએ સને ૧૭૧૯ માં એવી માગણી કરી કે પ્રધાનો અમને વેપાર કરવાના ખાસ હક દે તો સરકારને જે જે લોકોનું દેવું હોય, તે બધાને કમ્પનીના શેર આપી અમે સરકારી દેવું પતાવી દઈએ. કમનસીબના જોગે ઈંગ્લાન્ડની બેંક પણ સરકારી દેવું પતાવવાને તૈયાર હતી. એથી બેઉ કમ્પનીએ પડાપડી કરી માગણી ચઢાવ્યા કીધી. સાઉથસી કમ્પનીએ સરકારને ૭૫ લાખ પૌન્ડ ધીરવાની છેલ્લી માગણી કરી, તે છેવટ સરકારે સને ૧૭૨૦ ના એપ્રિલ માસમાં એક બીલ પસાર કરી મંજૂર રાખી.

કાબેલ ધંધાદારીઓની નજરમાં આવ્યું કે આવડી મોટી રકમ ભરવા જોગ પુષ્કળ નફો એ કમ્પનીને કોઈ કાળે મળનાર નથી. નાર્ફોક પરગણાનો એક ગૃહસ્થ નામે રાબર્ટ વાલ્પોલ ઉંડી બુદ્ધિવાળો હતો, તેણે ઉપલા બીલની વીરૂદ્ધ પાર્લમેન્ટમા વાંધો લીધો, પણ તે નકામો ગયો. સાઉથસીના શેર પાછળ આખું ઈંગ્લાન્ડ ગાંડું જેવું થઈ ગયું. ગામડાંના ગૃહસ્થોએ પોતાના વતન વેચી સાટી પૈસા મેળવી શેરસટ્ટાનો ધંધો કરવા માંડયો. પાદ્રિઓ, રાંડીરાંડ સ્ત્રીઓ, સાહુકારો, વૈદ્ય ને વકીલો, એ મધ સર્વ જાએ શેર લેવાને પડાપડી કરી, તેથી છેવટ મૂળમાં સો પૌંડનો શેર તે એક હજાર પૌન્ડે વેચાવા લાગ્યો. સટ્ટાની ઘેલછા ચાલતી હતી તેમાંથી ન્યાલ થવાને માટે આ સિવાય બીજી પરપોટા કમ્પનીઓ ઉભી થઈ, અને શેર બજાર તો જુગારના અખાડા જેવુંજ બની રહ્યું. આખરે સાઉથસીના ડીરેક્ટરોને ભાસ્યું કે નાની નાની કમ્પનીઓ અમારૂ બજાર બગાડે છે, તેથી કેટલીક કમ્પનીઓનું પોકળ તેમણે બહાર પાડયું. પરતુ એવી રીતે બીજાના બાર વગાડવા જતા પોતાના બાર વાગી ગયા. એકવાર વિશ્વાસ ડગમગ્યો, એટલે ઉંડી નજરે તપાસ કરતાં લોકોને સ્પષ્ટ માલૂમ પડયું કે કમ્પનીએ બેશુમાર નફો પેદા કરવાની કબૂલાત દીધી હતી, તે

વાલ્પોલ વાંધો ઉઠાવેછે, ૧૭૨૦.

પ્રમાણે તેનાથી કદી થઈ શકે એમ નથી ભાવ એકદમ ગગડી પડ્યો, અને મૂળ સો પૌન્ડની કીમતના શેરના ભાવ વધીને સહસ્ર પૌન્ડ થયા હતા, તેના પાછા ૧૩૫ પૌન્ડ બોલાયા ને છેવટ તેની કિંમત નહી સરખીજ થઈ ગઈ સાઉથસી પરપોટો એકાએક ફૂટ્યો, કમ્પની ભાગી પડી, અને સેંકડો માણસો પાયમાલ થઈ ગયા લોર્ડ સ્ટાનહોપ નામે એક પ્રધાન તો હબકીને મરણ પામ્યો. બીજો એક પ્રધાન લાર્ડ સન્ડરલાન્ડ કરીને હતો તેણે નોકરીનું રાજીનામુ આપ્યુ, અને મામલો ઠામ પાડવાને વાલ્પોલને પ્રધાન કરવામાટે સમસ્ત પ્રજા એકે અવાજે પોકાર કરી રહી, કેમકે વાલ્પોલ એકલાએજ સાઉથસી કમ્પનીવાળા બીલની સામા વાંધો લીધો હતો રાજાએ ડહાપણ વાપરી લોકોની મરજી સંપાદન કીધી સને ૧૭૨૧ મા નવું પ્રધાનમંડળ નીમી વાલ્પોલને મુખ્ય પ્રધાન બનાવ્યો તેણે ઇંગ્લાન્ડની પેઢીની મદદ મેળવી લોકોની હમક મટાડી, અને કેટલાકના ડૂબેલા પૈસા પાછા આપ્યા આવતા વીસ વરસ લગી ઇંગ્લાન્ડમા વાલ્પોલ અગ્રેસર હતો 'મુખ્ય પ્રધાન'નો ઇલકાબ પ્રથમ એનેજ મળ્યો, અને કાબિનેટ એટલે કારભારી મંડળમા અત્યાર લગી જે સ્થાને ગાદીપતિ બીરાજતા તે સ્થાનપર એ બેસવા લાગ્યો (૪૦૧ મુ પાનું જુઓ) એ ગામડાનો ગૃહસ્થ હોઈ બેઢંગો ને અસભ્ય હતો એનામા વિદ્યા કે મૂળશોધક બુદ્ધિ ઘણી થોડી હતી એણે મોટા સુધારા બિલકુલ કર્યા નથી સભાસદોને રુશ્વત ખવાડી પાર્લમેન્ટને પોતાના મતપર ચલાવવા માટે એને ઘણો દોષ દેવામા આવેછે પરંતુ એથી ઉલટું નિર્મળ બુદ્ધિવાળો ને વ્યવહારમા કુશળ હોઈ એનામા પાકી સમજ પુષ્કળ હતી કાથેલિક અને ડિસેન્ટર લોકોની વિરુદ્ધ કાયદા થવાથી તેઓ ચીડાઈ રહ્યા હતા તેથી અને ટોરી ગત॥

સાઉથસી કમ્પની નામનો પરપોટો ફૂટી જાયછે, માહે માર્ચ સને ૧૭૨૧

વાલ્પોલ મુખ્ય મંત્રી નિમાયો ૧૭૨૧ ૧૭૪૨

પુષ્કળ ગામડિયા ગૃહસ્થો સ્ટૂઅર્ટોને પાછા આણવાની ઇચ્છા કરતા હોવાથી દેશમાં અસ્વસ્થતા ઘણી હતી એ વાત વાલ્પોલના જાણવામાં આવી.

હવે વાલ્પોલ પેડે ગામડાનો ગૃહસ્થ હોવાથી તે પોતાની બાજુ પર હાનોવર કુળનો પક્ષ કરનારા રસેલ, કાવેન્ડિશ, અને એવાં બીજાં મોટમોટાં વ્હિગ કુટુંબોનો જમાવ કરી રાખ્યો. પાર્લમેન્ટના સભાસદો પસંદ કરી મોકલવાની સત્તા આ કુટુંબોના હાથમાં ઘણી હતી. એ શિવાય સાલ્સબરીની પેડોશમાં ઓલ્ડસારમ સરખા કસ્બાની પડતી થઈ જવાથી તેમાં મત આપનારૂં ભાગ્યેજ કોઈ રહ્યુ હતું. તથાપિ એવા કસ્બાઓ હજી પણ સભાસદો ચૂંટી પાર્લમેન્ટમાં મોકલતા, અને જ્યાં થોડા ઘણા મત આપનારા રહ્યા હતા, તેઓ જે કોઈ ઘણામાં ઘણા પૈસા પરખાવતું તેને પોતાના પ્રતિનિધિની જગા વેચી મારતા; એ પ્રમાણે પાર્લમેન્ટમાં અરધભાગ ઉપરાંતના સભાસદો લોકોએ ખરેખરા પસંદ કરી મોકલેલા નહતા, પરંતુ સરકારે નીમેલા હતા, તેથી કામન્સની સભા વાલ્પોલના તાબામાં રહી તેનું કહ્યું કરે એવી હતી.

વ્હિગ કુટુંબો અને પાર્લમેન્ટમાં સભાસદ મોકલી આપનારા કસ્બા.

એવી સભાને તેણે દેશમાં સ્વસ્થતા કરવાના કામમાં લીધી. ફ્રેન્ચ લોકો જોડે મિત્રાચારી બાંધી રાખીતેણે પ્રિટેન્ડરને હાલવા ચાલવા દીધો નહિ, અને ડીસેન્ટર તથા કાથલિક લોકોની વિરૂદ્ધના કાયદા રદ ન કરતાં તે કાયદાઓનો અમલ થવા દીધો નહિ. સને ૧૭૨૨ માં જે કોબ્બાઈટ લોકોએ એક નાનું સરખું તરકટ જમાવ્યું હતું પણ ખરૂં, ને તેમાં ઉશ્કેરણી કરવા બાબત રોચેસ્ટર નગરના બિશપ આટર્બરીને દેશવટો પણ દેવામાં આવ્યો. આયર્લાંડના ચલણીનાણાને માટે ૧,૦૮,૦૦૦ પૌંડની કીમતના અરધા પેની અને ફાર્ધિંગના શિક્કા પાડવાની સનદ વાલ્પોલે વુડ નામના એક લુહારને આપી, તેથી ત્યાં

વાલ્પોલ દેશને સ્વસ્થ કરેછે

બખેડો થયો. નવું નાણુ કાઢવાથી દેશને નુકશાન થશે, એવું ધારીને આયર્લૅન્ડની પાર્લમેન્ટે એ બાબત વાંધો લીધો, અને સ્વીફ્ટ નામના ગ્રથકારનો વાલ્પોલપર અણગમો હતો, તેણે એ સબંધમા સાત પત્રો પ્રસિદ્ધ કરી આયર્લૅન્ડના લોકોના મન વધારે ઉશ્કેર્યાં. એ પત્રો ડ્રેપિયર લેટર્સ એટલે ડ્રેપિયર નામે કોઈ ગૃહસ્થના લખેલા પત્રો એ નામે ઓળખાયા. તથાપિ વાલ્પોલે ડહાપણ વાપરીને અરધા પેનીનું ચલણ બધ કર્યું એટલે કાઈ અનિષ્ટ થયુ નહિ. આવી રીતે તેણે સર્વત્ર શાન્તિ જાળવી રાખી, અને લોકોને એક તંતે ચાલતા રાજકારભારની ખૂજ કરવાનુ શીખવ્યુ, તે એટલા માટે કે તેની સત્તાનાયે નિગતે રહી તેઓ કામધધો સુખે કરી શકે.

વૃદ્ધનુ અરધા પેની નામનુ નાણું, ૧૭૨૩

સને ૧૭૨૭ ના જૂન માસની ૧૦ મી તારીખે પહેલો જ્યોર્જ રાજા હાનોવરમાં ઓસ્નાબ્રૂક ગામે ગાડીમા બેસી જતો હતો, તેવામા ફેફરૂ આવવાથી તે મરણ પામ્યો, અને તેનો પુત્ર બીનહરકતે તેની પાછળ ગાદીપર બેઠો, અને નવા રાજાને વાલ્પોલ પસદ પડતો નહતો, તથાપિ તેનો ઘણો ખપ હોવાથી રાજાએ તેને કાઢી મૂક્યો નહીં, અર્થાત્ રાજાનો ફેરફાર થયો, તો પણ ઈંગ્લાન્ડની સ્થિતિ હતી તેવી ને તેવીજ રહી

## બીજો જ્યોર્જ, સને ૧૭૨૭ થી ૧૭૬૦ સુધી.'

બીજો જ્યોર્જ રાજા ઇંગ્રેજી બોલી જાણતો તથાપિ તે તેના બાપ સરખો પૂરેપૂરો જર્મન હતો હઠીલો ને કામાતુર હોઈ ઘણીવાર હોલાન્ડની ખાતર ઈંગ્લાન્ડનુ અકલ્યાણ કરવાની તે ઇચ્છા કરતો. પરતુ સારા ભાગ્યે તેની ધણીઆણી નામે આસ્પાકની કારોલાઈનનું ચલણ તેનાપર વિશેષ હતું તે બાઈ ઘણી હોશિયાર હોવાથી તેણે વાલ્પોલની અતિશય યોગ્યતા ધ્યાનમા લેઈ સને ૧૭૩૭થી પોતાના મરણ પર્યન્ત તેને પુષ્ટિ દીધી. ત્યારેકેડે આ રાજાના અમલને અન્તે મહાન પિટે

૨ જા જ્યોર્જનું લક્ષણ

રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. એ પિટ પાછળથી લોર્ડ ચાથમ બન્યો હતો. એકંદરે બીજા જ્યોર્જની કારકીર્દી ઇતિહાસમાં ઘણી અગત્યની છે એ વાત આગળ જતાં જાણવામાં આવશે; તેનું કારણ એ કે એ રાજા પોતાની મરજી વિરૂદ્ધ બે સમર્થ પ્રધાનોને વશ પડયો હતો. એ પ્રધાનોને રાજા પસંદ કરતો નહતો.

મહેસુલ બાબત વાલ્પોલે કરેલો બંદોબસ્ત.

હવે પછીનાં દશ વર્ષમાં વર્ણન કરવા જોગ બહુ થોડીજ હકીકત બનીછે. ખાસ કરીને સરકારી ખરચ કમી કરીને રાજ્યના દેવા પેટે થોડીક રકમ ભરવાના કામમાં વાલ્પોલ મચ્યો રહ્યો. સાથે સાથે ઇંગ્લાન્ડમાં આવતી જતી પુષ્કળ ચીજો પરથી તેણે જકાત કાઢી નાખી. સંસ્થાનોને બીજા દેશો જોડે વેપાર કરવાની મનાઈ કરી હતી, તેમાં મૂર્ખાઈ થઈ છે, એ વાત તેણેજ પહેલ વહેલી લક્ષમાં લેઈ, જ્યોર્જીઆ ને કારોલાઈન એ બે સંસ્થાનોને યુરોપમાં જૂદે જૂદે બંદરે ચોખા ચઢાવવાની રજા દીધી. એથી કરીને ઇજીપ્ત અને ઈટાલિના હલકી જાતના ચોખાને બદલે કારોલાઈનના ચોખા વપરાવવા લાગ્યા, ને તેથી સઘળા દેશોને લાભ થયો. એ સિવાય ઇંગ્લાન્ડના બંદરે ભારી જકાત લેવાતી તે ઓછી કરી દેશની

દાણચોકીનો ખરડો નામંજુર થયો, ૧૭૩૩.

અંદરના ભાગમાં કેટલીક ચીજો પર દાણ ચોકી વસુલ કરવાની તેણે કોશિશ કરી. એ કોશિશ પાર પડી હોત તો દાણ ચોરી ઘણે ભાગે બંધ થઈ જાત; લંડનના બંદરમાંથી જકાત નીકળી જાત, ને વેપાર અર્થે તે ખુલ્લું થાત; અને ઇંગ્લાન્ડનો વેપાર દોપટ વધી ગયો હોત. પરંતુ લોકોને આ બધી વાતની સમજ પડી નહિ. દાણના ઉઘરાતદારો દાણ લેવા દુકાને આવે, તે દુઃખ તેમને અસહ્ય લાગ્યું. પાર્લામેન્ટમાં દાણને લગતા ખરડાની સામા ઘણી તકારાર થઈ, તેથી વાલ્પોલે તે ખરડો પાછો ખેંચી લીધો. તથાપિ તેની સત્તાનું જોર હજી ઘણું હતું; અને જે ભૂલને લીધે ઘણી વેળા લોકપ્રિય પ્રધા-

નોની પાયમાલી થાયછે તેવી જાતની ભૂલ કરતા લગી તેનું તે જોર કાયમ રહ્યું. તેણે કુલ અધિકાર પોતાને હસ્તક લેવાની ઇચ્છા કરી

વાલ્પોલ ઉપરથી તેના સ્નેહીઓના મન ઉચા થાયછે

બીજા માણસોની ઈર્ષા કરતો હોવાથી તેણે પોતાની પ્રધાન ટોળીમાથી ઘણુ કરીને બધા પુરૂષોને ધીમે ધીમે ખસેડી મુક્યા. તેનું પરિણામ એ થયું કે એક મજબૂત 'વિરૂદ્ધ' પક્ષ તેની સામે ખડો થયો એ પક્ષના આગેવાન તરિકે પૂલ્ટની જે પાછળથી બાથનો અર્લ થયો તે, કાર્ટેરે અને ચેસ્ટરફીલ્ડ જેવા પુખ્ત નર હતા. અને જુવાનિયા મંડળમા મોથી ઉત્તમ વક્તા અને વિરોધ આ સ્થાનાન વિલિયમ પિટ કરીને એક તરૂણ હતો એ પિટ મદ્રાસના આગલા કોઈ ગવર્નરનો પૌત્ર હોઈ ઘોડેસ્વાર પલટણનો અમલદાર

સ્વદેશભક્ત ટોળી ૧૭૩૭

હતો આ વિરૂદ્ધ પક્ષના માણસોએ 'સ્વદેશભક્તો' એવુ નામ ધારણ કરી વાલ્પોલની અવિગ્રહ ની તિની અને તેની રૂશવત આપીને મત મેળવવાની રીતિની સામા મોટો પોકાર ઉઠાવ્યો ઠીલાર કુવર ફ્રે- ડરિકને તેના માતપિતા વેરે ટંટો થયો હતો, તેણે આલોકોનો પક્ષ કર્યો, તથાપિ વાલ્પોલ વિનયપૂર્વક તેમનો તિરસ્કાર કરતો. સ્વદેશાભક્તિ અને આબરૂ સબંધી તેઓ બોલતા, તે વારે તે તેમને હસી કાઢતો, અને કહેતો કે તેઓ જેમજેમ ડાહ્યા થતા જશે, તેમતેમ તેઓ એ- પ્રમાણેનું બોલવુ મૂકી દેશે. સને ૧૭૩૯ મા સ્પેન વેરે ટંટો થવાથી તેની પડતીનો આરંભ થયો, ત્યાલગી તેણે પોતાનો પગ ટકાવી ગયો

બરૂ જોતા ઇંગ્લાન્ડ ઉપર એક જાતનું સંકટ અંદર આનેથી ઝૂ- ઝુમી રહ્યું હતુ, કારણકે તેનો બહોળો વેપાર ને પુષ્કળ સસ્થાનો દેખી- ને ફ્રાન્સ બહુ બળતુ હતુ. સને ૧૭૩૩ મા ફ્રાન્સના પદરમા લુ- ઈએ પોતાના મામા સ્પેનના પાચમા ફિલિપ વેરે 'કુટુબી એકકો' કરી એવો કરાર કર્યો કે સ્પેન દેશે ઇંગ્લાંડના હાથમાથી દક્ષિણ- અમેરિકા માથેનો વેપાર ધીમેધીમે પડાવી લઈ ફ્રાન્સને સોંપી દેવો

આ વેળા લૂઈને પેટે પ્રજા થયેલી હતી તેથી તેને તેના મામાનો બિલકુલ ડર નહતો. આ કરારના બદલામાં ફ્રાન્સે જીબ્રાલટર પાછું મેળવવાના કામમાં સ્પેનને કુમક દેવાનું વચન દીધું હતું. ઉપર કહેલો એકરો થયો તે વેળા કોઇને તેની ખબર પડી નહિં. પરંતુ તેથી ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે એક લાંબા ઝગડાનો ખરેખરો પ્રારંભ થયો. પૃથ્વી પરના મુખ્ય સસ્થાનો અને મુખ્ય વેપાર ઇંગ્લાંડ અને ફ્રાન્સ, એ બે દેશમાંથી કોણે હસ્તક કરી લેવા તે બાબત આ ઝગડો હતો.

ફ્રેમીલી કામપાક્ટ એટલે કુટુંબી એકરો, ૧૭૩૩.

ઇંગ્લાંડ જોડે ટંટો કરવાનું બહાનું સ્પેનને જોઇતું હતું તે મેળવવું મુશ્કેલ જણાયું નહિં. એ તો યાદ હશે કે યૂટ્રેક્ટના તહનામાની રૂએ (૩૬૮ મું પાનું જુઓ) ૬૦૦ ટન બોજો માઈ શકે એવું એક ઇંગ્રેજી જહાજ દરવરસે દક્ષિણ મહાસાગરમાં વેપાર અર્થે મોકલવાની પરવાનગી થઈ હતી. એ જહાજવાળા કરાર બરોબર પાળતા નહતા. બીજા નાનાં નાનાં બારકસો મોટાં જહાજની નજદીકમાં ભટક્યાં કરતાં, ને રાતના માલ લાવી મોટા જહાજમાં ભરતાં. એથી કરીને એક જહાજપૂર કરતાં વધારે માલ જમીનપર ઉતારવામાં આવતો. એ સિવાય અમેરિકામાં સ્પેન તાબાના બદરોમાં જકાત ન આપતાં ચોરીથી ઇંગ્લાંડનો કેટલોક માલ દાખલ થતો, તેથી દરિયાપર વહાણની જડતી લેવાનો હક સ્પાનિયર્ડો બજાવવા લાગ્યા. એથી કરીને વારવાર બળાત્કાર થવા લાગ્યો. ફ્રાન્સજોડે ઉપર કહેલો કુટુંબી કરાર થયો, ત્યારપછી તો એવી જાતનો બળાત્કાર ઘણો વધી પડ્યો, અને ઇંગ્રેજ લોકોને ઘણો રાગ ચઢ્યો. સને ૧૭૩૮ માં કોઈ એક વહાણના જેન્કિન્સ નામે કપ્તાને પાર્લમેન્ટની હજૂર આવી કહ્યું કે સને ૧૭૩૧ માં સ્પાનિયર્ડ લોકોએ મારા કાન કાપી નાખ્યા હતા, અને ઇંગ્લાંડને તથા ત્યાંના રાજાને ગાળ દીધી હતી. ઉપલી હકીકત ખરે-

જેન્કિન્સના કાન કાપવાથી થયેલો વિગ્રહ, ૧૭૩૯.

ખરી બની હતી કે નહિ તે વિષે ઘણો શક રહેછે. વાલ્પોલે સલાહ જાળવી રાખવાને ભગીરથ પ્રયત્ન કર્યો, પરંતુ સ્વદેશાભક્તોએ આ વાતનો જોગ સાધી દેશમાં ઉશ્કેરણી કરી વાલ્પોલને તેની મરજી વિરૂદ્ધ લડાઈ જાહેર કરવાને જરૂર પાડી. લડાઈની વાત સાભળી લોકો હરખાયા, તેવારે તેણે કહ્યું કે ભલેને તેઓ હરખભર્યા હમણા ઘંટના નાદ કરે, પરતુ થોડા વખતમાં પોતાના હાથ ઘસતા થશે.

વાલ્પોલનું કહેવું વાજબી હતું. પરંતુ તેને વિગ્રહ કરવો ગમતો નહતો, તો તેણે રાજીનામું આપવું હતું, અને જે લોકોની મરજી વિગ્રહ કરવાની હતી તેમને લડાઈનો કારભાર સોંપવો જોઈતો હતો. આરભમાં ઝગડો ઠીક ચાલ્યો નહિ, અને લોકો એવું કહેવા લાગ્યા કે વાલ્પોલ વિરૂદ્ધ છે માટે એમ થાયછે.

વાલ્પોલની પ- ડતી, ૧૭૪૨.

એ ઉપરાંત સને ૧૭૪૦ માં એથી પણ વધારે મોટો વિગ્રહ ઉત્પન્ન થયો, તે આખા યુરોપ પર ફરી વળ્યો. આ મહાન્ વિગ્રહ સાથે સ્પેન વેરે આરંભેલા વિગ્રહની મિસલ થઈ ગઈ. એવામાં સને ૧૭૪૦ ના શિયાળામાં બરફના સખ્ત કરા પડ્યાં, ને ત્યાર પછી શિયાળાનો પાક નળગો પાકયો, તેથી ઇંગ્લાંડ અને આયર્લાન્ડ એ બે દેશપર મોટી આફત ગુજરી. દુકાળના વખતમાં જેટલી વધી જાય તેટલી રોટલીની કીમત હાલ વધી ગઈ, અને લોકો સરકારને દોષ દેવાને સદા તૈયાર હોઈ વાલ્પોલના સામા ઘણું ફરફડવા લાગ્યા. છેવટસને ૧૭૪૨ ના જાનેવારીમાં તેને રાજનામું આપી ચાલી જવું પડ્યુ. શિરસ્તા પ્રમાણે તેના દુશ્મનોએ તેને માથે આરોપ ચઢાવવાની ઇચ્છા કરી, પરંતુ તેની પીઠ પાછળ પુષ્કળ સ્નેહીઓનું જોર હતુ, તેથી તેમનું કંઈ વળ્યું નહિ. તેને ઓર્ફર્ડના અર્લનો ઇલિકાબ આપી અમીરની પદવી દીધી, અને ૪૦૦૦ પૌન્ડનું વર્ષાસન બાંધી આપ્યું. ઇંગ્લાંડના કેટલાક મુખ્ય પ્રધાનોએ કારભાર છોડયા પછી જોખમમાં પડી મસ્તક નહિ

ઓતાં ઉલટાં ખિતાબ મેળવ્યાછે તેઓમાં સૌથી પહેલો વાલ્પોલ હતો. આ સમય ઉપર આમની સભાએ આખા દેશપર અમલ ચલાવવાનું કામ કેવી રીતે હાથમાં લેવા માંડયું હતું તે ઉપલી હકીકત પરથી જણાયછે. આગલા વખતમાં કોઈપણ પ્રધાન લોકોને આકરો થઈ પડતો તે વારે તેનું કાસળ કાઢવાને તેને આરોપિત ઠેરવ્યા વિના બીજો કાંઈ ઈલાજ નહતો, પરંતુ હવેતો વાસ્તવિક સત્તા કૅામન્સના હાથમા હોવાથી તેઓ કોઈપણ પ્રધાનને અધિકાર પરથી દૂર કરી શકતા, અને સાથે સાથે આગલી નોકરી બદલ તેનું સન્માન કરી અમીરની સભામાં બેસવાની તેને જોગવાઈ કરી આપતા.

વાલ્પોલનો કારભાર પડી ભાગ્યો, તેની સંઘાથે ફ્રાન્સ જોડે સલાહ જાળવી રાખવાની રાજનીતિનો પણ અન્ત આવ્યો. એ નીતિ પા સૈકા ઉપરાંત વધારે મુદત નીભી હતી. હમણાં નવું પ્રધાનમંડળ થયું, તે બીજા જ્યૉર્જની ઘણા દિવસની ઇચ્છાનુસાર હાનોવરનું રક્ષણ કરવાને અર્થે યૂરોપખંડપર ચાલતા વિગ્રહમાં સામિલ થવાને રાજી હતું. જર્મેનીનો પાદશાહ છઠ્ઠો ચાર્લ્સ અપુત્રવાન હોવાથી તેણે યૂરોપના સઘળા મહાન્ રાજ્યોને સમજાવીને 'પ્રાગ્માટિક સાંક્શન' (પાદશાહી ફરમાન) નામે તહનામાપર સહી કરાવી લીધી, તેથી આ વિગ્રહ ઉત્પન્ન થયો હતો. આ તહનામાની રૂઈએ તે પાદશાહની પછી તેનો તમામ મુલક તેની દીકરી મેરિયા થેરિસાને મળે એ પ્રમાણેની કબૂલાત સર્વે રાજ્યોએ કરી હતી.

આસ્ટ્રિયાની ગાદીસબંધી વિગ્રહ.૧૭૪૦ ૧૭૪૬.

પરંતુ સને ૧૭૪૦ માં પાદશાહ મરણ પામ્યો તેવારે ઇંગ્લાન્ડ ને હોલાન્ડ સિવાય તહનામાપર સહી કરનાર બીજાં બધાં રાજ્યો પોતાનો બોલ પાળવાને રાજી નહતાં. પ્રુશિયાનો રાજા બીજો ફ્રેડરિક સૈલિશિયા પ્રાન્ત ખથાવી પડયો, ને બવેરિયાના ઇલેક્ટરે આસ્ટ્રિયાપર દાવો કર્યો તેનો પક્ષ ફ્રાન્સ અને સ્પેને લીધો. આસ્ટ્રિયાની આર્ચડચેસ (વડી ઠકરાણી) અને હંગરીની રાણી મેરિયા થેરિસા પોતાના હક-

માટે સાહજોરીથી લડી અને આ 'ઓસ્ટ્રિયાની ગાદીના વારસા સબંધી ઉઠેલો વિગ્રહ' લગભગ નવ વરસ લગી જારી રહ્યો. ખરું જોતાં તો બળતુલા સબંધી જે જંગ સદા ચાલ્યા કરતો તેનાજ પેટાનો આ વિગ્રહ હતો. એવા જંગને લીધે યૂરોપના પ્રત્યેક રાજ્યને એવી ધાસ્તી રહે છે કે રખેને એકાદુ રાજ્ય બીજા કરતાં વધારે બળવાન થઈ જઈ બળતુલાનો ભંગ કરે.

ઈંગ્લાંડે 'પાદશાહી ફરમાન' પર સહી કરી હતી તેથી તેને યુદ્ધમાં સામિલ થવાનું બ્હાનું જડયું, અને બીજો જ્યોર્જ રાજા પડે યુદ્ધે ચઢ્યો. સને ૧૭૪૩ના જૂન માસમાં મેન નદીને કાંઠે ડેટિંજન આગળ લડાઈ થઈ, તેમાં તેણે ફ્રેન્ચ લોકોનો પરાજય કર્યો. વાલ્પોલની યુક્તિથી જે સંકટ અત્યાર લગણ બળાઈ રહ્યું હતું તે હવે ઈંગ્લાન્ડપર ચઢી આવ્યું. જૂઠા હકદારના પુત્ર ચાર્લ્સ એડ્વર્ડની સરદારી નીચે ૧૫,૦૦૦ માણસનું લશ્કર સમુદ્ર ઓળંગી ઈંગ્લાંડને કાંઠે ઉતરવાને રવાના કરી ફ્રેન્ચ લોકે તુરતાતુરત વેર વાળ્યું. એ લશ્કર ઈંગ્લાન્ડને કાંઠે ઉતરી શક્યું નહિ, કેમકે જે કાફલો તેને લઈ નિકળ્યો હતો તે તોફાનને લીધે વિખરાઈ ગયો. પરંતુ બીજે વરસે **માર્શલ સાક્સ** નામે નામીચા સેનાપતિના હાથ નીચે ફ્રેન્ચલોકે ફોન્ટેનોય આગળ ઈંગ્રેજોનો પરાભવ કર્યો. ત્યારબાદ રાજપુત્ર **ચાર્લ્સ એડ્વર્ડે** પોતાના પિતાને માટે ઈંગ્લાંડની ગાદી પાછી મેળવવાનો બીજો પ્રયત્ન કર્યો, અને સને ૧૭૪૫ ના જુલાઈમાં **હાઈલાન્ડસ**ની ભૂમિપર આવી ઉતર્યો.

ડેટિંજનનું યુદ્ધ, ૧૭૪૩

ફોન્ટેનોયનું યુદ્ધ, ૧૭૪૫

પહેલાં તો વાલ્પોલનું કરેલું સઘળું કાર્ય નિષ્ફળ થવા બેઠું હતું એવો ભાસ થયો. ચાર્લ્સ એડ્વર્ડ કાંતિમાન અને સાહસિક તરુણ હતો. હાઈલાન્ડર લોકો તેની આસપાસ એકદમ બેગા મળ્યા. આગસ્ટની ૨૯ મી તારીખ થતાં તેના હાથ નીચે એક મહાન ફોજનો જમાવ થઈ

આગેદી રાજપુત્ર ચાર્લી, ૧૭૪૫

ગયો. એક પખવાડિયા કેડે તેણે એડિનબરો નગરમાં દાખલ થઇ પોતાના પિતાની રાજા તરિકે દુવાઈ ફેરવી, અને ૨૧ મી સપ્ટેંબરે તેના હાઈલાન્ડર સિપાઈઓએ એડિનબરોથી સુમારે ૯ માઈલ પર આવેલા પ્રેસ્ટનપાન્સ નામે ગામ આગળ સર જૉન કૉપના હાથતળેની ઇંગ્રેજી ફોજના કાપીને ટૂકડેટૂકડા કરી નાંખ્યા. હવે 'સુન્દર રાજકુંવર ચાર્લી' ઘણું ખરૂં સ્કાટલાન્ડનો ધણી થયો, અને છ અઠવાડિયાં કેડે ૬૦૦૦ માણસનું સૈન્ય લેઈને ઇંગ્લાન્ડમાં પોતાનું નસીબ અજમાવવાને ઉપડી ગયો.

ઇંગ્રેજ ખંડ જમાવતા નથી.

તથાપિ અહિં ઇંગ્લાન્ડમાં તેનો ભરમ તરત ભાગી ગયો. બન્ને જ્યોર્જ રાજાઓના અમલ નીચે ઇંગ્રેજ લોકો સુખશાન્તિમાં રહ્યા હતા, તેથી ફરીથી લઢાઈ સળગાવવાની તેઓની ઇચ્છા નહતી. તરૂણ રાજપુત્રને તથા તેનાં હાઈલાન્ડરોને જોવાને કાજે લોકનાં ટોળે ટોળાં ભેગાં થતાં, પરંતુ કોઈ તેમની જોડે સામિલ થયું નહિ. રાજપુત્ર ડર્બી નગર જઈ પહોંચ્યો તેટલા વખતમાં તો તેના સલાહકારોની ખાતરી થઈ ચૂકી હતી કે ઇંગ્રેજી ફોજ એટલી બધી બળવાન છે કે તેની સામા ટક્કર ઝીલી શકાય તેમ નથી. તેથી તેમણે પાછા હઠીને ગ્લાસ્ગો જવાની તેને સમજુત કરી. સને ૧૭૪૬ના જાનેવારીમાં ફાલ્કર્ક આગળ તેને એક ફતેહ મળી ખરી, પરન્તુ થોડાક મહિના કેડે એપ્રિલ

ક્લોડન તથા ફાલ્કર્કના યુદ્ધ ૧૭૪૬.

માસમાં ઇન્વર્નેસ પરગણાના સીમાડાપર ક્લોડન આગળ કમ્બર્લાંડના ડ્યૂકે તેની હાઈલાંડર સેનાનો છેક જ પરાજય કર્યો. ત્યાર પછીના પાંચ મહિના સુધી રાજપુત્ર ચાર્લીએ હાઈલાન્ડ્સની ફરતાં ભટક્યાં કીધું, તે અરસામાં તેના મિત્રોએ તેને વખતોવખત છૂપાવી રાખી પોતાની ઈમાનદારી દર્શાવી હતી. તેને ખાસ કરીને છૂપાવી રાખનાર ફ્લોરા માકડોનાલ્ડ નામે એક બાઈ હતી. એ બાઈએ તેનો પક્ષ ખરા દિલથી ધર્યો હતો. છેવટે સપ્ટેમ્બર માસમાં તે પલાયન કરી પાછો ફ્રાન્સ ગયો.

જેકોબાઈટ લોકોનું આ સૌથી છેલ્લું બંડ હતું. એના પછી સ્ટુઅર્ટ વંશીઓએ ગાદી મેળવવાનો પ્રયત્ન ફરીથી કદી કર્યો નહિ. વૃદ્ધ પ્રિટેન્ડર સને ૧૭૬૬ માં મરી ગયો, અને રાજપુત્ર ચાર્લી સને ૧૭૮૮ માં રોમમાં દેવલોક પામ્યો. ત્યાં તેનો એકનો એક ભાઈ 'કાર્ડીનલ' ( ધર્માધિકારી ) નો હોદ્દો ભોગવતો હતો. કલોડનની લડાઈ બાદ કમ્બર્લૅન્ડના ડ્યૂકે હાઈલાન્ડરોને બહુ નિર્દયપણે પીડ્યા, અને ત્રણ સ્કાટચ અમીરોનો શિરચ્છેદ કર્યો. એ ઉપરાંત ટોળીના નાયકોને હાથ પોત પોતાની ટોળી પર અમલ ચલાવવાની સત્તા હતી તે લેઈ લેવા ખાતર તથા જાગીર પદ્ધતીનો રીવાજ નાબૂદ કરી હાઈલાન્ડસની રૈયતને પાધરી રાજાની હકુમત નીચે લાવવા કાજે કાયદા કરવામાં આવ્યા. લડાઈનો હથિયાર ધારણ કરવાની કે પોતાની જાતિનો ખાસ પોશાક પહેરવાની હાઈલાન્ડર લોકોને મનાઈ થઈ. આથી કરીને બાર વરસ કેડે જૉન ડંકન નામના એક સ્કાટચ ગૃહસ્થે યુદ્ધમાં લડવા મોકલવાને હાઈલાન્ડરોની પલટણ બનાવવાની રૂડી કલ્પના ઉઠાવી, તે પિટે સ્વીકારીને અમલમાં મૂકી ત્યાં લગણ તેમણે ઘણું દુઃખ ભોગવ્યું અને તેઓ જંપીને બેઠા નહિ. પરન્તુ પલટણમાં દાખલ થયા પછી તો આજ સુધીમાં હાઈલાન્ડરો કરતાં વધારે બહાદુર અને નિમકહલાલ રૈયત બીજી કોઈ થઈ નથી.

હાઈલાન્ડરોનાં હથિયાર લઈલીધાં, ૧૭૪૬

આ બધાં વરસોમાં લડાઈ અને શત્રુઓને લીધે દેશ હેરાન હેરાન થતો હતો, તે દરમ્યાનમાં ધર્મ અને ધર્મોપદેશક સમ્બન્ધિ એક પણ શબ્દ આપણે કાને પડતો નથી. વાલ્પોલે ખાસ કાળજી લઈ બધું શાન્ત રાખ્યું હતું. ઉપલા વર્ગના લોકો ધર્મની કે નીતિની પરવા બિલકૂલ કરતા નહિ, અને ગામડામાં આચાર્ય તરફથી ગામોટા રાખેલા તેમાંના ઘણાખરા જેકોબાઈટ હતા, તેઓ લોકોને ઉપદેશ દેવા કરતા રાજ્યપ્રકરણ બાબતની વધારે કાળજી

કરતા. વસ્તી વધતી ગઈ તેમ તેમ લોકો પાપમાં ને દુરાચારમાં વધારે વધારે ડૂબતા ગયા. લોકોના આવા ભૂરા હાલ થવાથી જ્યૉર્જ વ્હાઈટફીલ્ડ અને જૉન વેસ્લી નામે બે પાદ્રીઓ જાહેર ઉપદેશ કરવાને બહાર પડ્યા. તેઓ દેવળમાં તેમજ ખુલ્લા મેદાનમાં પણ સાંભળવા આવનાર બધા લોકોને ઉપદેશ કરવા લાગ્યા. કોયલા ખોદી કાઢનારા બ્રિસ્ટલના દાંડ મજૂરો, શહેરમાંના કંગાલ ગરીબ લોકો, આપેના ગામડામાંના ગામડીઆ લોકો, એ સઘળા જેઓ શ્રદ્ધાળુ અને ઉત્સાહી હોઈ તેમને સન્માર્ગ બતાવતા તેમનો ઉપદેશ સાંભળવાને એતરોમાં ને ખુલ્લા મેદાનોમાં ભેગા થતા. ત્રીજા હેન્રીના અમલમાંના જોગીઓની પેઠે અને આઠમા હેન્રીના સમયના ધર્મ સુધારકોની માફક વ્હાઈટફીલ્ડ અને વેસ્લીએ ધર્મમંડળ જે કામ બજાવતું ન હતું તે કામ બજાવ્યું. આ ઉપદેશકોના બોધથી મેથડિસ્ટ (કર્મકાંડી) અને 'વેસ્લિયન' એવા બે નવા પંથ ઉત્પન્ન થયા. અદ્યાપિ અમેરિકામાં અને ઇંગ્લાન્ડમાં એ બે પંથના પુષ્કળ આસ્થાવાન લોકો છે. તેઓ સ્થાપિત ધર્મનો ઈન્કાર કરેછે. પરંતુ એ પંથના સ્થાપન કરનારા ધર્મખાતાના અધિકારી હતા, અને તેઓને હાથે સૌથી ઉત્તમ કાર્ય એ થયું કે ઇંગ્લાન્ડનું ધર્મમંડળ તેમણે જાગૃત કીધું, તેથી ઇંગ્રેજ ધર્માધિકારીઓ ધીચ વસ્તીવાળા નગરોમાં અને શાંત ગામડાંમાં લોકોને એકનિષ્ઠાથી ને ઉત્સાહપૂર્વક ધર્મનું શિક્ષણ આપનારા અને ધર્મની સેવા બજાવનારા થયા.

વ્હાઈટફીલ્ડ અને વેસ્લીનો ધર્મોપદેશ, ૧૭૩૯.

હવે પછીના આઠ વરસમાં રાજકીય મામલો શાંત રહ્યો. હેન્રી પેલહામ નામે એક કામેલ પુરૂષ મહામન્ત્રિ થયો, તેણે દઢતાથી ઠીક કારભાર ચલાવ્યો. સને ૧૭૪૮ માં એલા-શાપેલની સલાહ થઈ તેથી યુરોપખંડપર જે વિગ્રહ ચાલતો હતો તેનો છેડો આવ્યો. આ

એલા-શાપેલનું તહનામું, ૧૭૪૮

વિગ્રહમા ઈંગ્લાન્ડને બેસુમાર ખર્ચ થયો હતા તે બદલ કામોડોર આન્સન દશ લાખ ડાલરની (એક જાતનુ નાણું) કીમતનું જવેરાત લુંટી લાવ્યો તે સિવાય બીજો કાંઈ લાભ થયો નહિ.

સ્પાનિયર્ડ લોકને લુટવા આન્સનને મોકલ્યો હતો તે પૃથ્વીની પ્રદક્ષિણા કરી ઈંગ્લાન્ડ આવ્યો. તથાપિ એ વિગ્રહને અન્તે સ્ટૂઅર્ટ રાજવંશીઓ તરફટ કરતા બંધ પડ્યા, અને દરિયાપર ગ્રેટબ્રિટનની સત્તા વધારે જામી.

સને ૧૭૫૧ મા વેલ્સનો શાહજાદો ફ્રેડરિક મરણ પામ્યો તેથી તેનો પુત્ર જ્યોર્જ ગાદીનો વારસ થયો. તેજ વરસમા એટલે સને ૧૭૫૧ મા એક ધારો પસાર કરી વરસના દહાડા ગણવાની નવીન પદ્ધતિ દાખલ થઈ. પોપ ૧૩ મા ગ્રેગરીએ સને ૧૫૮૨ મા જૂની પદ્ધતિમાં સુધારો કરી આ નવીન પદ્ધતિ રોમન કાથેલિક ધર્મ માનનારા સઘળા દેશોમા ચાલુ કરી હતી જૂની પદ્ધતિપ્રમાણે ચાર સૈકાને અન્તે વરસને છેડે ત્રણ દિવસનો વધારો માલુમ પડતો. નવીન પદ્ધતિ પ્રમાણે દર સૈકાની આખરે વધારાના આ ત્રણ દિવસ પૈકી એક દિવસ કમી કરવામા આવેછે તે એવી રીતે કે લીપ-ઈયર એટલે જે વરસના ફેબ્રુઆરી મહિનામાં એક દહાડો વધારાય છે તેવા એક લીપઈયરમાં સૈકાની આખરે દહાડો વધારતા નથી,અને દર ચોથા સૈકાની અન્તે તેવી રીતે દહાડો કમી કરતા નથી, કેમકે તેમ કરવાની જરૂર નથી ઈંગ્લાન્ડે આ નવી રીત સને ૧૫૮૨ મા બહાલ ન રાખી તેથી હાલ સને ૧૭૫૧ માં તેની ગણત્રીમા અને ફ્રાન્સ તથા જર્મનીની ગણત્રીમા અગિયાર દિવસનો ફરક પડ્યો, એટલે ઈંગ્લાંડમાં સપ્ટેમ્બરની ૩ જી તારિખ હતી તે દહાડે ફ્રાન્સ અને જર્મનીમાં સપ્ટેમ્બરની ૧૪મી તારિખ ગણાતી. ઉપર કહેલા કાયદાની રૂઈએ એવો ઠરાવ થયો કે સને ૧૭૫૨ ની સાલમાં અગિયાર દિવસનો ક્ષય કરી નવીન પદ્ધતિ ચાલૂ કરવી. લોકાને આ વાતની ગમ પડવી

પંચાંગનો સુધારો, ૧૭૫૧

મુશ્કેલ થઈ પડી, અને આ ૧૭૫૨ ના સપ્ટેમ્બરની ૩ જી તારિખને હવે પછીથી તે મહિનાની ૧૪ મી તારિખ ગણવી એવો હુકમ થયો, એટલે તો કોઈ કોઈ જગાએ ખરેખરાં ફિતૂર ઉઠયાં. કેમકે અગિયાર દહાડાની વાસ્તવિક ખોટ જાયછે એવી ભ્રાંતિ લોકોને થઈ. તેજ સાલનો એટલે સને ૧૭૫૨ ના વરસનો પ્રારંભ માર્ચની ૨૫ મીને બદલે જાનેવારીની ૧ લીથી કરવાનું ઠર્યું ત્યારપછીના વરસમાં એટલે સને ૧૭૫૩ માં લાર્ડ હાર્ડવિકે લગ્ન સંબધી એક ધારો પસાર કરાવ્યો, તે કારણથી એ વરસ યાદ રાખવા જોગ છે. કરજ નહિ દેવા બદલ કેદ પડેલા નિર્લજ પાદ્રિઓ ફ્લીટ પ્રીઝન નામે દીવાની તુરગની પડોશમાં લાજ લગાડે એવી રીતે સ્ત્રી પુરૂષના લગ્ન કરાવતા તેનો એ કાયદાથી અટકાવ થયો. કોઈ સ્ત્રી પુરૂષનું જોડું પેલા પાદ્રિઓકને જઈ પુષ્કળ પૈસા દેતું એટલે કોઈ પણ પ્રકારની ચોકસી કર્યાવિના તેઓ લગ્ન સાધી આપતા.

હાર્ડવિકનો લગ્નસબંધી કાયદો, ૧૭૫૩

પરન્તુ સને ૧૭૪૮ થી તે સને ૧૭૫૬ લગીના આઠ વરસમાં તળ ઇંગ્લાન્ડમાં સુખશાન્તિ રહી, તથાપિ તે દરમ્યાન દુનિયાપર જૂદી જૂદી દિશામા આવેલા દૂરના બે પ્રદેશમાં ઇંગ્લાન્ડ ને ફ્રાન્સ વચ્ચે ઝઘડો ચાલતો હતો. રાણી એલિઝાબેથે ઇંગ્રેજ વેપારીની એક મંડળીને ઈસ્ટ ઈન્ડિઝ જોડે વેપાર કરવાની પરવાનગી દેઈ સને ૧૫૯૯ માં એક સનદ કરી આપી હતી તે વાત સ્મરણમાં હશેજ (૨૫૨ મું પાનું જુઓ). હાલ લગભગ દોઢસો વરસ થયાં ઈસ્ટ ઈન્ડિયા કમ્પની હિંદુસ્તાનના કિનારાપર જૂદે જૂદે ઠેકાણે વેપારની કોઠી ને મથકો સ્થાપન કરતી હતી. એ કમ્પનીએ સને ૧૬૧૩ માં હિંદનાં પશ્ચિમ કાંઠાપર સૂરતમા એક કોઠી બાંધી, અને સેન્ટ જ્યૉર્જ કિલ્લો એ નામની બીજી એક કોઠી હિંદને પૂર્વ કાંઠે સને ૧૬૪૦ માં ઉભી કરી. તે કિ-

ઈંગ્લિશ ઈસ્ટ ઈંડીયા કમ્પની

લ્લાને ફરતું મદ્રાસ શહેર વસ્યું ( ૬ ઠ્ઠો નકશો જુઓ ). સને ૧૬૬૨ મા સુરત પાસેનુ મુંબાઈ બંદર બીજા ચાર્લ્સ રાજાની રાણીજીને પહેરામણીમાં ઈંગ્લાન્ડને મળ્યું, અને સને ૧૬૯૮ માં ત્રીજા વિલિયમના અમલમાં બીજી એક ઈંગ્રેજી કમ્પનીએ હુગળી નદીને તીરે ફોર્ટવિલિયમ નામનો કિલ્લો બાંધ્યો, તેને ફરતું કલકત્તા શહેર વસ્યું. છેવટે એ બે કમ્પનીઓ સને ૧૭૦૨ માં જોડાઈ ગઈ ઉપર કહેલાં ત્રણ મથકો પૈકી દરેકમાં કોઠીના રક્ષણઅર્થે એકેકો ગવ્હર્નર એટલે સુબેદાર અને ખાસ કરીને દેશી સીપાઈઓની એકેકી નાની ફોજ રહેતી. તે વેપારીઓ કોઠીની જમીનનું ભાડું જીલ્લાના નવાબને કે દેશી રાજાને વરસો વરસ આપતા. નવાબોના ઉપરી નિજામ કે પ્રાન્તોના સુબેદારો હતા. નબાબ તથા નિજામ એ બધાને માથે હિંદનો મહાન્ મોગલ પાદશાહ હતો.

કરીને હતો. પડે લાળી હોવાથી તેણે નવાબોની વચ્ચે ટંટા કરાવી દક્ષિણ હિંદનો ધણી થવાની ઉમેદ રાખી. પોતાની પસંદગીના માણસોમાંથી એકને દક્ષિણના નિજામ અને બીજાને મદ્રાસની થડમાં આર્કાટનો નવાબ બનાવી તેણે થોડાક વખત બધુ દક્ષિણ હિંદુસ્તાન ખરેખઈ પોતાની મુઠીમાં ધરી રાખ્યું હતું.

ફ્રેન્ચે આખા દક્ષિણ હિંદપર અમલ ચલાવવાની કોશિશ કરેછે, ૧૭૪૯.

તે વેળા ઇંગ્રેજ વેપારીઓને જાણે મદ્રાસમાંથી હાંકી મૂકવામાં આવશે એવું ભાસ્યુ, કારણ કે તેઓના મિત્ર મહમદઅલી નવાબને ફ્રેન્ચ લોકે ત્રિચિનાપલિમાં પૂરીને ઘેરી લીધો હતો. આ સંકટમાંથી કમ્પનીના એક તરૂણ કારકુન નામે રાબર્ટ કલાઈવે તેમને ઉગાર્યો ને હિંદમાં ઇંગ્રેજોની સલતનતનો પાયો નાંખ્યો. એ કલાઈવ ઘણો ઉપ્પોડેલ હોઈ ઘર આગળ દાબમાં રહી શક્યો નહિ, તેથી તેના માબાપે સને ૧૭૪૮ માં તેને હિંદુસ્તાનમાં મોકલી દીધો હતો. સને ૧૭૪૬ મા ફ્રેન્ચ જોડે તે લડાઈ લડ્યો હતો. આ સમયે મહમદઅલી ઉપરનો ઘેરો ઉઠાવવાને તેણે એક સાહસિક બેત રચ્યો. ફક્ત ૨૦૦ ઇંગ્રેજ અને ૩૦૦ દેશી સિપાઈ લઈને સને ૧૭૫૧ ના આગષ્ટ મહિનામાં આર્કાટપર ચઢી જઈ શહેરના રક્ષણઅર્થે લશ્કરની ટૂકડી રાખેલી હતી તેનાપર એકાએક છાપો મારી તેને કબજે લીધુ, અને પચાસ દિવસસુધી તેનો ટકાવ કરી રાખ્યો, એટલે મહમદઅલીના મરેઠા મિત્રો મદદે આવી પહોંચ્યા, તેમની સાથે મળી જઈ તેણે દુશ્મનને નમાડી મૂક્યા. ત્રિચિનાપલીનો ઘેરો ઉઠાવી શત્રુઓ ચાલ્યા ગયા. ત્યારકેડે તરતજ કલાઈવનો ઉપરી અધિકારી મેજર લારેન્સ ઇંગ્લાંડથી પાછો આવી પહોંચ્યો અને ઇંગ્રેજોએ ઉપરાઆપરી ફતેહ મેળવી, તેથી ફ્રેન્ચોને લડાઈ

કલાઈવ ઇંગ્રેજોનો મધકો ખુંચાવેછે.

હિંદમાં સલાહ થઈ, ૧૭૫૪.

બધ કરવી પડી. તેણે ડુપ્લેએ ગુમાવેલી સત્તા પાછી મેળવવાને પો તાથી બન્યુ તેટલું કર્યું પરતુ તેનું કાઈ વળ્યુ નહિ, તેથી તેને પાછો ફ્રાન્સ બોલાવી લીધો સને ૧૭૫૪ મા સલાહના કરારપર સહીઓ થઈ, એટલે થોડોક વખત હિંદમા બધુ શાન્ત પડ્યુ

એ પ્રમાણે જો કે હિંદુસ્તાન ખાતે ફ્રેન્ચ અને ઇંગ્રેજો વચ્ચે ઝઘડો બધ પડ્યો, પરતુ બીજા મૂલકમા તે પાછો શરૂ થયો જે વરસમા એ બને પ્રજાએ હિંદમા સલાહના કોલકરાર પર સહીઓ કરી, તેજ વરસમા એટલે સને ૧૭૫૪ મા તેઓ અમેરિકામા મારામારી કરવા લાગ્યા આ વેળા ઉત્તર અમેરિકામા ઇંગ્રેજોને તાબે તેર સસ્થાનો હતા પ્રત્યેક સસ્થાનને માટે જૂદાજૂદા કાયદા ને ઉદ્યોગ ઠરાવેલા હતા એ સસ્થાનો બધા પૂર્વ કાંઠાપર આવેલા હતા ઉત્તરે ફ્રેન્ચ લોકો હતા, તેમણે દક્ષિણ કાનેડાનો મુલક વસાવ્યો હતો, તેને હાલ ક્વીબેક પ્રાન્ત કહે છે (૮૫૪ મે પાને ૭ મો નકશો જુઓ) વાયવ્ય કોણમા ઉત્તર અમેરિકાના મૂળ વતનીઓ વસતા હતા, અને નૈર્ઋત્યમા ફ્રેન્ચ તાબાનો લુઈસિયાના નામનો મૂલક હતો

અમેરિકામાં ફ્રેંચ અને ઈગ્રેજ, ૧૭૫૪

ઘણો વખત થયા વાયવ્ય તરફનો લાલવર્ણના મૂળવતનીનો મૂલક તકરારનું મૂળ થઈ પડ્યો હતો ફ્રેન્ચ હાકેમોએ આલિઘાનિઝ પર્વતની પશ્ચિમના તમામ મૂલકપર દાવો કરી ત્યા આગળથી ઇંગ્રેજ સસ્થાનીઓને હાકી મૂક્યા, તે ઉપરથી ઇંગ્રેજોએ નોવાસ્કોશિયા માથી ફ્રેન્ચ સસ્થાનીઓને કાઢી મૂકીને તથા લાર્ડ હાલિફાક્સને નામે નામ એક સસ્થાન સને ૧૭૪૯ મા વસાવીને તેનું વેર વાળ્યુ તે સમયે ઇંગ્રેજ લોકો ઓહિયો નદીની ખીણમા થઈ ઉપલાણે ગયા, ને ત્યા નદીના બે વહેણ વચ્ચે એક કિલ્લો બાધવા લાગ્યા, એટલે કાનડાના હાકેમ નામે ડુકેને સને ૧૭૫૪ મા એક મોટી સેના મોકલી તેમને ત્યાથી હાકી મૂક્યા, ને ત્યા ફ્રેન્ચ સરહદપર

ફોર્ટ ડૂકેન નામે એક મજબૂત કિલ્લો બંધાવ્યો. તે વેળા જ્યોર્જ વોસિંગ્ટન બાવીશ વરસનો તરૂણ હતો, તેને એ કિલ્લો પાછો સર કરવાને મોકલ્યો હતો; પરંતુ તેની કને દુશ્મનને મુકાબલે ઘણાં થોડાં માણસ હતાં તેથી એક ઝપાઝપીમાં ફતેહ મેળવ્યા કેડે તેને પાછું હઠવું પડ્યું. આ સમયે ડૂકેનની પાછળ માન્ટકામનો માર્કિવસ કાનડાનો ગવર્નર નિમાયો. એણે ડૂકેન, નીઆગરા અને ટિકાન્ડેરોગા એ ત્રણ કિલ્લાને વચ્ચે વચ્ચે નાના નાના કિલ્લા બાંધીને જોડી દેઈ ઇંગ્રેજોને પશ્ચિમ તરફથી તદ્દન અળગા કરવાનો નિશ્ચય કર્યો. આ વાત સાંભળીને ઇંગ્લાંડની સરકાર તેનો ગંભીરપણે વિચાર કરવા લાગી, અને મેજર જનરલ બ્રાડૉકને ૨૦૦૦ સિપાઈ આપીને ઇંગ્લાન્ડથી મોકલ્યો. બ્રાડૉક નસીબનો ફૂટેલ

ડૂકેન નામનો કિલ્લો, ૧૭૫૪.

હતો. જંગલમાં થઈને પસાર થતાં તેની ફોજ પર ફ્રેન્ચ અને ઇન્ડિયનોએ છાપો મારી ૭૦૦ માણસને ઠાર કર્યાં, અને બ્રાડૉક પડે માર્યો ગયો. હવે તો તકરારનો અન્ત લાવવાને ઇંગ્લાન્ડ અને ફ્રાન્સે લડાઈ કરવીજ જોઇએ એમ સ્પષ્ટ માલમ પડ્યું.

બ્રાડૉકનો પરાજય થયો, ૧૭૫૫

પરંતુ આટલેથી બધું પતી જાય એમ નહોતું, કારણ કે યૂરોપખંડપર ફરી પાછો વિગ્રહ થવાની તૈયારી થઈ રહી હતી. એ લા-શાપેલનું તહનામું થયું, ત્યારથીજ મેરિયા થેરેસા, સૈલિશિયા પ્રાન્ત પાછો મેળવવાની ઇચ્છા કરતી હતી, અને ફ્રાન્સ' સ્વીડન, રૂશિયા તથા સાકસની એ રાજ્યો મેરિયા થેરેસાને કુમક આપી પ્રુશિયાની સત્તા દિનપરદિન જામતી હતી તેની પાયમાલી કરવાને એક પગે થઈ રહ્યાં હતાં. તે વાતની ગંધ પ્રુશિયાના રાજા ફ્રેડરિકને મળી હતી. ચતુર ને દૂર દેશી હોઈ ફ્રેડરિકે સાકસની સાથે લડાઈ આરંભી ઇંગ્લાન્ડ જોડે એકો કર્યો. એથી ભયંકર ઝઘડાનો આરંભ થયો તેને 'સાત વરસનો વિગ્રહ' કહેછે. ઇત્તેફાક એવો થયો કે એ વિગ્રહમાં એક બાજુ-

સાત વરસના વિગ્રહનો આરંભ, ૧૭૫૬

પર ઈંગ્લાન્ડ અને પ્રુશિયાનાં રાજ્યો, અને બીજી બાજુપર ફ્રાન્સ, રૂશિયા, ઓસ્ટ્રિયા અને સાક્સનીના રાજ્યો હતા.

ઈંગ્લાન્ડમા લડાઇની તૈયારી બિલકુલ ન હતી. લશ્કરનું કાંઈ ઠેકાણુ નહતું. લડાઈપર જઈ શકે એવી ફક્ત ત્રણજ પલટણો હતી. ઈંગ્લાન્ડપર ફ્રાન્સ સ્વારી મોકલશે તેની ધાસ્તીથી લોકો ગાભરા બની ગયા. પોતાના ભાઈ હેન્રી પેલહામના મરણ કેડે ન્યૂકાસ્ટલનો ડ્યૂક મુખ્ય મન્ત્રિ થયો હતો. તે માલ વગરનો તથા ધાધલ કરનારો હોઈ આવા સંકટના સમયમાં કોઈ પ્રકારનો તોડ લાવવાને તદન અશક્ત હતો. એક મોટી આફત તો ક્યારની પડી ચૂકી હતી. લડાઈ શરૂ થતાં પહેલા ફ્રેન્ચ લોકોએ મિનોર્કા બેટ કબજે લીધો હતો. તેમને ત્યાથી હાંકી કાઢવાને એડમિરલ બિંગને દશ વહાણ આપી મોકલ્યો હતો. એ વહાણોપર પૂરતાં માણસ નહતાં. ત્યા જઈને જૂવે છે તો ફ્રેન્ચોને હગવવાની મારી તાકાત નથી એવું બિંગને માલમ પડયુ. અને નાની સરખી ઝપાઝપી કર્યા કેડે તેને પાછુ હઠવુ પડયુ એ ખબર સાંભળીને લોકો ગુસ્સે થયા. લોકોના ડરથી થથરી જઈ ન્યૂકાસ્ટલે ઈંગ્લાંડમાં બિંગ પાછો આવેથી લશ્કરી કચેરીમાં ઉભો કરી તેની તપાસ ચલાવવાનું વચન દીધુ. બીજે વરસે ન્યૂકાસ્ટલ અધિકાર છોડી ચાલ્યો ગયો, ત્યારકેડે ખરેખરી બિંગની તપાસ થઇ. કોરટે તેને કાયદા પ્રમાણે અપરાધી ઠેરવ્યો ખરો, પરંતુ નીતિની રાહે નિર્દોષ જણાવી તેનાપર સરકારે રહેમ કરવી એવી ભલામણ કરી. તથાપિ તે શુરા નૌકાસરદારને સને ૧૭૫૭ ના માર્ચ મહિનાની ૧૪ મી તારિખે ગોળીથી મારી નાખ્યો

ઈંગ્લાન્ડ આફતમાં ગરક થઈ જાય છે, ૧૭૫૬

ફ્રેંચ લોકો મિનોર્કા બેટ લે છે, તા ૧૭ મી એપ્રિલ, ૧૭૫૬

નૌકા સરદાર બિંગનો શિરચ્છેદ, ૧૭૫૬

મિનોર્કા બેટ ખોવાથી પ્રજાના મનમાં સંતાપ થયો હતો તે

રાખ્યો નહિ, એટલામા હિંદથી એથીએ વધારે દારુણ સમાચાર ઇગ્લાન્ડમા આવી પહોચ્યા ત્યાના દેશી ગજાપૈકી સુરજ ઉદ્દૌલા કરીને બગાલાનો નવાબ હતો, તેને કલકત્તાના ઇગ્રેજ વેપારીઓ જોડે ટટો થયો હતો, તે ઉપરથી કલકત્તાપર ચઢી જઈ તેણે તે શહેર કબજે લીધુ, અને ૧૪૬ ઇંગ્રેજોને કેદ પકડી જૂન મહિનાના ઉકળાટમા ગતના કિલ્લાની એક બધ કોટડીમા પૂર્યા, ત્યારથી તે કોટડીનુ નામ 'બ્લેક હોલ' એટલે અધકૂપ કે અધારી કોટડી પડ્યુ છે એ કોટડી ૨૦ ચોરસ ફૂટ જેટલીએ

કલકત્તાની અધારી કોટડી માહે જુન ૧૭૫૬

લાબી પહોળી ન હતી તેમા હવા જવા આવવાને માત્ર બેજ જાળિયા હતા બહાર નીકળવા સારૂ ચીસોચીસ પાડતા છતા તે અભાગિયા કેદીઓને ત્યાજ પૂરી રાખી ગુગળાવી માર્યા સવારે બહાર કાઢ્યા તે વારે ફક્ત તેવીસ જણુજ જીવતા નીકળ્યા ત્યારકે સુરજ ઉદ્દૌલાએ ફોર્ટ-વિલિયમના કિલ્લામા નહિ લશ્કરની એક ફોજ મૂકી ઇગ્રેજોને કલકત્તામા રહેવાની મનાઈ કરી,ને કલકત્તાનુ નામ અલીનગર એટલે દેવનગર પાડ્યુ

સને ૧૭૫૬-૫૭ મા ઇગ્લાન્ડનુ પાસુ જેટલુ નમતુ હતુ, તેટલુ અગાઉ કોઈ કાળે નમતુ નહતુ યૂરોપખડપર બીજો ફ્રેડરિક રાજાની સામા પોતાનો પગ બિનહૂન ટકાવી

યૂરોપખડપર હાર ૧૭૫૭

શકતો નહિ કમ્બરલાન્ડના ડ્યુકને ફ્રેન્ચ ફોજ સન્મુખ થતા પાછા પગલા કરવાની ફરજ પડી હતી, અને ક્લોસ્ટર્ઝેવેન આગળ એક પ્રકારની કબૂલાત દઈ તેણે ફ્રેન્ચોને હાનોવર પ્રાન્તનો કબજો કરવા દીધો હતો કાનડામા ઠામ ઠામ ફ્રેન્ચ વિજયનો ડકો વાગી રહ્યો હતો હિંદમા ઇંગ્રેજોને દગાથી હાર કર્યા હતા, અને ચેસ્ટરફિલ્ડ નામે મહા સમર્થ રાજનીતિજ્ઞ પુરૂષે પણ એક પ્રસગે પોકારીને કહ્યુ હતુ કે હવે આપણુ પ્રજાપણુ જતુ રહ્યુ છે

તથાપિ દૈવની ગતિ પલટાવા માડી હતી આજ સમયે **વિલિયમ પિટ** બહાર પડયો એ પિટ અગાઉ એક વેળા સ્વદેશભક્તોનો અગ્રેસર થયો હતો એને પાછળથી લાર્ડ ચાથમનો ઇલિકાબ મળ્યો હતો ઘણાં વરસ થયા તેની સ્વદેશભક્તિને લીધે, તેનું નિષ્કપટપણુ તથા ઉત્સાહને લીધે, અને બિંગનો બચાવ કરતી વેળા જોસભેર ભાપણ કરી જેમ કર્યું હતુ તેમ સદૈવ ગેર ઇન્સાફની આડે આવવાને લીધે તેણે લોકના મન હરણ કરી લીધા હતા પરતુ હાનોવર વિશે વિરુદ્ધ ભાપણ કરવાથી બીજો જ્યોર્જ રાજા તેને પસદ કરતો ન હતો સને ૧૭૫૬ મા મુખ્ય પ્રધાન ડેવોનશાયરને ડ્યુક હતો, તેણે તેને પસદ કરી રાજના સેક્રેટરીની જગા આપી, પરતુ રાજાએ થોડાક મહિના પછી તે જગા પરથી તેને દૂર કર્યો તેનું પરિણામ એ થયું કે કારભારી મડળ તૂટી પડ્યુ, અને આ વખતે ન્યૂકાસ્ટલને હાથ નવું મન્ત્રિ મડળ બનાવવાનું કામ આવ્યું તેણે રાજાને સાફ કહ્યું કે પિટ વિના મારાથી કારભાર ચલાવી શકાશે નહિ, તેથી રાજાને નમતું મૂકવું પડ્યુ, અને પિટ ત્યાર પછીના ચાર વરસ સુધી રાજ્યનો સેક્રેટરી રહ્યા

વિલિયમ પિટ

પિટને બધા લોકો 'ગ્રેટ કોમોનર' એટલે પ્રતાપી સાધારણ દરજ્જાનો પુરુષ કહેતા ચાર વરસ ન્યૂકાસ્ટલ મુખ્ય પ્રધાન રહ્યો તે દરમ્યાન સભાસદોને સરકારની તરફેણમા મત આપવાને તે કાળના સિરસ્તા મુજબ લાચ આપવા વગેરેનું સઘળુ કામકાજ તે જાતે કરતો તથાપિ રાજ્યમા વાસ્તવિક સત્તા તો પિટને હસ્તક હતી એક વેળા પિટે કહ્યું હતુ કે હું દેશને બચાવી શકીશ એવી મારી ખાત્રી છે, મારાવિના બીજુ કોઈ બચાવી શકનાર નથી, અને એના વિશ્વાસને લીધે ચાર વરસના અતરમા ઇંગ્લાન્ડને નિરાશાના ખાડામાથી ઉપર કાઢી ઐશ્વર્યની શિખરભૂમિએ ચઢાવવાનું તેનાથી બની શક્યુ હતું પિટની

ખામીઓ પુષ્કળ હતી. તે જેવો ઉગ્ર, કિનાખોર અને ઘણો ખરો નગુરો હતો, તેવોજ નિસ્વાર્થી, દેશહિતેચ્છુ અને હિંમતબહાદુર હતો. પડે તાલેવર થવાઉપર એકસરખો અનાદર દાખવી સ્વદેશસેવા તેણે રૂડી રીતે બજાવી.

પિટનો રાજ્યકારભાર, ૧૭૫૭-૧૭૬૧

સને ૧૭૫૭ના જૂન માસમાં તેના હાથમાં અધિકાર આવ્યા પછી ઘણાજ થોડા વખતમાં તેણે દેશમાં બધે મિલિશિયા લશ્કરની વ્યવસ્થા કરી, નૌકાસૈન્ય સુદૃઢ કર્યું અને હાઈલાન્ડરોની નવી પલટણો ઉભી કીધી. ક્લોસ્ટરઝેવેનનો નામોશી ભરેલો કરાર માન્ય રાખવાની પિટે સાફ નાપાડી. કમ્બરલાન્ડના ડ્યૂકને પાછો બોલાવી લઈ ઈંગ્રેજની અને હાનોવરની ફોજની સરદારી ઉપાડે બ્રન્સવિકનો ડ્યૂક ફર્ડિનાન્દ એ નામના એક કાબેલ સરદારને તેણે મોકલ્યો. ફ્રેડરિક રાજાને સાત લાખ પૌન્ડની કુમક દરસાલ આપવાનું પાર્લામેન્ટે મંજૂર કર્યું. ફ્રેડરિકને હવે મદદ મળવાની ખાત્રી પડી તેથી તેને નવી હિંમત આવી. સને ૧૭૫૭ના નવમ્બરની ૫ મી તારિખે સાક્સની પ્રાન્તમાંના રોસ્બાક ગામ આગળ તેણે ફ્રેન્ચ અને જર્મનના એકત્ર સૈન્યને એદાન મેદાન કરી દીધું. ત્યાર પછી એક મહિના કેડે સૈલિશિયામાં લાયથેન મુકામે તેણે એક મોટી આસ્ટ્રિયન ફોજનો પરાજય કર્યો. તેના આ વિજયોને લીધે તેમજ આટલા બધા દુશ્મનોની સામે પગ થોભાવી રાખવાને તેણે પાર વિનાની હિંમત દાખવી, તેથી તેને મહાન્ ફ્રેડરિક એવું બિરદનામ મળ્યું, અને અગાઉ જ્યારે તેનો દેશ યૂરોપના મોટા રાજ્યની પદવી પામ્યો નહતો, તે વેળા તેનો નારા થતો તેણે ખાળી રાખ્યો હતો.

રોસ્બાક અને લાયથેનની લડાઈઓ, ૧૭૫૭.

યૂરોપખંડપર ચાલતા વિગ્રહમાં નવો જીવ ઘાલી પિટે અમેરિકાપર ખાસ ધ્યાન આપ્યું, કેમકે તે દેશમાં ઈંગ્રેજોને

ઘણો નફો ટોટો જાય એવું હતું તેણે ત્યાના સરસ્થાનીઓને લશ્કર જમાવવાની અરજ કરી, અને કિનબેક ને મોન્ટ્રીયલ નગરોપર હલ્લો કરવાનું, તથા પશ્ચિમ તરફનો

કાનડામાં યુદ્ધ ઈ સ ૧૭૫૭ ૧૭૬૦

પ્રદેશ જીતી લેવાનું કહ્યું રાજાની વતી રહેલા લશ્કરી અમલદારોની બરોબરની પદવી સરસ્થાનીઓએ નીમેલા અમલદારોને આપી તેણે તે લોકનું મન મેળવી લીધુ તેણે હથિયાર, દારૂગોળો, અનસામગ્રી તથા નવી ઉભી કરેલી હાઈલાન્ડરોની પલટણો ઈંગ્લાન્ડથી ત્યા મોકલી આપી જનરલ આબરક્રોમ્બી મુખ્ય સેનાધિપતિ થઈ ત્યા ગયો, પરન્તુ તેને મુકાબલે આમ્હર્સ્ટ વૂલ્ફ અને હાઉ જેવા તરૂણ પણ નામીના યોદ્ધાને પિટે પસંદ કરી તેના હાથ નીચે મુક્યા ઉત્તરમા લૂઈસ્બર્ગ નગરપર હલ્લો કરવાને તથા કાનેડિયન લોકોને દરિયાવાટે મદદ મળતી અટકાવવાને તેણે નૌકાસરદાર બોસ્કાવેનને એક કાફલો આપી મોકલ્યો

દરમ્યાનમાં બહાદુર ફ્રેન્ચ સરદાર મોન્ટકામને ફ્રાન્સથી બહુ જાજી કુમક મળી હતી, તેમ છતા તે વુલ્ફની સામે ટક્કર ઝીલી કાનડાનું મુખ્ય શહેર કિવબેકનો ટકાવ કરી રહ્યો હતો. એ કિવબેક નગર સેન્ટલોરેન્સ નદીના ડાબા કિનારાપર ઝોકી રહેલા ઉંચા ખડકો પર વસેલુ હોઈ તેને પાછલે પડખે સેન્ટચાર્લસ નામે બીજી એક નદી વહેછે. તે શહેરની ઉત્તર બાજુએ ખડકનું એક ઉંચું મેદાન છે તેને એબ્રાહામનું મેદાન કહેછે. તેની દક્ષિણે નીચી ભૂમિ પર મોન્ટકામે પોતાની ફોજ ગોઠવી રાખી હતી. સને ૧૭૫૯ ના જૂન મહિનામાં સેનાપતિ વુલ્ફનું લશ્કર લેઈ એક મોટો કાફલો સેન્ટલારેન્સ નદીને ઉપલાણે હંકારી ગયો. વુલ્ફે શહેરપર તોપોના માર ચલાવ્યો, અને લશ્કરનો હલ્લો કરીને ઘણાં માણસનો ભોગ આપ્યો, તથાપિ તે નગર સર કરી શક્યો નહિ. તે હિમત હારી ગયો, અને તાવ આવવાથી માંદો પડયો. વળી તાવને લીધે તેની ફોજમાંના પુષ્કળ માણસો ઉપડી ગયાં હતાં, તેથી સિપાગો પૂરા થતાં સુધી તે શહેર લેવાનું કામ કોરે મુકવું પડશે એવું તેને લાગ્યું. પરતુ એક દહાડો કિવબેકથી આગળ ઉપલાણે જતાં નદીના ઉત્તર કિનારાની શોધ લેતાં ઢોળાવ ચઢીને એબ્રાહામના મેદાનપર જવાનો એક સાંકડો વાંકો ચૂકો પગરસ્તો તેની નજરે પડયો. એ રસ્તે થઈને લશ્કરને ઉપર મેદાનમા રતોવઈ લેઈ જઈ શહેરપર છાપો મારવાનો તેણે નિશ્ચય કર્યો. સપ્ટેમ્બરની ૧૨ મી તારિખે મધરાતે સઘળી તૈયારી કર્યા બાદ એક કલાક રહીને તેની ફોજમાના બે સિપાઈઓ કગઠો ચઢી ઉપર જવા લાગ્યા. એ વેળા વુલ્ફ મંદમંદ સ્વરે શોકગીત બોલતો બોલતો પાછળ ચાલતો હતો. એ ગીત ગ્રે કવિએ થોડાં વરસપર રચ્યું હતું. 'જયશ્રીનો માર્ગ યમપુરીમાંજ લેઈ જાયછે' એ મતલબનું એક ચરણ

વુલ્ફ કિવબેક નગર સર કરેછે, માહે સપ્ટેમ્બર ૧૭૫૯.

આવ્યું, ત્યાં આગળ થંભીને જરા વિચાર કર્યા પછી તે બોલી ઉઠ્યો કે કિવબેક નગર સર કરવા કરતાં આ કાવ્યનો કર્તા થવાને મારૂં મન વધારે રાચેછે. દિવસ ઉગતે તે નાની ફોજ મેદાનપર આવી ઉભી તે જોઇને મોન્ટકામ સજ્જડ થઈ ગયો ખરો, તથાપિ ઈંગ્રેજને પાછા હઠાવવાને તે સત્વર દોડી ગયો. ફ્રેન્ચ ફોજે ધસારો કર્યો, એટલે ઈંગ્રેજોએ તેના ઉપર પ્રાણ કાઢી નાંખે એવા ગોળીનો વરસાદ વરસાવ્યો. મોન્ટકામે પોતાનાં માણસોને પુષ્કળ હિમત આપી, પરંતુ તેઓની સંખ્યા બહુ થોડી હતી અને તેઓ કવાયત શિખેલા ન હતા, તેથી ઈંગ્રેજોએ પાછળથી સંગીનનો મારો ચલાવ્યો એટલે તેમને પાછાં પગલાં કરવાં પડ્યાં. એ વેળા વુલ્ફને કારી ઘા વાગવાથી એક અમલદારે તેને પોતાની બાથમાં ધરી રાખ્યો હતો. તેણે તેને કહ્યું કે જાુઓ, તે નાસેછે, નાસેછે. વુલ્ફે પૂછ્યું કે કોણ નાસેછે? પેલા અમલદારોને મ્હોડેથી જવાબ સાંભળીને તેણે કહ્યું 'ત્યારે પરમેશ્વરની સ્તુતિ કરો, હું સુખે મરીશ.' જખમ લાગવાથી શૂરવીર મોન્ટકામ પણ મરણ પામ્યો. પોતાના પ્રાણ જવાની વાત સાભળીને તેણે ગદગદિત વાણી ઉચ્ચારી કહ્યું, એમ છે તો બહુ સારૂં. કિવબેક દુશ્મનને હાથ ગયેલું

અને આશ્રયને લીધે તેણે પસંદ કરેલા તરૂણ સેનાપતિઓને આવો સારો યશ મળ્યો હતો. અને તેજ વરસમાં યૂરોપ ખાતે ઈંગ્રેજોએ બીજા યશ સંપાદન કર્યાં. વેસ્ટ ફેલિયા પ્રાન્તમાં મિન્ડન ગામ આગળ ડયૂક ફર્દિનાન્ડની સરદારી નીચે ઇંગ્રેજની અને હાનોવરની સંયુક્ત સેનાએ સને ૧૭૫૯ ના આગષ્ટ મહિનામાં ફ્રેન્ચ ફોજનો પરાજય કર્યો, અને તેજ માસમાં નૌકાપતિ બોસ્કાવેને પોર્ટુગાલમાં લેગોસ બંદર બહાર ફ્રેન્ચોના પાચ વહાણો દરિયામાં ડૂબાવી માર્યાં. નવમ્બર મહિનામાં નૌકાસરદાર હોકે ફ્રાન્સના પશ્ચિમ કાંઠાપર આવેલા કિવબેરાન ઉપસાગર બહાર પવનના વાવાઝોડાની મદદથી ફ્રેન્ચોના બાકી રહેલા કાફલાનો પરાભવ કર્યો. માજી પ્રધાનના દિકરા હોરેસ વોલ્પોલે એક ઠેકાણે લખ્યું છે કે આજ કયે ઠેકાણે ફતેહ મળી એવું હરદમ સવારમાં ઉઠીને હમારે પૂછવું પડેછે, નીકર એકાદ ફતેહની ખબર નહિ મળે એવી ધાસ્તી રહેછે.

યુરોપખાતે વિજયો ૧૭૫૯.

તેજ સમયે ઇંગ્લાન્ડને કાજે બીજો મુલક સર કરવામાં આવેછે એવા સમાચાર દુનિયાના બીજા ભાગ પરથી આવી પહોંચ્યા. શરીર બગડવાથી કલાઈવ સને ૧૭૫૩ માં પોતાને સ્વદેશ આવ્યો હતો. તે સેન્ટ ડેવિડ કિલ્લાનો હાકેમ નીમાઈ પાછો મદ્રાસ ગયો કે તરતજ પેલી અંધારી કોટડીવાળા કરૂણાત્મક બનાવ વિષેના ભયંકર સમાચાર ત્યાં જઈ પહોંચ્યા. કલકત્તા નગર પાછુ જીતી લેવાને નૌકાસરદાર વાટ્સન તથા કલાઈવને એકદમ રવાના કરવાનો ઠરાવ થયો. અને ત્યાર પછી છ માસ વીત્યા નહિ તે પહેલાં તો ફોર્ટ વિલિયમના કિલ્લા ઉપર ઇંગ્રેજી વાવટો ફરી પાછો ઉડતો થયો, અને સુરજ-ઉદ-દૌલાને તહનામાપર સહી આપવી પડી. પરંતુ

કલાઈવ કલકત્તા પાછુ હસ્તગત કરે છે, ૧૭૫૭.

તેણે દીધેલું વચન પાળ્યું નહિ, અને ઈંગ્રેજોને બંગાલામાંથી હાંકી કાઢવાને તેણે ફ્રેન્ચોની જોડે તરકટ રચ્યું, તથા પ્લાસી આગળ એક મોટી ફોજ આણીને ઠેરી. આ બધું જોઈને કલાઈવે તેને પદભ્રષ્ટ કરી તેના એક અમલદાર નામે મીરજાફરને ગાદીપર બેસાડવાનો નિશ્ચય કર્યો. તે વેળા નવાબ સુરજ-ઉદ-દૌલ્લાકને ૬૦,૦૦૦ ફોજ હતી.. કલાઈવની પાસે માત્ર ૩,૦૦૦ સિપાઈની નાનકડી ફોજ હતી, તથાપિ તેણે સને ૧૭૫૭ ના જૂન માસની ૨૩ મી તારિખે પ્લાસી આગળ લડાઈ લડવાનું સાહસ કર્યું. ઇંગ્રેજોએ હિંદમાં મોટી લડાઈઓ

પ્લાસીનો સંગ્રામ, તા.૨૩ મી જૂન ૧૭૫૭.

મારી તે પૈકી આ લડાઈ સૌથી પહેલી હતી, અને તેમાં નાશભાગ સિવાય બીજું વધારે કાંઈ બન્યું નહતું. ઈંગ્રેજની તોપના મારને લીધે દેશી લશ્કરમાં એકદમ ભંગાણ પડયું. સુરજ-ઉદ-દૌલા હબકીને પલાયન કરી ગયો. પછી મીરજાફરને ઈંગ્રેજના રક્ષણ નીચે રાખી ગાદીનશીન કરવામાંઆવ્યો. આ લડાઈએ હિંદના પ્રારબ્ધનો નિકાલ આણ્યો. ત્રણ વરસ રહીને કલાઈવે બંગાળ દેશનો બંદોબસ્ત કર્યો, ત્યાર કેડે તે ઈંગ્લાન્ડ પાછો ગયો. એટલે તેને 'લાર્ડ કલાઈવ'નો ઇલ્કિાબ આપી આયર્લાન્ડનો અમીર બનાવ્યો. દરમ્યાનમાં મદ્રાસ ખાતે હજી મારામારી ચાલતી હતી. કર્નલ આયર કૂટે સને ૧૭૬૦ માં વાન્ડિવાશની લડાઈમાં ફ્રેન્ચોનો પરાજય કર્યો, અને સને ૧૭૬૧ માં ઈંગ્રેજોએ પોન્ડિચેરી નગર લીધું. પાછળથી સને ૧૭૬૪ માં એ નગરના કિલ્લા કોટ ઉતારી પાડી ફ્રેન્ચોને તે પાછું સ્વાધીન કર્યું ખરું, તથાપિ કુમક અને રક્ષણ મેળવવાને દેશી રાજાઓ અત્યાર પછી ઈંગ્રેજો તરફ વળવા લાગ્યા. સને ૧૭૬૫ માં લોર્ડ કલાઈવ પાછો હિંદમાં આવ્યો, તે વેળા દિલ્લીના મહાન્ મોગલ પાદશાહે દરસાલ અઢી

હિંદમાં ઈંગ્રેજની સર્વોપરી સત્તા.

લાખ પૌન્ડની ખંડણી લેવાની શરતે ઈસ્ટ ઈન્ડિયા કમ્પનીને બગાલ, બહાર અને ઓરિસ્સા પ્રાન્તના 'દિવાન' નો એટલે મહેસુલના ઉઘરાતદારનો અધિકાર એનાયત કર્યો તેથી ઈંગ્રેજોને હાથ મોટી સત્તા આવી.

એ અરસામાં ઇંગ્લાન્ડમાં મોટા મોટા ફેરફાર થતા હતા. સને ૧૭૬૦ ના અકટોબરની ૨૬ મી તારિખે બીજો જયોર્જ રાજા મરણ પામ્યો અને તેની પાછળ તેનો પૌત્ર ત્રીજો જ્યોર્જ ગાદીપર બેઠો. એ નવા રાજાની મરજી સલાહ કરવાની હતી. પરંતુ પિટની ઇચ્છા લડાઈ ચાલુ રાખી સ્પેન દેશ જોડે વિગ્રહ શરૂ કરવાની હતી. સ્પેનના રાજાએ ફ્રાન્સને મદદ દેવાનું અંદર ખાનેથી વચન દીધું હતું. પરંતુ કામન્સની સભા લડાઈના ખરચથી કંટાળી ગઈ હતી, અને નવી લડાઈ વ્હોરવાને તે ડરતી હતી

પિટ અધિકાર છોડી જાયછે, ૧૭૬૧

પોતાના મત વિરૂદ્ધ વર્તવાનું પિટને દુરસ્ત લાગ્યું નહિ. વોલ્પોલથી તે વધારે શાણો હતો તેથી તેણે તુરતજ અધિકાર છોડી દીધો. સને ૧૭૬૧ ના અકટોબરની ૫ મી તારીખે રાજાએ તેની જગાપર બ્યૂટના અર્લને નીમ્યો. પિટનું કહેવું ખરૂં હતું એવું હવે સિદ્ધ થયું. કેમકે તેણે રાજીનામું આપ્યા પછી ફકત ત્રણજ અઠવાડિયામા એટલે સને ૧૭૬૨ ના જાનેવારીમાં ઈંગ્લાન્ડને સ્પેન જોડે વિગ્રહનો આરભ કરવો પડ્યો. ત્યાર કેડે એક વરસ લગી યુદ્ધ ચાલુ રહ્યું, અને જે ફોજ તથા આરમારને પિટે આવાં સારાં સમર્થ બનાવ્યાં હતાં તે ફોજ તથા આરમારે સ્પેન અને ફ્રાન્સ ઉપર પ્રતાપી વિજય મેળવ્યા. પરંતુ બ્યૂટે મહાન્ ફ્રેડરિકને વધુ નાણું મોકલવાની નાપાડી અને હાલમા રૂશિયા તરફનો ફ્રેડરિકને આશ્રય મળવાથી તેણે મેરિયા થેરિસ્સા જોડે હયૂબર્ટસ્બર્ગ મુકામે એલાયદી સંધિ કરી, તેની રૂઈએ તેણે સેલિશિયા પ્રાન્ત પોતાને તાબે

સ્પેન સાથે યુદ્ધ, ૧૭૬૨.

લીધો. છેવટ, સને ૧૭૬૩ માં પારિસ મુકામે ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્પેન અને પોર્ટુગલ એ દેશો વચ્ચે એક તહ થયો તેથી સાત વરસના વિગ્રહનો છેડો આવ્યો. એ તહનામાની રૂઈએ ઇંગ્લાન્ડને ન્યૂઑર્લીન્સ સિવાય મિસિસિપી નદીની પૂર્વ તરફનો ફ્રેન્ચ તાબાનો તમામ મુલક તથા કાનડા ને ફ્લોરિડા મળ્યા, અને હિંદુસ્તાનમાં હવે ઈંગ્લાન્ડની રાજ્યસત્તા સર્વોપરી થઈ. ફ્રેન્ચ લોકોએ મિનોર્કો બેટ પાછો ઈંગ્લાન્ડને હવાલે કીધો, પરંતુ પાછળથી થોડાજ વરસ કેડે તે બેટ ફ્લોરિડા સુદ્ધાં સ્પેનના તાબામાં ગયો.

---

# प्रकरण २३ मुं.

## अमेरिकानां संस्थानोनुं स्वतन्त्र थवुं.

ત્રીજો જ્યોર્જ, ૧૭૬૦–૧૮૨૦

### ભાગ ૧ લો, ૧૭૬૦–૧૭૮૪.

. સને ૧૭૬૩ મા પારિસના તહનામાપર મતાં થયાં તે વેળા ત્રીજા જ્યોર્જને ગાદીપર બેસવાને ત્રણ વરસ થઈ ચુક્યાં હતાં. જે રાજ્યપર તેનો અમલ વર્તતો હતો તે રાજ્ય હાલમાં બહુ પ્રતાપી બન્યું હતું. હારેસ વાલ્પોલે પોતાના મિત્રને એક પ્રસંગે લખ્યું હતું, કે તમે પરદેશ ગયા તે વેળા આપણો નાનકડો બેટ જે પોતાની પેદાશથી નિર્વાહ કરતો હતો તે હાલ જોશો તો આખી દુનિયાનું નાક બન્યું છે. બીજી વાતે જોતાં ત્રીજા જ્યોર્જને બળવાન રાજ્યનો વારસો મળ્યો ખરો, તથાપિ જે રાજાઓની પાછળ તે ગાદીપર આવ્યો તે રાજાઓને હાથ તો લેશ માત્ર પણ સત્તા નહતી બીજા જ્યોર્જે એક વેળા કહ્યું હતું કે ઈંગ્લાંડમા રાજા જોઈએ તો પ્રધાનોજ છે. એ પ્રધાનો બધા મહાન્ વ્હિગ કુટુંબમાંના હતા. પાર્લમેન્ટના અરધો અરધ સભાસદો એ કુટુંબો પસંદ કરી મોકલતાં, અને કોઈ કાયદાનો મુસદો પસદ કરાવાની ઈચ્છા યતી તો પેલા પ્રધાનો પાર્લમેન્ટના બાકી રહેલા અરધા ભાગના સભાસદોના મત પસા આપી મેળવતા રાજાની મુલાકાત અર્થે દરબાર ભરવામાં આવતાં, તે પણ ઘણુ કરીને આ પ્રધાનોજ ભરતા. જે લોકોને સરકારી હોદ્દાની અથવા બીજી કોઈ જાતની મહેરબાનીની આતુરતા હોય, તે બધા આ દરબારમાં પધારતા કેમકે ગજા પ-

ઈંગ્લાન્ડનું રાજ્ય પ્રતાપી બને છે

રદેશી હતો, અને તેની લગામ ખાસ કરીને પ્રધાનોના હાથમાં હતી. આથી કરીને લોકોની સ્વતંત્ર મરજી પ્રમાણે પાર્લમેન્ટની ચૂંટણી થઈ શકતી નહિ, તેમ પાર્લમેન્ટ ઉપર રાજાનો અધિકાર બહુ ચાલતો નહિ. ગુલાબોના વિગ્રહ પહેલાં મોટમોટા અમીરો

લોકો તરફના પ્રતિનિધિ વગરની પાર્લમેન્ટ

દેશપર અમલ કરતા હતા તેના જેવો અસલી મામલો પાછો ઇંગ્લાન્ડમાં ધીમે ધીમે જામવા માંડયો હતો. ત્રીજા જયોર્જ રાજાના અમલનાં પહેલાં વીસ વરસમાં મુખ્યત્વે કરીને બે રાજ્યકીય વૃત્તાંત બન્યા છે; (૧) પ્રધાનોપર પોતાની હકુમત પાછી બેસાડવાને રાજાએ પ્રયત્ન કર્યો તે; ને (૨) ઇગ્લાન્ડ અને અમેરિકા એ બેઉ દેશની પ્રજાએ પોતાની સ્વાધીનતાપર હુમલા થયા તેનો અટકાવ કર્યો તે.

એ અરસામાં સમગ્ર પ્રજાની સ્થિતિમાં મોટો ફેરફાર થવા માંડયો હતો. કેમકે થોડુંક થયાં નવીન ખોળ અને શોધનો જમાનો પ્રચલિત થયો, તેને લીધે હાથ કારીગરીને ઠેકાણે સાંચાવતી કામ કરવાનું દાખલ થયું, અને નવા સિદ્ધ પદાર્થો તૈયાર કરવાના કારખાનાં અને

સાંચા અને વરાળશક્તિ

ધંધોરોજગાર પુષ્કળ વધ્યાં. પરિણામે જે જગાએ પહેલાં એક પણ શહેર નહતું ત્યા હવે પછીનાં પચીસ વરસમાં મોટામોટાં નગરો થયાં. સને ૧૭૬૧ મા કાંઠલાની શોધ લાગવાથી પહેલાં કરતા બમણુ કામ વણકરો કરી શકતા સને ૧૭૬૭-૬૮માં હાર્ગ્રીવ્સે સૂતર કાંતવાના રેંટીઆની અને આર્કરાઈટે તે બાબતના સાંચાની શોધ કીધી ત્યાર પછી થોડા વરસ કેડે કાર્ટ રાઈટ નામના એક પુરૂષે લુગડાં વણવાના સંચો શોધી કહાડયો, તેથી હાથવતી લુગડા વણવાનો શ્રમ મટી ગયો. અજ્ઞાન લોકો વારંવાર એ સંચાઓ ભાગતા, અને ગિરણીઓ બાળી મૂકતા, તથાપિ સૂતર કાંતવાનો અને લુગડાં વણવાનો રોજગાર થોડા વરસમા બેસુમાર વૃદ્ધિ પામ્યો। ત્યાર કેડે લોઢાનો રસ કરવાને

ખાણમાંથી ઓદી કાઢેલા કોયલા કામ લાગેછે એવી ઓળ હાથ લાગી, અને સને ૧૭૬૯ માં વાટે વરાળયન્ત્રની શોધ મેળવી, તેથી કરીને ઉત્તર તરફના મૂલકમાં કોયલા કાઢવાની ખાણોની નજદીક મોટાં લોઢાંના કારખાનાં સ્થાપન થયાં. ઇંગ્લાન્ડ દેશમાં ભાતભાતના પદાર્થ તૈયાર કરવાનાં કારખાનાં એકદમ નીકળવાં લાગ્યાં. કારખાનામાં તૈયાર થયેલા માલને બંદરે કે એક ઠેકાણેથી બીજે ઠેકાણે લેઈ જવાની અડચણ માત્ર હવે રહી હતી. પરંતુ તે પણ બ્રિજ્જવોટરના ડ્યૂકના ઉત્સાહબળવડે દૂર થઈ. સને ૧૭૫૮ માં પાર્લમેન્ટે એક ધારો પસાર કરી એ ડ્યૂકને વૂર્સ્લી ગામ આગળની કોયલાની ખાણોથી માન્ચેસ્ટર નગર સુધી છ મૈલ લાંબી એવી એક નહેર કરવાની પરવાનગી દીધી. તેની આ યોજના લોકોને પ્રથમ ઘેલછા જેવી ભાસી, કારણ કે એ નહેરને ૨૦૦ યાર્ડ લાંબી ખાહી મારફતે મર્સિ તથા ઈર્વેલ નદીની ખીણોમાં થઈને લેઈ જવાની હતી; પરંતુ આ અડચણ પ્રખ્યાત ઈજિનેર બ્રિન્ડલીએ દૂર કરી એટલે તે નહેર જોઈએ તેવી સારી બંધાઈ, અને તેના પછી બીજી ઘણીક નહેરો ઓદાઈ, ને આખા ઇંગ્લાંડમાં સરસામાન ભરેલાં વહાણો ફરતાં થયાં.

પહેલી નહેરો, ૧૭૫૮, ૧૭૬૦.

એ પ્રમાણે ઉદ્યોગનો મહાન્ ઉદય થયો, તેનું પરિણામ એ નીપજ્યું કે વસ્તી જોતજોતામાં ઘણી વધી, અને ખોરાક ઘણો મોંઘો થયો. હાલ જેમ અનાજ અને ખોરાકની બીજી ચીજો પરદેશથી ઇંગ્લાંડ જથાબંધ ચઢેછે, તેમ એ કાળમાં થતું નહિ, કેમકે ભારે જકાત નાંખી એવી ચીજોની આયાત બંધ કરી હતી. એથી કરીને સને ૧૭૬૦ થી ૧૭૬૪ સુધીના પાંચ વરસમાં એક ક્વાર્ટરની સરેરાસ કિંમત ૩૦ શિલિંગ હતી તે ત્યાર પછીનાં બીજાં પાંચ વરસમાં વધીને ૪૫ શિલિંગ જેટલી થઈ, અને બીજાં પચાસ વરસ લગી તેનો વધારો દિનપરદિન થતો ગયો. જે

ખેડૂતો ઉત્કૃષ્ટ રીતે પાક પકવી જાણતા તેઓ આબાદ થયા, અને ધાન્ય, ક્લોવર ( એક જાતનો ચારો ), રાળગમ અને બીજા કંદમૂળ કરવાને વધારે વધારે પડતર જમીન વરસો વરસ ઘેરતા ગયા સને ૧૭૬૦ અને ૧૭૭૪ની વચ્ચમા વાડા સબંધી કંઈ નહિ તો ૭૦૦ કાયદા પસાર થયા. આ કાયદાને લીધે કેટલોક લાભ થયો, તે એ કે જમીનનું એડાણુ પહેલા કરતા વધારે સારૂ થવા લાગ્યું, અને સારા સારા રસ્તા બંધાયા તેથી વાટપાડુ લોકોના રહેઠાણુ નીકળી ગયા. પરતુ બીજી તરફથી મજૂરોના ઉપયોગી પડતર જમીન બીનકુલ રહી નહિ. એ જમીનમા તેઓ ઘોડો કે ગાય ચરવા મોકલતા. વળી તેમને ખોરાક ને કપડાની વધારે કિંમત આપવી પડતી તેથી તેઓ પહેલા સો વરસપર જેટલા હતા તેટલા સુખી આ વેળા ન હતા આ સગે એક મહાન્ સકટ પેદા થયુ તે એ કે પૈસાદારનો પૈસો અને ગરીબની ગરીબાઈ દિનપરદિન વધવા લાગી એ સકટ અદ્યાપિ જારી છે ગરીબ સબધી કાયદો એલિઝાબેથ રાણીના રાજમા ઘણો કામનો નીવડયો હતો (૨૩૭ મું પાનું જુઓ), તેને ઉદ્યોગી લોકો હવેથી બોજારૂપ ગણવા લાગ્યા, કારણ કે ભીખારીઓના પોષણ અર્થે તેઓને કર ભરવો પડતો

પડતર જમીન ઘેરી લેવાય છે ૧૭૬૦ ૧૭૭૪

ગરીબ અને ગરીબાઈનો વધારો

જે કાળમા દેશના મુખ્ય ઉદ્યોગની પક્તિમાથી ખેતીના ધધો નીકળી ગયો, તે કાળ હાલ આવી પુગ્યો કારીગરોનો, માલ ખપાવનારનો, તેમજ ધધાધારીઓના વર્ગનો બેહદ વિસ્તાર થઈ ગયો હતો, અને પરમૂલકને લગતી જકાતની અને વેપારના કોલકરારની બાબતો તેમજ સ્વદેશમાના કરવેરાની બાબતો, કારખાનાવાળાને, વેપારીને તથા ખેડૂતોને તો શુ પરતુ કારખાનામાના કારીગરોને અને સામાકામ કરનારોને પણ અગત્યની થઈ પડી હાલમા

એ સઘળી બાબતનો બંદોબસ્ત પાર્લમેન્ટ સભા કરતી. એ સભામાં મુખ્યત્વે કરીને મોટા જમીનદારો અને તેમની મહેરબાનીવાળા લોકો હતા, અને જે પ્રજાને માટે તેઓ કાયદા ઘડતા, તે પ્રજાને હાથે તેમની ચૂંટણી થતી ન હતી એવું જોવામાં આવેછે. આજ કારણને લીધે ૩ જા જ્યોર્જ રાજાના અમલમાં એવું નજરે પડેછે કે કામન્સની સભા એકાદ કાયદો પસાર કરતી કે પાછળથી વારંવાર લોકોનો બૂમાટ થતો અને બંડ ફિસાદ ઉઠતાં.

મધ્યમ વર્ગના લોકોની યોગ્યતા વધી

તથાપિ મુખ્ય ટંટો પ્રથમ રાજા અને પ્રધાનોની વચ્ચે જાગ્યો. ૩ જા જ્યોર્જ રાજાએ ગાદીપર આવતાં વારને સ્વતંત્ર માલિકની પેઠે હકુમત ચલાવવાનો નિશ્ચય કર્યો. એ રાજા બીજા જ્યોર્જનો પૌત્ર થાય. એનો પિતા, ટીલાટ કુવર ફ્રેડરિક, સને ૧૭૫૧ માં મરણ પામ્યો હતો. એની મા જર્મનીની એક રાજકુમારી હતી. તે લોભી હતી તેથી પોતાનો પુત્ર સઘળો અધિકાર પાછો હસ્તગત કરી લે, અને બધી પ્રજા તેને પિતા સમાન લેખવે એવી ઇચ્છા તે બહુ કરતી. તે તેને નિરંતર કહેતી કે 'દિકરા જ્યોર્જ રાજા બનજે;' તેમ તેણે પણ પોતાની ૬૦ વરસની લાંબી કારકીર્દીમાં પોતાની માની શિખામણ પ્રમાણે વર્તવાની કોશીશ કીધી. તે સારો, ચોખ્ખા દીલનો અને ધાર્મિક હતો. પોતાની સ્ત્રી તથા છોકરાં ઉપર તે ઘણું હેત રાખતો. ગણી શાર્લોટથી તેને પંદર ફરજંદ થયાં હતાં તેમનાં ભેગો રહી તે શાન્તપણે પોતાનો સંસાર ચલાવતો, અને ઉન્મત્ત વાયુનો દુઃખદાયક પ્રકોપ ધૈર્ય રાખી મહન કરતો, તેથી કરીને સઘળી પ્રજા પૂજ્ય ભાવે અને પ્રેમ ભરેલી નજરે તેને જોતી, અને વાતચિતમાં તેને વિષે 'વ્હાલા વૃદ્ધ જ્યોર્જ રાજા' એવું વારંવાર બોલતી. પરંતુ આ બધા સદ્ગુણોની સાથે કમનસીબના જોગે તેનામાં કેટલાક દુર્ગુણ પણ હતા. અજ્ઞાની, દુરાગ્રહી

૩ જા જ્યોર્જનું લક્ષણ

અને સાંકડા મનનો હોઈ તે આપખુદીથી ચાલનારો હતો. મનમાં આવે તેમ મહાલવું—એવો નિશ્ચય કરેલો હોવાથી તેણે મોટીમોટી ભૂલો કીધી. એક તરફથી રીતભાતનો વધારે સુધારો કરીને, ધર્મનું માન વધારીને તથા એકંદરે લોકોને વધારે વફાદાર બનાવીને તેણે ઇંગ્લાન્ડને ફાયદો કર્યો, તો બીજી તરફથી કેટલાંક અઘટિત કામો કરી નુકશાન પણ કર્યું છે. તેણે બેધડક રીતે લાંચ આપી પાર્લમેન્ટપર પોતાની સત્તા બેસાડી, આયર્લાન્ડને ઇન્સાફ આપવાના દરેક કામમાં સામો પડયો, ગુલામના વેપારને પુષ્ટિ આપી, અને અમેરિકા ખાતેના સંસ્થાનો ગુમાવ્યાં. ફ્રાન્સ જોડે સંધિ કરવાના વિચારથી તેણે પિટને અધિકારપરથી દૂર કરી પોતાના શિક્ષક બ્યૂટને મુખ્ય મન્ત્રિ બનાવ્યો.

બ્યૂટના અમલ નીચે ટોરી પક્ષ-નો ફરીને ઉદય.

ગાદીપર આવતાં વેતને તેણે સૌથી પહેલું એજ કૃત્ય કર્યું હતું, તે પાછળ કહેવામાં આવ્યું છે. તેને લડાઈ કરવી ગમતી ન હતી, માટેજ તેણે ઉપર કહેલો ફેરફાર કર્યો એમ છેક ન હતું, પરંતુ ઇંગ્લાન્ડમાં વ્હિગ લોકોનું જોર નરમ પાડવાની ઇચ્છાથી તેણે તે કર્યો હતો. સ્ટૂઅર્ટો પાછા ગાદીના ધણી થશે, એવી ટોરી પક્ષવાળા આશા રાખતા તે હાલમાં તદન જતી રહી, તેથી તેઓ જન્મથી શુદ્ધ ઇંગ્રેજ હોય એવા રાજાનો પક્ષ કરવાને ઉત્સુક હતા. ત્રીજા જ્યોર્જે પોતાનો અખત્યાર વાપરી માનમરતબો અને હોદ્દા ભેટ કરી એક નવો પક્ષ ખડો કર્યો, 'તે રાજાના દોસ્તો' એ નામે ઓળખાયો. હેન્રી ફૉક્સ નામે નિપુણ પણ ખોટું કરતાં આંચકો ન ખાય એવો એક મુત્સદી હતો. તે બ્યૂટનો સાથી થયો, અને તેણે કામન્સની સભામાં સલાહની તરફેણમાં મત આપનારાઓની વધુ સંખ્યા મેળવી આપવાની ખાત્રી આપી. એ કામમાં તે ફતેહ પામ્યો. સને ૧૭૬૨ની સાલમાં ગુપ્ત ખાતાની કામગિરીના ખરચ બદલ મન્જૂર કરેલી રકમમાંથી કંઈ નહિ તો ૮૨,૦૦૦ પૌન્ડ રૂશવત આપ-

વાના કામ પેટે વેરવામાં આવ્યા, અને પિટે અનેક રીતે વાર્યા છતાંએ ૩૫ વિરૂદ્ધ ૩૧૯ એટલા વધુ મતથી ફ્રાન્સ જોડે સલાહ કરવાની દરખાસ્ત પાર્લમેન્ટમાં પસાર થઈ.

તથાપિ બ્યૂટના હાથમાં બહુ દિવસ કારભાર રહ્યો નહિ. તે જાતે સ્કોચ હતો. સ્કોચ લોકો જેકોબાઈટ છે, એવો અણવિશ્વાસ સને ૧૭૪૫ ના બળવા પછી ઇંગ્રેજ લોકોના મનમાં પેદા થયો હતો. વળી તે રાજમાતાનો માનીતો હતો તે પ્રજાને પસંદ નહતું. વ્હિગ સરકારે નીમેલા સઘળા સરકારી નોકરોને, કારકુન કિંવા જકાતદારોને પણ તેણે રજા આપી, અને સાઈડર દારૂપર કર નાંખ્યો. તે લોકોને ઘણોજ અપ્રિય થઈ પડયો. ઘણા દહાડા સુધીતો કુસ્તી કરી ઇનામ મેળવનાર પહેલવાનોને અંગરક્ષક તરિકે પોતાની સાથે રાખીતે મહોલ્લામાં ફરવા જતો, પરંતુ લોકોની અતિશય અપ્રીતિથી બીહી જઈ તેણે છેવટ રાજીનામું આપ્યું.

સાંચ, રૂશવત અને અન્યાય, બ્યૂટ કારભાર છોડી દે છે

તેના પછી જ્યોર્જ ગ્રેન્વિલ નામે મુખ્ય પ્રધાન થયો, તે વ્હિગ હતો, પરંતુ એને બ્યૂટ કરતાં વધારે જરા મળ્યો નહિ. એને દાબમાં રાખવો સહેલું નથી એમ રાજાને ભાસ્યું. એ પ્રમાણિક અને સાચા દિલનો હતો, તથાપિ એને હાથે ઇંગ્લાન્ડ અને અમેરિકા એ બઉ દેશોમાં કેટલીક ખરાબી થઈ. તેને પહેલી જે મુસ્કેલી નડી તેમાં તેનો દોષ હોય એવું ક્વચિતજ સંભવેછે. પાર્લમેન્ટ મોકુફ કરતી વેળા રાજાએ ભાષણ કર્યું તેનાપર નાર્થબ્રિટન નામના વર્તમાનપત્રે પોતાના ૪૫ મા અંકમાં સખ્ત ટીકા કરી. એ પત્રનો લખનાર વિલ્કસ નામે એક માલ વગરનો, પરંતુ લોકપ્રિય માણસ હતો. તે એલ્સબરી ગામ તરફથી પાર્લમેન્ટનો સભાસદ હતો. ગ્રેનવિલે 'તે પત્રના માલિક, છાપનાર કિંવા પ્રસિદ્ધ કરનારા' ને પકડવાને મોઘમ વારન્ટ કહાડયો. તે ઉપરથી વિલ્કસ અને બીજા ૪૮ રાખ્સોને પકડી કેદમાં પૂર્યા. હેબિ-

ગ્રેન્વિલનું કારભારૂં, સને ૧૭૬૩

યસ કોર્પસ નામના કાયદાની રૂઇએ વિલ્કસ તુરત છૂટો થયો. અને પાર્લામેન્ટના સભાસદને કેદ પકડવામાટે તથા જે માણસોને કેદી કરવાના હતા તેમના નામ ઠામ વગરનો મોઘમ વારન્ટ કહાડવામાટે તેણે સરકારના ઉપર કામ ચલાવ્યું. એ કામમા વિલ્કસ જીત્યો ખરો, પરંતુ પાર્લમેન્ટે બદનકશીનો આરોપ ચઢાવી, તેનાપર ફોજદારી કરી, તેથી મોટા બખેડા થયા. લોકોએ 'વિલ્કસ અને સ્વતંન્ત્રતા'નો પોકાર મચાવ્યો અને રાજા અને રાજમાતાની સામે બદનકશી ભરેલું એટલું બધુ લખાણ પ્રસિદ્ધ થયુ કે ૨૦૦ છાપનાર ઉપર કામ ચલાવવામાં આવ્યું. વિલ્કસ દંદ યુદ્ધ લડયો, તેમાં ઘાયલ થયો. પાર્લમેન્ટે તેને દેશેપારની સજા ફરમાવી, તેથી દરિયા ઓળંગી તે ફ્રાન્સમાં જઈ રહ્યો; પરંતુ ત્યારપછી મોઘમ વારંટો કદી નીકળ્યાં નથી.

વિલ્કસનુ કેદ પકડાવવુ, મોઘમ વારન્ટો

આ ટંટો પતી રહ્યો, એટપે તુરતજ ગ્રેન્વિલે બીજી ચૂક કીધી, તેથી અમેરિકાનાં સંસ્થાનો સાથે કજીયાનો આરંભ થયો. વાસ્તવિક રીતે જોતાં ઘણોક કાળ થયાં સસ્થાનીઓ પોતાનો કારભાર પોતાની મેળેજ ચલાવતા હતા, કેમકે તેઓનાપર ઇંગ્લાન્ડના પ્રધાનો બિલકૂલ લક્ષ દેતા નહિ. પરંતુ રસુજમાં બોલાતુ તેમ ગ્રેન્વિલે 'અમેરિકાને લગતા સરકારી કામકાજનાં કાગળિયાં વાંચ્યા' માટે તેણે તે દેશ ગુમાવ્યો. સંસ્થાનો ફક્ત ઇંગ્લાન્ડ જોડેજ વેપાર ચલાવી શકે એવી મતલબનો બેવકૂફી ભરેલો કાયદો કરેલો હતો, તેનો ભંગ લાંબી મુદતથી થતો હતો. અમેરિકામાંના સ્પેન તાબાના મુલક જોડે વેપાર કરી સંસ્થાનીઓએ મનસ્વી દોલત મેળવી હતી. આ વેપાર બધ પાડવાનો ગ્રેન્વિલે નિશ્ચય કર્યો, તેની જોડે અમેરિકાની છેલ્લી લડાઇમાં ઘણો ખરચ થયો હતો, તે વસૂલ લેવાને સ્ટામ્પનો કાયદો કરવાનો તેણે વિચાર જણાવ્યો. એ કાયદાની રૂઇએ ઇંગ્લા-

અમેરિકાનાં સંસ્થાનોવેરે વઢવાડનો આરંભ.

ન્ડની પેઠે અમેરિકામાં પણ મુકરદમાના સઘળા કાગળોપર સ્ટામ્પ કે છાપ ચોઢવાનું ઠેરવ્યું. સંસ્થાનવાશીઓ બહુ ક્રોધે ભરાયા. જે વિગ્રહ તેમની ખાતર જ થયેલો હતો, તેના ખરચ પેટે નાણાંની મદદ દેવાની વાત બહુ મુનાસબ હતી, પરંતુ તેમની રીત એ હતી કે જાતે મંજૂર કરેલો હોય તેજ વેરો ઉઘરાવી આપવો, ને તે મુજબ જો આ ખરચ વસૂલ કરી આપવાનું તેમનેજ માથે નાંખ્યું હોત તો તેમણે રાજીરાજી થઈને જોઈતુ બધુ નાણું ઉઘરાવી આપ્યું હોત. તેમણે સ્ટામ્પના ધારાની સામે વિનંતિપત્ર મોકલ્યુ, તેની દરકાર ન કરતાં સને ૧૭૬૫ માં તે ધારો પસાર કરવામાં આવ્યો. તેનું પરિણામ એ નીપજ્યું કે વર્જીનિયા સંસ્થાને પહેલ કાઢી, તે પરથી સઘળા અમેરિકાવાશીઓએ એવો કરાર કર્યો કે ઇંગ્લાન્ડ કનેથી કોઈપણ જાતનો માલ ખરીદ કરવો નહિ. એથી કરીને ઇંગ્લાન્ડના પુષ્કળ કારખાનાંવાળાઓ પાયમાલ થઈ ગયા.

સ્ટામ્પ આક્ટ, ૧૭૬૫.

આ જ વખતે રાજાને ઉન્મત્ત વાયુનો જેવો તેવો ઝપાટો પહેલવહેલો લાગ્યો. સાજો થયો એટલે રાજપ્રતિનિધિ નીમવાનો ધારો પા[illegible] એવી ઇચ્છા જણાવી, જેથી અત.પર પાછો [illegible] પડે, તેવારે કોઈને રાજરક્ષક નીમવાનું બની શકે. એ ધારાના ખરડામાં રાજમાતાનું નામ જણાવ્યું ન હતું, તેથી રાજા ઘણો નારાજ થયો. એથી ગ્રેન્વિલને રાજીનામું આપવું પડયું. નવા પ્રધાન રોકિંગહામે અમેરિકન લોકની ખત્રીશીએ ચઢેલો સ્ટામ્પનો ધારો રદ કરવાનો ઠરાવ કર્યો, અને પિટે બીમાર છતાં પણ પાર્લમેન્ટમાં જઈ આગ્રહપૂર્વક જણાવ્યું કે આપણે સંસ્થાનોપર કર નાંખીએ છીએ તે વાજબી છે કે ગેરવાજબી તે જાણવાને તેમની તરફના પ્રતિનિધિઓ રાજસભામાં બેસતા નથી, તેથી તેઓનાપર કર બેસાડવાનો ઇંગ્લાન્ડને બિલકૂલ હક નથી; અને એમજ છે તો

રાજપ્રતિનિધિ નીમવા બાબતનો ખરડો

સ્ટામ્પનો કાયદો 'અમનો અમ, સતન્દર, અને લાગલોજ 'રદ કરવો જોઈએ. તેના કહેવા પ્રમાણે કાયદો રદ થયો. રાજાએ ગ્રાફ્ટનના ડ્યૂકને મુખ્ય મન્ત્રિ બનાવી નવું પ્રધાનમડળ કર્યું, તેમા સામેલ થવાનું આમન્ત્રણ પિટને મોકલ્યું.

પાર્લમેન્ટમા પ્રતિનિધિ જોઈએ, અને કર નાખવો. સ્ટામ્પ આક્ટનુરદ થવું, સને ૧૭૬૬

એ પ્રધાનમંડળમાં પિટ દાખલ તો થયો, પરંતુ હાલમાં તેનું વજન પહેલાંના જેટલું નહતું 'ચાથમના અર્લ 'નો ખિતાબ ધારણ કરી તે ઉમરાવ વર્ગમાં દાખલ થયો તેથી તેને અમીરની સભામા બેસવાની જરૂર પડી. 'પ્રતાપી કૉમોનર 'ના નામથી ઓળખાતો તે અત પર બંધ પડ્યો. તેના શરીરની સ્થિતિ ઘણી નબળી હોવાથી કામકાજપર બિલકુલ ધ્યાન તે આપી શકતો નહિ. એ વેળા ટાઉન્શેન્ડ કરીને ચાન્સેલર ઑવ્ એક્સચેકર એટલે જમાબદી ખાતાનો ઉપરી હતો. સ્ટામ્પનો ધારો રદ કરીને પાર્લમેન્ટે હિમ્મકારાપણું દાખવ્યું છે, એવું તે માનતો હતો તેણે પિટની ગેરહાજરીમાં એટલે તે અમીરની સભામાં ચઢી બેઠો તેવામા અમેરિકામાં ચા, કાચ, સિંદૂર, ચાક, ચિતારાના રગ, અને કાગળ જેવી આયાત ચીજો ઉપર જકાત લેવાનું ઠરાવી મિહેસુલનો કાયદો તેણે કામન્સમાં બરાબર પસાર કરાવ્યો, તેથી ફરીને પૂર્વની વઢવાડ પાછી જારી થઈ.

ટાઉન્શેન્ડનો મહેસુલ બાબતનો ધારો, સને ૧૭૬૭.

આટલુ છતાએ સસ્થાનીઓનો પોતાની પુરાતની જન્મભૂમિપર ભાવ હતો, તેથી તેમણે અત્યાર લગણ કોઈ જાતનું ફિસાદ કર્યું નહતું, પરંતુ ઈંગ્લાન્ડમાંજ લોકો અને કામન્સની સભા એ બન્ને એકમેકની સાથે અથડી પડ્યાં. સને ૧૭૫૯ માં વિલ્કસ દેશાવરથી પાછો આવ્યો, અને મિડલસેકસ ગામ તરફથી પાર્લમેન્ટનો સભાસદ ચૂંટી કઢાયો. બીજી જગા કરતાં આ ગામના ચુટણી કરનારાઓ વધારે સ્વતત્ર હતા. આ કૃત્યથી રાજાને એટલું

વિલ્કસનુ મિડલ્સેકસ તરફથી પસદ થવુ, સને ૧૭૬૯

તો માઠું લાગ્યું કે, તેણે પ્રધાનમડળને એ બાબતમાં હાથ ઘાલવાનું કહ્યું. તેથી વિલ્કસને બદનક્ષીના વાંકસર પાછો કેદ કરવામાં આવ્યો એજ ગુન્હા બદલ અગાઉ કેટલાક વરસપર તેને ફ્રાન્સ નાશી જવાની જરૂર પડી હતી. દરમ્યાનમાં લંડન ખાતે ભારે બખેડા થયા. ફિતુરી લોકોએ વિલ્કસની ચુંટણીના માન અર્થે બે રાત સુધી બારીએ દીવા મૂકવાની દરેક જણને ફરજ પાડી, ઓસ્ટ્રિયા દેશના એલચીને ગાડીમાથી નીચે ઘસડી પાડી તેના જોડાના તળિયાંપર આકવતી 'નં. ૪૫' એ અક્ષરે[1] પાડ્યા; અને કિંગ્સ બેન્ચ નામે બંદીખાનામાં વિલ્કસને કેદ પૂર્યો હતો, તેના ઉપર જબરદસ્ત ઘસારો કર્યો, તેથી 'બખેડાનો કાયદો' વાંચી સંભળાવવો પડ્યો, અને કેટલાક માણસોને ગોળી મારી ઠાર કરવામાં આવ્યા. તથાપિ કોમન્સની સભાએ તો પાર્લામેન્ટમાં બેસવાને વિલ્કસ લાયક નથી, એવો જ ઠરાવ કર્યો, અને એ ઠરાવ કર્યા બાદ પણ લોકોએ તેને ઉપરાચાપરી ચાર વખત સભાસદ તરીકે પસંદ કર્યો, તે વારે તે સભાએ પોતાના અધિકાર બ્હાર જઈ મોટી ભૂલ ભરેલું એક કૃત્ય કીધું તે એ કે, વિલ્કસનો સામાવાળિયો કર્નલ લટ્રેલ કરીને હતો તેને માત્ર ૨૯૬ મત મળ્યા હતા, અને વિલ્કસે ૧૧૪૩ મેળવેલા, છતાં લટ્રેલ કાયદેસર પસંદ થયલો છે, એવું જાહેર કર્યું. એ પ્રમાણે પાર્લામેન્ટે મત આપનારાઓના હક ઉપર દેખાઈતી તરાપ મારી; કેમકે, જો પાર્લામેન્ટજ સભાસદો પસંદ કરી શકે તો દેશને માટે કાયદા કરવાના કામમાં સંમતિ આપવાનો પ્રજાને અધિકાર છે, તેના ઉપરતો છેકજ પાણી ફરી વળે. તે ઉપરથી લોકોને એટલો રાગ ચઢ્યો કે રાજા બેઠક વિસર્જન કરવાને પાર્લામેન્ટમાં ગયો તે વારે ત્યાં તેનું અપમાન કર્યું, અને સને ૧૭૭૦ ના એપ્રિલ માસમાં વિલ્કસ કેદમાથી છૂટ્યો, તે વખતે 'લિબર્ટી' એટલે

મત આપનારાઓના હકનો પાર્લામેન્ટ ભંગ કરેછે.

'સ્વાધીનતા' એ શબ્દ લડનના કોટવાલની હવેલીના આગલા ભાગપર ત્રણ ફીટ લાબા અક્ષરે લખેલો ઝગઝગી રહ્યો. પછી લોકોએ વિલ્કસને લડન શહેરનો આલ્ડરમેન પસદ કર્યો.

બીજે વરસે એટલે સને ૧૭૭૧ ના ફેબ્રુઆરીમા લોકોની અને કોમન્સની સભા વચ્ચે એક બીજો ઝઘડો થયો, તેમા વિલ્કસની અને લોકોની ફતેહ થઈ સને ૧૬૯૫ મ ં ૧૫મ્પાના સ્વતન્ત્ર થયા, તે વારથી વર્તમાનપત્રો દિનપરદિન વધતા ગયા. એકલા લડન નગરમાથી કઈ નહિ તો ૧૭ વર્તમાનપત્રો નીકળતા, અને કોમન્સની સભાના 'સ્થાયી ઠરાવ' વિરૂદ્ધ પાર્લમેન્ટમાના ઘણા ખરા અગત્યના ભાષણો પુષ્કળ પત્રોમા છપાઈ બહાર પડતા. ભાષણોનો રિપોર્ટ લેનારાઓને સભામા આવવાની છૂટ ન હતી, તેથી તે ભાષણો બહુધા ખોટા, એક તરફી, તથા સભાસદોને અપમાન લગાડે એવા રૂપમા વારવાર પ્રસિદ્ધ થતા તે ઉપરથી કોમન્સની સભાએ તેનો અટકાવ કરવાનો ઠરાવ કર્યો, અને પ્રમુખે આઠ છાપનારોને ભાષણો છાપવા બદલ ચોકીમા લેઈ જવાનો હુકમ આપ્યો. એમાના બે જણાએ અપીલ કરીને કાયદાની દાદ માગી તેમને વિલ્કસ અને ઓલિવર નામના બીજા એક આલ્ડરમેનની હજૂરૂ ઉભા કર્યા, પરતુ કાયદામા કહેલો ગુન્હો નથી કર્યો, એવુ કહી તેઓને છોડી મૂકયા તે આઠ શખ્સ પૈકી માર્ટીન નામનો 'લિવરીમેન' એટલે લડન નગરનો સ્વતત્ર પોશાકગીર અમલદાર હતો તેણે પ્રમુખના સિપાઈને કેદ પકડાવ્યો, કેમકે એ સિપાઈ જે વારટ નાખ્યો હતો તેના ઉપર શહેરના કોઈ માજીસ્ટ્રેટની સહી ન હતી

પાર્લમેન્ટમા ચાલતા કામનો રિપોર્ટ, સને ૧૭૭૧

આ બનાવને લીધે નગરજન અને કોમન્સની સભા વચ્ચે ભારે ટટો ઉત્પન્ન થયો શહેરના કોટવાલને અને પેલા ઓલિવરને કેદ કરી ટાવરગઢમા મોકલવામા આવ્યા ત્યા જતા રસ્તામા

તેમનો ઉત્સાહ વધારવાને લોકોની ઠઠ બાઝી, અને છ અઠવાડિયાં કેડે તેમને છોડી મૂકયા, તે વેળા લડનમા ઠામઠામ રોશની થઈ.

લંડન નગર અને પાર્લામેન્ટ

દરમ્યાનમાં પેલા છાપાવાળાઓ તો છૂટાજ હતા. તેમની જીતનો ડંકો વાગ્યો હતો, કેમકે ત્યાર પછી પાર્લામેન્ટના કામકાજનો હેવાલ નિયમસર પ્રસિદ્ધ થાય છે, અને એ બાબતમા કોઈ આડે આવતું નથી. પરિણામે વધારે સારાં વર્તમાનપત્રો તુરતજ નીકળ્યાં. સને ૧૭૭૦ માં મૉર્નિંગ ક્રૉનિકલ, ૧૭૭૨ માં મોર્નિંગપોસ્ટ, અને ૧૭૮૫ માં

હાલનાં વર્તમાનપત્રો

ટાઈમ્સ, એ નામનાં વર્તમાનપત્રો પહેલવહેલાંજ પ્રસિદ્ધ થયાં. ટાઈમ્સ પત્ર શરૂઆતમા નાના ચોપડા તાવ જેવડું હતું. સને ૧૭૭૪ માં વિલ્કસ ફરી વારકો મિડલસેકસ ગામ તરફથી સભાસદ ચુટાઈ આવ્યો, ત્યારે પાર્લામેન્ટમાં બેસવાની તેને રજા થઈ. મને ૧૭૮૨ માં કોમન્સની સભાએ કર્નલ લટ્રેલની તરફેણ લેઈ તેને ગેરવાજબી રીતે સભાસદ ઠેરવ્યો હતો, તે બાબત પોતાની ભૂલ કબૂલ રાખી, તે કામની સઘળી હકીકત પોતાની રોજનીશીમાથી કાઢી નાખી.

અમેરિકાના સસ્થાનોની બેદિલી, સને ૧૭૭૦.

આ સઘળા વખતમા અમેરિકા ખાતે બેદિલી જોસભેર વધતી હતી. સને ૧૭૭૬ માં લાર્ડ નોર્થ મુખ્ય મન્ત્રિ થયો, તે રાજાની ઇચ્છા પ્રમાણે ચાલવાને ઉત્સુક હતો. હમણા રાજાની સલામ અર્થે દરબારો ભરાવા લાગ્યા, તેમાં રાજાની મેહેરબાની મેળવનાર ઉમેદવારોની મેદની થતી, તેથી જ્યોર્જ રાજા એવું સમજવા લાગ્યો કે હવે હું વાસ્તવિક રાજા થયો છુ. અમેરિકાના સસ્થાનીઓનો ધણી થાઉં ને થાઉંજ એવી જીદતે લેઈ બેઠો. એ બાબતમાં પાર્લામેન્ટ અને લોકોએ તેને પુષ્ટિ આપી. સંસ્થાનો વડે પોતાને લાભ થવો જોઈએ, એવું ઇગ્રેજ લોકો સદા માનતા, પણ જે માણસોએ ભૂખ, તરસ ને મુશ્કેલીનત વેઠી નવી વસ્તી વસાવી તે-

ઓને પ્રથમ પોતાના શ્રમનું ફળ મળવું જોઈએ, એ વાત તે લોકોના ખ્યાલમા રહી નહિ ઉધરી આવેલા કોઈ એક પુત્રને પોતાની જીદગી ભોગવવાને અનુકૂળ જણાય એવી તજવીજ કરવાનો હક હોય છે એવા એક પુત્રના જેવી હાલ અમેરિકાની સ્થિતિ થઈ રહી હતી, એ વાત લોર્ડ ચાથમ અને આયર્લાન્ડનો વક્તા બર્ક જેવા મહાપુરૂષોએજ માત્ર લક્ષમા લીધી હતી સને ૧૭૭૦ મા લોર્ડ નોર્થે ચા સીવાય, બીજી બધી ચીજોપરથી કર કાઢી નાખ્યો ચા ઉપર વેરો ઉઘરાવવાથી દરસાલ ૩૦૦ પૌન્ડથી સહેસાજ વધારે ઉપજ થતી, તથાપિ રાજાએ તે વેરો કાયમ રાખવાનો ઠરાવ કર્યો પરંતુ જે દિવસે લડનમા આ ઠરાવ થયો તેજ દિવસે બોસ્ટન નગરમા સિપાઈઓની અને નગરજનોની વચ્ચે એક ફિતુર થયું, તેમા કેટલાક માણસ માર્યા ગયા એ સમાચાર ઇગ્લાન્ડમા આવી પહોચ્યા, તે વારે કોઈ વિચારવંત કે ડાહ્યા પુરૂષે તો એમજ ધાર્યુ હશે, કે સંસ્થાનીઓને નિરર્થક ચિઢવવા એ આ વેળા યોગ્ય નથી

તથાપિ પૂરેપૂરી હોળી સળગતા પહેલા બીજા ત્રણ વરસ વીતી ગયા અમેરિકાના લોકોએ ચા ખરીદવાની ઠીમોઠાક નાખડી. તેનું પરિણામ એ આવ્યું કે ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીનો ચાનો વેપાર ભાગી પડયો ને તેને ભારે નુકશાન થયું, તેથી લાર્ડ નાર્થે અમેરિકા ખાતે જતી સઘળી જાતની ચા ઉપર ઇગ્લાન્ડમા જકાત લેવાતી તે કાઢી નાખી, પરતુ અમેરિકામા હાસલ લેવાતું હતું તે બધુ રહેવા દીધુ પરિણામ એ થયું કે, ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ પોતાની ચા જબરાઈથી અમેરિકામા ઘુસાડવાનો પ્રયત્ન કર્યો સને ૧૭૭૩ ના ડીસેમ્બર માસની ૧૬ મી તારીખે એ કમ્પનીના વહાણો ચા ભરીને માસાચુસેસ્ટ સસ્થાનના બોસ્ટન બદર આગળ આવી પહોચ્યા, તેમાની ચા બદરે ન ઉત

રવા દેવાનો નિશ્ચય સંસ્થાનીઓએ કર્યો. પેલાં વહાણો બંદરમાં દાખલ થયાં, એટલે રેડ ઇન્ડિયનનો સ્વાંગ ધારણ કરી કેટલાક માણસોતે વહાણો પર ચઢી ગયા, અને કુહાડીવતી ચાની પેટીઓ ખુલ્લી કરી માંહેની બધી ચા દરિયામાં ખાલવી દીધી. આ ગુન્હા બદલ લોર્ડ નોર્થે સને ૧૭૭૪ માં એક ધારો પસાર કરી બોસ્ટન બંદર બંધ કરવાની સજા ફરમાવી. એ પ્રમાણે બોસ્ટન નગરનો દરિયાપરનો વેપાર તેણે બંધ પાડયો. બીજો ધારો પસાર કરી માસાચૂસેટ સંસ્થાનને આપેલી સનદ તેણે રદ કરી ત્યાં રાજવહિવટ ચલાવવાને ઇંગ્લાન્ડની સરકારે નીમેલી એક કૌન્સિલ સ્થાપન કીધી.

બોસ્ટન બંદરમાં ચાનું ઠલવાવું, સને ૧૭૭૩.

લડાઈ નિશ્ચે થવાનીજ એવાં ચિન્હ અત્યારથી જણાવા લાગ્યાં, તથાપિ તેની શરૂઆત થતાં પહેલાં એક વરસ વહી ગયું. આ સમય ઉપર **ફ્રાંકલિન** નામનો એક અમેરિકન ગૃહસ્થ ટંટો પતાવવાની ભાંજગડ લેઈ ઇંગ્લાન્ડ ગયો હતો, તે પણ નિરાશ થઈ ત્યાંથી પાછો આવ્યો. એ **ફ્રાંકલિન** તત્વશાસ્ત્ર અને રાજનીતિમાં પ્રવીણ હતો. સને ૧૭૭૪ ના સપ્ટેમ્બર માસમાં જ્યાર્જ્યા સિવાય બાકીના તેર સંસ્થાનોએ પંચાવન મુખ્યત્યારોની એક કૌન્સિલ ઠરાવી, તે ફિલાડેલ્ફિયામાં ભેગી મળી. એ કૌન્સિલે **માસાચૂસેટ** સંસ્થાનને તેના છીનવી લીધેલા હક પાછા સ્વાધીન કરવામાં આવે, ત્યાં લગણ ગ્રેટબ્રિટન જોડે વેપાર બધ રાખવાનો ઠરાવ કર્યો, ને સાથે સાથે એક મિલિશિયા લશ્કર લડાઈ પ્રસંગે કામમાં આવે તેવું ઉભું કરવાની ગોઠવણ કરી. એટલું બધું થતાં પણ રાજાએ પોતાની જક છોડી નહિ.

અમેરિકામાં પહેલું પ્રતિનિધિ મંડળ મળ્યું, સને ૧૭૭૪.

લડાઈનો આરંભ, તા. ૧૯ મી એપ્રિલ, સને ૧૭૭૫

સને ૧૭૭૫ માં પાર્લામેન્ટ સભાએ માસાચુસેસ્ટ સંસ્થાનને બળવાખોર છચોક જાહેર કરી જનરલ ગેજને ગવર્નર ઠરાવી નવી ગોઠવણ અમલમાં લાવવા સારૂ ત્યાં મોકલ્યો. તેણે બોસ્ટન બંદરની પડોશમાં કોન્કોર્ડ નગર આગળ સંસ્થાની લોકોએ લડાઈનાં હથિયાર ભરી રાખ્યાં હતા તેનો નાશ કરવાને એપ્રિલ મહિનાની ૧૯ મી તારિખે કેટલાંક માણસો મોકલ્યાં તેજ દિવસે પહેલું લોહી વહ્યું. ખેડૂત અને કારિગરનું એક નાનું પણ સુદ્દઢ ટોળું ભેગું થયું, તેણે તે દહાડે પ્રથમ લેકિસંગ્ટન નગર (૭ મા નંબરનો નકશો જુઓ) આગળ અને પાછળથી કોન્કોર્ડ નદીને કાંઠે ઇંગ્રેજી સિપાઈઓને પાછા હઠાવી આગળ વધતાં ખાળ્યા. આ ઝપાઝપીની જગાએ સને ૧૮૩૬ માં એક સ્મરણસ્તંભ ઉભો કરી, તેના ઉપર ઈમર્સન કવિકૃત કોન્કોર્ડ હિમ્ન નામના ગીતનો પહેલો છંદ કોતર્યો છે, તેની મતલબ નીચે પ્રમાણે.–

"તે નદીપર કમાનદાર બેડોળ પૂલ છે, તેની' બાજુએ એપ્રિલ મહિનાના પવનની લ્હેરમાં તેઓના (અમેરિકનોના) વાવટા ફરક્યા. અહિં એકવેળા ખેડૂત સિપાઈઓએ કિલ્લાબંની કરીને ખડા રહી, જે ગોળીબાર કર્યો, તેનો ધ્વનિ પૃથ્વીપર સર્વત્ર સંભળાયો."*

આવતા આઠ વરસ સુધી ઇંગ્લેંડ ફ્રાન્સ અને સંસ્થાની લોકોએ પરસ્પર અમેરિકામા લડત ચલાવી. કોન્કોર્ડની ઝપાઝપી થયા કેડે એક મહિને અમેરિકન મુખ્તિયારોની સભાએ જ્યોર્જ વોસિંગ્ટનને સેનાધિપતિ નીમ્યો. એજ વોસિંગટને સને ૧૭૫૪માં પિટસબરો નગર કબજે લીધુ હતું (૪૩૨ મુ પાનું જુઓ) અને ત્યારપછી તેણે અનેક તંગી અને સંકટો વેઠી, જયમાં અને પરાજયમાં એક સરખી શાન્તિ

જ્યોર્જ વોસિંગ્ટન.

* સરિતા ઉપર જે વાંકવાળો પૂલ કદ્રુપ છાય છે
ત્યાં નિકટ તેની ધ્વજ એપ્રિલ પવનથી વીંખરાય છે.
કરી કોટ કિલ્લો ખેડૂતો અહિંયાં ઉભા નિડરો બણી
વળી છોડી ગોળી તેમણે, જે વિશ્વમાં સઘળે સુણી.

ને આત્મનિષ્ઠા દર્શાવી તેણે પોતાના સૈન્યના કલ્યાણમાટે અને પોતાના દેશની સ્વાધીનતાને અર્થે હરેક પ્રકારનો ભોગ આપ્યો જાતિભાઈઓના હૃદયને વિષે પહેલા હોઈ પોતાના સ્વદેશની અને ઇગ્લાન્ડની વચ્ચે એક ગાઢનો અસભવ જણાયો, ત્યા લગણ તે બે દેશને સયુક્ત રાખવાનો તેણે યત્ન કર્યો, અને પછીથી સને ૧૭૮૯ મા સ્વતત્ર સયુક્ત સસ્થાનોનો પહેલો પ્રેસિડેન્ટ ( અધ્યક્ષ ) પણ એજ થયો.

યુદ્ધનો આરભ થયો ખરો, પરતુ એ સસ્થાનોને સ્વતત્ર થવાનો સમય હજી વેગળો હતો. વોશિંગ્ટન સેનાને જઈ મળ્યો, તે આગમચ બોસ્ટનની પડમા બન્કર હિલનું યુદ્ધ થયું,

બન્કર્સ હિલનો સગ્રામ, માહે મે સને ૧૭૭૫

તેમા સસ્થાનીઓએ હાથ બાધી હતી, તથાપિ તેમણે સરેતોરે ઇગ્રેજોની ખાત્રી કરી આપી હતી, કે યાન્કિસો (સ્વતત્ર સસ્થાનના લોકોનું આવુ કાંઈક નિન્દાવાચક નામ યૂરોપમા કહેવાય છે તે ) બીકણ બાયલા નથી આવતા વરસમા લડાઈ ચાલી, તેમા ઉભય પક્ષને ફરતા ફરતી ફતેહ મળી સને ૧૭૭૫ મા અમેરિકન લોકોએ કાનડાપર સ્વારી મોકલી, તેને ઇગ્રજોએ પાછી હઠાવી, પરતુ બીજી તરફથી ૧૭૭૬ મા બોસ્ટન બદરની નાકાબધી લાર્ડ હાઉએ કરી હતી, તે વોશિંગ્ટને ઉઠાડી ને હાઉને ત્યાથી ઉપડી જવાની ફરજ પાડી રફતે રફતે સસ્થાનના લોકોએ જન્મભૂમિથી સ્વતત્ર થવાનો નિશ્ચય કર્યો, અને લડાઈ આગળ ચલાવવાને ઇંગ્લાન્ડે જર્મન ફોજ રાખી છે, એવી ખબર મળી એટલે તો તેમનો નિશ્ચય મજબૂત થયો

જાન આદમ્સ, ફ્રાન્કલીન અને શેરમન જેવા મહાન્ ઉત્સાહી પુરૂષોની આગેવાની નીચે મુખ્તિયારોની સભાએ સને ૧૭૭૬ ના જુલાઈમાસની ૨ જી તારિખે

સ્વાધીનતાનુ જાહેરનામુ તા ૪ થી જુલાઈ સને ૧૭૭૬

સયુક્ત સસ્થાનોને સ્વતત્ર કરવાનો ઠરાવ પસાર કર્યો, અને વરજીનિયા સસ્થાનના મુખ્તિયાર

નામે ટામસ જેફરસને સ્વતંત્ર થવાનું જાહેરનામું તૈયાર કરી તેને છેડે જે ગંભીરાત્મક શબ્દો લખ્યા, તે નીચે પ્રમાણે —

'અમો, અમેરિકાના સયુકત સસ્થાનોના મુખ્તિયારો સભામા ભેગા મળી અમારી પાક દાનત બદલ જગતના સર્વોપરી ન્યાયાધીશને સાક્ષી રાખી સોગનપર ખુલ્લી રીતે જાહેર કરીએ છીએ કે આ સયુકત સસ્થાનો સ્વાધીન ને સ્વતંત્ર છે, અને ખરેખરો હક જોતા પણ તેમજ હોવુ જોઈએ ' બીજે વરસે એટલે સને ૧૭૭૭ ના અક્ટોબરની ૧૭ મીને રોજ સેનાપતિ બરગોઈનની સરદારી નીચેની અંગ્રેજી ફોજને સારાટોગા નગર આગળ ઘેરાઈ જવાથી શરણ થવુ પડયુ, અને સાત વરસના વિગ્રહમા પોતાનુ માનખંડન થયુ હતુ, તેનુ વેર વાળવાને આતુર હોઈ ફ્રાન્સે સસ્થાનીઆ જોડે એકો કર્યો.

સારટાગા આગળ બરગોઈનની ફોજનુ શરણ થવુ તા ૧૭ મી અક્ટાબ્બર સને ૧૭૭૭

પૂઠળ પડી ગયો. ત્યારકેડે એક મહિને એટલે સને ૧૭૭૮ ના મે માસની ૧૧ મી તારિખે તેનો કાળ થયો. એના મરણને લીધે અમેરિકા જોડે સલાહ કરવાની સઘળી આશા ઉડી ગઈ.

હવે પછીનાં ચાર વરસમાં ઈંગ્લાન્ડને માથે ઘણાં સંકટ આવી પડ્યાં. સને ૧૭૭૯ માં તેની વિરૂદ્ધ ફ્રાન્સ જોડે મળી જઈ સ્પેને જીબ્રાલ્ટરને ઘેરો ઘાલ્યો. પરંતુ સેનાપતિ એલિયટે એ કિલ્લાનો ત્રણ વરસ લગી બચાવ કર્યો, ને પર્યન્તે સને ૧૭૮૨ ના સપ્ટેમ્બરની ૩ જી તારિખે તોપના ધગધગતા ગોળા મારી દુશ્મનનો કાફલો નાશ કીધો, એટલામાં લાડે હાઉ આવી પહોંચ્યો, તેણે તેનો છૂટકારો કર્યો. ઈંગ્રજ

જીબ્રાલ્ટરનો ઘેરો, ૧૭૭૯-૧૭૮૨

લોકો દુશ્મનને માટે માલ લેઈ જનારી પ્રજાઓનાં વહાણોની ઝડતી લેતા, તેનો અટકાવ કરવાને રૂશિયા સ્વિડન અને ડેન્માર્ક એ ત્રણ પ્રજાએ સને ૧૭૮૦ માં લડાઈની તૈયારી કરી તટસ્થ રહેવાનો એકો કર્યો, તેમાં પ્રુશિયા તથા હોલાન્ડના રાજ્યો પાછળથી તુરત સામેલ થયાં.

વળી ઈંગ્લાન્ડને માથે એકલું બ્હારનુંજ સંકટ ભમતું હોય એવુ ન હતું. આયર્લાન્ડમાના લશ્કરને અમેરિકા ખાતે લડવા મોકલ્યું હતુ, અને ફ્રેન્ચ લોકોએ આયર્લાન્ડપર સ્વારી લેઈ જવાની ધમકી આપી હતી, તેથી આઇરિશ લોકોએ દેશના રક્ષણ માટે વોલન્ટિયર એટલે રાજીખુશીથી સિપાઈની નોકરી ભરનારની પલટણ ઉભી કીધી, તેમા મુખ્યત્વે કરીને પ્રોટેસ્ટન્ટ સિપાઈઓ હતા. એ પલટણમા એકદમ ભરતી થવાથી એક લાખ સિપાઈનો જમાવ થઈ ગયો. આવી મોટી ફોજની મદદવડે આયર્લિશ લોકો અમેરિકનોની પેઠે સામી બાથ ભીડે એવુ સભવતું હતુ વેપારપર પ્રતિબંધ નાખી ઘણી મુદત થયા તેઓનીપર પાર્લમાનનો જૂલમ કરવામા આવતો હતો. હેન્રી ગ્રેટન નામના એક ઉત્તમ વક્તાએ આયર્લાન્ડની પાર્લમેન્ટમાં દરખાસ્ત મુકી જણાવ્યું કે આપણને આપણો માલ દેશાવર મોકલવાનો સાફ હક મળવો જોઇએ. ચોતરફથી હેરાન હેરાન થયલા લોર્ડ

આયર્લાન્ડનો માલ બિનહરકતે નિકાસ કરવાની પરવાનગી ગ્રેટન મેળવેછે, સને ૧૭૮૦.

નોર્થે સને ૧૭૮૦ માં એક બીલ પસાર કરી આયર્લૅંડને ઉન તથા કાચ દેશાવર મોકલવાની છૂટ આપી.

ઇંગ્લાન્ડમા પણ અસતોષ બીજે રસ્તે જણાવા લાગ્યો. સને ૧૭૭૮ માં પાર્લમેન્ટે કાથોલિકોની વિરૂદ્ધના કેટલાક વધારે જૂલમી કાયદા રદ કરી પ્રોટેસ્ટન્ટ લોકોના મન દુખવ્યાં હતાં. લૉર્ડ જ્યોર્જ ગૅાર્ડન કરીને એક કમઅકલને ધર્માંધ પુરૂષ હતો, તેણે ૬૦,૦૦૦ માણસોને ઉશ્કેરી પાર્લમેન્ટ ભરવાના મકાનમાં લેઈ જઈ કાથેલિકોની સામેના કાયદા રદ કરવાના ખરડા વિરૂદ્ધ અરજી ગુજરી પાર્લમેન્ટની હજૂર આવી મોટી અરજી પહેલીવારજ રજૂ થઈ હતી, પરતુ તે નામંજૂર થઈ, તે ઉપરથી એ બેફિદ લોકોએ અમીરની સભાનું અપમાન કર્યું, અને કામન્સના મકાનની ચાલમાં એકદમ ધસી ગયા, ત્યાંથી તેમને બરજોરી કરી હાંકી કાઢ્યા.

ગાર્ડનના ફિતૂરો, સને ૧૭૮૦

પાછા જતાં રસ્તામાં તેમણે બડ ફિતૂરો કર્યાં, ને ચાર દિવસ લગી લડન નગર પોતાને કબજે લઈ કાથેલિક પથનાં દેહેરા લગાડી મૂક્યાં, અને હોલ્બર્ન મહોલ્લામાં એક ભયંકર તોફાન મચાવ્યું. ત્યાં દારૂની ભઠ્ઠી હતી તેના દરવાજા ફોડીને અંદર ગયા, ને તેને આગ લગાડી. તે આગના બળતામાં પીને છક થએલા એ બડખોરોજ લોટ્યા. અન્તે દશ હજાર લશ્કરી સિપાઇની મદદવડે પહેલાંના જેવો પાછો બંદોબસ્ત કરવામાં આવ્યો.

લાર્ડ નોર્થનો કારભાર લોકોને ઘણો અપ્રિય લાગવા માંડ્યો. કેમકે લડાઈના ખરચનો લક લાગતો નહિ, વેપાર બધ થયો હતો અને સરકાર રૂશ્વત તથા પેન્શન આપીને પૈસો ઉડાવી દેતી. એ બાબત પાર્લમેન્ટમાં બર્કે ખુલ્લી રીતે ફરીઆદ કરી હતી. ત્યાર કેડે સને ૧૭૮૧ માં અમેરિકામાની ઇંગ્રેજી ફોજઉપર ફરીને સંકટ આવી પડ્યુ, તેના સમાચાર ફરી વળ્યા લોર્ડ કોર્નવાલિસને

ચાર હજાર સિપાઈ સાથે ઘેરી લઈતેને જમીનવાટે ઓગક ન પહોચે તેનો વોસિંગટને બંદોબસ્ત રાખ્યો તથા ફ્રેન્ચ કાફલાએ દરિયા મારફતે ખોરાક જતો બાબ્યા આખરે સને ૧૭૮૧ ના અકટોબરની ૧૮ મી તારિખે તેને ભૂખમરાને લીધે યોર્કટાઉન નગર આગળ શરણ થવું પડ્યુ

યોર્કટાઉન આગળ ઈંગ્રેજ ફોજનુ શરણ થવું તા ૧૮ મી અકટોબર સને ૧૭૮૧

પુષ્કળ શત્રુઓના મારનીચે ઈંગ્લાન્ડ જાણે ચગદાઈ જશે એવું ભાસતું હતુ લોર્ડ નોર્થે એક વેળા નિરાશ થઈને જણાવ્યુ કે હવે તો છેકજ રામ રમી ગયા પછી સને૧૭૮૨ મા તેણે કારભાર છોડયો નવા પ્રધાનોએ પોયનિંગનો કાયદો (૧૯૫ મુ પાનુ જુઓ) રદ કરી આયરિશ લોકોને શાન્ત પાડવાનો તાત્કાલિક ઉપાય કર્યો તે કાયદાની રૂઈએ આયર્લાન્ડમાં પસાર થયના કોઈ પણ ખરડા મજૂર કે નામજૂર કરવાનો અધિકાર ઈંગ્લિશ પાર્લમેન્ટને હતો પ્રધાનોએ વળી અમેરિકા, ફ્રાન્સ તથા સ્પેન સાથે સંધિ કરવાની ગોઠવણ એકદમ શરૂ કીધી એ બાબત સહેલી ન હતી કેમકે સ્પેનનો રાજા જીબ્રાલ્ટર લેવાનો હક કરતો, અને ફ્રેન્ચ રાજા બંગાળાની માગણી કરતો એ બેઉ મૂલક ઈંગ્લાન્ડને ઘણાજ કીમતી હતા

પોયનિંગનો કાયદા રદ થયો.

આ બાબત કોઈ તરેહનો નિકાલ થતા પહેલા ઈંગ્લાન્ડના સર્વોત્તમ નાવિકોમા રોડને કરીને એક નૌકાસરદાર હતો, તેણે સારા નશીબના યોગે ફ્રેન્ચ સરદાર કોંટ લાગ્રાસની ભેટ લઈ સને ૧૭૮૨ ના એપ્રિલ માસની ૧૨ મી તારિખે તેનો છેક પરાજય કીધો ત્યારકેડે થોડા મહિના પછી જીબ્રાલ્ટરપર સ્પેનિશ લોકોએ ઘેરો ઘાલ્યો હતો તે ઈંગ્રેજોએ ઉઠાવ્યો આ વિજયથી ઈંગ્રેજોની આબરૂ જળવાય એવો તહ કરવાનો લાગ મળ્યો સને ૧૭૮૩ ના જાનેવારી મહિનામા વર્સેલ્સ આગળ તહ થયો તેથી ફ્રાન્સને કાઈજ પ્રાપ્તિ

રાડનનો દરિયાપર વિજય સને ૧૭૮૨

થઈ નહિ, અને સ્પેનને ફકત મિનોર્કા અને ફલોરિડા મળ્યા. ભૂમધ્યસમુદ્રની ચાવી, જીબ્રાલ્ટરનો મજબૂત કિલ્લો, ઈગ્લાન્ડકને કાયમ રહ્યો. સને ૧૭૮૨ ના નવમ્બર મહિનામા ઇંગ્લાન્ડ અને સયુક્ત સંસ્થાનોએ સલાહના કરાર કરી તેપર પોતાનાં મતા માર્યાં. એ કરારની રૂઈએ ઈગ્લાન્ડે માત્ર કાનડા, નોવાસ્કોશિયા અને ન્યૂફૌન્ડલાન્ડ એ ત્રણ પ્રદેશો પોતાને કબજે રાખી સંયુક્ત સસ્થાનોનું સ્વતત્રપણુ રાજીખુશીથી સ્વીકાર્યું ફ્રાન્સજોડે સધિ કર્યા બાદ સને ૧૭૮૩ ના સપ્ટેમ્બરની ૩ જી તારિખે આ કરાર મજૂર કર્યા.

વર્સે સનુ તહુનામુ, માહે જાનેવારી સને ૧૭૮૩

ત્રીજા જ્યૉર્જ રાજાએ અને તેના પ્રધાનોએ બળવાન સસ્થાનોપર જોર જૂલમ વાપરી કર નાખવાની કોશિશ ચલાવી તેનો ઉપર કહ્યા પ્રમાણે અન્ત આવ્યો સસ્થાનીઓને વાજબી સ્વતંત્રતા આપવાનું તેમણે ડહાપણ વાપર્યું હોતતો અમેરિકા બ્રિટિશ પાદશાહીનું અગ સદૈવ રહેત એવું સભવેછે. અત્યાર પછી અમેરિકાનો ઇતિહાસ ગ્રેટબ્રિટનના ઇતિહાસથી નોખો પડેછે, તથાપિ અમેરિકનોનાં હૃદયમાં પોતાની અસલ ભૂમિને માટે ધાડ પ્રેમ હજી બાઝેલો છે, તેમ ઇંગ્લાન્ડ પણ પોતાના પડખામાથી પૈદા થયલી બળવાન અમેરિકન પ્રજાને જોઈ મગરૂર રહેછે.

ઈગ્લાન્ડ અમેરિકનોનુ સ્વતંત્રપણુ સ્વીકારેછે, સને ૧૭૮૨.

એ પ્રમાણે અમેરિકા છૂટુ પડી સ્વતત્ર થતું હતુ, તે અરસામા પૃથ્વીની બીજી બાજુપર નવી વસ્તી વસાવવાની શરૂઆત થઈ રહી હતી, એ વાત ખાસ જાણવાજોગ છે. ટાઉનશાન્ડે પોતાને બદનામ કરે એવો મહેસુલ સબધી કાયદો પસાર કર્યો, ત્યાર કેડે થોડુક રહીને એટલે સને ૧૭૬૮ માં રોયલ સોસાઈટી એટલે પાદશાહી મડળીએ સૂર્યના બિબપર શુક્રના ક્રાતિવેધની નિરીક્ષા કરવા

કુકની સફરો, ૧૭૬૮–૧૭૭૯.

પાસિફિક મહાસાગરમાં આવેલા ટાહિટી બેટમાં કપ્તાન કુકને મોકલ્યો. કુક યાર્ક પરગણાનો વતની હતો. ત્યાંથી પાછા ફરતાં તે ન્યૂઝીલાન્ડ ગયો. એ બેટ સને ૧૬૪૨ માં ટાસ્મન નામના પુરૂષે શોધી કાઢી તેનું ન્યૂઝીલાન્ડ નામ પાડ્યું. એ બેટપર કેટલાંક બી વાવી, તથા કેટલાંક ડુકર છોડી મુકી કુક ત્યાંથી આસ્ટ્રેલિયા બેટ તરફ ગયો. તે કાળમાં આસ્ટ્રેલિયાને ન્યૂહોલાન્ડ કહેતા હતા. તેણે તે બેટના અગ્નિખુણાની શોધ મેળવી ત્યા આગળ બ્રિટિશ વાવટો ચઢાવ્યો, અને તે પ્રદેશનું નામ ન્યૂસાઉથવેલ્સ રાખ્યું. હવાઈ ટાપુમાં કુકનો વધ થયો ત્યાર કેડે આઠ વરસે એટલે સને ૧૭૮૭ માં કાળાપાણીની સજા પામેલા ગુન્હેગાર રાખવાનું થાણું ન્યૂસાઉથવેલ્સમાં કરવાનો ઠરાવ થયો, અને સને ૧૭૮૮ માં પિટે કપ્તાન આર્થર ફિલિપને મરદ તથા બૈરાં મળી ૮૫૦ કેદીઓ આપી ત્યાં મોકલ્યો. પ્રથમ તે બોટાની બે નામે અખાતમાં ગયો, ને ત્યાંથી પોર્ટ જાકસન બંદરે આવી પહોંચ્યો. અહિં તેણે કેદીઓને વસાવ્યા, અને વાઈકૌન્ટ સિડની નામે સંસ્થાનખાતાનો પ્રધાન હતો તેના નામપરથી એ મથકનું નામ સિડની રાખ્યું. અહિં તે કેદીઓને પહેલાં ત્રાસદાયક સંકટ વેઠવાં પડ્યાં. તેઓને ઘણીવાર ખાવાને અન્નપણ મળતું નહિ. તેઓ ગુન્હેગાર હતા એ વાતની ના કહેવાય નહી, તથાપિ એ કેદીઓએજ તે મુલકમાં જઈને પ્રથમ વસ્તી કરી સુધારો કર્યો તેને લીધે ત્યાં આગળ આજે એક ઉત્કૃષ્ટ બ્રિટિશ સંસ્થાન વસેછે એ વાત ભૂલવી ન જોઈએ.

આસ્ટ્રેલિયામાં કાળાપાણીનું મથક, સને ૧૭૮૮

દરમ્યાનમાં હિંદુસ્થાનમાં કેટલાક ફેરફાર થયા, તેથી ત્યાંના વેપારના મથકો ઇંગ્રેજ સરકારની હકુમત તળે આવ્યાં. સને ૧૭૬૭ માં લોર્ડ કલાઈવ ઈંગ્લાન્ડ ગયો, ત્યારકેડે ઇંગ્રેજ વેપારીઓ પોતાની સત્તાના જોરથી દેશીઓ પાસેથી જુલમ કરી પૈસા

કઢાવવા લાગ્યા. અને જે અન્યાય અને ત્રાસ તેઓએ કર્યાં તે બાબત દેશીઓ તરફથી પુષ્કળ ફરિયાદ કરવામા આવી, તેથી સને ૧૭૭૩ મા પ્રધાનોએ કમ્પનીના કારભારમા હાથ ઘાલ્યો તેમણે બગાળાનો હાકેમ વારન હેસ્તિંગ્સ કરીને હતો તેને ગવર્નર જનરલની પદવી આપી મુબાઈ, મદ્રાસ ને બગાળા એ ત્રણ ઇલાકાનો ઉપરી નીમ્યો હેસ્તિંગ્સને માથે ઘણુ કઠણ કામ આવી પડયુ હતું તેની હાકમીની મર્યાદા સ્પષ્ટપણે નિર્માણ કરેલી ન હતી, તેથી સર ફિલિપ ફ્રાન્સિસ દરેક કામમા જેમ બને તેમ તેની આડે આવતો એ ફ્રાન્સિસ ઈસ્ટ ઈન્ડિયા કૌન્સિલનો એક સભાસદ હતો તેને હેસ્તિંગ્સની સાથે રહી રાજકારભાર ચલાવવાને હિંદમા મોકલ્યો હતો એકદરે હેસ્તિંગ્સે ન્યાયથી સારો અમલ ચલાવ્યો હિંદમા જોરજુલમથી પૈસા વસૂલ કરનાર અધિકારી હતા, તેઓ જમીનદારને નામે ઓળખાતા હેસ્તિંગ્સે જમીનદારને ઠેકાણે ઇંગ્રેજ ઉઘરાતદારો નીમી દેશીઓનુ રક્ષણ કર્યું, અને ન્યાયની અદાલતોમા લાચ રૂસ્વત લેવાતી તેનો અટકાવ કરવાને મસ પ્રયત્ન કર્યો તેણે દખ્ખણના મહાન્ હિંદુ રાજ્યના મરેઠા લોકો વેરે સકષ્ટકારી યુદ્ધ લડી સને ૧૭૮૨ મા તેઓની સાથે સધિ કરી એજ વરસમા હાઈદરઅલી નામના એક સાહ-

વારન હેસ્તિંગ્સ હિંદના ગવનર જનરલ, સન ૧૭૭૩

પહેલા મરઠા વિગ્રહ ૧૭૭૮-૧૭૮૨

સને ૧૭૮૪ મા હેસ્તિંગ્સ ઈંગ્લાન્ડ જવાને પાછો ફર્યો તેવારે ઉપર પ્રમાણે હિંદમાનો બ્રિટિશ મૂલક સ્વસ્થ અને મજબૂત બનાવીને તે વિદાય થયો બંગાલાના લોકોએ તેને વિજય કરનાર, રક્ષણ કરનાર અને પોતાનો સ્નેહી ગણી પૂજ્યભાવથી માન્યો. પરંતુ પોતાની મતલબ સાધવાને તેણે હમેશાં વાજબી ઉપાય યોજ્યા નહોતા ઈંગ્લાન્ડમા રહી ઈસ્ટ ઈન્ડિયા કમ્પની નાણાને માટે તેને નિરન્તર સતાવ્યા કરતી તેથી અલહાબાદના વજીર કનેથી ૪ લાખ પોન્ડની રકમ લેઈ તેને સ્વતંત્ર અફ઼ઘાન જાતિના રોહિલા લોકોપર હલ્લો કરવામા ઈંગ્રેજ ફ઼ોજની મદદ દીધી તેણે રોહિલાનો મૂલક એદાન મેદાન કરી તેમને જીતી લેઈ દાસ બનાવ્યા વળી હેસ્તિંગ્સે નિર્દયપણે અને જોરજૂલમ કરી દેશી રાજાઓ કનેથી પૈસા ઓકાવેલા સભળાય છે તેની આ અને એવી બીજી કરણીને લીધે સને ૧૭૮૭ મા તેને શિર આરોપ ચઢાવી અમીરની સભામા કેદીને ઉભા રહેવાના પાંજરામા ખડો કર્યો. એના ઉપર તહોમત મૂકનાર મુખ્ય પુરૂષોમા બર્ક નામનો એક પ્રખ્યાત વક્તા હતો. એ બર્કના મનમા એક વાત સજ્જડ ઠસેલી હતી, તે એ કે હિંદમા ઈંગ્રેજી અમલ ન્યાયથી અને રહેમ ભરેલી નજરે ચલાવવો જોઈએ. હેસ્તિંગ્સની તપાસ સને ૧૭૮૮ ના ફ઼ેબ્રુઆરીમા શરૂ થઈ, તે વચ્ચે વચ્ચે બંધ રહેતા સાત વરસ ઉપરાત ચાલી અન્તે સને ૧૭૯૫ના એપ્રિલમા તે છૂટી ગયો. તેને કેવા કેવા મકટની સામે બાથ ભીડવી પડી હતી, તેનો લેશ માત્ર ખ્યાલ તેને દોષ દેનારાઓ કરતા હોય એવું સભવતું નથી કલાઈવની પછી જે ઈંગ્રેજોએ હિંદુસ્થાનમા ઈંગ્રેજી અમલની સ્થાપના કરી તેઓમા મુખ્યતરિકે એનું સ્મરણ થવું જોઈએ

વારન હેસ્તિંગ્સની તપાસ, ૧૭૮૭-૧૭૯૫

તથાપિ હિંદના ઈંગ્રેજી અમલની અનીતિ બાબત તપાસ થઈ,

તેનું પરિણામ એ આવ્યુ કે ત્યા વધારે સારો રાજકારભાર દાખલ થયો કામન્સની સભામા સામાપક્ષપર એ વખતે

પિટ અને ફાક્સ

બે મહાન્ મુત્સદી હતા. એકનુ નામ નાનો પિટ હતું, તે ચાથમના અર્લનો પુત્ર હોઈ સને ૧૭૮૩ મા મુખ્ય મન્ત્રિ થયો હતો બીજાનું નામ ચાર્લ્સ જેમ્સ ફૉક્સ હતું જે હેન્રી ફૉક્સે બ્યૂટનો પક્ષ લીધો હતો અને પાછળથી જેને લોર્ડ હોલાન્ડનો ઇલકાબ મળ્યો હતો તે ફૉક્સનો એ દીકરો હતો એ જુગારી ને દુર્વ્યસની હતો, પરતુ હોશિયાર વક્તા અને મુત્સદી હોઈ પોતાના જાતિભાઈઓપર અતિશય ભાવ રાખનો, અને અન્યાય તથા જૂલમ જોઇને એને ત્રાસ છૂટતો. એણે સને ૧૭૮૩ મા ઇન્ડિયા બિલ એટલે હિદુસ્થાનને

ઇન્ડિયા બિલ પાસ થયુ સને ૧૭૮૪

લગતા કાયદાનો ખરડો રજૂ કર્યો, તેને અમીરની સભાએ ઝાટકી નાખ્યો હમણા પિટે બીજુ ઇન્ડિયા બિલ રજૂ કર્યું એ બિલની મતલબ એ હતી કે દેશીઓનુ રક્ષણ કરવાને તથા ઈસ્ટ ઇન્ડિયા કમ્પનીના હાથમાથી રાજપ્રકરણને લગતી બાબતનો કારબાર લેઈ લેવાને બોર્ડ ઑાવ્ કન્ટ્રોલ નામની એક સભા નીમવી ને પ્રધાનોને તેના સભાસદ કરવા. આ બિલ પાસ થયું ત્યારથી ભરતખડનો કારબાર પહેલા કરતા વધારે ન્યાયથી ચાલે છે, તથા એ દેશ બ્રિટિશ સનતનતનું ખરેખરૂ અગ ગણાય છે

---

# प्रकरण २४ मुं.

## फ्रान्समां राज्यनी उथलपाथल–नेपोलियन अने इंग्लान्ड.

### त्रीजो जॉर्ज, भाग ३. १७८४–१८२०

जे वरसमा ईन्डिया बिल पास थयु, ते १७८४ नु वरस ईग्लांडना संबंधमा अगत्यनुं हतुं, केमके ते वरसना मार्चे महिनामा एक बळवान मन्त्रिमडळ थयु, तेमा मुख्य मन्त्रि तरीके ईग्लान्डनो एक मोटामा मोटो राजद्वारी पुरुष हतो तरुण पिट सने १७८३ ना डिसेम्बर मासमा अधिकार धारण कर्यो त्यारे

नानो पिट मुख्य प्रधान थयो, सने १७८३–१८००

तेनुं वय मात्र २४ वरसनु हतुं, अने व्हिग लोको तथा तेओना नायक फॉक्स तेने 'केवळ पोरियो' कही तेनी मश्केरी करता पण एज पिट सत्तर वरस पर्यन्त मुख्यमंत्रिनु पद भोगवशे एवु तेमने कदी संभव्युंज नहतु कामन्सनी सभामा तेनी बाजूपर बहुमत नहतो, अने पाच प्रसंगे तेनी दरखास्तो ए सभाए नामजूर करी उडावी दीधी हती, तथापि कमर बाधीने तेणे मुखत्यार कीधु कारण के ते सारी पेठे जाणतो हतो के सभाना मुख्तियारो सिवाय ब्हारना लोको मारा पक्षपर छे, अने हु जो राजकारभारमा चालती अनीति दूर करी सारी रीते अमल चलावना धारीश, एवी लोकोनी खात्री करी आपीश तो महान् व्हिग कुटुबोनी लाच रुशवत देवानी रीतो अने बीजा अनाचारो बध पाडी शकीश तेनो आ विचार खरो पड्यो, कारण के सने १७८४ ना मार्चमां पार्लामेन्टने विसर्जन करवामा आवी, अने त्यारेकेडे नवी चुटणी

થઈ તેથી તેને મદદ આપે એવા મુત્સિયારોની સંખ્યા સામા વાળા કરતા જાસ્તી આવી ત્યાર પછીના આઠ વરસ સુધી ઇગ્લાન્ડમા સ્વસ્થતા રહી, તે દરમ્યાન તેણે પ્રજા કલ્યાણકારી મોટા મોટા કામો કીધા.

સને ૧૭૭૬ મા આડમસ્મિથ નામના અર્થશાસ્ત્રીએ 'રાજ્યોની સંપત્તિ' એ નામનું એક નામાંકિત પુસ્તક પ્રસિદ્ધ કરી એવો બોધ કર્યો હતો કે દરેક માણસને પોતાની મહેનતથી મળી શકે તેટલું દ્રવ્ય પ્રાપ્ત કરવા દેવું, અને જે જે કાયદાથી અમુક બે દેશો વચ્ચે ચાલતા વેપારનો અટકાવ થાય છે તે બધા નુકસાનકારક જાણવા આ સિદ્ધાંતો અગાઉ કોઈએ નહિ કહેલા એવા હતા. પિટે આ ગ્રંથનું અધ્યયન કરેલું હતું, તેથી તેણે સૌથી પહેલું કામ એ કીધું કે ચા ને દારૂ ઉપરની જકાત ઓછી કીધી, અને વોલપોલે કરવા ધાર્યું હતુ તે પ્રમાણે સઘળી જાતના કરવેરા ઉઘરાવવાનું કામ સરલ કીધું આ ગોઠવણને લીધે દાણ ચોરી કરવાની લાલચ ઘટી ગઈ, તેથી વેપારીઓ વાજબી કીંમત આપી ખુલ્લી રીતે ફુરજામાથી માલ લાવતા થયા, ને જકાતનું ઉત્પન્ન એટલું વધ્યું કે પિટ કેટલાક જુલમી વેરા તદન માફ કરી શક્યો. એથીએ આગળ વધીને તેણે ઇગ્લાન્ડ ને આયર્લાન્ડ વચ્ચેનો વેપાર જકાત કાઢી નાખીને નિર્બાધિત ઠેરવ્યો હોત. પરતુ આ વેળા

પિટ જમાબંધીની ગોઠવણ કરે છે

નાખાડી, ને એવી રીતે પોતાને જોઇતું બધું મળ્યું નહિ, તેથી એ કાયદાવડે યત્કિંચિત્ લાભ થયો હોત તે પણ તેમણે ગુમાવ્યો. પરંતુ પિટને ફ્રાન્સ અને ઇંગ્લાન્ડ વચ્ચે વેપારના કરાર કરવાના કામમાં કાંઈક વધારે યશ મળ્યો. એ કરાર થવાથી બે દેશવચ્ચે જતા આવતા માલપરથી ઘણી જાતની જકાત નીકળી ગઈ.

પિટના પ્રધાનવટાના આ આરંભના ભાગમાં ઇંગ્લાન્ડ જેવું આબાદ થયું, તેવું ઘણી વખત થયાં તે આબાદ થયું નહોતું. અમેરિકા જોડેનો વધરો પતી ગયો અને વેપાર ધમધોકાર ચાલવા માંડ્યો. હિંદુસ્થાનની નવી પીઠ ખુલવાથી ઇંગ્રેજી માલનો ખપ વધ્યો. સાંચાની મદદથી કારખાનાવાળા હરેક વસ્તુ વધારે ઝડપથી ઉપજાવવા લાગ્યા. કારખાનાને લીધે સેંકડો માણસોની રોજી જાગી. એ ઉપરાંત પિટે કરકસરથી અને નેકવર્તણુકથી સરકારી કરજ ઓછું કરવાનો ઉદ્યોગ શરૂ કર્યો. સરકારની બધી ઉપજ નીપજ અને ખરચનો હિસાબ છપાવીને તે પ્રસિદ્ધ કરવા લાગ્યો. નવું કરજ કાઢતાં જાહેર કરાર કરી ઉઘાડી રીતે તે નાણું લેતો, તેથી તે તેને ઓછામાંઓછા ભાવે મળતું.

સરકારી કરજનો ઘટાડો.

પહેલાં સરકારી અમલદારો વારંવાર સરકારી પૈસાથી પોતાનાં ગજવાં ચોટ્ટાઇથી ખુબ ભરતા, તેનો તેણે અટકાવ કર્યો. તેણે એક ખરડો રજૂ કરી પાર્લામેન્ટ સભાનો સુધારો કરવાની કોશીશ પણ કીધી હતી. તે ખરડાની મતલબ એ હતી કે જે કસ્બાઓમાં મત આપી શકે એવા લોકો બિલકુલ ન હોય તેવા કસ્બામાંથી મુખ્તિયારની જગા કાઢી નાંખી, મોટમોટાં પરગણાંને, તથા લંડન ને વેસ્ટમિન્સ્ટર જેવાં શહેરોને તે બધી વહેંચી આપવી. પરંતુ તેનો ખરડો પસાર થયો નહિ, કેમકે જે લોકોને સનદી કસ્બાઓ તરફથી પૈસાનો ફાયદો થતો તે લોકો આ યોજનાની સામા પડ્યા, અને રૈયત

પિટનું પાર્લામેન્ટના સુધારાનું બિલ ૨૬ મું. ૧૭૮૫.

ઘણી આબાદ હતી, તેથી તેણે ચુંટણીની દરકાર લેશમાત્ર કીધી નહિ. એકંદરે હમણાં શુખશાન્તિ ને આબાદીની મોસમ બેઠી, તે જાણે અત્યાર પછી ઘણો વખત કાયમ રહેશે એવો ભાસ થવા લાગ્યો. સને ૧૭૮૮ ના છેવટના ભાગમાં રાજાને ફરી પાછો ઉન્મત્તવાયુ થઈ આવ્યો. આયર્લાન્ડમાં નોખી પાર્લામેન્ટ હોવાથી જે અડચણ નડતી તે ફરી પાછી જણાવા લાગી, કારણ કે

રાજપ્રતિનિધિ નીમવાનું બીજું બિલ, ૧૭૯૮.

ઈંગ્લાન્ડની રાજસભા જે વખતે વેલ્સના શાહજાદાને પ્રતિનિધિ નીમી તેની સત્તા આંકી લેવા બેઠી, તેજ વખતે આયર્લાન્ડની પાર્લામેન્ટે તેને રાજાનો કુલ અધિકાર સોંપવો જોઈએ એવી સંમતિ દીધી. સારા ભાગ્યે રાજા સારો થવાથી એ બાબતનો અન્ત આવ્યો. સતપૉલના દેવળમાં ઈશ્વરની બંદગી કરવા રાજા ગયો, તે વેળા તેને જોઇને લોકો ઘણા હરખે ભરાયા. પિટની કારકીર્દીમા લોકોને એવું ભાસવા માડ્યુ કે આપણે નિર્ભય છીએ, અને તેઓ કોઈ પણ જાતના ફેરફાર કરવાની ઇચ્છા રાખતા નહિ. એકાદ અણધાર્યા મુલકમાંથી સંકટ પેદા થઈ પોતાનીપર તુટી પડશે તેની લેશ માત્ર શંકા તેમને થઈ નહિ. સને ૧૭૮૯ ના જૂલાઈ માસમાં ફ્રાન્સમાં રાજની ઉથલપાથલ થઈ તેણે આવતા પાંત્રીસ વરસ સુધી ઠામઠામ લડાઈની ધાંધલ મચાવી આખા યુરોપને ઉપરતળે કરી મુક્યું.

બહુ દહાડાથી યુરોપની સઘળી પ્રજાઓના મનમાં એવો વિચાર ઠસવા માંડ્યો હતો કે રાજાઓના અને અમીરોના હિતને

ફ્રાન્સમાં રાજ્યની ઉથલપાથલ, સને ૧૭૮૯

કાજે રાજ્યની જેટલી જરૂર છે તેટલીજ મધ્યમ અને મહેનતુ વર્ગના લોકોના સુખને માટે પણ છે. ઈંગ્લાન્ડમાં વખતોવખત ડહાપણ ભરેલા સુધારા કરી આ વિચારનો અમલ કરવામાં આવ્યો હતો, પરંતુ ફ્રાન્સમાં તો પાછલાં સેંકડો વરસથી લોકોના ઉપર

વધારે વધારે જુલમ થતો હતો. ત્યાંના કાયદાઓ એટલા ગેર-વાજબી હતા કે કરવેરાના બોજાનીચે ખેડુતો અને મજૂરો કચ-ડાઈ ગયા હતા ઉમરાવો તો કર બિલકુલ આપતાજ નહિ. તેઓ રાજાના દરબારમા પડી રહેતા, અને ખેડુતો પાસેથી પૈસા કઢાવવા ઉપરાંત પોતાની જાગીરની બીજી જરાએ સભાળ લેતા નહિ. મજૂરોને પોતાના ધણીની જાગીર ને રસ્તાપર વરસોવરસ ઘણા દહાડા લગી કામ કરવું પડતું, તે બદલ તેમને કાંઈજ મળતુ નહિ.

ફ્રાન્સમાં હલકી વસ્તીપર જુલમ

એટલે અને તે ઉપરના ઝપાટાઓ પાયમાલ થઈ ગયા, ને વારવાર દુકાળ પડ્યો તેથી ખેડૂઓનાં સંકટમા ઉમેરો થતો ગયો. નગરોમાં રાજ્ય તંગીની જોડે પાપાચાર ને અનીતિનો કેર વર્તી રહ્યો, તેથી ફ્રાન્સ દેશની સ્થિતિ દિનપરદિન વધારે કંગાલ થતી ગઈ.

પોતાની પહેલાં ફ્રાન્સમા બે રાજા થઈ ગયા હતા તેઓના ક-રતા સોળમો લૂઈ સાફ દિલનો હોઈ તેણે 'સ્ટેટ્સ જનરલ' નામની ફ્રાન્સની મોટી સભા મેળવી સારા કાયદા કરવાની કોશિશ કીધી,

સ્ટેટ્સ જનરલ સભાનું મળવું, તા ૫ મી મે સને ૧૭૮૯.

પરંતુ એથી તો લોકોનો અસંતોષ વધારે બહાર ની-કળી આવ્યો. સભામા વાદ થયો તેમાં કોમન્સ એટલે ત્રીજી પાયરીના લોકો ફાવી જવાથી તેમણે સ્ટેટ્સ જનરલનું નામબદલીને તેનું પ્રજાસમાજ એવું નામ પાડ્યું. એ પ્રજાસમાજે કાયદા કિંવા નીતિ અને વ્યવસ્થાને ઉંધા વાળવા માંડ્યાં સને ૧૭૮૯ ના જૂલાઈની ૧૪ મીને રોજ પારિસમાં બંડ થયું, તેમાં રૈયતે બાસ્ટિલગઢ નામે તુરંગપર હલ્લો કીધો, અને બધું ઉંધુ વાળેએવી એક સમાજ સ્થાપી તેને શહેરનો કારભાર સોંપ્યો. થોડા મહિનાકેડે અકળાતા લોકે લઈને વર્સેલ્સથી પકડી લાવી ખરો બદીવાન કર્યો, ને તેને ત્રણ વરસ લગી પારિસમા પૂરી રાખ્યો. અન્તે સને ૧૭૯૨ મા ઓસ્ટ્રિયા અને પ્રુશિયાના રાજાઓએ લૂઈને પાછા ગાદી અ-

પાવવાની ઉમેદથી ફ્રાન્સપર ચડાઈ કીધી પરંતુ ફ્રેન્ચ ફોજ ઘણી બળવાન હતી, તેથી તેઓ હાથ ઘસતા રહ્યા પારિસના ઉમ્કેરાયલા બાબદાઓએ સને ૧૭૯૨ ના સપ્ટેમ્બરની ૨૧ મી તારિખે રાજાની તરફેણ કરનારા ટોળેટોળાની કતલ કીધી, અને પર્યન્તે સને ૧૭૯૩ ના સપ્ટેમ્બરની ૨૧ મી તારિખે પોતાના રાજાને ફાસીને લાકડે લટકાવ્યો એ પ્રમાણે સોળમો લૂઈ મરણ પામ્યો, અને ત્રાસનો અમલ શરૂ થયો એક પછી બીજા એમ જુદા જુદા પક્ષોએ પોતપોતાથી વિરૂદ્ધ મતના બધા લોકોનો ભોગ લીધો, તેમા ગરીબ બિચારી મારી આન્ટોયનેટ રાણી પણ ઝપટાઈ ગઈ

૧૬ મા લૂઈનું અદીખાને પડવું નેતેનાશિરચ્છેદ ૧૭૮૯ ૧૭૯૩.

આ બધો વખત જે કાંઈ બનતું, તે મુગે મ્હોડે ઈંગ્લાન્ડ જોયા કરતું હતું સ્વાર્થી અમીરોની સામે ફ્રેન્ચ લોકોએ તોફાન ઉઠાવેલું જોઈને ઘણા ઈંગ્રેજો પ્રથમ રાજી રાજી થઈ ગયા ફ્રાન્સની ઉથલપાથલથી ફોક્સ ફુલવા લાગ્યો, ને પિટ જે તેની વિરૂદ્ધ હતો, તેને આરંભમા લાગ્યું કે એ તોફાન જલદી શમી જશે તેથી વચ્ચે પડવાની જરૂર નથી પરંતુ બર્કને લાગલુંજ ભાસ્યું કે આવી રીતે અમલનો અકુશ નાબુદ થવાથી આગળ જતા ઘણાં માઠા પરિણામ થશે એ વિષે તેણે ભાષણો અને લખાણો કર્યાં તેને લીધેજ ઘણું કરીને ઈંગ્લાન્ડની આખ ઉઘડી, ને છેવટ ભાવી સંકટ નજરે પડ્યા ફ્રેન્ચ બંડખોરો વધારે ધીટ થતા ગયા તેમણે નેધરલાન્ડ પ્રાન્તમા આસ્ટ્રિયન લોકોનો પરાજય કર્યો, સાર્વોય તથા નીઝ નગર કબજે લીધા, અને હોલાન્ડપર સ્વારી લેઈ જવાની ધમકી આપી એ વેળા ઈંગ્લાન્ડ જોડે સલાહ કરી હોલાન્ડ નિર્ભય બન્યું હતું આ બધું તોફાન જોઈને તે બંડખોર લોકોને બોધ કરવાની પિટને જરૂર પડી, તેથી સોળમા લૂઈના મરણ પછી એક મહિ

ફ્રાસના રાજ્યની ઉથલપાથલની ઈંગ્લાંડપર અસર

નાની અંદર એટલે સને ૧૭૯૩ મા ફેબ્રુઆરીની ૧ લી તારિખે ફ્રાન્સે ઇગ્લાન્ડ, હોલાન્ડ, અને સ્પેન જોડે લડાઈ જોડી.

હવે પછીના નવ વરસ લગી ઈગ્લાન્ડ અને ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યની વચ્ચે સતત્ યુદ્ધ ચાલ્યું, તે દરમ્યાન બીજા રાજ્યો ફરતા ફરતી પક્ષ બદલીને ભારે ધાધલ મચાવતા. પ્રથમ ઈગ્લાન્ડ, સ્પેન, હોલાન્ડ, આસ્ટ્રિયા અને પ્રુશિયાના રાજ્યોએ એકો કર્યો એ લડાઈમા ખરચનો મોટો ભાગ ઇંગ્લાન્ડને માથે પડયો આ એકસપી રાજ્યોને બિલકૂલ યશ મળ્યો નહિ સને ૧૭૯૪ મા જૂનની ૧ લી તારિખે બ્રેસ્ટ બંદરની બહાર લોર્ડ હાઉએ ફ્રેન્ચ કાફલાપર મોટી ફતેહ મેળવી, તથાપિ જમીનપર ઠામ ઠામ ફ્રેન્ચ લોકોની જીતનો ડંકો વાગ્યો હતો

લાર્ડ હાઉ ફ્રેન્ચ આરમારનો પરાભવ કરછે તા ૧ લી જૂન ૧૭૯૪

સને ૧૭૯૫ મા તેમણે આમ્સ્ટરડામ નગર જીતી લેઈ વલંદાનો કાફલો લીધો હોલાન્ડનો હાકેમ પલાયન કરી ગયો, અને પ્રજાસત્તા પ્રીવલંદા લોકે ફ્રેન્ચ જોડે મળી જઈ લોકસત્તાક રાજ્ય સ્થાપન કર્યું ને તેના નામની દુવાઈ ફેરવી પ્રુશિયાનો રાજાપણ યુદ્ધમાથી ખસી બેઠો એણે ઈગ્લાન્ડ કનેથી નાણાની પુષ્કળ મદદ મેળવીને અત્યાર સુધી યુદ્ધ ચલાવ્યું હતુ ઈગ્રેજી આરમારને જોઈ સ્પેન બળી મરતું તેથી તેપણ ફ્રાન્સને મળી ગયું

ફ્રેન્ચ લોકો આમ્સ્ટરડામ નગર તથા વલંદાનો કાફલો ગ્રહણ કરેછે, ૧૭૯૫

એજ સમે કેપ ઑફ ગુડહોપ ભૂશિર આગળના સસ્થાનો, લંકાબેટ, અને મલાકામા આવેલા વલંદા લોકોના સસ્થાનો ઇગ્રેજોએ કબજે લીધા ત્યાના વલંદા લોકો ફ્રાન્સના તાબામા ન જતા આવી રીતે બચી ગયા તેથી આનંદ પામ્યા

કેપ ઑફ ગુડ હોપ ભૂશિર લંકા ને મલાકા ઈગ્રેજ લેછે ૧૭૯૫

હવે ઈગ્લાન્ડના પક્ષપર એકલુ આસ્ટ્રિયાજ રહ્યુ, તેને ખરચવા

સારૂ પીસ્તાલીસ લાખ પૌન્ડ જોઈતા હતા. યુદ્ધની ખુવારી ને ખરચને લીધે ઇંગ્લાન્ડપર ભારે આફત તૂટી પડી હતી, માટે જેમ બને તેમ સનાહ કરવાને પિટ હવે ગરજુ હતો લડાઈને પૂરા ત્રણ વરસ થયા નહિ એટલામા તો પુષ્કળ નાણુ દેશ બહાર નીકળી ગયુ હતુ, ને તેથી ઇંગ્લાન્ડમાં ખરી વાતે આ

યુદ્ધની ઈંગ્લાન્ડપર પડેલી અસર

બાદી આટકી પડી સને ૧૭૯૭ મા પિટે એક બિલ પસાર કરી ઇંગ્લાન્ડની બૅંકને એવી છૂટી કરી આપી કે માગનારને સોનારૂપાનુ રોકડ નાણુ ન આપતા ૨૦ શિલિંગ કરતા વધારાની રકમ પેટે બૅંકની નોટો આપવી એ ધારો ૨૨ વરસ લગી ચાલ્યો. તે ન થયો હોત તો ગામડામાની પુષ્કળ બૅંકોને દેવાળુ કાઢવુ પડત વળી એ ત્રણ વરસમા કરવેરા નખાયા, વેપાર છેક થભી ગયો, અને બે મોસમ રદ જવાથી મોટો દુકાળ પડયો એક વખતે તો લડનના અફ" જાનુ લોકો 'રોટલો રોટલો' એવી બૂમ મારતા રાજાની ગાડી પૂઠળ દોડયા, અને ફિતૂરો. તોફાની સભાઓ, તથા બદનક્શી ભરેલા લખાણો દિનપરદિન વધતા ગયા બર્મિંગહામ નગરમા દાક્તર પ્રિસ્ટલીનુ ઘર તોફાની લોકોએ સને ૧૭૯૧ મા બાળીને જમીનદોસ્ત કીધુ એ પાદરીને ફ્રેન્ચ લોકો માટે બહુ લાગતુ હતુ

તેથી તેને કેદમા પૂર્યો, અને હોર્ન, ટૂક, હાર્ડી, ને થેલ્વાલ એ ચાર અગ્રેસરોને માથે પાર્લામેન્ટની વિરૂદ્ધ લોકને ઉશ્કેરણી કરવાનો આરોપ મેલી તેમનાપર રાજદ્રોહ કર્યાનું કામ ચલાવ્યું, પરતુ તેઓ છૂટી ગયા.

તેમ છતા એટલેથી બધુ પતી ગયું નહોતું, કેમકે ફ્રેન્ચ લોકોએ આયર્લૉન્ડપર ચઢાઈ લેઈ જવાની કોશિશ કીધી જે કાયદાની રૂઈએ ઇગ્લાન્ડની રાજસભા આયર્લૅન્ડની પાર્લમેન્ટપર પોતાની હકુમત ચલાવતી તે કાયદો સને ૧૭૮૨ મા ગ્રેટને પ્રધાનોને દબાવીને રદ કરાવ્યો હતો, તે વાત પાછળ કહેવામા આવી છે (૪૫૯ મુ પાનું જુઓ) એ કાયદો રદ થવાથી આયરિશ લોકોને સ્વદેશના કારભાર મળ્યો, અને પોતાની નજરમા આવે તેવા કાયદા તેઓ કરવા લાગ્યા. આયરિશ પાર્લમેન્ટમા કાથેલિક લોકોને બેસવાની રજા ન હતી તેથી એ સભાના સભાસદો ઘણુ કરીને બધા પ્રૉટેસ્ટન્ટ અમીરોજ હતા. ગ્રેટનની પેઠે કાથેલિકોની અથવા આયરિશ ખેડુતોની દાજ જાણી

આયર્લૅંડમાં બખેડા થાયછે

તેમને અદલ ઇન્સાફ આપે એવા દેશભક્તો તે સભામા ઘણાજ થોડા હતા પરિણામે એવું બન્યું કે આયર્લૅન્ડના કાથેલિક ગૃહસ્થોએ તથા ગણોતીઆએ ફિતૂર મચાવી ઘોર કર્મ કરવા માડયા જમીદારના મહેસુલી કામદારોએ ઘણો જૂલમ કરી તેઓને કચરડી નાખ્યા હતા અન્તે આરેન્જવાળી પ્રૉટેસ્ટન્ટોની અને આયર્લૅન્ડના એકમપ થયલા લોકોની વચ્ચે માહોમાહેનુ યુદ્ધ સળગ્યુ આ પ્રૉટેસ્ટન્ટ લોકો ઇગ્લાન્ડના રાજની વફાદાર રૈયત હોઈ તેમણે સને ૧૭૮૦ મા આયર્લૅન્ડના ઉત્તર ભાગમાં વસાયત કરી

આરેન્જ લોકોની વસાયત, ૧૭૮૦

હતી એકસપી આયરિશ લોકોના વર્ગમા કાથેલિક અને પ્રજાસત્તાક અમલની ઇચ્છા કરનાર

પ્રોટેસ્ટન્ટો હતા એ લોકોએ ઈંગ્લાન્ડની ધુસરી નીચેથી તદ્દન નીકળી જવાને સને ૧૭૮૧ મા એક સંપ કર્યો હતો. તેઓના મુખ્ય નાયકો, હેમિલ્ટન, રોવન, વૂલ્ફ ટોન, અને લોર્ડ એડવર્ડ ફિટઝેરલ્ડ કરીને હતા. તેમણે ફ્રેન્ચ લોકોની મદદ માગી તે ઉપરથી એવી ગોઠવણ થઈ હતી કે જનરલ હોશાની સરદારી નીચે એક ફ્રેન્ચ ફોજે આયર્લાન્ડપર ચઢાઈ કરવી. સને ૧૭૯૯ ના ડીસેમ્બર માસની ૧૬ મી તારિખે રાતના ૧૫,૦૦૦ ફોજ લેઈ અડ્ડીસ વહાણો બ્રેસ્ટ બંદરેથી હકારી ગયા; તેમનો બેત શાનન નદીના મુખમા અને ઈંગ્લાન્ડના બ્રિસ્ટલ બંદરમા દાખલ થવાનો હતો એપ્રમાણે તે કાફલો ત્યા પહોચ્યો હોત તો પારવિનાનું ભય ઉત્પન્ન થાત પરંતુ અંધારાને લીધે એક વહાણ ડૂબી ગયુ, અને વાવાઝોડાને લીધે તે કાફલામાના બીજા કેટલાક વહાણ બાન્ટ્રિ ઉપસાગરમા ઘસડાઈ ગયા; ત્યા ધુમરને લીધે ચાર દહાડા લગી જનરલ હોશાની વાટ જોતા તે પડી રહ્યા, તોપણ તે આવી પહોચ્યો નહિ, કેમકે તોફાન લાગવાથી તેના વહાણ સાથે તે લા રોશેલ બંદરમા ઘસડાઈ ગયો હતો અન્તે તે કાફલો આયર્લાન્ડપર ચઢી ન જતા ફ્રાન્સ તરફ પાછો વળ્યો.

એકસપી થવા આયરિશ લોક ૧૭૮૧

આયર્લાન્ડપર ફ્રેન્ચ લોકોની ચઢાઈ ૧૭૯૬

આ બધા સંકટને લીધે પિટ સંધિ કરવાને ઘણો આતુર બન્યો આ વેળા ફ્રાન્સની સરકાર 'ડિરેક્ટરી' નામે કહેવાતી તેની જોડે સલાહ કરવાની તેણે કોશિશ કીધી, પરંતુ પારિસ નગરમા નવી ઉથલપાથલો થતી હતી, અને દેશાન્તરમા જીતનો ડંકો વાગવાથી છાકી ગયેલા ફ્રેન્ચ લોકોએ બેલજીયમ, હોલાન્ડ, અને ઈટાલીમાના પ્રાંતો છોડી દેવાની ના પાડી આ ઈટાલીમાના પ્રાંતો નેપોલિયન બોનાપાર્ટ નામે એક તરુણ ફ્રેન્ચ સેનાપતિએ આસ્ટ્રેલિયન

પિટ તહ કરવાને કાંઇક કાંઇ આરંભ

લોકો કનેથી જીતી લીધા હતા. એ સેનાપતિ કૉર્સિકામાં જન્મ્યો હતો. વળી ઈંગ્લાન્ડને રક્ષણ વિનાનું કરવાને હોલાન્ડ, સ્પેન અને ફ્રાન્સની આરમાર એકઠી કરી ઈંગ્રેજનાં વહાણોને ચાનલ ખાડીમાંથી ઝાટકી નાંખવાનો ઘાટ ફ્રેન્ચ લોકો ઘડતા હતા. હવે ઈંગ્લાન્ડે કાતો લડાઈ જારી રાખવી, કે પોતાની સત્તા અને વેપાર ગુમાવવાં એ સ્પષ્ટ થયું. તે ઉપરથી પિટે ફ્રેન્ચ લોકોનો પરાભવ કરવાને વેપારીઓની તથા ધનવાન લોકોની પાસે નાણાંની માગણી કરી, તે તેમણે ઝટ સ્વીકારી.

એલિઝાબેથ રાણીના વખતથી સદા પ્રતાપ પામેલી ઈંગ્લાન્ડની આરમારે જે સમયમાં ઈંગ્લાન્ડને મોટા સંકટમાંથી ઉગાર્યું તે સમય હવે આવી પુગ્યો, અને એ આરમારે ઈંગ્લાન્ડના નાવિકોમાંથી તેમના પ્રાચીન પૂર્વજો—દરિયાપર ભટકનારા આંગ્લસો, હિમત બહાદૂર નાર્સલોકો, અને ડેન વાઈકિંગો—નું શૌર્ય હજી જતું રહ્યું નથી એવી સાબીતી કરી આપી. વલંદાનો કાફલો લડાઈની તૈયારી કરી દરિયાપર હંકારી ગયો, તેની આગમચ નૌકાસરદાર સર જાન જર્વિસે અને તેના હાથ નીચેના અમલદાર નેલ્સને સંતવિન્સેન્ટ બુરિરથી થોડેક છેટે સ્પાનિશ કાફલાની ભેટ લેઈ તેનો પરાજય કર્યો, ને કેડિઝ બંદર તરફ તેને પાછો હાંકી મુક્યો. તથાપિ હજી ફ્રેન્ચ અને ડચ આરમારોને જીતવાનું

સંતવિન્સેન્ટ બુરિર આગળ થયેલી લડાઈ, તા. ૧૪ મી ફેબ્રુઆરી સને ૧૭૯૭

બાકી હતું. એટલું સારું થયું કે પવન અનુકૂલ નહિ હોવાથી ડચ્ચ કાફલો ફ્રેન્ચ આરમાર ભેગો થયો નહિ; કેમકે એજ સમયે સ્પિટહેડ અને નોર આગળના ઈંગ્રેજ ખારવાઓએ બળવો કર્યો હતો. એ ખારવાઓને ખાવાનું પેટપૂર મળતું નહિ, પગાર ઓછો મળતો, અને તેઓની પર સખ્તાઈ કરવામાં આવતી, તેથી તેમના કેટલાંક

નોર આગળ દરિયો ખેડનારાઓનો દંગો, માહે મે ૧૭૯૭

દુઃખ વાસ્તવિક હતાં. નૌકાખાતાએ તે બંડ નિર્દયપણે સમાવી

દીધું, ને ખારવાઓનાં દુઃખનું પણ ડહાપણથી નિવારણ કર્યું. બંડના થોડાક બદમાશ આગેવાનોને સજા થયા કેડે બાકીના માણસો નોકરીપર હાજર થયા, અને થોડા મહિના પછી તેઓએ નૌકાધિપતિ ડન્કનની સરદારી હેઠળ હોલાન્ડમાં કામ્પર્ડાઉન બંદર બહાર એક સખ્ત લડાઈ બહાદુરીથી લડી વલંદાની આરમારનો તદન પરાજય કર્યો.

કામ્પર્ડાઉનની લડાઈ, તા ૧૧ મી આક્ટોબર ૧૭૯૭

દરયાપરના આ વિજયોથી ઇંગ્લિશ આરમારનો નાશ કરવાની કોશિશનો અંત આવ્યો. પરંતુ ફ્રેન્ચ લોકોએ થોડાક વખતપર કામ્પો ફોર્મિયો આગળ આસ્ટ્રિયા જોડે તહ કર્યો હતો તેઓ ઇંગ્લાન્ડને ચગદી મારવાને હજી ઉત્સુક હતા, કારણ કે ફ્રાન્સનો બળવાન હરિફ એકલું ઇંગ્લાન્ડજ હતું. નેપોલિયન બોનાપાર્ટ હાલમાં ઘણીખરી ફ્રેન્ચ સેનાનો મુખ્ય સેનાધિપતિ હતો, તે એક તરફથી ઇંગ્લાન્ડના કાંઠાપર હલ્લો કરવાની તૈયારી કર્યાનો એવો ખોટો ભાસ કરાવતો, અને બીજી તરફથી ફ્રાન્સની ડિરેક્ટરી સરકારને સમજાવીને ઇજીપ્તમાં લશ્કર લેઈ જવાની તથા ત્યાંથી આગળ વધી હિંદમાં ઇંગ્રેજોને કનડવાની તજવીજ કરતો. ખરૂ જોતાં તેનો નિશ્ચય ફ્રાન્સનો રાજા થવાનો હતો, પરંતુ સ્વદેશમાં રહીને મુખ્ય સત્તા મેળવવાનો સંભવ તેને જણાયો નહિ, તેથી પરમુલકમાં જઈ મોટીમોટી લડાઈ માર્યા પછી ત્યાંથી વિજય મેળવી પાછા આવવાની તેણે ઇચ્છા કરી.

નેપોલિયનની સ્વારીમાં ખલેલ કરનાર ઇંગ્લાન્ડનો સૌથી મોટો નૌકાસરદાર હોરેશિયો નેલ્સન હતો. છેક બાલ્યાવસ્થામાં તેર વરસની ઉમરે દરિયાઈ લશ્કરની નોકરીમાં તે દાખલ થયો, તે પહેલાં નાર્ફોક પરગણામાં તેના પિતાના મઠમાં તે રહેતો હતો. નોકરીમાં દાખલ થયા પછી તેણે પોતાના ધંધામાં પુરેપૂરૂ દીલ લગાડ્યું હતું. હમણાં તેનું વય આળીશ વરગનું હતું, ને ઘણા અનુભવને લીધે તે

હોશિયાર બનેલો હતો, તે જોઈને ઈંગ્લાન્ડના મહાસમર્થ રાજ્યની પૂઠ લેઈ તેનો પરાભવ કરવાને તેને મોકલવામાં આવ્યો. નેપોલિયનની ફોજ લેઈને કાફલો હંકારી ગયો હતો તેની શોધ મેળવવાને તેણે બેમાસ ફોગટ ફાંફાં માર્યાં; પર્યન્તે સને ૧૭૯૮ ના આગસ્ટ માસની ૧ લી તારિખે નાઈલ નદીના ત્રિકોણ પ્રદેશમાં આવેલા આબુકીર નામના અખાતમાં તે કાફલો લંગર નાંખી પડેલો તેણે જોયો.

નાઈલ નદીનો સમ્રામ, તા ૧લી આગષ્ટ ૧૭૯૮.

અહિં કોઈ જાતનું ભય નથી એવું ફ્રેન્ચ લોકો માનતા હતા. પરંતુ નેલ્સને પોતાનાં કેટલાંક વહાણો ઠેઠ કિનારાની અને ફ્રેન્ચ આરમારની વચ્ચે દાખલ કરી દુશ્મનના ઉપર બેતરફથી તોપનો માર ચલાવ્યો, ને પ્રખ્યાત 'નાઈલની લડાઈ'માં ફતેહ મેળવી. વહાણોનો નાશ થવાથી ફ્રેન્ચ લશ્કર ઈજીપ્તના કિનારાપર પડી રહ્યું, તેઉપરથી નેપોલિયને કોશિશ કરી સિરિયા પ્રાન્ત જીતી લેવાનો નિશ્ચય કર્યો. વચમાંનું રેતીનું મેદાન ઉતરી જઈ તેણે જાફા નગરપર હલ્લો કરી તે લીધું, અને ત્યાંથી આગળ કૂચ કરી જઈ એકર નગરને ઘેરો ઘાલ્યો; પરંતુ સર સિડ્ની સ્મિથ સરદારની મદદ મેળવી તુર્ક લોકોએ તેને બહાદુરીથી પાછો હઠાવ્યો. ત્યાંથી પાછો વળી તે ઈજીપ્તમાં આવ્યો. પછી સિકંદરાબાદ નગરની પડોશમાં આબુકીર આગળ તેણે તુર્ક લોકોનો પરાભવ કર્યો. ત્યારકેડે ફ્રેન્ચ લોકોની યૂરોપમાં હાર થાયછે, એવું સાંભળીને ઈજીપ્તની ફોજનું અધિપતિપણું પોતાના હાથ નીચેના સરદારોને સોંપી તે પાછો ફ્રાન્સ ગયો. ત્યાં સને ૧૭૯૯ ના નવમ્બરની ૧૧ મી તારિખે તેને 'પહેલા કોન્સલ'નું એટલે મેજીસ્ટ્રેટનું પદ મળ્યું. થોડા મહિના કેડે આસ્ટ્રિયન લોકો જોડે ફરી લડવાને તે સત્વર ઈટાલી ગયો, અને સને ૧૮૦૦ ના જૂન માસમાં તેઓને મારેંગોની લડાઈમાં હરાવ્યા. અન્તે સને ૧૮૦૧ ના ફેબ્રુઆરીમાં લૂનવિલ આગળ તેઓને સલાહ કરવી પડી.

નેપોલિયન પહેલો કોન્સલ થયો, ૧૭૯૯.

આ વેળા ઇંગ્લાન્ડ ફરી પાછુ મિત્રવગરનું એકલું પડ્યુ. કારણ કે રૂશિયા સાથે પણ હાલમાં વહાણુની ઝડતી લેવાના હક બાબત ટંટો થયો. તેથી બાલ્ટિક સમુદ્રમાં લડાઈ શરૂ થઈ. રૂશિયા માત્ર થોડાજ વખત ઇંગ્લાન્ડના પક્ષપર રહ્યું હતુ. વળી હાલમાં પિટ પણ મુખ્ય મંત્રિ ન હતો. એ કેમ બન્યું તે હવે કહેવુ જોઇએ.

સને ૧૭૯૬ માં ફ્રેન્ચ લોકોએ આયર્લાન્ડપર સ્વારી કીધી, તે નિષ્ફળ ગઈ તે વારથી ત્યાં ઘણી અસ્વસ્થતા થઈ, તે સને ૧૭૯૮ સુધી રહી. એ વરસમા ત્યાં સારી જુક્તીથી ઉઠાવેલું એક બંડ થયુ, તેમાં પર્વન્તે જુન મહિનાની ૨૧ મી તારિખે વેકસફર્ડ પરગણામાં વિનિગર ટેકરીપર ફિતુરી લોકોનો પરાજય થયો, અને તેમની છાવણી કબજે લેવામાં આવી. આટલું થયાં કેડે પણ ફ્રેન્ચ આરમારની એક તુકડીએ મેયો પરગણામાં કેટલાક સિપાઈઓ ઉતાર્યા, તેમને આયર્લાન્ડના હાકેમ લોર્ડ કોર્નવાલિસે હરાવ્યા. ફિટ્ઝ્જેરલ્ડ હાર મરાયા, અને વુલ્ફ ટોનને ફાંસીને લાકડે લટકાવ્યો. પરન્તુ આયર્લાન્ડમાં એલાયદી પાર્લમેન્ટ રહેશે ત્યાં લગી કદી સ્વસ્થતા થવાની નથી એવું સ્પષ્ટ જણાયું. એ ઉપરથી પિટે આયરિશ પાર્લામેન્ટ સતન્દર કાઢી નાંખવાનો તથા સંયુક્તતાનો કાયદો પસાર કરી આયરિશ સભાસદોને ઇંગ્લાન્ડની રાજસભામાં આણી બેસાડવાનો નિશ્ચય કર્યો. એવીજ રીતે પહેલાં આન રાણીના અમલમાં સ્કાચ સભાસદોને એ રાજસભામાં બેઠક આપી હતી (૩૮૫ મું પાનું જુઓ). બેધડક લાંચ આપીને તથા માન અકરામ ને હલકાબ છૂટે હાથે વેરીને સંયુક્તતાનો કાયદો તેણે આયરિશ સભામાં પાસ કરાવ્યો, અને પ્રોટેસ્ટંટોની બરોબરીના હક આપવાનું વચન દેઈ કાથેલિકોને મેળવી લીધા. સને ૧૮૦૦ માં આગસ્ટની રજીને રોજ 'સંયુક્તતાના ધારા' પર રાજાએ મતુ માર્યું.

આયરિશ લોકોનો સને ૧૭૯૮ નો બળવો.

આયર્લાન્ડનું ઇંગ્લાન્ડ સાથે જોડાઈ જવું, ૧૮૦૦.

અરાઢમી સદીને છેલ્લે દહાડે એટલે સને ૧૮૦૦ ના ડીસેમ્બર માસની ૩૧ મી તારિખે રાજાએ બ્રિટિશ પાર્લામેન્ટ બંધ કીધી, તે સને ૧૮૦૧ ના જાનેવારીમાં 'રાહેનશાહી પાર્લામેન્ટ' નામ ધારણ કરી ફરી પાછી ભેગી મળી, તેવારે કામન્સની સભામાં સો આયરિશ સભાસદો આવીને બેઠા, અને અમીરની સભામાં ચાર આયરિશ ધર્માધિકારી ને ચોવીશ અમીરો બિરાજ્યા. રાજ્યના યુનિયન જાક નામે નિશાનપર સંત જ્યાર્જ અને સંત

સંયુક્ત નિશાન.

આન્ડ્રુસના ક્રૂસ હતા, તેની ભેગા સંત પાટ્રિકનો ક્રૂસ મેળવી દીધો, ને ત્યારથી આજ પર્યન્ત ઈંગ્લાન્ડ, સ્કાટલાન્ડ તથા આયર્લાન્ડને લગતા સઘળા કાયદા એ રાહેનશાહી સભાએ પાસ કર્યા છે. કાથેલિકોને હક આપવાની પિટે પ્રતિજ્ઞા કરેલી તે મુજબ એક મુસદો તૈયાર કરી પાર્લામેન્ટમાં રજૂ કરવાની તેણે પરવાનગી માગી. માઠાં ભાગ્યે કોઈએ રાજાને એવું સમજાવ્યું કે આવી જાતની પરવાનગી આપવી એ રાજ્યાભિષેક વેળા તમે જે શપથ લીધેલા તેથી ઉલટું છે. એથી એક મોટું દુ:ખ એમનું એમ હજી કાયમ રહ્યું. પિટને પણ નોકરી છોડ્યા વિના છૂટકોજ ન હતો, કેમ કે પ્રતિજ્ઞા પાળ્યા વગર નોકરીમાં રહેવું તેને આબરૂ ભરેલું લાગ્યું નહિ. તેના રાજીનામાને લીધે

પિટનું રાજીનામું, માહે જાનેવારી, ૧૮૦૧

રાજાને ઉચાટ થયો તેથી તેનું મગજ થોડીકવાર પાછું ખસી ગયું. પિટને પણ અતિશય ખેદ થયો, ને મિ. આડિંગટનને તુરત કુમક આપવા લાગ્યો. એ આડિંગટન પહેલાં કામન્સની સભાનો પ્રમુખ હોઈ હાલ મુખ્યમન્ત્રિ થયો હતો. પાછળથી તેને લોર્ડ સિડ્‌મૌથનો ઇલકાબ મળ્યો. પુષ્કળ શત્રુ હોવા છતાં ઈંગ્લાન્ડ હજી લડતું બંધ પડ્યું નહતું, પરંતુ થોડાક વખત સંધિ થવાનો લાગ ટૂકડો આવ્યો હતો. સર રાલ્ફ આબર્ક્રોમ્બીએ સને ૧૮૦૧ માં ફ્રેન્ચ લોકોનો પરાજય કર્યો. હિંદુસ્થાનથી નવું લશ્કર આવી

પહોચ્યુ તેથી ઇગ્રેજોનું બળ વધ્યુ, એટલે આખી ફ્રેન્ચ સેનાને આગસ્ટની ૨૭ મીને રોજ બિનશરતે શરણે થવું પડ્યુ એ અરસામા એપ્રિલની ૨ જી તારિખે નેલ્સને કોપનહેગન આગળ ડેન લોકોના કાફલાનો પરાભવ કર્યો એ લડાઈમા એવી તો જબર મારામારી થઈ કે મુખ્ય નૌકાસરદાર સર હાઈડ પારકરે પાછા હઠવાનું નિશાન ચઢાવ્યુ, તથાપિ નેલ્સને પોતાની ફૂટેલી આખપર દુરબીન મૂકી કહ્યુ કે હુ નિશાન દેખતો નથી. તેણે તો ફતેહ થતા લગી લડ્યાજ કીધુ

આબૂકાિર્ યા ને કાપનહેગનની લડાઈઓ, ૧૮૦૧

આ સમે નેપોલિયન ઈગ્લાન્ડપર સ્વારી લેઈ જવાને બૂલોન બદર આગળ વહાણો તથા તરાપાનો ખરેખરો જમાવ કરતો હતો. પરતુ ઈજીપ્તમા આફત ગુજરી હતી, તેને લીધે ફ્રેન્ચ લોકોને કામચલાઉ સધિની તજવીજ કરવી પડી. અન્તે આમિન્સ નગર આગળ સલાહના કરાર થયા, તેપર સને ૧૮૦૨ માં મતા મરાયા. એ કરારથી ફ્રાન્સે ઈટાલિનો દક્ષિણ ભાગ છોડી દીધો, અને ઈગ્લાન્ડે સિલોન તથા ટ્રિનિડાડ સિવાય બાકીનો જીતેલો બધો મુલક પાછો સ્વાધીન કર્યો, તથા 'ફ્રાન્સનો રાજા' એવો કિતાબ ઈગ્લાન્ડના ભૂપતિઓ ત્રીજા એડ્વર્ડના સમયથી ધારણ કરતા હતા તે કાઢી નાખવાની કબૂલાત દીધી.

આમિન્સનું તહનામુ, માર્ચ ૧૮૦૨.

પરંતુ નેપોલિયનનો ચચળ લોભ ગમે તેવી સધિથી ખળાયો નહિ. થોડા મહિનામા તેણે પીએમાંટ અને પાર્માનાં સસ્થાનો ફ્રાન્સના રાજ્યમા ભેળી દીધા, અને સ્વિટ્ઝર્લાન્ડમા એક ફ્રેન્ચ ફોજ મોકલી. એ બાબત ઈગ્લાન્ડની સરકારે વાધો ઉઠાવ્યો, તે વારે ફ્રાન્સમાથી નાસીને ઈગ્લાન્ડમા જઈ વસેલા સઘળા ફ્રેન્ચ લોકોને હાકી મૂકવાની, અને માલ્ટા બેટ ફ્રાન્સને સ્વાધીન કરવાની તેણે સામી માગણી કરી. કંઈ નહિ તો કઈ પણ નુકસાન કરવાની તેની દાનત છે એમ સાફ માલૂમ પડ્યુ. હવે પ્રધાનોને

લડાઈ જાહેર કર્યા સિવાય બીજો ઈલાજ ન હતો. અત્યાર પછી સને ૧૮૧૫ સુધી ઈંગ્લાંડને નેપોલિયન જોડે સતત્ ઝઘડો કરવો પડયો. સને ૧૮૦૪ માં નેપોલિયન ફ્રાન્સનો મહારાજા થયો. પહેલો કોન્સલ નિમાયા પછી તેણે દૃઢતાથી અમલ ચલાવ્યો હતો. તેણે ફ્રાન્સને સારા કાયદા કરી આપ્યા, ને અસ્વસ્થતા તથા તોફાન ફિતૂર બંધ પાડયાં, તેથી ફ્રાન્સનું રાજ્ય ફરી પાછું બળવાન બન્યું. પરંતુ એટલેથી તે ધરાયો નહતો. તેણે આખા યૂરોપનો ધણી થવાની ઇચ્છા કીધી. ઇંગ્લાન્ડ દેશ જે સ્વતંત્ર હતો તે એકલો એને હંફાવતો, તેથી તેને ચગદી મારવાનો એણે ખાસ ઘાટ કર્યો. નેપોલિયન એક વેળા બોલ્યો પણ હતો કે ચાનલની ખાડી છ કલાક આપણા કબજામાં આવે તો પછી આખી દુનિયાના ધણી આપણે થઈ ચૂકયાજ.

નેપોલિયન ફ્રાન્સનો શહેનશાહ બની ઈંગ્લાન્ડ વેરે યુદ્ધ કરેછે, ૧૮૦૩-૧૮૧૫

ડેક દૂર ફ્રેન્ચ આરમારની ભેટ લીધી ત્યારેકેડે જાણવા જોગ એક યુદ્ધ થયુ, તેમા મહાન નૌકાસરદાર નેલ્સને પોતાનો જીવ ખોયો. "આજ દરેક જણ પોતાની ફરજ બજાવશે એવી ઇગ્લાન્ડ આશા રાખેછે," એવી પ્રખ્યાત સૂચનાવાળુ નિશાન યુદ્ધ થતા આગમચ નેલ્સને ચઢાવ્યુ એ સૂચનાનો ઘોષ ઇગ્રેજોના કાનમા સદાકાળ થયા કરશે વિકટરી (ફતેહ) નામે નેલ્સનનુ વહાણ હતુ તેના તૂતકપર બદુકની ગોળી વાગવાથી તે ઘાયલ થયો, અને ફ્રેન્ચ લોકો હાર્યા છે એવુ સાભળ્યુ કે તુરત મરણ પામ્યો તેણે પોતાનુ કામ ઉત્તમ પ્રકારે બજાવ્યુ હતુ અને શિપાઇને લડવાનો હુકમ આપતા તેણે જે સાદા શબ્દો ઉચ્ચાર્યો તે શબ્દોનો ઉત્તમ વારસો પોતાના દેશને તે આપી ગયો એ મહાપુરૂષ પોતાની આખી જીદગીભર એ શબ્દોને અનુસરીનેજ વર્તો હતો

ટ્રફાલ્ગરનો સગ્રામ ત્રાહે અ ક્ટોબર ૧૮૦૫

ઇગ્લાન્ડનો મોટામા મોટો નૌકાસરદાર હમણા ઉઠી ગયો તેની પાછળ તે દેશનો સૌથી ઘણો વિશ્વાસુ રાજ્યધારી પુરૂષ પણ થોડા વખતમા ગત થયો ટ્રફાલ્ગરના યુદ્ધમા ઇગ્લાન્ડનો વિજય થયો, એ ખબર આવી પહોચી તે વારે પિટ જીવતો હતો ત્યારેકેડે તરતજ તેણે માઠા સમાચાર સાભળ્યા, તે એ કે નેપોલિયને સને ૧૮૦૫ મા ડીસેમ્બરની ૨ જી તારિખે વિએના નગરની પડમા ઑસ્ટર્લિટ્ઝની લડાઇમા આસ્ટ્રિયા અને રૂશિયાની ફોજોનો ઘાણ વાળ્યો વિલ્બર્ફોર્સે લખી જણાવ્યુ કે ઑસ્ટર્લિટ્ઝે પિટના પ્રાણ લીધા આખી જીદગીભર એકનિષ્ઠાથી પોતાના દેશની સેવા કરી વૃદ્ધ થતા પહેલા એટલે ૪૭ વરસની ઉમરે સને ૧૮૦૬ મા જાનેવારીની ૨૩ મીએ તેણે દેહ છોડયો તેના મરણપછી એક પ્રધાન મડળ થયુ 'તે સમસ્ત બુદ્ધિનુ પ્રધાનમડળ' એ નામે ઓળખાયુ તે મડળમા ગ્રેન્વિલની સાથે ફોક્સ દાખલ થયો જે અગત્યનો કાયદો કરવાને પિટ અને તેના મિત્રો ઘણા વખતથી ફાફા મારતા

ઑસ્ટર્લિટ્ઝની લડાઇ ને પિટનુ મરણ

સમસ્ત બુદ્ધિનુ પ્રધાનમડળ ૧૮૦૬

હતા તે કાયદો પાસ કરવામાટે આ મકળનું સ્મરણ હમેશા થવા કરશે. એ કાયદો ગુલામનો વેપાર બંધ પાડવા કરેલો હતો. વ્હાઈટફિલ્ડ અને વેસ્લીના ઉપદેશને લીધે પુષ્કળ લોકોમાં ધર્મયુક્ત જીંદગી ગાળવાની વૃત્તિ પેદા થઈ હતી. તે ઉપદેશકોના સમયથી મનુષ્ય-પ્રાણીના દુઃખને માટે લોકોની લાગણી પહેલાં કરતાં વધારે કોમળ થવા માંડી હતી. જોન હાવર્ડ કરીને એક ખરેખરો પરદુઃખભંજન પુરૂષ હતો, તેણે સને ૧૭૭૩ માં ઈંગ્લાન્ડના કંગાલ ને દુર્ગંધીવાળા કેદખાનાની તપાસ કરી કેદીઓની સ્થિતિ સુધારવાના કામમા પોતાનું આયુષ્ય ગાળવાનો આરંભ કર્યો હતો.

કેદખાનાનો સુધારો.

ત્યારપછી ચાળીસ વરસ કેડે મિસિસ ફ્રાઈ નામની એક કુલીન સ્ત્રીએ તે કામ ઉપાડી લીધું દરમ્યાનમા વિલ્બરફોર્સ, ટામસ કલાર્કસન, અને ઝાકરીમકાલે, એ ત્રણ પુરૂષોએ આફ્રિકામાંથી હબશી ગુલામોને લેઈ જઈ દક્ષિણ અમેરિકામાં વેચવાનો વેપાર ચાલતો હતો તે બંધ પાડવાને એક મંડળી સ્થાપન કીધી. આ વેપાર ખાસ કરીને ઇંગ્રેજ લોકોને હાથ ચઢયો હતો, અને તેઓના જુલમ અને ત્રાસનું વર્ણન કરતાં ઘણુ ખરૂ કમ્પારો છુટયાવિના રહેજ નહિ. બિચારા સીધીઓને ઘરમાંથી ખેંચી લેઈ જઈ વહાણના બે તૂતક વચ્ચે સાંકડી અભરાઈપર પૂરવામાં આવતા ને વારંવાર ભૂખ, તરસ, ગુંગળાટ તથા અનેક ક્રૂરતાને લીધે તેઓ પીડાતા. વખતોવખત માત્ર હવાનેમાટે તેમને ઉપલા તૂતકપર આણતા, ત્યાં ચાબકાનો માર મારી તેમને કુદાવતા તથા કસરત કરાવતા. જે ઘાતકી લોકો આ સીદી ગુલામનો વેપાર કરતા તે લોકો તેમને જીવાડવાની કાળજી રાખતા, તે માત્ર એટલામાટે કે તેમને વેચીને પૈસા પેદા કરવા. માદા સીદીઓને તેઓ નિર્દયપણે મારી નાંખતા કિંવા વહાણપરથી દરિઆમા ફેંકી દેતા. તથાપિ આ વેપારથી પુષ્કળ પૈસો મળ્યો. એ બાબત પાર્લમેન્ટમાં વીસ વરસલગી સતત ઝઘડો ચાલ્યો. અન્તે સને ૧૮૦૭ માં એક ધારો

ગુલામના વેપારની બધી ૧૭૭૩ ૧૮૦૭

ફોક્સનુ મરણ ૧૮૦૬

પસાર કરી કોઈપણ ઈંગ્રેજને અથવા ઈંગ્રેજ વહાણુને ગુલામ વેચવા લેઈ જવાની પાર્લામેન્ટે બધી કીધી ગુલામનો વેપાર બંધ પાડવાને ફોકસે પોતાની આખી જી દગીભર પરિશ્રમ કર્યો હતો, પંરતુ આ કાયદો પસાર યતા લગી તે જીવ્યો નહિ સને ૧૮૦૬ મા સપ્ટેમ્બર મહિનાની ૩ જી તારિખે તે મરણ પામ્યો. આ કાયદાથી ગુલામનો વેપાર જોકે બંધ થયો, તથાપિ ગુલામ રાખવાનો રિવાજ ઇંગ્રેજ સસ્થાનોમાથી નાબૂદ થયો નહિ ત્યા એ રિવાજ બીજા ૨૮ વરસ લગી એટલે સને ૧૮૩૪ સુધી ચાલૂ રહ્યો

ઠરાવ થયો હતો. એપ્રમાણે વેપારની બધી કરવાથી, તથા ઇગ્લાન્ડમાંથી નાશી જતા લોકોની તપાસ કરવા સારૂ સ્વતન્ત્ર સંસ્થાનોનાં વહાણુની જડતી લેવામાં આવતી. તેથી સંસ્થાનની પ્રતિનિધિ સભાએ સને ૧૮૧૨ માં ગ્રેટબ્રિટન વેરે વિગ્રહ શરૂ કર્યો, તે સને ૧૮૧૫ લગી ચાલ્યો.

દરમ્યાનમાં નેપોલિયનની જીતનો ડંકો જમીનપર ઠામ ઠામ ગાજી રહ્યા હતો, અને યુરોપમાં ઘણે ઠેકાણે તે તેના ભાઈઓને તથા સગાં વહાલાંને રાજગાદી તથા મુક્કો અપાવતો ગયો. પરંતુ તેના વિજયની અવધી નજદીક આવવા માંડી હતી. સને ૧૮૦૮ ના મે માસમાં સ્પેનના રાજકુળમાં ટંટો ઉત્પન્ન થયો તેથી પોતાના ભાઈ જોસફ બેન્જામિનને ગાદી અપાવવાનો તેને લાગ મળ્યો. એટલામાં વળી પોર્ટુગાલપર તેણે હલ્લો કર્યો તેથી ત્યાંનો રાજરક્ષક નાશીને બ્રાઝિલ ગયો, પરંતુ તેણે પોતાની આખી જીંદગીમાં કદી નહિ કરેલી એવી મોટી ચૂક એ વેળા કીધી. સ્પેનદેશના લોકો અભિમાની હોઈ એકાદ સાહસિક માણસને જોરજૂલમથી પોતાનો રાજા કરવામાં આવેછે એવું જોઈને ક્રોધે ભરાયા ને ઠેકાણે ઠેકાણે બળવો કરી ઇંગ્લાન્ડની મદદ માગી.

નેપોલિયન સ્પેનની ગાદી પડાવી લેછે ને પોર્ટુગાલપર સ્વારી લેઈ જાય છે, ૧૮૦૮.

આની પહેલાં થોડાં વખતપર **સર આરથર વેલેસ્લી** સને ૧૮૦૩ થી ૧૮૦૫ સુધી મરેઠાઓને યુદ્ધમાં જીતીને હિંદથી પાછો આવ્યો હતો, તે આયર્લાન્ડનો સેક્રેટરી થયો હતો. તેને પાછળથી વેલિંગટનના ડ્યૂકનો ઇલકાબ મળ્યો હતો. જ્યોર્જ કાનિંગ નામે એક મુત્સદી આગળ જતાં નામાંકિત થાય એવો હતો, તે હાલમાં પરદેશ ખાતાનો પ્રધાન હતો. તેણે સ્પેનનો પોકાર કાનપર લેઈ સ્પાનિશ દ્વીપકલ્પમાં નેપોલિયનની સાથે બાથ ભીડવાનો નિશ્ચય કર્યો. વેલેસ્લી અને **સર જાન મૂર**ની સરદારી નીચે બે નાની ફોજ પોર્ટુગાલ દેશ તરફ તેણે એકદમ રવાના કીધી. એપ્રમાણે

વિગ્રહ શરૂ થયો, તે 'દ્વીપકલ્પનો વિગ્રહ' એ નામે ઓળખ

દ્વીપકલ્પના વિગ્રહ શરૂ થાય છે, ૧૮૦૮

છે કમનસીબના જોગે જે ફ્રાંજે મોકલી હતી બહુ નાની હોવાથી વેલેસ્લીને તથા મૂરને ૨ ખ્રાલ્ટરના હાકેમના અને બીજા એક જૂના અમલદારના હ નીચે રાખ્યા એથી કરીને વેલેસ્લીએ સને ૧૮૦૮ મા ઓગસ્ટની ૨૧ મી તારીખે ફ્રેન્ચ સરદાર જૂનોને હરાવી ફતેહ મેળવી, તથાપિ આગળ વધી વધારે જય મેળવવાની તેને રજા ન નહિ, ને આગસ્ટની ૩૦ મીને રોજ સિન્ટ્રા મુકામે ફ્રેન્ચ લોકો જોડે કરાર થયો, એટલે તેને પાછો ઇગ્લાન્ડ બોલાવી લેવા આવ્યો સર જાન મૂર એકલો પોર્ચુગાલમા રહ્યો, તેને સ્પેન જઈ સ્પાનિશ ફ્રોજ ભેગા થવાનો હુકમ થયો, પરંતુ રસ્તે જતા તેને એવી ખબર મળી કે નેપોલિયન પડે આવ્યો છે, ને સ્પાનિશ ફ્રોજને તારાજ કરી માડ્રિડ નગરપર ચઢી જાય છે. મૂર અનુભવી ને શૂરો સરદાર હતો. તેની કને ૨૫૦૦૦ માણસનુ લશ્કર હતું, અને નેપોલિયન પાસે ૭૦,૦૦૦ ફ્રોજ હતી, તે ઉપરથી તેણે પાછા હઠીને પોતાના લશ્કરને દરિયાકાંઠે લેઈ જઈ વહાણપર ચઢાવી દેવાનો વિચાર કર્યો. મોટી ઉસ્તાદીથી ફ્રોજને પાછી હઠાવી લઈ જવાના કેટલાક દાખલા યુદ્ધની તવારિખમા નોંધાયાછે, તેમાને એક આ દાખલો છે. તેણે વિગો બંદરે જવાનો રસ્તો લીધો. નેપોલિયન દમબેદમ તેની પાછળ દોડયો રસ્તામા મૂરને એવી ખબર મળી કે તે બંદરે લશ્કરને વહાણપર ચઢાવવાની સોઈ નથી, તેથી ગાલિશિયા પરગણાના કોરન્ના બંદર તરફ તે વળ્યો જાનેવારી

કોરન્ના આગળ પાછે પગે જતાં થયેલી લડાઈ, ૧૮૦૯.

માસની ૧૦ મી તારિખે ત્યા પહોંચ્યો એટલે તેને માલમ પડયુ કે સામા પવનને લીધે અટકી પડવાથી તેને લેવા આવનારો કાફલો હજી આવી પહોંચ્યો નથી તા ૧૪ મીએ તે કાફલો આવ્યો એટલે તો સેનાપતિ સૂલ્ટની સરદારી નીચે એક ફ્રેન્ચ ફ્રોજ ત્યા

આવી પહોંચી, અને હલ્લો કરવાને તૈયાર ગોઠવાઈ ગઈ. તા. ૧૬ મીએ બપોરે ફ્રેન્ચ લશ્કરે લડાઈ આપી. ઇંગ્રેજ સિપાઇઓ પગ ઠેરવીને ચોકસપણે લડ્યા. તેમણે ચો તરફથી ફ્રેન્ચોને હઠાવી દીધા. ત્રણ હજાર ફ્રેન્ચ સિપાઇઓનાં મૂડદાં રણક્ષેત્રપર રહેવા દેઈ મધરાતે બધું ઇંગ્રેજી લશ્કર વહાણપર ચઢી ગયું, પરંતુ જે બહાદુર સરદારે પોતાની ફોજનો બચાવ કર્યો હતો તે સરદાર પંડે માર્યો ગયો, અને ત્યાં એકાંત રણભૂમિમાં તેના સાથીઓએ મનમાં શોક લાવી તેને ચુપચુપ દાટ્યો.

સર જાન મૂરને કબરમાં સુવાડવાની ક્રિયા.

વૂલ્ફ નામના એક કવિએ 'સર જાન મૂરનો કબરવાસ' એ નામનું એક કાવ્ય કર્યું છે તેમાંના બે છંદની મતલબ નીચે પ્રમાણે છેઃ—

'હમે તેનું શબ ઉપાડીને કિલ્લાના કોટપર જડપથી લઈ ગયા, તે વેળા એકપણ પડઘમ વાગી નહિ અને મૃત્યુગીતનો એકે શૂર સંભળાયો નહિ. જે કબરમાં અમે અમારા યોદ્ધાને પૂર્યો તે કબર આગળ કોઈપણ સિપાઈએ ગોળીબાર છોડી છેલ્લી સલામ આપી નહિ.*

'હમે તેની કીર્તિના રણમાંથી તેને તાજો ને લોહીવાળો ઉપાડી જઈ રડતાં રડતાં ધીમેથી ખાડાને તળીએ મૂક્યો. તેની કબરપર એક લીટી સરખીએ હમે પાડી નહિ, અને પથર પણ ઉભો કર્યો નહિ, પરંતુ તેને તેની કીર્તિ ભેગો એકલો રહેવા દીધો.'†

---

* નહિ શબ્દ પડઘમનો શુણ્યો, નહિ શૂર મૃત્યુ ગીતનો,
જવ વાસ તેની કોટમાં, વેગે ગયા લઈ અમ જનો,
દાટિ દીધો શુરવીર હમારો, કબર જ્યાં કીધી તહિં,
બંધુક છેલ્લી સલામતી, સિપાઈએ છોડી નહિ ॥ ૧ ॥

† તાજો અને રૂધિર ભરેલો લાવી યશ ભૂમિ થકી,
હળવે નિચે ત્યાં તે ગુરાને સુવાડ્યો રડતાં નકી,
પત્થર ન મૂક્યો એક ત્યાં લીટી ન એક કોતરી,
કીર્તિસહિત તહિં એક્લો મૂકી અમે ચાલ્યા ફરી. ॥ ૨ ॥

સ્પાનિશ ફોજના નાશની તથા મૂરના પાછા હઠવાની ખબર ઇંગ્લાન્ડમા થઈ તે વારે સઘળા લોકોના હોસ કોસ ઉડી ગયા. પરતુ કેનિંગે વધારે બળવાન ફોજનો જમાવ કરી વેલેસ્લીને આ ઠી એકદમ પોર્ટુગાલ મોકલ્યો ત્યાર પછીના બીજા ચાર વરસ વેલેસ્લીએ એક સરખી રીતે નેપોલિયનના ઉત્તમ સેનાપતિઓને સ્પેનમાથી હાંકી કાઢવાના કામમા ગાળ્યા તેહજી નેપોલિયનના જેટલો પકાયલો નહતો. તેને લશ્કરની તથા ખોરાકની પૂરેપૂરી મદદ મળી નહિ. પોતાની ફરજ બજાવવાના લાભ ઉપરાત તેનામા બીજો લાભ નહતો તેને ખાત્રી હતી કે મારા પક્ષપર

વેલિંગ્ટન અને નેપોલિયન.

ન્યાય છે, તેથી આખા યુરોપને પાયમાલ કરનાર એ જુલમગારને હુ પર્યન્ત જીતીશ વિચારવત હોઈ તે હાથ નીચેના માણસોની સભાળ લેતો. પરતુ નેપોલિયનતો આખ મીચીને પોતાના માણસો મરાવતો. પોતાની ફોજના સિપાઈઓને લોકોને લૂટવાની રજા વેલેસ્લી કદી ન દેતો એટલુંજ નહિ, પરતુ પોતાને જોઈતો સઘળો સામાન પૈસા આપીને લેતો. રફતે રફતે એકેક પગલુ આગળ વધી તેણે ખાત્રી કરી આપી કે ફ્રેન્ચ ફોજ જીતાય એવી છે. એરીતે નેપોલિયને જે મોહપાશ વડે યૂરોપના સઘળા રાજ્યોને વશ કર્યા હતાં તે મોહપાશ તેણે છેદી નાખ્યો.

સને ૧૮૦૯મા મે માસની ૧૨ મીએ સેનાપતિ શૂલ્ટને ઓપોર્ટો આગળ હરાવ્યા પછી તેણે ટાલાવેરાની લડાઈમા માર્શલવિકટરનો પરાજય કર્યો, તેથી તેને વાઈકૌંટ વેલિંગ્ટનનો ઈલકાબ મળ્યો. ત્યારકેડે પોર્ટુગલ પાછા જઈ લિયાગામા ટોરેસ વેડ્રાસ નામના પ્રખ્યાત કિલ્લાની ત્રણ હાર બાધી એથી કરીને જ્યારે સને ૧૮૧૦ મા ઇંગ્રેજી ફોજને હાકીને દરિયાપર રવાના કરવા માર્શલ માસેના આવી પૂગ્યો તે વારે સપ્ટેમ્બર મહિનાની ૨૯ મી તારિખે તેનો પ્રથમ બૂસાકો આગળ તેણે પાછો હઠાવ્યો

અહિં કિલ્લાની પહેલી ઓળ માસેનાની નજરે પડી. તેને વટાવી બીજી તરફ તેનાથી ઉતરાયું નહિ. હલ્લો કરવાનો માર્ગ તેને જડયો નહિ, અને વેલિંગ્ટને જાણી જોઇને તે પ્રદેશમાં ઢોર ઢાંખર અને વુલ રહેવા દીધું નહતું. તેથી તેને ખોરાક પણ હાથ લાગ્યો નહિ. ઝપાઝપી, રોગ તથા ભૂખમરાને લીધે માસેનાના ૪૫,૦૦૦ માણસ મરી ગયાં કે તેને સ્પેનમાં પાછા હઠવું પડયું. ત્યાં સ્પાનિયર્ડ લોકોએ હથિયારબંધ નાની ટોળીનો જમાવ કર્યો હતો તે 'ઉડતી ટોળીઓ' ને નામે ઓળખાઈ. એવી ટોળીઓ ફ્રેન્ચ લશ્કરને જંગલોમાં ને ટેકરીઓપર હેરાન હેરાન કરતી. તે દરમ્યાન વેલિંગ્ટન અને તેના સરદારો ધીમેધીમે આગળ વધી ઉપરાચાપરી ઘણી લઢાઈ લડી ફતેહ મેળવતા. ઘણી પ્રખ્યાત લડાઈઓ થઈ તે નીચે પ્રમાણે – સિઉડાડરોડ્રીગો અને બાડાજોસ– એ બે કિલ્લા સને ૧૮૧૨ માં હલ્લો કરી લીધા તે વેળા થયલી લડાઈઓ; સને ૧૮૧૨ તથા ૧૮૧૩ માં સાલામાંકા અને વિટોરિયા આગળ લડાઈ થઈ તે; અને સને ૧૮૨૩ ના શિયાળામાં સંતસેબાસ્ટિયન નગરને લાંબા ઘેરો ઘાલી લીધું તે વખતે લડાઈ થઇ તે; આ છેલ્લી લડાઈને અન્તે સ્પેન દેશમાં ફ્રેન્ચ લોકનો અમલ પૂરો થયો.

સ્પેનમાં વેલિંગ્ટનના વિજય, ૧૮૦૯–૧૮૧૩

તથાપિ વેલિંગ્ટનના વિજયોથી સ્પાનિયર્ડ લોકોને સ્વતંત્ર કરવા ઉપરાંત કાંઇક વધારે લાભ થયો, તે એ કે પોતાના સામાન્ય શત્રુની સામા માથું ઉંચકવાની યૂરોપનાં બધાં રાજ્યોની હામ ચાલી. હજીએ મૂલક જીતવાને આતુર હોઈ નેપોલિયન સને ૧૮૧૨ માં કૂચ કરી રૂશિયામાં ગયો, ને તે વરસના સપ્ટેમ્બર માસની ૭ મી તારિખે બોરોડીનો આગળ ભયંકર લડાઈ લડી મૉસ્કો નગરપર ધસી ગયો. પરતુ ટોર્રેસવેડ્રાસ આગળ વેલિંગ્ટને જે યુક્તિ વાપરી હતી, તે યુક્તિનો અમલ કરી રૂશ લોકે મોસ્કો નગર સળગાવી મુક્યું. એથી નેપોલિયનના સિપાઈઓને રહેવાને ઠામ કે ખાવાને

અન્ન બિલકુલ મળ્યું નહિ. એ કારણથી શિયાળાની કકડતી ટાઢમાં બરફથી છવાયલા સેંકડો મૈલ લાંબા પ્રદેશમાં થઈ તેને પાછા કૂચ કરી આવવું પડ્યું. વાટમાં હજારો સિપાઈઓ મરણ પામ્યા. ચાર લાખ ફોજમાંના માત્ર વીસહજાર માણસો પાછાં આવ્યાં. નેપોલિયનનું લશ્કર ખેદાન મેદાન થઈ ગયું. રૂશ લોકે તેની પૂઠ લીધી, ને તેની બે બાજૂપર આસ્ટ્રિયાના તથા પ્રુશિયાના લોકો ઉભા થયા, તેથી સત્વર ફ્રાન્સ દોડી આવીને લશ્કર જમાવી તે પાછો ગયો, ને લૂટઝેન, બૌટઝેન તથા ડ્રેસ્ડન આગળ ખરેખરી ત્રણ લડાઈ જીત્યો. પરંતુ તેના શત્રુઓએ ચોતરફથી તેને ઘેરી લેવા માંડ્યો હતો. અન્તે લાઈપઝિક આગળ ત્રણ દહાડા લગી લડ્યા પછી સને ૧૮૧૩ માં અક્ટોબરની ૧૯ મીએ તેનો છેક પરાજય થયો: તેને ર્‌હાઈન નદી લગી પાછળ હઠવું પડ્યું. સને ૧૮૧૪ ની સાલના પહેલા ભાગમાં બાપ્પો શત્રુને તેણે અનેક રીતે હંફાવ્યા. પર્યન્તે મિત્ર રાજાઓની વિજયી સેનાએ માર્ચની ૩૧ મીને રોજ પારિસમાં પગ મૂક્યો, તે વેળા તેણે નમતું તોલ્યું. સને ૧૮૧૪ ના એપ્રિલની ૬ ઠીએ તેણે રાજપાટ છોડી દીધું. એજ મહિનાની ૨૮ મી તારીખે તેને દેશનિકાલ કરી એલ્બા ટાપુમાં પૂર્યો.

રૂશ લોકોમોરકો સળગાવી દેછે ને ફ્રેન્ચ સેના ત્યાંથી પાછી ફરેછે, ૧૮૧૨

નેપોલિયન ગાદી છોડી દેછે.

ત્યાર કેડે સોળમા લુઈના ભાઈને અઢારમા લૂઈના નામથી ફ્રાન્સની ગાદીપર બેસાડ્યો. એની પહેલાં સતરમો લૂઈ થઈ ગયો, તે ફ્રાન્સના રાજાનો તરૂણ પાટવી કુંવર હોઈ ઉથલપાથલની દરમ્યાન્ મરણ પામ્યો હતો. તથાપિ એકાદ લડાઈ લડ્યાવિના લ્ડ્‌ વિગ્રહનો અન્ત આવે એમ નહતું. અગિયાર મહિના લગી જેવી તેવી શાન્તિ રહી. ત્યાર કેડે એકાએક એવા સમાચાર ફરીવળ્યા કે નેપોલિયન એલ્બામાંથી નાશીને કાન બંદરે આવી ઉતર્યો છે; અને ચો તરફથી પોતાના જૂના સરદારોના હાથે સત્કાર પામી તે

કૂચ કરી પારિસ જાયછે. આ ખબર સાંભળીને આખું યુરોપ ચમકી ઉઠયું. ત્રણ અઠવાડિયામાંતો તે પાછો મહારાજા થયો. અઢારમો લૂઈ રાજા પલાયન કરી ગયો. મિત્ર રાજાઓએ વખત ગુમાવ્યો નહિ. વિયેના નગરમા મોટી રાજ્યોતા એલચીની સભા મળી હતી, ત્યા વેલિંગ્ટન હતો તે એપ્રિલ માસમા બ્રુસેલ્સ આવી પહોંચ્યો, ને ફ્રાન્સપર ચઢાઈ લેઈ જવાને ઇગ્લાન્ડ, પ્રુશિયા, ઓસ્ટ્રિયા ને રૂશિયાની ફોજોનો જમાવ થવા માડયો. ઇગ્લાન્ડ ને પ્રુશિયા માત્ર તૈયાર હતા, પણ તેમનાં સૈન્ય એક જગાએ ભેગાં થાય, તે પહેલા દરેકને છૂટી નરિયત કરવાની નેપોલિયને આશા કરી. અને તે પ્રમાણે જૂનની ૧૬ મી તારીએ તેણે લિગ્ની આગળ પ્રુશિયાની ફોજને પાછી હઠાવી પણ ખરી. પરતુ તેજ દિવસે વેલિંગ્ટને કાટ્રૂબ્રા આગળ માર્શલનેનો હલ્લો પાછો હઠાવી સીનજાન ટેકરીઓ પરતું મજબુત સ્થાનક હાથ કર્યું. એ ટેકરીઓ બ્રુસેલ્સ નગરથી નવ મૈલપર વાટર્લૂ નામનું નાનાસરખુ ગામડુ છે તેની થડમાં છે.

નેપોલિયન પાછો ફ્રાન્સ આવે છે

જૂનની ૧૮ મીએ નેપોલિયન ને વેલિંગ્ટન પહેલવારકા લડાઈમા સામસામા ભેટ્યા. વેલિંગ્ટનની પાસે જે ફોજ હતી તેને હુકમમાં રાખવાનું કામ ઘણુ કઠણ હતું તેના જૂના ને ઘણા અનુભવી સિપાઈઓમાંના લગભગ બધાજ અમેરિકાની લડાઈમાં ગયા હતા. હાલ તેની ફોજમાના ઇંગ્રેજી સિપાઈઓ ઉમ્મરે નાના ને ખીન અનુભવી હતા. તેની ફોજમા અરધા ઉપરના માણસો નેધર્લાન્ડ, હાનોવર, નૉસ્સો, તથા બ્રનઝ્વિકના લોકો હતા. પ્રુશિયન લોકો તેના પક્ષપર હતા, પણ તે હજી ઘણા દૂર હતા. એમ છતા તેઓના સેનાપતિ બ્લુચેરે તા. ૧૭ મીએ સંદેશો મોકલી તેને કહાવ્યું હતું કે હું આવતી કાલે બપોર પછી તમારી ભેગો થઈશ. ૧૮ મી તારિખે મધ્યાન્હે નેપોલિયને લડાઈ શરૂ કીધી, તે વેળા

વેલિંગ્ટનની ઉમેદ માત્ર કુમક આવી પહોચતાં લગી પગ થો-ભાવી રાખવાની હતી ઘડીમા આ બાજૂએ ને ઘડીમા બીજી બાજૂએ એમ અનેકવાર ફ્રેન્ચ ઘોડેસ્વાર પલટણે ઇંગ્રેજી પાય દળના અડગ ચોરસ કોટપર હલ્લો કર્યો, પણ ઇંગ્રેજોની ગોળીના પ્રાણઘાતક માર નીચે તેઓ ટપોટપ નીચે પડયા. પરતુ દહાડો નમવા લાગ્યો, અને બપોર પછી ચારવાગે થાકી ગયલા ઇંગ્રેજ સિપાઇઓ મદદે આવનાર લશ્કરની રાહ ટગમગ જોઈ રહ્યા, પરતુ તે આવ્યુ નહિ. છેવટ પ્રુશિયન લોકો સાથે નહિ દેખાય એટલે દૂર કોઈ ઠેકાણે ફ્રેન્ચો ઝપાઝપી કરેછે એમ સુમારે પાચ કલાકે સ્પષ્ટ માલમ પડ્યુ પ્રુશિયન ફોજ દોડતી આવી પહોચી, ને સાતવાગે ફ્રેન્ચ લોકે મરણિયા થઈ ઇંગ્રેજી ફોજની હારપર છેલો ધસારો કરી ગભરાઈને નાશી ગયા પ્રુશિયન લોકો ખરી એનની વખતે આવી પૂગ્યા તેથી મોટી ફતેહ મળી પચીસ હજાર કરતા વધારે ફ્રેન્ચ સિપાઈઓ રણક્ષેત્રમા પડયા ઇંગ્રેજોએ પણ તેર હજાર માણસોનો ભોગ આપ્યો. અન્તે યુદ્ધનો છેડો આવ્યો નેપોલિયન નાઠોનાઠો પારિસ ગયો ને રાજગાદી છોડી દેઈ પો-તાના છોકરાને આપી ત્યારકેડે ફ્રાન્સમાથી નાશી જવાની તેણે તજવીજ કીધી પરતુ બધા બદરોપર બરોબર જાપતો રાખેલો જોઈને રાચફોર્ટ બદરમા બેલેરોફોન કરીને એક ઇંગ્રેજી વહાણ હતુ, તેના કપ્તાનને તે સ્વાધીન થઈ ગયો ત્યાર કેડે તેને સેન્ટ હેલિના બેટમા કેદ કર્યો અહિ તેનાપર જખરો પેરો મૂકયો ત્યા સને ૧૮૨૧ મા મે માસની ૫ મી તારિખે તે મરણ પામ્યો અઢારમો લુઈ પારિ-સમા પાછો આવ્યો, અને એકસપી રાજ્યવાળાઓ ફરી ઉથલ પાથલ થવાનું ભય છેક મટી ગયુ ત્યા લગી ત્રણ વરસ ફ્રાન્સમા પડી રહ્યા, તે દિવસથી આજ પર્યંત ફ્રેન્ચ તથા ઇંગ્રેજ લોકે

વાટરલુનો સગ્રામ તા ૧૮ માહે જુન ૧૮૧૫

નેપોલિયનનુ મૃત્યુ ૧૮૨૧

પરસ્પર સલુકાઈથી વર્તવાનો પ્રયત્ન ઘણો વખત થયાં કર્યો છે, તે એટલે સુધી કે જ્યારે જ્યારે તેમને લડવું પડ્યું છે, ત્યારે તેઓ દુશ્મનની પેઠે પરસ્પર કદી ન લડતાં સદા મિત્રની પેઠે એકઠા લડ્યા છે.

તહ કર્યાની વાત જાહેર થઈ તે વારે ઇંગ્રેજ લોકો હરખથી ઘેલા જેવા બની ગયા. પાછલાં બાર વરસ થયાં તેમણે સ્વાધીનતાને માટે લડતાં ભગીરથ પ્રયત્ન કર્યો હતો; એમાંનાં છેલ્લાં ત્રણ વરસતો તેમને સંયુક્ત સંસ્થાનો વેરે પણ લડવું પડ્યું હતું. એ લડાઈમાં કાનડા પ્રાન્ત ગુમાવવાનો વખત પણ આવ્યો હતો. સને ૧૮૧૫ ની શરૂઆતમાં થોડા વખતપર પાછી સંસ્થાનો વેરે સલાહ થઈ હતી. ઘણું કરીને એકલા ઇંગ્લાન્ડ સિવાય બધે લડાઇની મારફાડ થતી હતી. દરિયાવાટે માલ લાવવા લેઈ જવાનો વેપાર ઘણો ખરો ઇંગ્લાન્ડના હાથમાં હતો. એથી કરીને ત્યાં વેપારની કેટલેક અંશે વૃદ્ધિ થઈ ખરી, તથાપિ જબરા કરવેરા, અનાજની મોઘવારી અને યુદ્ધની ઘણા દહાડાની લાંબી સંતાપકારી ચિન્તાને લીધે દરેક માણસના સંકટનો કંઈ પાર રહ્યો નહતો. સને ૧૮૧૦ માં રાજાનું મગજ છેક ખસી ગયું હતું, ને પાછળથી તે ઠેકાણે બેઠુંજ નહિ એટલે વેલ્સનો શાહજાદો રાજપ્રતિનિધિ નિમાયો. પાર્લેમેન્ટનું લક્ષ પણ લડાઈની બાબતમાં અતિશય પરોવાયલું હતું, તેથી પોર્ટલાન્ડનો ડ્યુક (૧૮૦૭–૧૮૧૦), મિ. પર્સિવલ (૧૮૦૯–૧૮૧૨) અને લોર્ડ લિવરપુલ (૧૮૧૨–૧૮૨૧) એ ત્રણ મુખ્ય પ્રધાનો થયા, તેમને ઉપયોગી સુધારા કરવાનો લાગ બિલકુલ મળ્યો નહિ. ફ્રાન્સના રાજ્યમાંની ઉથલપાથલે દહેશત અને અસ્થિરતા પેદા કીધી, તેને લીધે લોકો માંહોમાંહે એક બીજાનો વહેમ ખાવા લાગ્યા. શાન્તિ થવાથી આનંદનો ઉમળકો પ્રથમ

પારિસનું તહનામું. ૧૮૧૫.

વેલ્સનો શાહજાદો રાજપ્રતિનિધિ થાય છે. ૧૮૧૦–૧૮૨૦.

થઈ આવ્યો હતો, તે હાલ બેથી ગયો. એટલે પ્રજામધ્યે લાંબા યુદ્ધની અસર જણાવા લાગી.

સરકારી કરજ વધીને ચોર્યાંશી કરોડ પૌન્ડ જેટલું થયું, અને તેનો બોજો દેશપર ઘણો પડયો. સને ૧૮૧૯ માં એક ધારો પાસ થવાથી ઇંગ્લાન્ડની પેઢીએ ફરીને સોના નાણું આપવાનું શરૂ કર્યું હતું, તથાપિ દેશમાં હજી કાગળનું નાણું પુષ્કળ હતું. લશ્કરની નોકરીમાથી છૂટા થયલા સિપાઇઓ તથા ખારવાઓ, ઘેર બેઠા તેથી ધંધા વગરના લોકો પુષ્કળ વધ્યા. કારખાનાવાળાઓ લડાઇનો સરસામાન પૂરા પાડતા, તેમની કને હવે પોતાનાં મજૂરો જોગું કામ રહ્યું નહિ, અને વધારે નિરાન્તના ધધા નરમ પડી ગયા. ખેડૂતો અને જમીનદારો ધાન્યની કિંમત ઉતરી જવાથી હબકી ગયા. તેમણે સને ૧૮૧૫ માં ધાન્ય સંબંધી એક કાયદો પાર્લમેન્ટ કને પાસ કરાવ્યો. એ કાયદાની રૂઇએ દર ક્વાર્ટરના ૮૦ શિલિંગથી ઓછા ભાવે પરદેશથી અનાજ લાવવાની બંધી થઈ. તેનું પરિણામ એ થયું જે સને ૧૮૧૬ ની સાલમાં પાક નબળો પાક્યો તેવારે દુકાળ પડયો. ઠામઠામ બંડ ફિસાદો થયાં. કેન્ટ પરગણામાં ખેડૂતોએ અને ઇંગ્લાન્ડના પશ્ચિમ ભાગમાં તથા મધ્ય પરગણામાં કોયલાની તથા ધાતુની ખાણો ખોદનારા લોકે દંગો મચાવ્યો. નોટિંગહામ પરગણામાં લડ્ડાઇટ્ એટલે સંચા ભાગનાર લોકોએ ફરી આવેશમાં આવી તોફાન કર્યાં. ત્યાર પછીનાં ચાર વરસમાં બહુ બહુ આફત ગુજરી. વિલિયમ કોબેટે 'અઠવાડિયાની રાજકીય નોંધ' એ નામનું વર્તમાનપત્ર બહાર પાડી મજૂરોના મગજમાં એવો વિચાર ઘુસાડયો કે પાર્લમેન્ટનો સુધારો થાયતો હમણાં સર્વે સંકટ ટળી જાય. રાજકીય બાબતપર વિચાર કરવાને પુષ્કળ સભાઓ મળવાથી ઘણું ભય પેદા થયું, તેથી સરકારે હેબિયસકાર્પસ નામના ધારાનો અમલ થોડાક

ધાન્ય બાબતનો જુલમી કાયદો, ૧૮૧૫.

દહાડા પાછો મોકૂફ કર્યો. માન્ચેસ્ટર નગરમાં એક ફિતૂર થયું

માન્ચેસ્ટરમાં કતલ થઈ, માહે આગસ્ટ ૧૮૧૯

તેમા ઘોડેસ્વાર પલટણના સ્વારોએ પચાસ માણસને બહુ ઘાયલ કીધા. એ બડને લીધે પાર્લામેન્ટે લોકોની સ્વાધીનતાની આડે જાય એવા છ કરડા કાયદા પાસ કર્યા, તે 'ષડ્ધારા' ને નામે ઓળખાયા.

ગજનો પ્રતિનિધિ પણ લોકોમાં અકારો થઈ પડ્યો. સને ૧૭૮૫ માં બાઈ ફ્રિટ્ઝહર્બર્ટ નામની એક સ્વરૂપવાન વિધવાબેરે તેણે લગ્ન કર્યું હતું, પગ્તુ તે કાયદેસર નહતું, તેનું કારણ એ કે તે બાઈ રોમનકાથેલિક હતી, અને સને ૧૭૭૨ માં એક ધારો પાસ થયો હતો તેની રૂઇએ કોઈ પણ રાજવંશીનું વય ૨૫ વરસની નીચે હોય, તેણે રાજાની રજા વગર લગ્ન ન કરવું એવું ઠર્યું હતું. એ ધારાનું નામ 'રાજવિવાહ બાબતનો કાયદો' હતું. એ ઉપરથી રાજકુંવરે તે સ્ત્રીનો સને ૧૭૯૫ માં ત્યાગ કરી એક અનાડી ને હલકા ખવાસની બાઈ જોડે શાદી કીધી. તે બાઈનું નામ 'બ્રન્ઝૂવિકની શાહજાદી કારોલાઈન' હતું. એ બાઈની જોડે તેને તુરતજ ટંટો થયો તેને પેટે એકજ પ્રજા થઇ

શાહજાદી શાર્લોટનું મરણ, ૧૮૧૭

તેનું નામ શાહજાદી શાર્લોટ હતું. શાર્લોટ લોકોને ઘણી વહાલી હતી. તેનું લગ્ન સાક્સકોબર્ગના શાહજાદા લીઓપોલ્ડ વેરે થયું. સને ૧૮૧૭ના નવમ્બરની ૬ ઠી તારિખે તે રાજપુત્રી મરણ પામી ને તેની સધાથે તેનું એકનું એક બાળકપણ દેવલોક થયું. એથી કરીને ગાદીના વારસની સીડીલીટીમાં કોઈ રહ્યું નહતું. બીજે વરસે ગજના ત્રણ પુત્રનાં લગ્ન થયા. ત્રણમાથી એકલા

રાજવંશીઓનાં લગ્ન

કેન્ટના ડ્યૂકે લોકોને સંતોષ આપ્યો. મરનાર શાહજાદી શાર્લોટના ધણી શાહજાદા લીઓપોલ્ડની બેન વેરે તે પરણ્યો., તેને પેટે એકજ પ્રજા થઇ. તેનું નામ અલેક્ઝાન્ડ્રિના વિકટોરિયા, તે હાલ આપણી

રાણી છે એ રાણીનો જન્મ સને ૧૮૧૯મા મેની ૨૪ મી તારિખે થયો એના જન્મ પછી આઠ મહિને એનો પિતા મરણ પામ્યો

હવે ત્રીજા જ્યોર્જની લાબી જીંદગીનો અન્ત આવવા લાગ્યો આખે અપગ ને મગજનો ખસેલો તે ગરીબ વૃદ્ધ રાજાએ ઘણીએ તકસીર કરી હતી, તેમ છતા તેનાપર પ્રજાનો હજી ઘણો ભાવ હતો. ગાદીપર આવ્યા પછી ૬૦ મે વરસે ૮૨ વરસની વયે સને ૧૮૨૦ ના જાનેવારીની ૨૯ મી તારીએ તેનો આત્મા પર વિશ્રાન્તિ પામ્યો, તે વેળા સમગ્ર પ્રજાને અત કરણથી ખેદ થયો. તરણ વયમા 'રાજા

ત્રીજા જ્યાર્જનું મરણ ૧૮૨૦

થવાનો' નિશ્ચય કરી તે ગાદીએ બેઠો, ત્યારથી ઘણા મોટા બનાવ બન્યા હતા અગ્રેજ સરકારે અમેરિકા ખોયુ હતુ, ને હિંદનો મૂલક જીતી લીધો હતો. પિટે સુધારા દાખલ કરી અનાચાર દૂર કર્યો હતા, ને દેશને ઉચે દરજ્જે ચઢાવ્યો હતો, તે દેશનો નાશ કરવાને નેપોલિયને પોતાથી બન્યુ તેટલુ કીધુ, પણ નેલ્સન તથા વેલિંગ્ટને તેનો બચાવ કર્યો હતો અન્તે આયર્લાન્ડ નામનું પણ ઇગ્લાન્ડ જોડે જોડાયુ હતુ, જેથી એ બે દેશ કોઈ દહાડો ખરા દિલથી જોડાશે એવી આશા પડેછે સીધી ગુલામોનો નામોથી લગાડે એવો વેપાર ન કરવાનું ઇગ્લાન્ડે પાણી મૂક્યુ હતુ, અને ઇગ્રેજ તથા વલદા લોકે સને ૧૮૧૬ મા અલ્જીયર્સ નગરપર તોપનો માર ચલાવી દે નામના દેશી રાજાના હાથમાથી સઘળા ખ્રિસ્તિઓને છોડવ્યા હતા એ રાજાએ લડાઈના સમયમા ખ્રિસ્તિઓને કેદ પકડી ગુલામ કર્યા હતા

આ રાજકીય બનાવોની સાથે સાથે નવીન શોધ અને ખોળનો સત્વર વધારો થયો સને ૧૮૦૭ મા બે અમેરિકનો નામે ફુલ્ટન ને લિવિંગ્સ્ટને વરાળયંત્રની મદદવડે ન્યૂયોર્કથી આલ્બની લગી હડ્સન નદીમા ઉપલાણે વહાણ ચલાવ્યુ, અને સને ૧૮૧૩ મા એક વરાળયત્રવાળી હોડી ક્લાઈડ નહેરમા બે વહાણો તાણીને

લેઈ ગઈ. વરાળયન્ત્રની મદદથી ગાડીઓ ચલાવવાની કોશિશ કરવામાં આવી, પરંતુ તે હજી પાર પડી નહતી.

નવીન શોધને ખોળ

નવા સાંચાની શોધ થઈ, અને દરિયાપર ઇંગ્રેજોની હકુમત વધી, તેને લીધે વેપાર તથા કારખાનાના બેસુમાર વધ્યા આખા યુરોપપર યુદ્ધની હોળી સળગી રહી હતી; તે વેળા ફ્રાન્સમાં લામાર્ક, કુવિયર અને લાવાયઝે જેવા, તથા ઇંગ્લાન્ડમાં હર્શેલ, ડેવી અને પ્રીસ્ટ્લી જેવા પ્રતાપી પુરૂષો પોતપોતાના અભ્યાસ કરવાના એકાન્ત સ્થળમાં બેસી વિદ્યા સબંધી દિવ્ય શોધ કરતા હતા.

એલિઝાબેથના સમય પછી સાહિત્ય બાબતમાં આ યુગ સૌથી વધારે પ્રતાપી હતો. સને ૧૭૭૬ માં આડમ્‌સ્મિથકૃત રાજ્યસંપત્તિ નામે ગ્રંથ પ્રગટ થયો. રાબર્ટસને સ્કાટ્લાન્ડનો, પાંચમા ચાર્લ્સ પાદશાહનો, અને અમેરિકાનો એવા ત્રણ ઇતિહાસ ૧૭૫૯ થી ૧૭૭૭ની વચ્ચે લખ્યા હતા, અને 'રોમન સલતનતનો

સાહિત્ય

' અસ્ત અને પડતી ' એ નામનું ગિબનનું નામાંકિત પુસ્તક સને ૧૭૭૬ થી ૧૭૮૭ ની દરમ્યાન બહાર પડયું મહાપ્રતાપી સામ્યુએલ જોન્સન તીખી જીભવાળો પરંતુ કોમળ દિલનો હતો, તેણે રજા જ્યોર્જના અમલમાં પોતાનો મોટો કોશ પ્રસિદ્ધ કર્યો. સને ૧૭૦૯ થી ૧૭૮૪ સુધી જીવતો રહી તેણે ગોલ્ડસ્મિથ કવિના મરણનું દુઃખ અનુભવ્યું. ગોલ્ડસ્મિથે 'વેકફીલ્ડ ગામનો પુરોહિત' 'ઉજડ ગામડું' અને બીજા પુસ્તકો રચ્યા તે બધાં ત્રીજા જયોર્જના અમલમાં લખાયાં હતાં. નાટકો મધ્યે ગોલ્ડસ્મિથકૃત 'તે જીતવા સારૂ નીચી નમેછે' અથવા શેરિડનકૃત 'પ્રતિસ્પર્ધી' અને 'અપવાદ શિક્ષણશાળા' એથી વધારે મનોહર હાસ્યરસ નાટકો કદી મળનાર નથી. તેની સાથે વળી આ અને બીજાં ગંભિરાત્મક નાટકો ભજવી બતાવનારા નાટકીઓની પણ ખોટ ન હતી, કેમકે ગારિક, કૂટ, કેમ્બેલ, મિસિસ

સીડૉન્સ એ નાટકીઓ આ કાળમાજ થયા. સૌથી વધારે જાણવા જોગ વાત એ કે આ યુગમા કવિયો એકાએક પેદા થયા. કૂપર, બર્ન્સ, શેલી, કીટ્સ ને બેરન એ કવિઓએ આ યુગમાજ પેદા થઈ કાવ્યો રચ્યા, અને કામ્બેલ, કોલિરજ, વર્ડ્સવર્થ, સાઉથી, વાલ્ટરસ્કાટ, અને ટામસમૂર એ બધા ત્રીજા જ્યોર્જના મરણ પહેલા ઘણા દિવસથી કવિ તરિકે પ્રખ્યાત થયા હતા. સને ૧૭૫૩ મા કિંમતી પુસ્તકો ભેગા કરી સર હાન્સસ્લોને બ્રિટિશ સંગ્રહસ્થાનની શરૂઆત કીધી, તેમા બીજા ને ત્રીજા જ્યોર્જ રાજાએ પોતાના પુસ્તકો આપી ઉમેરો કર્યો હતો હાલ ત્યાં મોટું પુસ્તકાલય થવા માંડ્યુ હતું, તેમાં પ્રજાને જોઇએ તેવા પુસ્તકો જોવાને મળતા: એલ્ગિન નામના એક ગૃહસ્થે કોતરકામવાળા સ્ફટિકના પથરા કે પૂતળાનો સંગ્રહ કર્યો હતો, તે પ્રજાએ વેચાતો લેઈ સને ૧૮૧૯ મા આ સંગ્રહસ્થાનમા મુક્યો, તેથી પ્રાચીન કોતરકામની, ને પૂતળા ઘડવાની કળા બ્રિટિશ પ્રજાની નજર આગળ પહેલ વહેલી રજૂ થઈ

કળા

છેવટ ચિત્રકાર પૈકી સર જાસુઆ રેનોલ્ડસ તથા ફ્લાક્સમન બધામાં શિરોમણી હતા. આનાથી હલકા દરજ્જાની પરતુ સુન્દર કળામા જોસેયા વેજ્જવૂડ પકાયલો હતો તેણે માટીના સુન્દર વાસણો બનાવ્યા, તે 'વેજ્જવૂડના વાસણ' એ નામે ઓળખાયા એ વાસણના નમૂના ફ્લાક્સમને કર્યા હતા. ત્રીજો જ્યોર્જ રાજા મરણ પામ્યો તે વેળા ઇગ્લાંડ જ્ઞાનમા અને સંસારિક બાબતમા હરે પછી આગળ વધશે એવી સર્વ વાતે આશા પડતી હતી પરતુ જે બે સુધારાની ઘણી જરૂર હતી ને હજી કરવાના બાકી હતા, તે એક પાર્લમેન્ટનો, ને બીજો વેપારના કાયદાનો સુધારો હતો.

---

# प्रकरण २५ मुं.

## आपणा समयनो इतिहास

### ૪ થો જ્યોર્જ ૧૮૨૦—૧૮૩૦, ૪ થો વિલિયમ ૧૮૩૦—૧૮૩૭

હવે જે સમયપર આપણે ઉતરી આવ્યા તે સમય આપણા બાપદાદાને યાદ હશેજ વૉટરલુની લડાઈમા જે હાજર હતા તેમાના ઘણા થોડાજ હાલ હયાત હશે, કારણકે તે વખતે લડવા લાયક ઉમરનો નાનામા નાનો માણસ આજે (૧૮૮૭ મા) નગભગ ૯૦ વર્ષનો હોય પરતુ ચોથા જ્યોર્જનો રાજ્યાભિષેક અને કારોલાઈન રાણીની તપાસ જેણે નાનપણમા જોયા હશે એવા પુરૂષો તો હાલ જીવતા છેજ આ અભાગણી રાણીને તેના માઠા વગરના ધણીએ તજી દીધી હતી, તેથી તે પાછલા છ વરસથી પરદેશમા રહેતી હતી હાલમા આ બાઈએ પોતાનું રાણીપદ લેવાની ઇચ્છા જણાવી, માટે રાજાએ તેની સાથેનું લગ્ન ફોક કરવાને એક મુત્સદો ઘડવાની પ્રધાનોને આજ્ઞા કરી ત્યાર પછી તરતજ રાણીની તપાસ શરૂ થઈ, તે બહુ દહાડા ચાલી એ તપાસમા પ્રખ્યાત ધારાશાસ્ત્રી બ્રુમે તેનો બચાવ કર્યો હતો તપાસને અંતે મુત્સદો ઘડવાનું કામ પણ પડતું મુકાયું, પરંતુ દેવળમા પ્રાર્થના વખતે રાણીનું નામ વાચવું નહિ એવી રાજાએ આજ્ઞા કાઢી, અને રાજ્યાભિષેકની ક્રિયા વખતે રાણી વેસ્ટ મિન્સ્ટરના મઠમા દાખલ થવા ગઈ તે વખતે ત્યાથી તેને પાછી કાઢી મુકી ત્યારકેડે થોડે દહાડે તે ગુજરી ગઈ, એટલે આથીજ લોકો તેની દયા લાવી રાજા ઉપર પહેલા કરતા વધારે અભાવ જણાવવા માડ્યો

કારોલાઈન રાણીની તપાસ ૧૮૨૦

આથી કોઈ જાતનો બીગાડ થયો નહિ, કારણકે જ્યોર્જ રાજા તથા તેની પાછળ ગાદીપર બેસનાર તેનો ભાઈ ચોથો વિલિયમ

દેશના રાજ્યકારભારમાં હાથ ઘાલતા નહોતા. વૉટરલુની લડાઈ પછી લગભગ ૪૦ વર્ષ લગી ઇંગ્લાન્ડમાં શાન્તિ રહી. વચ્ચે સને ૧૮૨૭ માં નાવારિનો આગળ એક નૌકાયુદ્ધ થયું, તે ઉપરાંત આફ્રિકા તેમજ હિંદમાં કેટલાક વિગ્રહો થયા હતા. નાવારિનોની લડાઈમાં ઇંગ્લાન્ડે, ટર્કી અને મિસરની સામા પડી ગ્રીસનો બચાવ કર્યો હતો. ઉપર કહેલાં ચાળીશ પૈકી પહેલાં સાત વરસમાં ચિન્તા અને અ ણવિશ્વાસ બહુ પેદા થયાં. ફ્રાન્સમાં રાજ્યની ઉપલપાથલ થઈ, ત્યારથી યુરોપના ગાદીપતિઓને નિરંતર એવું ભય લાગ્યું કે સ્વતંત્ર અમલ સ્થાપન કરવાનું ધારી રખેને પ્રજા અમને દબાવી મારે. એ ઉપરથી રૂશિયા અને આસ્ટ્રિયાના મહારાજાઓએ તથા પ્રુશિયા અને સ્પેનના ભૂપતિઓએ 'પવિત્રસંપ' બાંધી કરાર કર્યો કે કોઈ સ્થળમાં બળવો ઉઠવાની કોશિશ થાયતો તે એકદમ નાબુદ કરવી. એ કરારને અનુસરીને એક ફ્રેન્ચ ફોજે સ્પેનનાં તથા આસ્ટ્રિયાની ફોજે ઇટાલીનાં તોફાન સમાવી દીધાં હતાં. એ પવિત્ર સંપમાં ઇંગ્લાન્ડ નહોતું ભળ્યું, તથાપિ સૌ કોઈ જાણતું કે લોર્ડ કાસ્ટલરે (પાછળથી જેને લૉર્ડ લંડનડરીનો ઇલિકાબ મળ્યો હતો તે) આ વેળા પરદેશ ખાતાનો પ્રધાન હતો, તે એ સંપમાં ભળવાને તૈયાર હતો. સને ૧૮૧૯ માં 'છ કાનુનો' પસાર થયા હતા, તે જોઈને અહિંની (ઇંગ્લાન્ડની) સરકાર પણ જુલમી થશે એવું ભય લોકોને લાગ્યું

ઇંગ્લાન્ડ સ્વસ્થ બને છે.

પવિત્રસંપ ૧૮૧૫.

ધામાં શિરચ્છેદ કર્યો, અને પાંચ જણને દેશનિકાલની શિક્ષા આપ્યા કેડે વાત માંડી વળાઈ. પરંતુ રૈયત અસંતોષી હતી એટલું તે પરથી સ્પષ્ટ થયું, અને ખરેખર લોકો ઘણા બીહી ગયા હતા તેથી

કેટો સ્ટ્રીટનું કાવતરું. તા. ૨૩ મી ફેબ્રુઆરી, સને ૧૮૨૦.

વિએના નગરમાં કેટલાંક રાજ્યોના પ્રતિનિધિની સભા ભરાવાની હતી તેમાં હાજર થવાને સને ૧૮૨૨ માં કાસલરે જવાની તૈયારી કરતો હતો, એટલામાં મગજ ખસી જવાથી તેણે અપઘાત કર્યો, તે વેળા એક જાતની બીકમાંથી છૂટયાં એવું લોકોના મનમાં આવ્યા વિના રહ્યું નહિ. આ સંબંધમાં લોકોનો કંઈ દોષ નહોતો, કારણકે કાસલરે જોકે સંભાવિત ને ઉત્સાહી હતો તથાપિ લોકોના અસંતોષનું મૂળ શોધી કાઢવાને બદલે તેમને બળાત્કારે દબાવી દેવા જોઈએ, એવા વિચારના માણસોનો અગ્રેસર હતો. તેના મરણકેડે નવી રાજનીતિ શરૂ થઈ તેથી ઇંગ્લાન્ડ સુખી થયું.

કાસલરેનો અપઘાત, તા. ૧૨મી આગસ્ટ, સને ૧૮૨૨.

સને ૧૮૧૨ થી લોર્ડ લિવરપુલ કાયમ મુખ્ય પ્રધાન હતો, પરંતુ તેની સાથે કામ કરનારા પ્રધાનોમાં કેટલોક ફેરફાર થયો હતો. હાલ સને ૧૮૨૨ માં રાબર્ટ પીલ નામે સ્વદેશ ખાતાનો પ્રધાન થયો. તેનો બાપ રૂ કાંતવાનો ધંધો કરતો હતો. જેની રાજનીતિથી સ્પેનમાં નેપોલિયનનો પરાભવ થયો હતો તે કાનિંગ પરદેશખાતાનો પ્રધાન થઈ લોર્ડ લંડનડરીની જગાપર આવ્યો. બીજે વરસે વિલિયમ હસ્કિસન વેપાર સંબંધી કારભારી મંડળનો અધ્યક્ષ થયો. તેણે અગાઉ હલકા દરજ્જાની સરકારી નોકરી કરી હતી. એ ત્રણ પુરુષો અમીર વર્ગના નહિ, પરંતુ ઇંગ્લાન્ડના મોટા મધ્યમ વર્ગના હતા અને કેવા પ્રકારના સુધારાની જરૂર છે તે તેઓ સારી પેઠે જાણતા હતા.

કાનિંગ, પીલ અને હસ્કિસન

કાનિંગ પિટનો શિષ્ય હતો. તેની ઇચ્છા એ હતી કે બધી વાત કોરે મુકી ઇંગ્લાન્ડને બીજાં રાજ્યો જોડે સલાહમાં રાખવું, તથા

બીજી પ્રજાને પોતાની નજરમા આવે તેવી રાજપદ્ધતિનો અમલ કરવા દેવો, ને તેમા કોઈ રાજ્યોએ તેને અટકાવ કરવો નહિ. એક તરફથી પવિત્ર સંપમાના રાજ્યોસાથે કોઈપણ જાતનો સંબંધ રાખવાની તેણે એકદમ ના પાડી અને બીજી તરફથી કોઈપણ દેશના લોકોની અને રાજાની તકરારમા વચ્ચે પડવાની ઈચ્છા જણાવી નહિ તથાપિ તુર્ક લોકના તાબા નીચેથી નીકળી જવાને ગ્રીક લોકો ઝઘડો કરતા હતા તેઓને માટે, તેમજ દક્ષિણઅમેરિકામા મેકિસકો, પિરૂ અને ચિલી એ સંસ્થાનો સ્પેનના અમલથી છૂટા થવાની કોશિશ કરતા હતા તે સંસ્થાનો માટે તેના દીલમા

કાનિંગની પરદેશ બાતેની રાજનીતિ

બહુ દાઝતું હતું પરંતુ દક્ષિણ અમેરિકાના સંસ્થાનો જ્યારે સ્વપરાક્રમના બળથી સ્વતંત્ર થયા ત્યારે તેણે તેમનું સ્વતંત્રપણું કબુલ રાખ્યુ અને વેપાર અર્થે ત્યા ઇંગ્રેજ વકીલ મોકલી એવું જાહેર કરાવ્યું, કે એ સંસ્થાનોને ફરી પાછા જીતી લેવાના કામમા કોઈપણ પ્રજા સ્પેનને કુમક આપશે તો ઇંગ્લાન્ડ તેની આડે આવશે થોડા વર્ષ પછી સને ૧૮૨૬ મા ફ્રેન્ચ ફોજે સ્પેનને મળી જઈને પોર્ટુગાલપર હુમલો કરવાની ધમકી આપી, તે વેળા પોર્ટુગીઝ લોકે મદદ કરવા કાનિંગને અરજ ગુજારવાથી તેણે તરત એક સૈન્ય મોકલી આપ્યું, એટલે લડાઈ થતી અટકી પડી ન્યાયની જે બરી સમજને લીધે પરદેશમા નિર્બળને તેણે આશ્રય આપ્યો હતો તેજ સમજથી ઇંગ્લાન્ડમા રોમન કાથેલિકોને વાજબી હક આપવાને

બસેં ગુન્હાને માટે મોતની સજા ઠરાવેલી હતી એ બસેં પૈકી ઘણુતો બહુ નજીવા જેવા હતા ખોટો દસ્તાવેજ કે ખુન કરવાના ગુન્હા બદલ ફાશીની સજા કાયદામા હતીજ પરંતુ કોઈ મરદ, કે બાઈડી કોઈ એક દુકાનમાથી કપડાનો કડકો ચોરે કે તળાવમાથી માછલુ લે તે માટે પણ ફાશીની સજા ફરમાવેલી હતી તેનુ પરિણામ

ફોજદારી કાયદાનો સુધારો ૧૮૦૮-૧૮૨૪

એ થયુ કે ફાશીની સજાવાળાની સખ્યા ઘણીજ વધવા લાગી એકી વખતે હારબધ વીશ અથવા એથીપણ વધારેને ફાશીને લાકડે લટકાવતા તેમ બીજી તરફથી પુષ્કળ ગુન્હેગારો સજા વગર છૂટી જતા, કારણ કે નજીનો ગુન્હો કરવા બદલ મોતની સજાને લાયક હોય એવા ગુન્હેગારને જ્યુરી ( પચ ) ઘણીવાર નિર્દોષ ઠરાવતી પહેલા સને ૧૮૦૮મા સર સામ્યુએલ રોમિલીએ આ ગેરવાજબી કાયદા ફેરવાનો પ્રયત્ન કરી ગજવા કાતરવાના ગુન્હા બદલ મોતની સજા કરવામા આવતી તે કાઢી નાખી હતી તેના મરણ પછી સર જેમ્સ મૅકિન્ટોશે તે કામ હાથમા લીધુ હતુ અને સને ૧૮૨૪ મા પીલે હલકા પ્રકારના સો કરતા પણ વધારે ગુન્હા માટે મોતની સજા ફરમાવેલી હતી તે કાઢી નાખવાની કોશિશ કરી તે સફળ થઈ, અને રફતે રફતે ફોજદારી કાયદા વધારે ન્યાયી થતા ગયા

તથાપિ જે કાયદાથી દેશનો વેપાર લુલો થઈ ગયો હતો તે કાયદામા ઘણુજ ઉપયોગી સુધારા થયા તે સમસ્ત પ્રજાના ભલાને માટે હસ્કિસને કરેલા હતા ક્રૉમ્વેલના નૌકાસબંધી કાયદા હજી ચાલતા હતા, તે કાયદાને લીધે ( ૩૧૦ મુ પાનુ જુઓ, ) માલ લાવવા લઈ જવાનો મધ્ગો ધધો ઇંગ્રેજના વહાણો મારફત ચાલતો, અને પરદેશી વહાણોમા જે માલ આવતો તે ઉપર ભારે જકાત લેવામા આવતી આ વહિવટથી થોડી મુદત લાભ થયો હશે ખરો પણ અને બીજા દેશોએ અંગ્રેજી વહાણો મારફતે તેમને ત્યા જે માલ જતો તે માલ ઉપર ભારે જકાત નાખી આનું વેર વાળ્યુ તેથી

ઇંગ્લાન્ડના વેપારને ભારે ધક્કો લાગ્યો. સને ૧૮૨૩ માં હસ્કિસને 'જકાતનું પરસ્પર સરખાપણું' એ નામનું બિલ પાસ કરાવ્યું, તેથી અંગ્રેજના તથા પારકા દેશના વહાણોને સરખો લાભ મળે એવો બંદોબસ્ત થયો. અર્થાત્ પરરાજ્યની સરકારે પોતાના દેશના બંદરોમાં ઇંગ્રેજનાં વહાણો માલ ભરી લાવે તે ઉપર પોતાને ત્યાંના વહાણમાં આણેલા માલઉપર લેવાતી હોય તેટલી જકાત લેવી; અને ઇંગ્લાન્ડની સરકારે પણ બીજાં રાજ્યના વહાણમાં આવેલા માલના સબંધમાં તેજ પ્રમાણે કરવાનો ઠરાવ થયો. વળી તેણે રેશમ અને ઉનનો વેરો ઓછો કર્યો તેથી રેશમ ને ઉન ઉત્પન્ન કરનારાપર તથા તેનું વણાટકામ કરનારા કારખાનાપર તે કરનો બોજો પડતો હતો, તે પહેલા કરતા વધારે સરખો થયો. જે કાયદાની રૂઇએ માજીસ્ટ્રેટો મજૂરના ગુસારાનો દર ઠરાવતા, તથા જે કાયદાથી કામ ખોળવાને દેશના જૂદાજૂદા ભાગોમાં જવાની મજૂરોને મનાઈ કરેલી હતી, તે કાયદાપણ સાથે સાથે તેણે રદ કરાવ્યા. આ બધા નવા ધારા પસાર કરાવતાં તેને ઘણી મુશ્કેલી નડી હતી, કેમકે વેપારી, કારખાનાવાળા, ઉન ઉત્પન્ન કરનારા અને મજૂરો એ દરેકને ધાર્યાપ્રમાણે બધા ફાયદો મળ્યો નહિ, તેથી તેઓ ફરફરી ઉઠ્યા હતા. પરંતુ અંતે વેપારીઓના અનુભવમાં આવ્યું કે વેપાર બમણો વધ્યો છે, મહેનતુ લોકોની ખાત્રી થઈ કે પહેલાંના કરતાં અમને વધારે ફાયદા પડતુ કામ મળેછે, અને સઘળા લોકોને લાભ એ થયો કે જોઈતી ચીજ વધારે વાજબી કીમતે મળવા લાગી.

જકાતના પરસ્પર સરખાપણાનું બિલ, સને ૧૮૨૩

વેપારસબંધી સુધારા, સને ૧૮૨૪

પરંતુ વિગ્રહ કેડે યુરોપના સઘળા દેશો ઠરી ઠામ પડ્યા, એટલે તરતજ તે દેશોની જો, તેમજ દક્ષિણ અમેરિકામાંના નવા સ્વતંત્ર થયેલા બ્રાઝિલ અને મેક્સીકો સંસ્થાનો જોડે વેપારની એકાએક વૃદ્ધિ થવાથી આ ઉપર કહેલા સઘળાં સારાં ફળ પ્રથમ

નારા પામ્યાં. શિરસ્તા પ્રમાણે દરેક જણ નફો મેળવવાને તૂટી પડયુ. જોઈન્ટ સ્ટૉક કમ્પનીઓ ઉભી થઈ. હરેક પ્રકારની

વેપારની અકા-એક વૃદ્ધિને લીધે સટ્ટાની ઇચ્છા થઈ, સને ૧૮૨૪

હવાઈ યોજનામાં લોકોએ પૈસા નાખ્યા; ઉદાહરણ—બુએનોસ એરીસના જગલી ઢોરના દુધમાથી માખણ બનાવવાને ગોવાળિણની એક મડળી સ્થપાઈ, તેણે માખણ બનાવ્યુ ખરૂ, પણ ત્યાંના લોકોને તેનો ખપ નહોતો, તેથી તેમણે તે સુધ્ધુ પણ નહિ. અર્થાત્ સાઉથ સી પરપોટા વખતે જેવી થઈ હતી તેવીજ સટ્ટાની ઘેલછા લગભગ આ વેળા ચાલી રહી હતી. ત્યારકેડે લગભગ એક વર્ષ રહીને ઉલટો પવન ફુકાયો. ૭ અઠવાડીયામા માઠ ને સીત્તેરની વચ્ચે કેટલીક પેઢીઓએ દેવાળા કાઢયાં, અને સૌ કોઈને ડુબી જવાનું ભય ઉત્પન્ન થયું, તે માત્ર સરકારની એક યુક્તિથી દૂર થયું તે યુક્તિ એ કે દરરોજ દોઢ લાખ પૌન્ડના સિક્કા નવા પાડયા, અને વેપારીઓને માલ ઉપર નાણુ ધીરવાની મજબુત ઈંગ્લાન્ડની પેઢીને કરી. પાછળથી તરતજ વેપારની મદી થઈ, તેથી મધ્યમ અને હલકા વર્ગના લોકો પર મોટી વિપત્તિ ગુજરી. ગરીબ લોકોને ફરી પાછો ભૂખે મરવાનો વખત આવ્યો, તેથી તેઓએ દગો કર્યો, સચાના

અન્નની મોંઘવારી સને ૧૮૨૫-૧૮૨૬

ચૂરેચૂરા કર્યા, અને ખોરાકને માટે બહુ બુમરાણ કરી મૂક્યું તેમાં કંઈ નવાઈ જેવું નહોતુ. તેમણે ઘણો પોકાર કર્યો ત્યારે આખરે સરકારે કાયદામાં ઠરાવેલી કીંમતથી ઓછી કીંમતે પરદેશથી અનાજ આણવાની રજા આપી તે વેળા ગોદીઓમાં પરદેશથી આવેલું અનાજ થોડું ઘણું હતું, ને તેટલાથી લોકોની ગરજ સરે તેમ નહોતુ, તથાપિ તેથી થોડુ સકટ મટયુ, તે જોઈને લોકો સમજવા લાગ્યા કે ફક્ત ખેડૂતોના તથા જમીનદારોના ફાયદાને માટે કીંમત વધારી પરદેશથી અનાજ આવતું અટકાવવું, એ કામ ઘણું નિર્દય છે. સને ૧૮૨૮ મા હસ્કિસન સંસ્થાન ખાતાનો પ્રધાન હતો, તે વેળા એક કાયદો

પાસ થયો હતો તેની રૂઈએ અનાજની કીંમત વધે યા ઘટે તેમ જકાત ઓછી થતી કે વધતી એથી કરીને જે લોકો દુકાનની મોસમમા ખરીદી કરતા તેમના ઉપર કરનો બોજો કાંઈક ઓછો પડતો જકાતની આ ગોઠવણને 'ફરતો કાંટો' કહેતા.

અનાજ ઉપરની જકાતનો 'ફરતો કાંટો' સને ૧૮૨૮

અનાજના વેપારને અબાધિત કરવાની આ સૌથી પહેલી તજવીજ હતી, તથાપિ અનાજના વેપાર પરથી તદન કર નીકળી જતા પહેલા બીજા અઢાર વર્ષ જેટલો લાંબો કાળ જોઈશે.

દરમ્યાનમા આ સંકટનું બીજું એક અગત્યનું પરિણામ એ થયું કે ખોરાક અને મજૂરીની તગીને લીધે જે લોકો કામ કરી શકે એવા હતા તેમને સંસ્થાનોમા મોકલવાનો વિચાર સરકારે કર્યો. આ સૈકાની શરૂઆતમા ગરીબ ગરબાને કાનડામા વસવા જવાને વખતો વખત નાણાની મદદ દેવામાં આવી હતી, અને સને ૧૮૧૪ માં ૫૦૦૦ માણસોને કેપ ઑફ્ ગુડહોપ સસ્થાનમાં મોકલ્યા હતા. હાલ સ્વદેશમા મળી શકતુ તેકરતા વધારે કામને માટે કારીગરોએ અને મજૂરોએ પોકાર ઉઠાવ્યો, ત્યારે સરકારના સસ્થાન ખાતાંએ પોતાની ફરજ સમજી એવા લોકોને બહારગામ મોકલવાની બાબતપર લક્ષ આપવા માડ્યુ પ્રથમ

પરદેશગમન, સને ૧૮૨૬

આ તજવીજનું કંઈ ફળ થયું નહિ, પણ તે બાબતની તપાસ કરવાને એક કમિટી નીમાઈ, તેણે પાર્લમેન્ટને એક રીપોર્ટ કર્યો તેથી ઘણાલોકો પોતાને ખરચેજ બહાર જવાને તૈયાર થયા. સને ૧૮૨૬ માં ૧૩૦૦૦ જેટલી મોટી સખ્યા કેપ ઑફ્ ગુડહોપ અને ઓસ્ટ્રેલિયામાં જઈ વશી. ને ત્યાર કેડે મોઘવારીના વખતમાં ઈંગ્લાન્ડમાથી પરદેશગમન કરનારની સખ્યા સદા વધતી ગઈ છે. આપ્રમાણે સમુદ્રોની પેલીમેર ગ્રેટ બ્રિટન 'વધારે મહાન બ્રિટન' એ નામનો મૂલક વશી વધવા માડ્યો છે.

**આસ્ટ્રેલિયામાં ન્યુસાઉથવેલ્સ** સસ્થાન આબાદ થયું હતું. સને ૧૮૦૩ માં મૅકઆરથર નામે એક લશ્કરી અમલદાર કેપ સંસ્થાનથી મેરીનો નામે ઘેટાં ખરીદ કરી લાવ્યો હતો, તે **ન્યુસાઉથવેલ્સ**નાં મોટાં ખુલ્લાં મેદાનોમાં પહેલો જઈ વશ્યો હતો. સને ૧૮૧૦ માં કર્નલ **મ્યાકવરી**ને દેશનીકાલની સજાવાળા ગુન્હેગારોના થાણાનો ગવર્નર નીમી મોકલ્યો હતો. તે થાણાપર અમલ ચલાવવાનો ઉત્તમ રસ્તો તેને એ લાગ્યો કે જે ગુન્હેગારોની ચાલ ચલગત સારી હોય તેમને છૂટા કરી બીજા કામમાં લેવા. તેવા છૂટા થયેલા લોકોને તેણે આસપાસનું જગલ કાપી ફરતા રસ્તા બનાવવાના કામે વળગાડ્યા. સને ૧૮૨૨ માં તે ઇંગ્લાન્ડ પાછો આવ્યો, અને તેની જગોએ **સર ટામસ બ્રિસબેઈન** થયો. તેની આગમચ સ્વતંત્ર બહાર ગામ જનારા લોકોએ તે સંસ્થાનમાં જઈ વસ્તી કરી હતી. ત્યાર પછી સને ૧૮૨૬ માં દુકાળ પડ્યો તે વખતે લોકોનાં ટોળે ટોળાં પરદેશ જવા નીકળી પડ્યા. **ન્યુસાઉથવેલ્સ**ની ઉત્તરે આવેલી ફળદ્રુપ ઘાસવાળી જમીનમાં કાળાપાણીની સજાવાળા કેદીઓને રાખવાના બ્રિસ્બેઈન નામના થાણાને ફરતી પહેલવહેલી વસ્તી તે વખતે થઈ: એ પ્રમાણે ત્યાં એક સંસ્થાનનો

આસ્ટ્રેલિયાના સંસ્થાનોની વસાયત, સને ૧૮૦૩-૧૮૩૬.

નામના ટાપુમાં કાળાપાણીની સજાવાળાને રાખવાનું એક થાણું કર્યું હતું, ત્યાં કેટલાક લોકોએ જઈ વસવા માંડયું હતું. એ ટાપુને હાલ **ટાસ્માનિયા** કહેછે, પરંતુ આગળ જતાં થોડાક સમય પછી જોઈએ તો **ચોથા વિલિયમ**ના અમલને અંતે દક્ષિણ આસ્ટ્રેલિયા નામનું નવું સ થાન થયેલું નજરે પડેછે. તે સંસ્થાનની રાજધાનીનું નામ **ચોથા વિલિયમ**ની રાણીના નામ ઉપરથી આ-ડિલેડ રાખ્યું. ત્યાર પછી સને ૧૮૩૫ માં પૉર્ટ ફિલિપના કિના-રાપર કેટલાક લોકો જઈ રહ્યા, અને તે વખતના મુખ્ય પ્રધાનના નામ ઉપરથી ત્યાં આગળ પ્રથમ વસાવેલા ગામનું નામ **મેલ્બોર્ન** પાડયું. સને ૧૮૫૧ માં આ છેલ્લું સંસ્થાન ન્યુસાઉથવેલ્સ સં-સ્થાનથી જાદુ પડયું, અને રાણીના નામ ઉપરથી તેનુ **વિક્ટોરિયા** એવું નામ પાડયું. સને ૧૮૨૬ ના સંકટના વરસમાં આમાનાં સૌથી પહેલા વસેલાં સંસ્થાનો માત્ર બાલ્યાવસ્થામાં હતાં, પરંતુ તે વરસમાં સંકટ અને વિપત્તિને લીધે એ નવી ભૂમિમાં મહેનતનો ઘણો સારો બદલો મળતો, તેથી ત્યાં જવાને સાહસ કરવાનું હજારો માણસોને ઉત્તેજન મળ્યું.



લૉર્ડ લિવરપુલ પંદર વરસ થયાં મુખ્ય પ્રધાન હતો. બીજે વરસે એટલે સને ૧૮૨૭ માં તેને લકવાનું દરદ થયું, તેથી તેણે નોકરીનું રાજીનામું આપ્યું. તે ડાહ્યો અને શક્તિમાન હતો ખરો, પરંતુ દિલ્હી નીકળે તેવો મુત્સદી ન હોતો. તેની પછી કાનિંગ મુખ્ય પ્રધાન થયો, તેને હાથે ઇંગ્લાન્ડનું કંઈ બહેતર થશે એવી આશા લોકોને થઈ, પરંતુ કમનસીબના જોગે તેપણ માંદો પડયો, અને સને ૧૮૨૭ માં આગસ્ટની ૮ મી તારિખે મરી ગયો. તેના મોત પછી થોડાક વખત લૉર્ડ ગુડરિચ મુખ્ય પ્રધાન થયા કેડે વેલિંગ્ટનનો ડયુક રાજ્યનો ઉપરી કારભારી થયો.

કાનિંગનું મ-રણ, સને ૧૮૨૮.

આ પ્રમાણે જો થોડાં વર્ષ પહેલાં થયું હોત તો દેશની માઠી વલે થાત, કારણકે વેલિંગ્ટન રાજકારભાર કરતાં સેનાપતિના કામમાં વધારે નિપુણ હતો, અને જેમ ફોજપર તેમ પાર્લમેન્ટપર અમલ ચલાવવાની તે ઇચ્છા કરતો. જોકે કાનિંગ મરણ પામ્યો હતો, તોપણ તેણે લોકોમાં સ્વતંત્રતાનો અને ન્યાયનો જુસ્સો પેદા કર્યો હતો તે કેમે કર્યો ખળાયો નહિ. વેલિંગ્ટનના કારભારમાં તેની મરજી વિરૂદ્ધ બે ઘણા અગત્યના કાયદા પાસ થયા. પહેલો કાયદો કસોટીનો ને કોર્પોરેશનનો ધારો રદ કરવા બાબત હતો. તે બે ધારાની રૂઈએ લગભગ દોઢસો વરસથી (૩૨૮ તથા ૩૩૭ મે પાને જુઓ) દરસાલ ખાસ કાયદો પાસ કર્યા વિના સ્થાપિત ધર્મને નહિ માનનારા લોકોને શહેરની કે સરકારની નોકરીમા દાખલ થવાની બંધી હતી. સને ૧૮૨૮ માં લોર્ડ જોન રસલે આ જૂનમી ધારાને રદ કરવાની દરખાસ્ત આણી તે મંજુર થઈ. બીજો કાયદો 'કાથેલિક લોકને છૂટાપણું આપવાનું બિલ' એ નામે હતો સને ૧૮૧૭ થી કાથેલિક લોકોને જમીનના અને દરીઆઈ લશ્કરની નોકરીમાં દાખલ કરવાની રજા થઈ હતી. હાલમાં એવું સ્પષ્ટ ભાસતું હતું કે તે લોકોને પાર્લમેન્ટમા દાખલ થતાં વધારે મુદત ખાળી શકાય તેમ નથી. તેમને સભાસદ તરિકે દાખલ કરવાને આમની સભામાં બે બિલ મંજુર થયાં પણ ખરાં, તથાપિ ઉમરાવોની સભા તે બિલ વારંવાર નામંજુર કરતી. કાથેલિકનો મોટો ભાગ આયર્લાન્ડમાં હતો. ત્યાં સને ૧૮૨૩ માં 'કાથેલિક મંડળ' નામે એક મંડળી થઈ, તેનો આગેવાન ડાનિએલ ઓકોનેલ કરીને હતો. તે નિપુણ ને છટાથી બોલનારો બારિસ્ટર હતો. આ મંડળની અને આરેન્જવાળી લોકોની વચ્ચે કલહ થયો તે ઘણો વધી ગયો, તેથી સને ૧૮૨૫ માં સરકારે ત્રણ

વેલિંગ્ટનનો કારભાર, ૧૮૨૮-૧૮૩૦.

કોર્પોરેશનના ધારાનું રદ થવું, સને ૧૮૩૮.

કાથેલિક મંડળ, સને ૧૮૨૩

વરસ લગી તે મંડળને બંધ કીધું. કાથેલિકોને છૂટાપણું આપવાને સર ફ્રાન્સિસ બર્ડેટે બીજું બિલ આમની સભામાં પાસ કરાવ્યું, તથાપિ અમીરોની સભાએ તે પાછું રદ કર્યું એટલે કાંઈ કાર્ય સર્યું નહિ. અંતે સને ૧૮૨૭ માં કાનિંગ મરણ પામ્યો તેવારે આઈરિશ લોકો ઘણા ઉપરતળે થઈ ગયા. કેમકે તેઓ એમ જાણતા હતા કે વેલિંગ્ટન અને પીલ એ બેઉ અમારી વિરુદ્ધ છે. ઓકોનેલને બેસુમાર મત મળવાથી તે સને ૧૮૨૮ ના જુન માસમાં ક્લેર પરગણા તરફથી સભાસદ પસંદ થઈ આવ્યો. તે પંડે કાથેલિક હોઈ પાર્લમેન્ટમાં બેઠક મેળવી શક્યો નહિ, તથાપિ સરકાર તો સારી રીતે જાણતી હતી કે એ માણસ ફરી ફરીને પસંદ થઈ આવશે, અને લોકોને સમજાવી આયર્લાન્ડનાં બીજાં પરગણાંમાંથી કાથેલિક સભાસદો પસંદ કરી મોકલાવશે. સારાંશ કે આ બાબત હવે લાંબા વખત સુધી કોરે નાંખી મૂકવા જેવી નહોતી. પાર્લમેન્ટમાં તે બાબત કેટલાક મહિના લગી વાદ ચાલ્યો. અંતે સને ૧૮૨૯ ના માર્ચની તા. ૫ મી એ કાથેલિકોને છૂટાપણું આપવાનો ધારો આમની સભામાં પાસ થયો, એટલે અમીરોની સભાએ નમતું તોળ્યું. એ પ્રમાણે લાંબા વખતનો અન્યાય આખરે દૂર થયો. બીજા જેમ્સ રાજાએ ઇંગ્લાન્ડમાં રોમન કાથેલિક ધર્મ દાખલ કરવાને બળાત્કાર વાપર્યો તે વખતથી આખી પ્રજા રોમન કાથેલિકોનો દ્વેષ કરવા લાગી, એજ તેમના ઉપરના અન્યાયનું મુખ્ય કારણ હતું. થોડાં વરસ પછી સને ૧૮૩૩ માં બીજો એક ધારો પાસ થયો, તેથી 'ક્વેકર' અને પ્રતિજ્ઞા નહિ કરનારા બીજા લોકો સોગન લેવામાં પાપ સમજતા તેઓને માત્ર પ્રતિજ્ઞા લઈ પાર્લમેન્ટમાં બેસવાની રજા થઈ; પરંતુ સને ૧૮૫૮ લગી બધો અન્યાય દૂર થયો નહિ. તે વરસમાં શપથ

ઓકોનેલ સભાસદ થયો, સને ૧૮૨૮.

કાથેલિક ઈમાન્સિપેશન (કાથેલિક લોકના છૂટાપણાનું) બિલ, સને ૧૮૨૯.

લેવાની બાબતમાં એક ફેરફાર કરવામાં આવ્યો, તેથી યાહુદી લોકોપણ પાર્લમેન્ટમાં બેસવા લાગ્યા.

કાથોલિકોને છૂટાપણું આપવાનો ધારો પસાર થયો એટલે તરત જ ક્લેર પરગણા તરફથી ઓકોનેલ સભાસદ પસંદ થઈ આવ્યો, અને તેણે પાર્લમેન્ટમાં બેઠક મેળવી. પરંતુ કાથોલિકોને છૂટાપણું અપાવનાર મોટા આગેવાનનું માન મેળવીને એથી રહ્યો નહિ. ઇંગ્લાન્ડ ને આયર્લાન્ડ વચ્ચેની સંયુક્તતા રદ કરાવવાનો સંભવ તેને જણાયો તે ઉપરથી તેણે ઝઘડો શરૂ કર્યો, પરંતુ તેમાં તેનું કંઈ વળ્યું નહિ, અને પોતાની જીંદગીના પાછલા ભાગમાં તે દુઃખ પામ્યો. સને ૧૮૪૭ ના મે માસની તા. ૧૫ મીએ તે મરણ પામ્યો. એ પુરૂષ ખરો પ્રમાણિક હોવાની નામના પાછળ મૂકી ગયો છે. કાયદો સુધારવાનો પ્રયત્ન કરતાં છતાં પણ કાયદાને માન આપીને ચાલવું એવું તેણે પોતાના અનુયાયિઓને શીખવ્યું હતું.

## ૧૮૩૦—૪ થો વિલિયમ—૧૮૩૭.

સને ૧૮૩૦ માં ચોથા જ્યોર્જનો કાળ થયો. તેના મરણને લીધે તેનો ભાઈ ચોથો વિલિયમ રાજા થયો. એ ઉપરાંત કાંઈ વધારે ફેરફાર થયો નહિ. આ વિલિયમપર લોકોની પ્રીતિ હતી. તે સાદો ને રંગી ખલાશી જેવો હોઈ બગલમાં છત્રી લઈને લંડનના મહોલ્લાઓમાં ફરતો, અને જુના પીછાનવાળાઓની સાથે ખુલ્લા દીલથી હાથ મેળવતો. તેનાપર લોકોની પ્રીતિ હતી એ ઘણું ઠીક થયું, કારણકે ફ્રાન્સના દશમા ચાર્લ્સ રાજાએ જુલમીપણે અમલ કરવા માંડયો તેથી તે દેશમાં તેની વિરૂદ્ધ બંડ થયું, ને રાજ્યની નવી ઉથલપાથલ શરૂ થઈ. ચાર્લ્સ રાજા ગાદી છોડી ગ્રેટ બ્રિટન ગયો, ત્યાં વિલિયમે તેને હોલિરૂડનો મહેલ આપ્યો તેમાં તે રહ્યો. તેનો પિતરાઈ ભાઈ ઓર્લીન્સનો ડ્યૂક હતો તે લશ્કરનો સેનાપતિ બની પાછળથી

ચોથા વિલિયમનું લક્ષણ.

ફ્રાન્સનો રાજા થયો એજ આસામા હોલાન્ડના અમલ નીચેથી

બેલજીયમ નીકળી ગયુ, અને બે વરસ પછી ત્યાના લોકોએ રાહજાદી શાર્લોટના ધણી સાક્સ કોબર્ગના લિયોપોલ્ડને પોતાનો રાજા બનાવ્યો

ફ્રાન્સની બીજી ઉથલપાથલ સને ૧૮૩૦

બીજી પ્રજાઓમા આવી જાતની ધમાચકડી ચાલી રહી હતી તેથી જાગૃત થઈને અગ્રેજ લોકે પાર્લમેન્ટના સુધારા બાબત પોકાર કરવા માડ્યો બર્મિંગહામ, માન્ચેસ્ટર, અને લિડ્સ જેવા મોટા શહેરો તરફથી બોનવાને, અને તેમા વસતા મધ્યાબધ લોકોને માટે રા રા કાયદા જરૂરના છે તે બતાવવાને માટે એક પણ સભાસદ હોય નહિ, અને જેમા અહિં તહિં થોડા નાના ગામડા વીખરાયેલા હોય એના જગલોના અને મોટી વાડીના માલીકોના નવ કે દશ ગામો સભાસદ મોકલી આપવાના અધિકારવાળા હોઈ નજરમા આવે તેવા સભાસદો પસદ કરી મોકલી આપે એ દેખીતુજ અન્યાય ભરેલું હતુ તથાપિ પાર્લમેન્ટના સુધારાનું બિલ તૈયાર કરવાને વેલિંગ્ટનનુ મન માન્યુ નહિ એક વેળા તેની વિરૂદ્ધ તે ઘણુ રાજ્ત બોલ્યો, તેથી લોકોમા ઘણો અકારો થઈ પડ્યો, તે એટલે સુધી કે બળવાન ચોકીદાર સાથે લીધા વગર તેનાથી રાજાની સાથે બહાર જવાય તેમ ન હોતું, ને એ કારણથી રાજાને એક વેળા શહેરોમા તપાસ કરવા જવાનું પણ માડી વાળવુ પડ્યુ શિરસ્તા પ્રમાણે નવો રાજા થાય તેની સાથે નવી પાર્લમેન્ટ થવી જોઈએ તે મુજબ નવી પાર્લમેન્ટ થઈ, તેમા સુધારાની

માગણી કરનારા પુષ્કળ સભાસદો આવ્યા, અને રાજાએ ખુલ્લી રીતે તેમનો પક્ષ લીધો એટલે વેલિંગ્ટનને રાજીનામુ આપવું પડ્યુ નોકરી છોડી દીધા પછી તે પાછો લોકપ્રિય થયો,

વેલિંગ્ટન રાજીનામુ આપે છે તા ૧૬ મી નવમ્બર સને ૧૮૩૦

કારણ કે તેની રાજ્યરીતિ લોકોને પસદ નહિ આવી, તથાપિ

તેણે મોટી લડાઈઓ મારી બહાદુરી બતાવી હતી, તેથી એ વજ્ર શરીર ડયૂકની ઉપર તેઓ ભાવ રાખતા. ત્યાર કેડે બીજાં બાવીસ વરસ એટલે સને ૧૮૫૨ સુધી તે જીવ્યો, અને વોટરલુની લડાઈ જીત્યો તે સમયે જેનો જન્મપણ નહિ થયેલો એવા પુષ્કળ લોકોએ તેની ઘોડે બેશીને જાહેર બગીચામાં થઈને જતાં વાંકી વળેલી મૂર્તિ પણ જોઈ હતી. તે મરી ગયો તે વારે સમસ્ત પ્રજાએ શોક પાળ્યો, અને તેની લાસને ભૂમિદાહ કરતી વખતે અસરકારક માન આપ્યું, તેથી પોતાના, પ્રતાપી પુરૂષોપર ઇંગ્લાંડની કેટલી બધી પ્રીતિ હોય છે તે વાત પ્રત્યક્ષ થઈ.

સને ૧૮૩૦ માં રાજાએ જે ગૃહસ્થને બોલાવી કારભારી મંડળ બનાવવાની આજ્ઞા કીધી તેનું નામ લાર્ડ ગ્રે હતું. એ શખ્સ પાછલાં ચાળીસ વર્ષથી પાર્લમેન્ટનો સુધારો કરવાનો સતત

લાર્ડ ગ્રેનો કારભાર.સને ૧૮૩૦-૧૮૩૪.

પ્રયત્ન કરતો હતો. તેણે પોતાના સોબતીઓ પસંદ કર્યા તે તેના જેવાજ ઉત્સાહી હતા. તેઓનાં નામ આપણને કેટલાં પરિચયવાળાં છે? એ નામો નીચે પ્રમાણે છે.

**લોર્ડ બ્રુમ**, **લોર્ડ મેલ્બોર્ન**, **લોર્ડ પામર્સ્ટન**, **લોડ જોન રસલ**, અને નામદાર સ્ટાન્લી સાહેબ (એને પાછળથી લોર્ડ ડર્બીનો ખિતાબ મળ્યો હતો), અને લોર્ડ લાન્સડાઉન.એ સઘળા ગૃહસ્થો સાર્વજનિક કે જાહેર કારભારના અગ્રેસર હતા એ વાતનું સ્મરણ અદ્યાપિ થાય છે. પરંતુ સુધારાવાળી પાર્લમેન્ટ થતાં પહેલાં તેને માટે એક વરસથી વધારે મુદત લગી હજી લડત કરવાની બાકી હતી. સને ૧૮૩૧ ના માર્ચની ૧ લી તારિખે લોર્ડ જોન રસલે સુધારાનો

સુધારાનું પહેલું બિલ, સને ૧૮૩૧ નો માર્ચ માસ.

પહેલો ખરડો રજુ કર્યો. માત્ર એકજ મતના વધારાથી (૩૦૨ વિરૂદ્ધ ૩૦૧ મત પડવાથી) તેનું પહેલુ વાચન મંજુર થયું, પરંતુ કમિટીમાં એટલે તેની કલમે કલમોનો વિચાર કરવાને નીમાયેલી મંડળીમાં

તે નામંજુર થયો ત્યારેકે પ્રધાનોએ રાજાને સમજાવી પાર્લમેન્ટ વિસર્જન કરાવી તે એટલા માટે કે નવી ચુટણીમા લોકોને પોતાની શી ઇચ્છા છે તે જણાવવાની તક મળે

પ્રધાનોને શુ જોઈતુ હતુ તેતો પૂરેપૂરૂં ખુલ્લુંજ હતુ ઉમરાવો, પાદરીઓ, લશ્કર, અને નૌકાખાતુ એ સર્વે મુખ્યત્વે કરીને તે બિલની વિરૂદ્ધ હતા પણ કારીગરો, કેળવણી પામેલા મધ્યમ વર્ગના ગૃહસ્થો, શહેરના લોકો, અને મજૂરો, જેમને પોતાની તરફથી બોલનારા મેમ્બરો જોઈતા હતા તે લોકો બિલની તરફેણમા હતા લોકો ઘણા ઉશ્કેરાયા, અને ચુટણી વખતે 'બિલ, આખુ બિલ, ને બિલ શિવાય બીજુ કઈ નહિ ' એવી ચો તરફથી બુમ ચાલી રહી અને નવી ચુટણીમા એટલા બધા સુધારાવાળા પસદ થઈ આવ્યા કે સુધારાનો બીજો ખરડો આમની સભામા સને ૧૮૩૧ ના સપ્ટેમ્બરની ૨૭ તારિખે ૧૦૮ વધુ મતે મજુર થયો, પરતુ લોર્ડ ગ્રેએ તેને ઉમરાવોની સભામા રજૂ કર્યો, ત્યારે તે સભાએ તેને ઉડાવી દીધો

સુધારાનુ બીજુ બિલ તા ૨૭ સપ્ટેમ્બર સને ૧૮૩૧

તેઉપરથી દેશમા ઠામઠામ લોકોએ ગુસ્સાના ઉદ્ગાર કાઢ્યા, અને સરકારને સહાય કરવા દરેક ઠેકાણે સભાઓ ભરાઈ બર્મિંગહામમા એક જંગી સભા મળી તેમા ભાષણ કરનારાઓ બોલ્યા કે ઉમરાવો દુરાગ્રહ મુકશે નહિ ત્યા લગણ અમે કોઈ પણ જાતનો કર આપનાર નથી ડાર્બી, નોટિંગહામ, અને બ્રિસ્ટલમા ભારે તોફાન થયા રાજ્યમા મોટી ઉથલપાથલ થશે એવું ભય લોકોને લાગ્યું ડીસેમ્બર માસમા પાર્લમેન્ટ પાછી મળી ત્યારે સભાસદોની મુખમુદ્રા ઘણી ગભીર હતી, અને ત્રીજી વખતનો સુધારાનો ખરડો સહેજસાજ ફેરફાર કરીને રજુ કરવામા આવ્યો, તે ૧૬૨ જેટલા વધુ મતથી તા૦ ૧૮ મી ડીસેમ્બરે મજુર

સુધારાનુ ત્રીજુ બિલ તા ૧૮મી ડીસેમ્બર સને ૧૮૩૧

થયો. પણ અમીરોની સભાની કમિટીમાં ૩૫ વધુમતે તે નામંજૂર થયો, એટલે લાર્ડ ગ્રેએ રાજાની પાસે એવું જાહેર કરાવવા માગ્યું કે તમે એ ખરડો મંજૂર નહી કરશો તો મન્જુર કરવાને બસ થાય તેટલા નવા અમીરો સભામાં દાખલ કરી તેની તરફેણમાં વધારે મત મેળવવાની હું તજવીજ કરીશ. આ વાતની રાજાએ પ્રથમ ના પાડી, પરંતુ વેલિંગટનથી નવું કારભારી મંડળ થાય એમ નહોતું તેથી લૉર્ડ ગ્રેનું ધાર્યું થયું. સુધારાની વિરૂદ્ધના કેટલાક અમીરોને લાગ્યું કે હવે સામા થવામાં કાંઈ ફળ નથી, તેથી બીજીવાર તે ખરડો અમીરોની સભામાં આવ્યો ત્યારે તેઓ હાજર રહ્યા નહી, એટલે તરફેણમાં ૧૦૬ ને વિરૂદ્ધ ૨૨ મત પડવાથી ૮૪ વધુ મતે તે અંતે પસાર થયો.

અમીરોની સભા તે બિલ મન્જુર કરેછે, તા ૪ થી જુન સને ૧૮૩૨

આ કાયદાની રૂઈએ પહેલાં ૫૮ કસ્બાને એકંદરે ૧૧૩ સભાસદો મોકલી આપવાનો અધિકાર હતો તે છીનવી લેવામાં આવ્યો, અને બીજા ત્રીસને બે સભાસદને બદલે ફક્ત એકજ સભાસદ મોકલવાનો અધિકાર મળ્યો. એ પ્રમાણે ૧૪૩ જગાઓ ખાલી થઈ તેમાંની કેટલીક ઇંગ્લાન્ડના પરગણાંને તથા મોટમોટાં શહેરોને વહેંચી આપી ને બાકીની સ્કાટ્લાન્ડ અને આયર્લાન્ડને આપી. પહેલાં જે લોકોને મત આપવાનો અધિકાર નહોતો તેમને તે મળ્યો, તેથી મધ્યમ વર્ગના લોકોને કાયદા બનાવવાના કામમાં પ્રતિનિધી મારફતે મત દેવાનો આગળના કરતાં વધારે અધિકાર પ્રાપ્ત થયો, અને સને ૧૮૩૩ ના જાનેવારીમાં જે નવી પાર્લેમેન્ટ ચુંટાઈ આવી તેમાં આખા રાજ્યમાંથી મુખ્યપારો વધારે યોગ્યરીતે પસંદ થઈ આવ્યા. પાર્લેમેન્ટના સુધારાની જરૂર ન્યાયથી સ્પષ્ટ માલમ પડી હતી, તે છતાં મોકળા મનથી એકદમ ન કરતાં આટલો બધો વખત સુધારો

સુધારાના બિલથી થયેલા ફેરફારો.

અટકાવી રાખ્યો એટલુંજ માત્ર દીલગીર થવા જેવું હતું કારણકે વેળાસર સુધારો ન કરવાથી લોકો ધુમાડ અને તોફાન કરી પોતાનું ધાર્યું પાર પાડતા શીખ્યા. તેના માઠા પરિણામ હાલ આપણા સમયમા પણ જોવામા આવેછે સુધારા બાબતની આ ધમાચકડીની દરમ્યાન અસલનાં "ટોરી અને વિહગ" નામ ફેરવાઈ જઈ તેને બદલે 'કોન્ઝરવેટીવ અને લીબરલ' એવાં નવા નામ આ વખતથી નીકળ્યા જે લોકો અસલથી ચાલતો આવેલો મામલો કાયમ રાખવાને આતુર હતા તેઓ કાન્ઝરવેટિવ એટલે સંરક્ષક કહેવાયા, અને જેઓ લોકોની માગણી પ્રમાણે મોકળા મનથી ફેરફાર કરવાની ઇચ્છા રાખતા તેઓને 'લિબરલ' એટલે 'સમરછેદક' એવું નામ મળ્યું. 'રેડિકલ' એટલે ઉચ્છેદકો એ નામ બહુ દહાડાથી ચાલતું હતું. યુદ્ધ પતી ગયા પછી સને ૧૮૧૯ મા તોફાન ને ફિસાદ થયાં અને ભારે વિપત્તિ ગુજરી. તે દરમ્યાન પાર્લમેન્ટના કેટલાક સભાસદોની ઇચ્છા થઈ કે દરેક બાબતનું મૂળ શોધી કાઢી ઉચ્છેદક સુધારા કરવા, ત્યારથી ઉચ્છેદક શબ્દનો પ્રસાર લોકોમા થયો

કોન્ઝરવેટિવ, લિબરલ, અને રેડિકલનાં નવાં નામો

સને ૧૮૩૪ ના નવેમ્બરથી ૧૮૩૫ ના એપ્રિલ લગી થોડા મહિના સર રાબર્ટ પીલની આગેવાની નીચે કાન્ઝરવેટિવોનો કારભાર ચાલ્યો, તે સિવાય હવે પછીનાં બીજા પાંચ વરસમાં મુખ્યસત્તા લિબરલોને હાથ રહી. એ પાંચ વરસમા જેની યોજના આગળ થયેલી હતી એવા પુષ્કળ સુધારા કરવામા આવ્યા. અને કેટલાક નવા સુધારા કરવાની દરખાસ્ત રજુ થઈ. સને ૧૮૩૩ ના આગસ્ટ માસની ૩૦ મીને રોજ જે કામને માટે વિલ્બર્ફોર્સ ઘણા દહાડાથી પ્રયત્ન કરતો હતો તે કામમાં અંતે તેની ફતેહ થઈ. તેજ દહાડે ઇંગ્રેજી મૂલકોમા બધે ઠેકાણેથી ગુલામગીરીનો રીવાજ નાબુદ કરવાનો ધારો પાસ થયો, અને ત્યાર કેડે એક વરસ રહીને એટલે

ગુલામગીરીના રીવાજનું નાબુદ થવું, તા ૩૦ મી આગસ્ટ, સને ૧૮૩૩.

સને ૧૮૩૪ ના આગસ્ટની ૩૧ મીએ દુનિયાના સઘળા ભાગ પરની બ્રિટિશ રૈયતના કબજામાના સઘળા ગુલામો સ્વતંત્ર થયા, તથાપિ સને ૧૮૩૯ પર્યન્ત તેઓ પોતાના જુના માલિકોને ત્યાં ગુમાસ્તા થઈ રહ્યા હતા. એ વેળા વિલ્બરફોર્સનું વય ૭૫ વરસનું હતું. ગુલામનો ધારો બીજી વાર વચાઈ પાસ થયો છે એટલું સાંભળતા લગી તે જીવ્યો. ત્યાર કેડે પોતાનું ધારેલું કામ અંતે પાર ઉતર્યું તેને માટે ઈશ્વરનો આભાર માની તે મરણ પામ્યો. અંગ્રેજ સરકારને ગુલામ છૂટા કરાવા બદલ તેમના માલિકોને બે કરોડ પૌન્ડની નુકશાની આપવી પડી, પરંતુ એ નાણું સારા કામમાં વપરાયું હતું.

તેજ વરસમાં એટલે સને ૧૮૩૩ માં લોર્ડ આશ્લિએ (એને પાછળથી લોર્ડ શાફ્ટસ્બરિનો ઈલકાબ મળ્યો હતો) કેટલાક ધારા પાસ કરાવ્યા. એક કાયદો થયો તેથી કારખાનામાં મજૂરી કરનાર છોકરાંઓનું સંરક્ષણ થયું. કારખાનાવાળાઓ એવાં છોકરાઓ પાસેથી હદ કરતાં જાદે કામ લેતા અને તેમને બીજું દુ:ખ દેતા. જે નિશાળોમાં ગરીબનાં છોકરાંને શિક્ષણ મળતું તે નિશાળોને દર વરસે મદદ દાખલ નાણાંની રકમ આપવાનો પહેલ વહેલો ઠરાવ થયો.

કારખાનાં અને કેળવણીને લગતા ધારા, સને ૧૮૩૩

એવી રીતે મદદ દાખલ સરકારે સને ૧૮૩૧ માં ત્રીસ હજાર પૌન્ડ આયર્લાન્ડમાં આપ્યા. વળી એજ વરસમાં ઈસ્ટ ઇન્ડિઝ એટલે પૂર્વ તરફના મૂલક જોડે વેપાર કરવાની છૂટ સઘળા વેપારીઓને મળી.

ગરીબ સંબંધીના કાયદામાં સને ૧૮૩૪ માં ફેરફાર કરવામાં આવ્યો. અગાઉ તેમાં ફેરફાર કર્યો નહોતો, તેનું કારણ કે તેમ કરવાની જરૂર જણાઈ નહવી. ગરીબને લગતા જુના કાયદાનો બોજો લોકોને શિર ઘણો પડતો હતો, કેમકે એ કાયદાથી જે લોકો મહેનત કરી ગુજરાન મેળવતા નહોતા, તેઓનું પોષણ બીજા લોકોને કરવું

૫૬૩. ખરા ઉદ્યોગી માણસો મહેનત કરી જે પૈસા બચાવતા તેઓ ગરીબના નિભાવ માટે વેરો આપતા તેમાથી આળસુ ને બે શીરા લોકોનો ગુજરો થતો ગરીબ સબધી નવા કાયદાથી એવું ઠર્યું હતું કે ઈગ્લન્ડમાં ઠામઠામ કારખાના બાધવા, અને ગુજરાનનાં સાધન વગરના ગરીબોને કુટુંબ સહીત તેમા મોકલી કામ કરાવીને પૈસા આપવા, પણ જે ગરીબો પોતાના મકાનમા રહી પૈસા માગે તેને યોગ્ય કારણ વગર પૈસા આપવા નહિ. આ ફેરફારથી કરનો બોજો કઈક ઓછો થયો, મુસારા વધ્યા, અને મહેનતુ વર્ગની સ્થિતિ સુધરી. આ વખતથી ભૂખડુ ભીખ માગનારાઓની સંખ્યા ધીમે ધીમે કમી થતી ગઈ, અને વસ્તીના પ્રમાણમાં પચાસ વરસ ઉપર જેટલા એવા ભીખારીઓ હતા, તેના અડધા પણ હાલ નથી.

ગરીબ સબધી નવો કાયદો, ૧૮૩૪

સને ૧૮૩૫ માં લોર્ડ મેલ્બોર્ન મુખ્ય પ્રધાન હતો તે વેળા શેહેરના સ્થાનિક કારભારમા સુધારો થયો લડન શીવાય બીજા શેહેરમાં કર ભરનારાઓએ એક કોટવાળ અને એક આલ્ડર્મેન એવા અધિકારીઓ અત્યાર પછી પસદ કરી નીમવા બાબતનો ઠરાવ થયો; અને શહેરની સ્થાનિક સભાઓને શીર સાર્વજનીક પૈસાના ખરચનો હીસાબ લોકોની જાણને માટે બહાર પાડવાની ફરજ નાખવામાં આવી. સને ૧૮૩૬ માં એક ધારો પાસ થયો તેની રૂએ રેજીષ્ટર-જનરલ એટલે સાધારણ નોંધણી કરનાર અમલદારની કચેરીમા જઈ સઘળા જન્મમરણ તથા લગ્નની નોંધ કરાવવાનો ઠરાવ થયો, તથા અપ્રતિજ્ઞાગ્રાહી લોકોને પોતાના દેવળોમાં કે પોતાના પરગણાના નોંધણીદારની સમક્ષ લગ્ન કરવાની પરવાનગી મળી.

મ્યુનિસિપાલિટીને લગતો સુધારો, સને ૧૮૩૫

ઉપર પ્રમાણે પાર્લમેન્ટ સભામાં સુધારા થતા હતા તે દરમ્યાન પાર્લમેન્ટની બહાર લોકોપણ એમનાં એમ બેશી રહ્યા નહોતા વૉટર્લુની લડાઈ પછી એકજ વરસે એટલે સને ૧૮૧૬ આ. લંડ-

નના રસ્તાપર ગ્યાસના દીવા પહેલ વહેલા પ્રગટ્યા. આથી કરીને મહોલ્લાઓમાં લટફાટ અને મારામારનો જેટલો અટકાવ થયો તેટલો પહેલાં ફાંસીની સજા દેવાથી થયો નહોતો, અને સને ૧૮૨૯ માં સર રૉબર્ટ પીલે જુના ચોકીદારો કાઢી નાંખી નવા પોલીસ સિપાઈઓ રાખ્યા, તેથી રાત દહાડો મહોલ્લાની સલામતી વધારે સારી રહી. એ સિપાઈઓને લાંબા વખત સુધી 'પીલર્સ અને બૉબીઝ'ના નામ આપવામાં આવ્યા હતાં મૅકઆડમ નામે સ્કાટલાન્ડના એક આધળા માણસે રસ્તા સુધારવાની નવી યોજના દાખલ કરી, તેથી ઇંગ્લાન્ડ અને સ્કાટલાન્ડમાં બધે રસ્તા પણ ઘણા સુધરી ગયા. તે યોજના એ કે રસ્તાની જમીન ખણીને સરખી કરી તે પર સરખા કદના ફોડેલા પથરા પાથરવા. આ રીતે પથરા પૂરી તૈયાર કરેલા રસ્તાપર સિગરામો પહેલાંની માફક ધીમે ધીમે ન જતાં કલાકે ૧૦ કે ૧૨ માઈલ દોડવા લાગ્યાં અને ગાડી તથા ગાડાંઓ કાદવમાં પૈડાં લગી ખુંતી જતા બંધ થયાં.

ગ્યાસના દીવા અને પોલીસ ખાતું

પાકી સડકો.

જ્યૉર્જ સ્ટિવન્સન એક કોયલા કાઢનાર મજૂરનો પુત્ર હોઈ મુખ્ય ઈજનેરની પદવીએ ચડ્યો હતો, તેણે સઘળી અડચણ દૂર કરી ગતીવાળું એક એન્જીન (વરાળયંત્ર) બનાવ્યું, તે લોઢાની સડકપર કલાકે ૩૫ માઇલ પ્રમાણે દોડે એવું હતું. મૉસચાટ નામના પ્રખ્યાત બોગમાં પણ પાટા નાખી તેણે એન્જીન ચલાવવાને સડક બાંધી હતી. એ રેલવે ખુલ્લી મુકી તે દહાડે એક મોટો બનાવ બન્યો, તેથી રંગમાં ભંગ થયો. હસ્કિસન જેણે ઇંગ્રેજી વેપારને માટે ઘણું ઘણું કર્યું હતું તે ડયૂક ઑફ વેલિંગટનથી બહુ દહાડા થયાં વીખૂટો પડ્યો હતો, માટે તેની સાથે વાત કરવાને પોતાના દબ્બાના ખાનામાથી બહાર નીકળ્યો. ડ્યૂકની ગાડીના બારણા આગળ તે ઉભો

લિવરપુલ અને માન્ચેસ્ટર વચ્ચેની રેલવે શાખા ઉઘડી,સને૧૮૩૦

હતો એટલામાં બીજા પાટા ઉપર એક ગાડી આવી તેનો ધક્કો વાગવાથી તે પડ્યો અને કચરાઈ ગયો. તે દિવસે દેશને જે મોટો લાભ થયો તેના પ્રમાણમાં હસ્કિસને પોતે પોતાનું મોત લેશ-માત્ર બહુધા તુચ્છ લેખવ્યું હોત. સંચા ને વરાળ ઘણો સમય થયાં ઉદ્યોગશાળાઓમાં, ખાણોમાં અને કારખાનાઓમાં માણસની સેવા બજાવતા હતાં તે હવે જળ ને સ્થળ માર્ગે મનુષ્ય તથા માલને હજારો ગાઉ દૂર લેઈ જવાને ખપ લાગ્યાં.

આવી જાતના સુધારા થવાથી ઉંચી અને મધ્યમ સ્થિતિના માણસો દિનપરદિન વધારે ધનવાન થતા ગયા, અને જેમ જેમ પૈસો વધતો ગયો તેમ તેમ સઘળાં મોટાં નગરોના રસ્તા, મકાનો અને બીજી બધી વ્યવસ્થા બધી વાતે સુધરી. લંડનમાં બજાર તોડી પાડી નવું બાંધ્યું, વધારે સારી ફરસબંદીવાળા ને સ્વચ્છ રસ્તા-ઓ કર્યા, ને રિજંટપાર્ક નામે મોટો બગીચો બનાવ્યો. હાઈટપાર્ક અને સેન્ટજેમ્સ પાર્ક નામના મોટા બગીચામાં નવાં ઝાડ રોપ્યાં, તેથી ગીચ વસ્તીવાળા ભાગમાં તે સારી હવાનાં રમણીય ઠેકાણાં બન્યાં. પ્રાણીઓ સંઘરી રાખવાનો બાગ સને ૧૮૨૮ માં તૈયાર કરી લોકોને જોવા કાજે ખુલ્લો મૂક્યો. યુનિવર્સિટિકૉલેજ અને કિંગ્સકૉલેજ એ નામની બે પાઠશાળાઓ સ્થપાઈ. છેલ્લું પણ ઘણું ઉપયોગી કામ એ હતું કે નિરાશ્રિત લોકોની સંભાળ લેવામાં આવી અને

દીવાના શાળાઓ

હાન્વેલ આગળ એક મોટું આશ્રયસ્થાન બાંધવામાં આવ્યું તેમાં ગરીબ દીવાના મજામાં રહેતા. પહેલાંની પેઠે તેમને સાંકળે બાંધી પડી રહેવા ન દેતાં ત્યાં તેમની માયાથી માવજત કરવામાં આવતી.

વળી હમણાં જે લોકોની પાસે દોલત વધારે હતી તેઓ પેઠે વધારે જ્ઞાન મેળવવાને આતુર હોઈ બીજાને જ્ઞાન આપવાની ઇચ્છા કરવા લાગ્યા. સને ૧૮૨૩ માં કેટલાક ગૃહસ્થોએ લંડનમાં

પહેલી શિલ્પશાળા સ્થાપી. તે સ્થાપન કરનારા પૈકી ડાક્ટર બર્ક-બેક મુખ્ય હતો. એ જોઈને બીજાં નગરોમાં શિલ્પશાળાઓ થઈ, અને એક તરફથી સરકાર છોકરાને કેળવણી આપવાના કામમાં પૈસાની મદદ દેતી, ત્યારે બીજી તરફથી આ શાળાઓ મોટી ઉમરોના કારીગરોને સાંજનાં હુન્નર શીખવવાનું કામ સારતી. પછીથી

પહેલી શિ.પ. શાળાની સ્થાપના, સને ૧૮૨૩

તરતજ આ લોકોને વાંચવા લાયક પુસ્તકોની ખોટ માલુમ પડી, તેથી સને ૧૮૩૫ માં લોર્ડ બ્રુમ વગેરે ગૃહસ્થોએ એક મંડળી સ્થાપી, તેનું નામ ઉપયોગી જ્ઞાન પ્રસારક મંડળી રાખ્યું. એ મંડળીએ ઇતિહાસ, વિદ્યા

ઉપયોગી સાહિત્ય

અને બીજા વિષય પર સાદી ભાષામાં લખેલાં સસ્તાં પુસ્તકો છપાવી બહાર પાડ્યાં. સને ૧૮૩૬ માં વર્તમાનપત્રોપર મહેસુલનો દર એક પેન્સ જેટલો ઓછો થયો, અને તેથી વર્તમાનપત્રો વાંચવાનો શોખ પણ ઘણો વધ્યો.

ઉપલા વર્ગના કારીગર લોકોના કલ્યાણનો માર્ગ આ પ્રમાણે વધ્યો, તથાપિ હલકા દરજ્જાના ગરીબ મહેનતુ લોકો નગરોમાં અને ગામડામાં સદા રોગી, દુખી, ને અજ્ઞાન હોઈ મોટી આપદા ભોગવતા. સને ૧૮૩૭ માં વિલિયમ રાજા મરણ પામ્યો તે વખતે ગરીબ લોકોની દશા માઠી હતી, ને તેઓમાં બેદીલી પુષ્કળ હતી. ખરી વાત એ છે કે લોકોની સ્થિતિમાં મોટા ફેરફાર થાય છે તે વારે હમેશાં કેટલાક વખત લગી વિપત્તિ રહેછે, અને જે લોકો પલટાએલી સ્થિતિને અનુસરીને પોતાની સ્થિતિમાં તાત્કાલિક ફેરફાર કરી શકતા નથી તેવા લોકોપર તેમજ અતિ ગરીબોપર

મહેનતુ લોકોની વિપત્તિ

મુખ્યત્વે એવી વિપત્તિ ગુજરેછે. સલાહ શાન્તિનાં વીસ વરસનું આપણે ઉપર વર્ણન કરી ગયા તે અરસામાં બ'ની વાતે ઘણી ઝડપથી વૃદ્ધિ થતી હતી. વેપાર એકાએક ઉછળી આવ્યો, સંચાનો ઉપયોગ થયો, અને આગગાડી નીકળી, તે બધાંને લીધે અત્યંત ગરીબને પણ પર્યન્તે

પુષ્કળ લાભ થયો. પરંતુ એ બાબતોથી થોડાક વખત ઘણા લોક-ની રોજી બંધ પડી. કારણ કે મજૂરોને કામે લગાડવાની જગાઓ ઘટી ગઈ અને તેથી મજૂરી કે મજૂરનો મુસારો ખરેખર ઓછો થઈ ગયો, અને તે મેળવવું મુશ્કેલ થયું અનાજ હજી ઘણું મોંઘું મળતું, અને કરવેરા ભારી હતા, કારણ કે ગરીબને લગતા કાય-દામાં જે ફેરફાર કર્યાં હતા તે ફેરફારથી ઉદ્યોગી લોકોના માથાપરથી કરનો બોજો હજી બહુ ઓછો થયો નહતો; તેમ જે ભીખારીઓ જુના કાયદા પ્રમાણે ઘેર બેઠા પૈસા મળશે એવું ધારીને પડી રહ્યા તેઓની સ્થિતિ બેશક ઘણીજ ખરાબ થઈ ખેતરમાં મહે-નત કરનાર મજૂરો પાસે પૂરતા પૈસા નહિ હોવાથી તેઓ જવની કે રાઈની રોટલી જવલેજ ખરીદ કરી શકતા, અને મીઠું પાયલું ડુક્કરનું માસ થોડુંક મળતું, તે સિવાય બીજુ માસ તેઓના ઘરમાં કદી માલુમ પડતું નહિ ઘણે ઠેકાણે તો લોકો પોતાના છેક ભૂખે મરી જતા કુટુંબનો જેમ તેમ કરીને નિભાવ કરતા.

---

# प्रकरण २६ मुं.

## इंग्लांड अने तेना ताबानां संस्थानो.

### વિકટોરિયા, ઈ. સ. ૧૮૩૭ થી જુબિલિનું સર્વોત્તમ વરસ ઈ. સ. ૧૮૮૭ સુધી.

ઈ. સ. ૧૮૩૭ ના જુનની ૨૦ મી તારિખે સવારમાં લાર્ડ ચેમ્બરલેન અને કેન્ટરબરીના પ્રમુખ આચાર્યને આવકાર દેવાને તરૂણ કુંવરી વિકટોરિયાને ઉંઘમાંથી જાગૃત કરવામાં આવી, કારણકે તે બને જણ તેને રાણી થયાની ખુશ ખબર કરવા આવ્યા હતા. આ વેળા તેની અઢારમી વર્ષગાંઠ ગયાને માત્ર એકજ મહિનો થયો હતો, પરંતુ તેને સંભાળપૂર્વક શિક્ષણ આપેલું

વિકટોરિયા રાણી

હોવાથી તે પોતાની જાત પર ભરોસો રાખનારી, ખરા દિલવાળી, બીજાની દરકાર કરનારી અને પોતાની ફરજ બજાવવામાં ચોકસ થઈ હતી. ત્રીજા જ્યોર્જ રાજાના પહેલા ત્રણ દીકરા અપુત્રવાન હતા, અને તેનો ચોથો કુંવર કેન્ટનો ડયૂક હતો, તેની એકની એક પુત્રી વિક્ટોરિયા હતી તેથી બહુ દહાડાથી એવું મનાતું હતું કે તેજ તખ્તનશીન થશે. કેન્ટના ડયૂકની વિધવાનું ઈંગ્લાન્ડ ઘણું ઓશિંગણ થયુંછે, કારણ કે શાન્ત એકાંતવાસમાં છતાંએ તેણે પોતાની તરૂણ કુંવરીને ઘણી સરસ કેળવણી આપી. તેથી તે ન્યાયી રાજ્ય કરનારી, પ્રજાની દાઝ જાણનારી, પતિપર પ્રેમ રાખનારી, શુદ્ધ આચરણવાળી, ઉમદા દૃષ્ટાંતરૂપ રાણી બનીછે. તેને રાજ્ય કરતાં પચાસ વરસ વહી ગયાંકેડે તે હાલ નામની ગણી નથી, પરંતુ તેની પ્રજાના દીલમાં ખરેખરી રમી રહેલી છે.

હાનોવરના કાયદામાં એવું છે જે ત્યાંની ગાદીપર પુરૂષ વારસ બેશી શકે, તેથી તે દેશ હવેથી ઈંગ્લાન્ડના તખ્તથી છૂટો પડ્યો,

અને મહારાણી વિક્ટોરિયાનો કાકો નામે કમ્બરલાન્ડનો ડ્યૂક હાનોવરનો રાજા થયો. આથી ઈંગ્લાન્ડને ઘણો

હાનોવર દેશ ઈંગ્લાન્ડથી જૂદો પડ્યો સને ૧૮૩૭

ફાયદો થયો, કારણ કે પારકા કજીઆમાં ગુંથાવું પડે એવો યુરોપમાંનો કોઈપણ મૂલક તેને તાબે રહ્યો નહિ. આપણે આગળ જતાં જાણીશું કે હવે પછીના પચાસ વરસમાં જે મોટી લડાઈઓ થઈ તે સીવાય કે આકસ્માતરીતે હિંદ અને આફ્રિકામાં ઈંગ્લાન્ડના મૂલકો છે, તેને લીધે જ થયલી છે. આ સમયની ઈંગ્લાન્ડની તવારિખમાં મુખ્યત્વે કરીને સ્વદેશ ખાતે ન્યાયી ને ડહાપણ ભરેલા કાયદા કરવાના, અને પરમૂલકમાં તાબાના સંસ્થાનોને સુરાજ્ય આપવાના પ્રયત્ન નજરે પડે છે.

આરંભમાં કાનડાવિષે સવાલ ઉઠ્યો. સને ૧૭૯૧ માં પિટે આ દેશના બે ભાગ કરી તેના ઉપલો ને નીચલો કાનડા એવા બે પ્રાન્ત કર્યાં હતા. દરેક પ્રાન્તમાં એકેક હાકેમ, એક કારભારી મંડળ ને એક રાજસભા રાખવાની ગોઠવણ કરી

કાનડામાં બળવો, સને ૧૮૩૭

હતી. હાકેમ તથા કારભારી મંડળની નીમણૂક ઈંગ્લાન્ડના રાજ્ય તરફથી કરવામાં આવતી હતી, અને રાજસભામાં લોકોએ પસંદ કરેલા મુખ્તિયારો બેસતા. આ પ્રમાણે વ્યવસ્થા કરવાથી ઉપલા કાનડાનો રાજકારભાર ઠીક ચાલ્યો, પરંતુ નીચલા કાનડામાં હજી ફ્રેન્ચ લોકોની વસ્તી વધારે હતી, તેથી ત્યાં મોટી મુશ્કેલી પેદા થઈ ને પર્યન્તે એક બળવો થયો. તે સને ૧૮૩૭ માં રાણી ગાદીએ બેઠી કે તુરતજ ઉપલા કાનડામાં ફેલાયો. આખા દેશમાં લશ્કરી કાયદાનો અમલ ચાલ્યો અને ત્યાં નવી રાજ્યવ્યવસ્થા દાખલ કરવાનો ઉપાય ઉત્તમ

લૉર્ડ ડરહામ ગવર્નર જનરલ થયા સને ૧૮૩૮

જણાય તે બાબત રિપોર્ટ કરવાને ડરહામના અર્લને ગવર્નર જનરલ નીમી મોકલ્યો. એ અર્લ હુશિયાર ને પ્રમાણિક હતો. કમનસીબના જોગે રિપોર્ટ કરી તે બેસી રહ્યો નહિ. તેણે આપ અખ્તિયારી વાપરી નવા કાયદા

ઘડવામાં સંસ્થાનીઓને મદદે બોલાવ્યા, ને તે દેશ સ્વતંત્ર થાય એવા કાયદા કરવા માંડ્યા. એ બાબત ઇંગ્લાન્ડની સરકારે તેને સખ્ત ઠપકો લખી મોકલ્યો. તેથી તેનો પિત્તો ઘણો ઉકળી ગયો. તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું, ને તે મંજૂર થતાં લગીએ રાહ ન જોતાં તાબડતોબ પાછો સ્વદેશ ગયો. ત્યાં સને ૧૮૪૦ ના જુલાઈ માસમાં નિરાશામાં ડૂબી તે મરણ પામ્યો.

ઉપર પ્રમાણે બન્યું તે છતાં તેની યોજના દાખલ કરવી પડી, તેથી ઇંગ્લાન્ડે પોતાનાં નવાં સંસ્થાનોને જે સ્વતંત્રધારા આપેલાછે તેનો પાયો નંખાયો. સને ૧૮૪૦ માં કાનડાના બન્ને ભાગ એકઠા કર્યા અને ત્યાંના લોકોને પોતાના દેશનો રાજકારભાર સોંપ્યો, પણ ઇંગ્લાન્ડની ઉમરાવની તથા આમની સભાના જેવી ત્યાં ઉપલી અને નીચલી એવી બે સભાઓ કરી સઘળા અમલદારો તેને જવાબદાર રહે એમ ઠરાવ્યું. ઇંગ્લાન્ડે રાણીના પ્રતિનિધિ તરીકે ગવર્નર જનરલ નીમવાનો હક માત્ર રાખ્યો. સત્તાવીશ વર્ષ પછી એટલે સને ૧૮૬૭ માં લોર્ડ ડર્હામની છેલ્લી સૂચના અમલમાં મૂકાઈ, તેથી ઉત્તર અમેરિકાનાં સઘળાં ઇંગ્રેજી સંસ્થાનોનું એક મોટું રાજ્ય બનાવી તેનું નામ 'કાનડાનું રાજ્ય' રાખ્યું. એ રાજ્યમાં નોવાસ્કોશિયા, ન્યુબ્રન્સ્વિક અને હડ્સન ઉપસાગરનો પ્રદેશ સને ૧૮૬૭ મા, માનિટોબા સને ૧૮૭૦ માં, તથા વાનકુવર અને પ્રિન્સએડ્વર્ડ બેટ સને ૧૮૭૩ માં ભેળવી દીધાં, તેથી ૩૫,૦૦,૦૦૦ ચોરસ માઇલનો ઇંગ્રેજી રાજ્યતાબાનો એક મોટો દેશ બન્યો. કાનડામાં પાસિફિક રેલવે એ નામની એક લાંબી રેલવે સને ૧૮૮૬ માં તૈયાર થઈ. તે રેલવે મુસાફરને ઇંગ્રેજી મૂલક છોડ્યા વગર આટ્લાન્ટિક પરના નોવાસ્કોશિયાથી તે પાસિફિક ઉપરના ઇંગ્રેજી કોલંબીઆ સુધી લઈ જાયછે. હમણાં ઉત્તર

કાનડાનુ રાજ્ય-બંધારણ, સને ૧૮૪૦.

સંયુક્ત કાનડાનુ રાજ્ય, સને ૧૮૩૭

અમેરિકામાં માત્ર એકજ ઈંગ્રેજી સંસ્થાન એવું છે કે જે કાનડાના રાજ્ય સાથે ભળ્યું નથી. તે મસ્થાનનું નામ ન્યુફૌન્ડલાન્ડ છે.

આ નવા દેશની ઉપર કહેલી હકીકતે વિકટોરિયા રાણીની બધી કારકીર્દીનું અવલોકન કરાવ્યું એમ કહી શકાય, કારણ કે પેલી મોટી રેલવે સને ૧૮૮૯ મા બધાઈ રહી. હવે આપણે આ અમલના આરભ તરફ પાછા વળી જૂના ઈંગ્લાન્ડ દેશમા પહેલા થોડાં વરસમા સારા સુધારા થયા તે તપાસીએ. સને ૧૮૩૭ માં વ્હિટ્સ્ટન અને કુકે પહેલવારકું વીજળીના તારનુ પેટન્ટ મેળવ્યું, અને રેલવેપર તે તારનો ઉપયોગ કર્યો. આખી સફરમાટે જોઇએ તેટલો કોલસો લઈને એકલાં વરાળથી ચાલનારાં વહાણોએ ઈંગ્લાન્ડથી ન્યુયોર્ક સુધી સને ૧૮૩૮ મા સફર કરી. અને ૧૮૩૯ માં મી. હીલે (એને પાછળથી સર રોલાન્ડ હીલનો ઇલ્કાબ મળ્યો હતો) આખા સંયુક્ત રાજ્યમાં ટપાલનો દર એકસરખો એક પેની જેટલો રાખવાની યોજના અમલમાં મૂકવાને સરકારને સમજાવી. આ એક મોટું સુધારાનું કામ હતું, કારણકે અત્યાર સુધી જે લોકો સારી રીતે પૈસા આપી શકે તેવા હતા (જેવા કે પાર્લમેન્ટના મેમ્બરો), તેઓને પોતાના અને પોતાના મિત્રોના કાગળો પરખીડીઆમા ઘાલીને તેપર પોતાનું નામ લખીને કીમત આપ્યા વગર મોકલવાનો હક હતો, અને ગરીબોનેતો દેશમાને દેશમા કાગળ મોકલવાનું ખર્ચ અંતરના પ્રમાણમાં છ પેન્સથી માંડી એક શિલિંગ ને ચાર પેન્સ સુધી થતું. સને ૧૮૩૯ મા અરધા ઔંસ વજનના કાગળમાટે ટપાલનું હાસલ ચાર પેન્સ નક્કી કર્યું, અને સને ૧૮૪૦ ના જાનેવારીની દશમી તારિખથી એક પેની દરથી ઈંગ્લાન્ડ, સ્કાટ્લાન્ડ અને આયર્લાન્ડના ગમે તે ભાગમાં ટપાલમારફતે કાગળ મોકલવાનું શરૂ થયું.

વીજળીના તાર, ૧૭૩૭

ટપાલનો એક પેની દર, ૧૮૩૯ ૧૮૪૦

આવી જાતના નવા સુધારા થયા છતા આ અમલની શરૂઆ-

તમાં સંકટ પેદા થયા વિના રહ્યાં નહિ. ગરીબ લોકોને ગુજરાન ચલાવવાની વીટમણા પડતી હતી, અને લોકની સ્થિતિમાં તથા પાર્લમેન્ટમાં સુધારો કરવાની ઘણી જરૂર હતી, પરંતુ રાણી ગાદીએ બેઠી તે વખતે ચૂંટાએલી નવી પાર્લમેન્ટમાં પ્રધાનોના કાબૂના મુખ્તિયારો અરધા ઉપરાંત થોડાજ વધારે હતા, તેથી નવા સુધારા મંજૂર કરાવવા જેટલું સામર્થ્ય તેમનામાં નહોતું; અને લોર્ડ મેલ્બર્ન સરલ રસ્તે ચાલનાર હતો, તે હરકોઈ બાબતમાં હાથ ન ઘાલતાં ચાલતી સ્થિતિને કાયમ રાખવા માગતો, તેથી લોકોએ એવું ધાર્યું કે આપણી તરૂણ રાણીને આપણાં સંકટની દરકાર ન કરવાનું એ પ્રધાન શીખવેછે. વળી પાર્લમેન્ટના સભાસદ પસંદ કરવામાં દુકાનદારોનો મત લેવાતો, પણ કારીગરોનો લેવાનો ન હેતો, તેથી તેઓ નારાજ હતા. સને ૧૮૩૮ નાં જૂનની ૨૮ મી તારિખે રાણીને રાજ્યાભિષેક કર્યો, તે પછી થોડાં અઠવાડિયાંમાં બર્મિંગહામમાં એક મોટી સભા એકઠી થઈ. એ સભામાં એક વિનંતિપત્ર તૈયાર કરવામાં આવ્યું, તેને ઓકોનેલે 'લોકોની સનદ' એવું નામ આપ્યું. તે પત્રમાં નીચેના છ સુધારાની માગણી કરી હતીઃ—(૧) સઘળા માણસોને મત આપવાનો હક દેવો; (૨) દરેક વર્ષે નવી પાર્લમેન્ટ પસંદ કરી બોલાવવી; (૩) ચીઠી મારફતે છૂપી રીતે મત લેવા; (૪) કોઈપણ માણસને પોતાની જમીન ન હોય તે છતાં તેને પાર્લમેન્ટમાં બેસવાને હરકત કરવી નહિ; (૫) પાર્લમેન્ટના સભાસદોને પગાર આપવો, અને (૬) ઈંગ્લાન્ડના બરાબર વિભાગ પાડી મત આપનારની સંખ્યા સરખી કરવી. આ માગણીઓમાંની ત્રીજી અને ચોથી

સનદી હક માગનારાઓનો ઉદય, સને ૧૮૩૮.

તેજ વખતે અમલમાં મુકાઈ, અને હાલમાં એટલા બધા માણસોના મત લેવાયછે કે પહેલી માગણી પણ ઘણી ખરી અમલમાં આવી ચુકી છે. પરંતુ તે વેળા એમાંની એકપણ માગણી કબૂલ

રાખવી એ ઘણું વિચાર વગરનું કામ હતું. તે વિનંતિ પત્રપર સહી કરનારા ચાર્ટિસ્ટ એટલે સનદ કરનારા એ નામે ઓળખાયા, તેઓએ બર્મિંગહામ, શેફિલ્ડ, ન્યુપોર્ટ અને બીજાં સ્થળોની રૈયતને ઉશ્કેરી ઘણું નુકશાન કર્યું.

તે દર્મિયાનમાં જે ખરેખરાં સંકટને લીધે દેશ પીડાતો હતો તે સંકટ કેવી રીતે દૂર કરવાં તે વિશે વિચારવંત પુરૂષોનું એક નાનું મંડળ વાદ કરતું હતું. સને ૧૮૩૮ ના સપ્ટેંબરની ૧૮ મી તારિખે માન્ચેસ્ટરમાં એક સભા ભેગી મળી, તેણે પરદેશથી આવતા અનાજ પરની જકાત કાઢી નાંખવાનું સરકારપર દબાણ કરવાને એક મંડળી સ્થાપી. આ મંડળીથી 'અનાજના કાયદા વિરૂદ્ધ એક્ય'ની શરૂઆત થઈ.

અનાજના કાયદા વિરૂદ્ધ ઐક્ય, સને ૧૮૩૮

માન્ચેસ્ટરનો પ્રમાણિક ને નિર્મળ બુદ્ધિનો લુગડાં છાપનાર રિચાર્ડ કૉબ્ડન, અને તેનો મિત્ર રોચડેલનો જોન બ્રાઈટ જે રોજગીઓ વણતો હતો તે આ મંડળીના આગેવાન હતા. પાંચ વર્ષ સુધી આ બે માણસોએ અને જેઓ તેમની સાથે કામ કરતા હતા તેઓએ અનાજના કાયદાથી ગરીબને કેટલો અન્યાય થાયછે તે વાત, નાના નિબંધો, વ્યાખ્યાનો અને ભાષણો વડે લોકોને સમજાવી. કારણકે બંદરો ખુલ્લાં મૂકી પરદેશનું અનાજ દેશમાં લાવવામાં આવે તો જે કીંમતે અનાજ મળતું તેથી અરધી કીંમતે ગરીબ માણસોને તે મળી શકે, પરંતુ બંદરો બંધ હોવાને લીધે ગરીબોને જે અરધા ભાગની વધારે કીંમત આપવી પડતી તે ખરી રીતે કહીએતો એડૂતોને ફાયદો કરી આપવાને ગરીબો પાસેથી કર લેવા સરખુ હતું. એ પ્રમાણે જેઓને ખાવાનાં ફાંફાં પડતાં તેઓ આડકતરી રીતે જે ખાતા પીતા કે સુખી હોય તેને પૈસા ભરતા એમ કહેવાને બાધ નથી. તથાપિ અનાજના કાયદા વિરૂદ્ધ ભાષણકર્તાઓને પોતાના શ્રોતાઓને ખરી સમજણ આપતાં પ્રથમ ઘણુ મુશ્કેલ પડયુ. કારણ કે જમીનદારોએ

અને ખેડુતોએ ધાર્યું કે આ યોજનાથી દેશ પાયમાલ થશે, શાથી જે તેમને જમીન ખેડવાની લાલચ રહેશે નહિ. કારીગરો પણ અનાજનો ધારો રદ થાય તેના કરતાં જે સનદી હક તેમણે માગ્યા હતા તે હક મેળવવા વધારે આતુર હતા. પણ અનાજના ધારા વિરૂદ્ધની દલીલો ઘણી સ્પષ્ટ હોઈ સારી રીતે કહેવામાં આવી, તેથી આખરે તે વિષે પ્રજાની ખાતરી થવા લાગી. આની પહેલાં લોર્ડ મેલ્બર્ને અનાજ પરની જકાત ઓછી કરી તેને કાયમ કરવાની દરખાસ્ત પાર્લમેન્ટમાં મૂકી હતી; પણ આમની સભાનો મોટો ભાગ તેની વિરૂદ્ધ પડ્યો, તેથી તેણે સને ૧૮૪૧માં રાજીનામું આપ્યું. તેના પછી સર રોબર્ટ પીલ મુખ્ય પ્રધાન થયો, અને પ્રધાનમંડળ કાન્ઝર્વેટિવ કે સંરક્ષકપક્ષનું હતું, તથાપિ તેને એ બાબત કાંઈપણ તજવીજ કરવાની જરૂર જણાઈ

વિશ્વાસુ સલાહકાર લોર્ડ મેલ્બર્નના છૂટા પડવાથી તરૂણ રાણી દીલગીર થઈ. એ પ્રધાનના ગયા પછી તેનો સારા સ્વભાવનો પતિ, તેનો સર્વોત્તમ મિત્ર ને મંત્રિ થયો. સને ૧૮૪૦ ના ફેબ્રુઆરીમાં તેણે પોતાના મામાનો દીકરો, સાકસ કોબર્ગનો રાજપુત્ર આલ્બર્ટ કરીને હતો તેનીવેરે લગ્ન કર્યું. તેને તે ખરા દિલથી ચહાતી હતી. આ લગ્નથી ઇંગ્લાન્ડને સારૂં ફળ થયું.

રાણીનું લગ્ન. તા૦ ૧૦ મી માહે ફેબ્રુઆરી, સને ૧૮૪૦.

રાણીના જેવા ભલો અને સાચો થાય એવી એ શાહજાદાને કેળવણી મળી હતી. પોતાની પત્નિપર પ્રેમ રાખી તે તેની પ્રજાનું હિત કરતો હતો. તેણે પોતાના પ્યાર અને આશ્રયથી રાણીની જીંદગી સુખી કીધી, અને વિદ્યા તથા હુન્નરને ઉત્તેજન આપી તથા તે જમાનાના બુદ્ધિમાન પુરૂષોને પોતાની પાસે રાખી ઇંગ્લાન્ડને ઘણું આબાદ કર્યું. વળી રાણી અને રૈયત વચ્ચે ન પડવાને તે સાવધ રહેતો એટલુંજ નહિ, પરંતુ આત્મલોભ અળગો કરી વખાણની દરકાર રાખ્યા વિના સર્વનું ભલું કરવામાં મહા સંતોષ માનતો.

નવા પ્રધાન મડળની સમક્ષ ઘણુ કઠણુ કામ આવી પડ્યું હતું. ડબ્લિનનો કોટવાલ ઓકોનેલ કરીને હતો, તે ઈગ્લાન્ડ ને આયર્લાન્ડ વચ્ચે થયેલો સયુક્તતાનો કાયદો રદ કરાવવાને આયર્લાન્ડમા ઉશ્કેરણી કરવા લાગ્યો સને ૧૮૪૩-૪૪ મા તેને પકડીને કામ ચલાવ્યું, તેથી એ ઉશ્કેરણી બધ પડી. પ્રેસ્બિટેરિયન પથમા મોટી તકરાર ઉઠવાથી સ્કાટ્લાન્ડ ખળભળી ઉઠ્યુ હતું તે તકરારથી ત્યા સને ૧૮૪૩ મા 'ફ્રિકર્ક' નામે સપ્રદાય સ્થપાયો સનદી હક માગનારા આખા દેશમા સભાઓ ભરવા લાગ્યા. ચીનાઈ સરકારની મરજી વિરૂદ્ધ ઈગ્રેજ વેપારીઓ ચીનાઓને અફીણ વેચાતુ આપતા, તેથી સને ૧૮૩૯ મા ચીન સાથે લડાઈ શરૂ થઈ. આ લડાઈનો અત સને ૧૮૪૨ મા આવ્યો એ લડાઈ પૂરી થઈ તે પહેલા અફ્ઘાનિસ્તાનમા એક આખુ ઇગ્રેજી લસ્કર કતલ થયાની ભયકર ખબર હિંદમાથી આવી

ચીનવરે અફીણ બાબત વિગ્રહ ૧૮૩૮ ૧૮૪૨

ઇગ્રેજ લોકો બહુ દહાડાથી હિંદનો વધારે વધારે ભાગ ધીમે ધીમે ખાલસા કરી પોતાના રાજ્ય જોડે જોડી દેતા હતા, તે એટલે સુધી કે એશિયાના જે ભાગોમા રૂશિયાનો ઘણો વગ હતો, તેમની અને ઇગ્રેજી મૂલકની વચ્ચે ફક્ત પજાબ અને અફ્ઘાનિસ્તાનજ હવે રહ્યા (૬ ઠો નકશો જુઓ) ઇગ્રેજ સરકાર હમેશા ધાસ્તી રાખતી કે રૂશિયનો અફ્ઘાનો સાથે સંપ કરી હિંદપર હુમલો કરશે, તેથી તે ધાસ્તી દૂર કરવાને સને ૧૮૩૭ મા સર અલેકઝાન્ડર બર્ન્સને અફ્ઘાનો સાથે વેપાર સબધી કોલકરાર કરવા કાબુલ મોકલ્યો તે ત્યા ગયો તે સમયે એવો વહેમ આવ્યો કે અફ્ઘાનોનો સરદાર દોસ્તમહમદખાન રૂશિયન લોકો સાથે કાવતરા કરેછે, તેથી હિંદના ગવર્નર જનરલ લોર્ડ આકલાન્ડે મુંબાઈથી લશ્કર મોકલી મહમદને પદભ્રષ્ટ કર્યો, અને તેની જગાએ બીજો સરદાર નીમ્યો. તેનુ પરીણામ એ થયુ કે ધાતકી.

અફ્ઘાનિસ્તાનમાં ઈંગ્રેજોની પાયમાલી. સને ૧૮૪૧

યુરવીર, અને દગલબાજ અફ્ઘાનોએ સને ૧૮૪૧ ના નવેમ્બરની બીજી તારીખે સર અલેકઝાન્ડર બર્નસનું ખુન કર્યું, ને સર વિલિયમ મેકનોટન જે તેઓની સાથે કોલકરાર કરવા ગયો હતો, તેને પણ છ અઠવાડીયાં પછી ઠાર માર્યો. આ બનાવ બન્યો તેથી સેનાપતિ એલ્ફિન્સ્ટન લાંબો વખત કાબુલમાં રહી શક્યો નહિ, અને અફ્ઘાન સરદાર અકબરખાને વચન આપ્યું કે તમારા લશ્કરને સહી સલામત પાછા ફરવા દઈશું, એટલે તેણે હિંદ પાછા જવાનો નિશ્ચય કર્યો. એ પ્રમાણે વચન આપ્યા છતાં ખુર્દ કાબુલઘાટની બેઉ બાજૂએ ખડકોમાં અફ્ઘાનો સંતાઈ રહ્યા, અને સિપાઈઓ ત્યાંથી પસાર થયા એટલે તેમનાપર ગોળીઓ છોડી. એ બનાવ ભયંકર બન્યો. ફક્ત ડોકટર બ્રેડન નામનો એકજ માણસ તે હકીગત કહેવા બચ્યો. તે ખુર્દપાટ અને ખેબર ઘાટની વચ્ચે આવેલો જલાલાબાદનો કિલ્લો જે સર રોબર્ટ સેલ રાખી રહ્યો હતો તેમાં મરણતોલ થયેલો આવી પહોંચ્યો. ઇંગ્લાન્ડે આ અપમાનનું વેર વાળ્યું એ વાત ખરી, અને જનરલ પૌલોક તેમજ સર રોબર્ટ સેલના તાબાના લશ્કરે કાબુલ ફરીને લીધું, ને બૈરાં તથા છોકરાં પાછળ રહ્યાં હતાં તેમને દુશ્મનના હાથમાંથી છોડવ્યાં, પરંતુ ૪,૫૦૦ કવાયદ શીખેલું લશ્કર અને ૧૨૦૦૦ છાવણી પાછળ ચાલનાર માણસ ભયંકર રસ્તામાં માર્યું ગયું, તેથી ઇંગ્રેજી સત્તાને પૂર્વમાં જબર ધક્કો લાગ્યો હતો.

પરદેશમાં ઉપર પ્રમાણે વિપત્તિ પડતી હતી તેવામાં સ્વદેશમાં જમાબંદી સંબંધી મુશ્કેલી પેદા થઈ. લોર્ડ મેલબર્નના પ્રધાન મંડળે પચીસ લાખ પૌન્ડનું ખજાનામાં દેવું મૂક્યું હતું, તે આપ્યા વિના ચાલે તેમ નહતું. એ કરજ ફેડવા પીલે કમાણીપર કર લેવાનો નિશ્ચય કર્યો. જેની પેદાશ વરસ દહાડે ૧૫૦ પૌન્ડ કરતાં વધારે હોય, તેવા દરેક માણસે સરકારને પોતાની કમાણીના એક પૌન્ડ દીઠ કાંઈક

રકમ આપવાનું ઠેરવ્યું. ફક્ત ત્રણ વર્ષ સુધી આ કર લેવાનો હતો, અને એક પૌન્ડ દીઠ સાત પેન્સ કરતાં વધારે કર

કમાણીપરવેરો નખાયો, સને ૧૮૪૨

આપવાનો ઠરાવ નહતો, પરન્તુ સને ૧૮૪૫ માં બીજા ત્રણ વર્ષ માટે એ કર જારી રાખ્યો તે અદ્યાપિ કાયમ છે. એ વેરો ઘણામાં ઘણો એક પૌન્ડ દીઠ એક શિલિંગ ને ચાર પેન્સ સુધી સને ૧૮૫૫-૫૭ માં લેવાયો, અને ઓછામાં ઓછો સને ૧૮૭૪-૭૬ માં એક પૌન્ડ દીઠ બે પેન્સ પ્રમાણે ઉઘરાવવામાં આવ્યો.

બીજી રીતે જોઈએ તો પરદેશથી આવતા માલપરની મુખ્યત્વેકરીને અનાજપરની જકાત ઓછી કરવાને તેણે બની તેટલી મહેનત કીધી, તોપણ સંકટ જારી રહ્યું, ને લોકોની સ્થિતિ વધારે બગડવાનો પ્રસંગ આવ્યો. સને ૧૮૪૫ માં ઇંગ્લાન્ડમાં અનાજનો પાક થયો નહિ, અને આયર્લાન્ડમાં મુખ્ય ખોરા-

બટાટાના નરી બળા પાકમાં ગ થાયછે, સને ૧૮૪૫

કની ચીજ બટાટામાં રોગ લાગ્યો, તેથી તેનો પાક નાશ પામ્યો. દુકાળ પડવાની તૈયારી હતી તેથી પ્રજાએ બંદરો ખુલ્લાં કરવાને અને પરદેશનું અનાજ દેશમાં લાવવાની રજા દેવાને પોંકાર મચાવ્યો. પીલની ધીમે ધીમે ખાત્રી થઈ હતી કે કોબ્ડનનું કહેવું ખરૂં છે, તેથી તેણે અનાજપરથી જકાત કાઢી નાંખવાનું બિલ રજુ કર્યું; પણ

પીલ અબાધિત વેપારને પુષ્ટિ આપેછે, સને ૧૮૪૬

બીજા પ્રધાનોને પોતાની સાથે મળતા થવાને તે સમજાવી શક્યો નહિ, તેથી તેણે રાજીનામું આપ્યું ને પોતાની જગોએ લોર્ડ જોન રસલને નીમવાની રાણીને સલાહ આપી. એ રસલે અનાજના કાયદાવિરૂદ્ધ સખ્ત પત્ર લખ્યો હતો. હવે પછી જે હકીકત બની તે જોતાં મુખ્ય પ્રધાનને શીશી અડચણ નડેછે તે જાણવાનું સાધન મળેછે. લોર્ડ જાન રસલ પ્રધાન મંડળ બનાવી શક્યો નહિ, કેમકે તેના મુખ્ય મદદગાર લોર્ડ ગ્રે અને લોર્ડ પામર્સ્ટન અનાજના વેપારને છૂટાપણું આ'

૫ત્રા ઇચ્છતા હતા તેઓ પરદેશના કામ સબંધી તેની સાથે મળતા થાય તેવા નહોતા, તેથી રાણીએ પીલને તેની અસલની જગા પાછી લેવાનું આમન્ત્રણ કર્યું. એથી કરીને લિબરલ પ્રધાન અનાજનો કાયદો રદ કરી શક્યો નહિ, પણ તે કાન્ઝર્વેટિવ પ્રધાને રદ કર્યો હતો.

લૉર્ડ જોન રસેલ પ્રધાન મંડળ બનાવી શક્તો નથી

પીલ અનાજનો કાયદો રદ કરવાનું બિલ પાર્લામેન્ટમાં રજુ કરશે એવું તરતજ જણાયું, તેથી આખા દેશમાં ઘણી ગરબડ થવા લાગી. કૉબ્ડનને અન્તે પોતાની મહેનતનું ફળ મળ્યું. માન્ચેસ્ટરમાં એક સભા એકઠી થઈ, તેણે તે કામમા મદદ કરવાને દોઢ કલાકમાં કંઈ નહિ તો ૬૦,૦૦૦ પૌન્ડ એકઠા કર્યા. સને ૧૮૪૬ના જુનની ૨૨ મી તારિખે પીલે પોતે 'બાધિત વેપાર' ની તરફદારી સાસાર છોડી દીધી અને 'અબાધિત વેપાર' ની દરખાસ્ત કેમ કરવા માંડી તે એક છટાદાર ભાષણ કરી સમજાવ્યું. ૨૫ મી જુને અમીરોની સભાએ તે બિલ મંજૂર કર્યું, તેથી અનાજનો ધારો રદ થયો. સને ૧૮૪૯ ના ફેબ્રુઆરી લગીમા ધીમેધીમે જકાત ઓછી કરી એક ક્વાર્ટર અનાજપર ફક્ત એક શિલિંગની કાયમ જકાત રહેવા દીધી. સને ૧૮૬૯ મા એક શિલિંગ લેવાતો પણ બધ થયો. પીલે સૌથી મોટો સુધારો આ કર્યો હતો કારણ કે તેના જુના મિત્રો તેનાપર ગુસ્સે થયા, અને ડિઝરેલીએ—(પછીથી લૉર્ડ બેકન્સફીલ્ડે) તેનાપર સખ્ત હુમલો કર્યો 'બાધિત વેપારની હિમાયત કરનારી મંડળી' પાર્લામેન્ટમા ઉભી થઈ, ને આયર્લાંડમાં ગુન્હા અટકાવવાને 'જોર જુલમથી દબાવી મારવાનું બિલ' પીલે રજુ કર્યું, ત્યારે તેની વિરૂદ્ધના લિબરલો સાથે તે મંડળી મળી ગઈ. અમીરની સભાએ અનાજનો ધારો રદ કર્યો તેજ રાતે પીલને ગજીનામું આપવું પડ્યું, તેથી લૉર્ડ જોન રસેલ મુખ્ય પ્રધાન થયો.

અનાજના કાયદાનુ રદ થવું, તા ૨૬ મી જાનેવારી સને ૧૮૪૬

હવે પછીના વરસમા એટલે ઇ૦ સ૦ ૧૮૪૬ થી ઇ૦ સ૦ ૧૮૫૪ સુધીમા મુખ્યત્વે જાણવા જોગ ચાર બનાવ બન્યા (૧) સનદી લોકોની પડતી, (૨) પજાબનુ ખાલસા થવુ, (૩) મસ્થાનોમા સોનાની ખોળ અને (૪) સને ૧૮૫૧ મા ઉદ્યોગનુ મોટું પ્રદર્શન ભરાયુ તે સને ૧૮૪૮ મા પારિસમા બીજી ઊથલપાથલ થઈ ત્યાનો રાજા લૂઈ ફિલિપ ઇગ્લાન્ડમા નાસી આવ્યો, તેથી ફ્રાન્સમા પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયુ આ સમયે આખા યુરોપમા અવ્યવસ્થા ચાલી રહી હતી ઇટાલી ઓસ્ટ્રિયા અને પ્રુશિયામા બડા થયા તેથી ત્યાના રાજાઓને પોતાના લોકોને માટે પાર્લમેન્ટો સ્થાપવી પડી સને ૧૮૪૭ મા ભયકર દુકાળ પડયો એ વખતે આયર્લાન્ડમા 'આયર્લાન્ડના જુવાન લોકો' એ નામની એક ઉચ્છેદક ટોળી ઊભી થઈ, તેણે સ્મિથ ઓબ્રાયનની સરદારી નીચે બડ કર્યું પણ તે ઝડપથી બેસાડી દેવામાં આવ્યુ સનદ માગનારાઓએ ધાર્યું કે હક મેળવવા સારૂ હમણા ઇગ્લાન્ડમા ઉશ્કેરણી કરવી જોઇએ પચાસ લાખ કરતા વધારે માણસોએ જેમા સહીઓ કરેલી કહેવાતી હતી, તેની એક અરજી તેઓએ તૈયાર કરી, અને નોટિંગહામ તરફથી નીમાયલા સભાસદ ફિર્ગસ ઓકોનેરે આમની સભામા જઈ તે અરજી આપવાને સને ૧૮૪૮ ના એપ્રિલની ૧૦ મી તારીખે કે નિગ્ટન કોમન નામે મોટા મેદાનમા એક ગજાવર સભા બોલાવી આથી આખુ લડન ભયભીત થયુ તેમને વરઘોડો કાઢીને જવાની સરકારે મના કરી ડ્યુક ઓફ વેલિંગટને નજરે ન પડે તેમ લડનના સઘળા બાગમા સીપાઇઓ રાખ્યા, અને તોફાન ફીતૂર અટકાવવાને ૨,૦૦,૦૦૦ ગૃહસ્થોને જુદા જુદા દેવલમા લેઈ જઈ પોલીસ સિપાઇનું કામ કરવાના શપથ લિવરાવ્યા આ બધી ધાધન નકામી હતી, કેમકે તે મેદાનપર ફક્ત ૨૧,૦૦૦ માણસ એકઠુ થયુ તેથી તેઓ વરઘોડાના આકારમા જઈ શક્યા નહિ તે અરજીને એક ઘોડાગાડીમા મુકી

યુરોપની અસ્વસ્થ સ્થિતિ સને ૧૮૪૮

સનદી લોકોની પડતી, સન ૧૮૪૮

વેસ્ટ મિન્સ્ટરના દિવળમા લેઈ ગયા, ત્યારે માલુમ પડયુ કે તેમા વીસ લાખ કરતા ઓછી સહીઓ હતી અને તેનાની ઘણીતો ઓટી હતી ખરૂ કહીએ તો સને ૧૮૪૨ ની સાલથી દેશ ઘણો આબાદ થતો ગયો અને લોકોને ખાવાનું મળ્યુ, એટલે તેઓએ તે હકની મુદ્દલે દરકાર કરી નહિ આ સમય પછી સનદ માગનાર વિગે કાઈપણ સાભળવામા આવ્યું નથી

ફ્રોનિયા પ્રાન્ત ગયો હતો એ પ્રાન્તમા સોનાની ખાણ હાથ લાગી, તથા સને ૧૮૫૧ મા વિકટોરિયા ને ન્યુસાઉથવેલ્સમા સોનુ જડયુ તેથી તદન નવો લાભ થયો સોનાની કીમતની વધઘટની અસરને લગતો સવાલ ઘણોજ મુશ્કેલ છે તે બાબત જે લોકો

સોનાની શોધ સને ૧૮૪૮ થી ૧૮૫૧ સુધી

ઘણુ સારૂ જ્ઞાન ધરાવેછે, તેઓ પણ તદન એકમત થતા નથી પણ સોનાની ખોળથી બે બાબતો સિદ્ધ થઈ સંસ્થાનોમા સને ૧૮૫૧ મા સોનાની શોધ મળી તેથી ચીજો સોંઘી થઈ, અને ઉત્સાહ વધવાથી ઘણા લોકો પરદેશ જવા લાગ્યા તેઓ ફક્ત સોનુ જડે તેવા મુલકોમાંજ જતા નહિ પણ તે ઉપરાત બીજા સંસ્થાનોમા પણ જવા લાગ્યા આ સમયથી સંસ્થાનોના ઇતિહાસનું અગત્ય વધવા માડયુ. ગુડહોપ ભૂશિરનુ સંસ્થાન જોકે હિંદ જતા રસ્તામા આવેછે, તોપણ તેની સમૃદ્ધિ સૌથી ઓછી થઈ હતી, કારણકે ઇંગ્રેજો આવ્યા તે પહેલા જે વલંદા બોઅર લોકો ત્યા જઈ વસ્યા હતા તેઓ હમેશા દેશીઓ સાથે તકરાર કરતા, તેથી ઇંગ્રેજોને નાની લડાઈઓ કરવી પડતી તથાપિ કાફર અને ઝુલુ લોકોની સાથે નાની લડાઈઓ થયા છતા ઇંગ્રેજી મુલક વધતો ગયો સને ૧૮૪૩ મા નતાલ ઇંગ્રેજી સંસ્થાન થયુ, અને જોકે સને ૧૮૫૦ મા કેપકોલોનીને રાજ્યવ્યવસ્થા સોપવામા આવી, તોપણ સને ૧૮૭૪

કેપ કોલોની સંસ્થાનનુ રાજ્ય બધારણ સને ૧૮૫૦

ન્યુસાઉથવેલ્સ વિક્ટોરીયા, દક્ષિણ આસ્ટ્રેલિયા અને તાસ-માનિયાના લોકોને ઈંગ્રેજી ગવર્નરના તાબામા રહીને પોતાને પસંદ પડે તેવું રાજ્યયોગણ દાખલ કરવાની પરવાનગી દીધી થોડા વર્ષમા બીજા સંસ્થાનોને પણ તેવીજ પરવાનગી મળી ન્યુઝિલાન્ડને

આસ્ટ્રેલિયામાં ના સંસ્થાનોને લગતા ખરડા સન ૧૮૫૦

તેની રજા સને ૧૮૫૨ મા મળી દરમ્યાનમા સને ૧૮૫૧ મા સોનાનુ ડુલકુ પડ્યુ, તેથી બેસુમાર લોકો સંસ્થાનમા જઈ રહ્યા, અને તેમણે પોતાની અને સંસ્થાનોની વચ્ચે આવજાનો જાથુ સબંધ રાખ્યો, તેથી જો કે તેઓનો રાજ્યકારભાર સ્વતંત્ર છે, તોએ તેઓ ઈંગ્લાન્ડ જોડે અંત કરણના હિતવડે બંધાઈ રહ્યા

તેજ સાલમા એટલે સને ૧૮૫૧ મા 'પૃથ્વીપરની સઘળી પ્રજાના ઉદ્યોગોનું મોટું પ્રદર્શન' થયું આખી દુનિયાનો ઉદ્યોગ કેટલે દરજ્જે પહોચ્યોછે તેનો સ્પષ્ટ ચિતાર આપવાને, તેમજ બીજી પ્રજાઓ શુ શુ ઉદ્યમ કરી શકે છે તે જણાવી ઈંગ્રેજી પ્રજાને ઉત્તેજન આપવાને આ પ્રદર્શનની યોજના મુખ્યત્વે કરીને રાજપુત્ર આલ્બર્ટ જે પછીથી રાણીનો પતિ થયો હતો તેણે ઘડીને અમલમા મૂકી આ દિવ્ય પ્રદર્શનની શોભામાટે સર જોસફ પેક્સ્ટને સીડનહામની જમીન પર હાલ બિલોરી મહેલ છે તે બનાવ્યો હતો. તે પ્રદર્શન ફતેહમંદ ઉતર્યું, તેથી તેજ વખતે તેમજ ત્યાર પછી બીજા પ્રદર્શનો વખતે તે ઘણુ ઉપયોગી થઈ પડ્યુ આ પ્રદર્શનને લીધે લડાઈઓ બંધ પડશે, અને શાન્તિ ભરેલાં કામો કરી પ્રજાઓ એક બીજા સાથે હરિફાઈ કરશે, એટલે એક નવીન કાળનો આરંભ થશે એવી આશા ઘણા લોકો રાખતા હતા, તેને બદલે ઉલટું એવું બન્યું કે શાન્તિ પાત્રીસ વર્ષ રહી પૂરી થઈ, કેમકે ત્યાર પછી સંકટો શરૂ થયા

મોટું પ્રદર્શન સને ૧૮૫૧

તે પ્રદર્શન ભાગ્યેજ પૂરૂં થયું, એટલામા તો પ્રિન્સ લુઈ નેપોલિયન જે ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યનો ત્રણ વર્ષ સુધી પ્રેસિડેન્ટ

(મુખ્યઅધિકારી) હતો, તેણે લશ્કરથી પારિસના મહોલ્લા બળી નાંખ્યા, જેઓ સામા થયા તેઓને ગોળીથી ઠાર કર્યા, રાજ્ય ખટપટમાં ચાલાવાળાઓ હતા તેઓને કેદ કર્યા, અને દશ વર્ષ સુધી પોતાને પ્રેસિડેન્ટ રાખવા ફ્રેન્ચ લોકોને સમજાવ્યા. એ

પારીસમાં એ-ક્રાન્તિ ફેર થઈ. તા. ૨૭ ડીસેમ્બર. ૧૮૫૨

ખબરથી આખું ઈંગ્લાંડ ભયભીત થયું. એક વરસ કેડે બીજો નેપોલિયન એવું નામ ધારણ કરી તે શાહેનશાહ થયો. પહેલા નેપોલિયને કરેલી દુર્દશા ને વિપત્તિ જેઓને યાદ હતાં તે સઘળા બીવા લાગ્યા કે તેવાજ બનાવો ફરીને બનશે. તરૂણ ઈંગ્રેજો સ્વદેશનું રક્ષણ કરવા માટે રાજીખુશીથા સિપાઈની નોકરી ભરનારની પલટણો ઉભી કરવા લાગ્યા. પણ પરદેશ ખાતાનો પ્રધાન લાર્ડ પામર્સ્ટન હતો તેને લઈ નેપોલિયન વિષે સારી

પહેલા વોલન્ટિયર એટલે રાજી ખુશીથી સિપાઈની નોકરી કરનારા ઈંગ્રેજલોક. સને ૧૮૫૨

તોપણ ઇગ્લાન્ડે પોતાના પડોશીનો મૂલક પડાવી લેવાની નાપાડી, અને યૂરોપી રાજ્યોએ રૂશિયાના શાહેનશાહને સલાહસંપ રાખવાની સમજૂત કરવા સખ્ત મહેનત લીધી. નિકોલસ કડક અને માથા ફરેલ હતો તેણે ધાર્યું કે ઇગ્લાન્ડ લડશે નહિ તે ઉપરથી જેવારે તુર્ક લોકોએ તુર્કસ્તાનના ખ્રિસ્તિઓનું રક્ષણ કરવાની સત્તા રૂશિયાને આપવાની નાપાડી, તે વારે રૂશિયાએ પોતાનું લશ્કર ડાન્યુબ પરના મૂલકોમાં મોકલ્યું તુર્કોએ ડાન્યુબ ઓળગી જમીન માર્ગે રૂશિયનોને હરાવ્યા. રૂશિયનોએ તેના બદલામા સને ૧૮૫૩ નાનવમ્બરની ૩૦ મી તારિખે સિનોપે આગળ તુર્કના કાફલાને બાળી નાંખ્યો. ઘણા લોકો હાલ કબુલ કરેછે કે તે લડાઈમાં ઇંગ્લાંડ જો વચ્ચે પડયું નહોત તો સારૂં થાત. મુખ્ય પ્રધાન લોર્ડ આબર્ડીને શાન્તિ જાળવવા સારૂં તેનાથી બન્યું તેટલું કર્યું. લોર્ડ પામર્સ્ટન સ્વદેશ ખાતાનો સેક્રેટરી હોવાથી પરદેશ ખાતાના કામ મબ ધી તેને અધિકાર ન હોતો, તોપણ પ્રધાનોમાં તેનો ઘણો વગ હતો. કાળાસમુદ્રમાં રૂશિયન સત્તાનો અત આણવા તે ઘણો આતુર હતો. તેમજ રૂશિયાના કાવાદાવાથી અફઘાનિસ્તાનમાં કેવું સંકટ આવી પડયું હતું તે ઇંગ્રેજોને યાદ આવ્યું, તેથી ઇંગ્રેજ અને ફ્રેન્ચનું દરીઆઈ લશ્કર સને ૧૮૫૩ ના અકટોબરની ૧૪ મી તારિખે ડાર્ડેનલ્સની સામુદ્રધુનીમાં થઈને ગયું હતું, તે હાલ તુર્કોનો બચાવ કરવા કાળાસમુદ્રમાં પેઠું, અને સને ૧૮૫૪ ના માર્ચની ૨૮ મી તારિખે રૂશિયાપેરે ઇંગ્લાન્ડ અને ફ્રાન્સે લડાઈ

લડાઈ થઈ હતી શ્વેતસમુદ્રમા આર્ખેંજલ બદરને ઘેરી લેઈ તેની નાકાબધી કરી હતી, અને રૂશિયા તાબાના આર્મિનિયામાં સેનાપતિ વિલિયમ્સની સરદારી નીચે તુર્ક લોકોએ કારનો કિલ્લો લેઈ તેનો બહાદુરીથી બચાવ કીધો. એ કિલ્લો માત્ર લડાઇને અન્તેજ તેમણે છોડી દીધો એકસંપી રાજ્યોના લશ્કરે સને ૧૮૫૪ ના સપ્ટેમ્બરની ૧૩ મી તારિખે ક્રિમિયામાં જઈ ૨૦ મી સપ્ટેમ્બરે આલ્મા નદીપર પહેલી જીત મેળવી, અનેજો તેઓ આગળ વધ્યા હોત તો ક્રિમિયાનો મોટો કિલ્લો સિબાસ્ટોપોલ હતો તેમાં દાખલ થઈ શકત પરંતુ તે જય મળ્યા પછી ફ્રેન્ચ સરદાર સેન્ટ આર્નોએ શત્રુની પૂઠ લેવાની નાપાડી, એટલે ઈંગ્લિશ સરદાર લોર્ડ રેગ્લન પાછો હઠયો આથી મોટા રૂશિયન ઇંજનેર

ક્રિમિયામાં થયેલો વિગ્રહ, સને ૧૮૫૪-૧૮૫૫

આખો શિયાળો કકડતી ટાઢમા કાયમ રહ્યો એ વેળા ઇગ્લાંડમા ગેર બંદોબસ્તને લીધે તે પેરામા સિપાઈઓને

અપૂરતે અન્ન વસ્ત્ર

જોઈએ તેટલા લુગડા લત્તા મળ્યા નહિ, અને તેમને અન્ન કે બીજી જરૂરની ચીજો વગર રહેવું પડ્યુ જ્યાથી ઉતારી શકાય નહિ તેવી જગાએ ખોરાક જથાબધ મોકલવામા આવ્યો ડાબાપગે પહેરી શકાય તેવાજ બુટનુ ભરેલુ એક વહાણ આવ્યુ તેનામા બિમારી શરૂ થઈ, અને સિપાઈઓને સુવાને ધાબળી મળી નહિ કન્ટ્રાક્ટરો ઘોડાને માટે ઘાસ પૂરૂ પાડતા, તેઓએ સુકા ઘાસની પુળી ઓમા ખાતર ભર્યું આ સઘળો ગરબડાટ અને ગેર બંદોબસ્ત ચાલતો હતો, તે અરસામા એક બાઈએ ઉપકાર કર્યો તેથી તેનુ નામ સદા આભારપૂર્વક યાદ થયા કરશે લડાઈ ખાતાનો પ્રધાન સિડની હર્બર્ટ કરીને હતો તેણે મિસ ફ્લોરેન્સ નાઈટિંગેલને કેટલીક સ્ત્રીઓ લેઈ માદા અને ઘાયલ થયેલાની માવજત કરવાને ક્રિમિયા જવાનુ કહ્યુ એ બાઈ માદાની માવજત કરવાનું કામ શીખેલી હતી તે સ્કુટેરીની ઔષધશાળામા પહોંચી ત્યાર પછી સઘળુ કામ પડી ગયું ઘાપર બરોબર રીતે

ફ્લોરેન્સ નાઇટિંગેલ

પાટા બાધવામા આવ્યા, માદાની માવજત થવા માડી અને મરણ તોલ થયેલા મનુષ્યોને દિલાસો મળવા લાગ્યો તેનો દાખલો લેઈ નાજુક સુધરેલી સ્ત્રીઓએ આ વખતથીજ યુરોપના સઘળા રણક્ષેત્રમા એવી મદદ કરી છે

દર્મિયાનમા ક્રિમિયામા સકટ અને બેદરકારી ચાલતી તેના હેવાલથી ઇગ્લાન્ડની પ્રજા ઘણી અધીરી થઈ, અને રાજ્યકારભારની લગામ લોર્ડ પામર્સ્ટનના હાથમા આપવાને પોકાર કરી રહી પાર્લમેન્ટ મળી કે તરતજ લોર્ડ આબર્ડીને રાજીનામુ આપ્યુ, તેથી લોર્ડ પામર્સ્ટન સને ૧૮૫૫ ના જાનેવારીમા મુખ્ય પ્રધાન થયો અમલદારોને અનુભવ મળ્યો હતો તેથી

સઘળાં કામો સારાં થવા લાગ્યાં. ઘેરો આખો ઉન્હાળો ફતેહમંદીથી ચાલ્યો, તેથી આખરે સને ૧૮૫૫ ના સપ્ટેમ્બરની ૮ મી તારિખે રૂશિયનોએ તે શહેર છોડી દીધુ, અને કિલ્લો તોડી પાડ્યો, તેથી સિબાસ્ટોપોલ કબજે આવ્યું ત્યારે કેડે વસત રૂતુમાં સલાહ થઈ.

પારિસનું તહનામું,તા૦ ૩૦મી માર્ચ,સને૧૮૫૬

સને ૧૮૫૬. ના માર્ચની ૩૦ મી તારિખે પારિસ આગળ સલાહના કરાર થઈ તે પર મતા મરાયાં એ સલાહની રૂઇએ રૂશિયાએ કાળાસમુદ્રમાં વહાણનો કાફલો નહિ રાખવાનું વચન દીધુ.

**ચીન** સાથે લડાઈ થઈ તે ન ગણીએ તો થોડા મહિના સુધી ઇંગ્લાન્ડ સ્વસ્થ રહ્યું. પછી એકદમ એક ભયકર બનાવ બન્યો. લાંબો વખત થયા હિંદના વતનીઓનાં દિલમાં અસંતોષ ધુધવાતો હતો, કારણ કે ઇંગ્રેજોએ ઘણાં દેશી રાજ્યો ખાલસા કીધા હતાં, તેમાં અવોધ્યાનું રાજ્ય સને ૧૮૫૬ માં ખાલસા કીધુ તે મુખ્ય હતું સને ૧૮૫૭ માં અજાએબ જેવા બનાવોથી આ અસંતોષે ગંભીર રૂપ પકડ્યુ. થોડા વખતપર એક જાતની નવી બંદુક શોધી કાઢવામાં આવી હતી તેમા ચરબીવાળાં કારતુસો વાપરવા પડતાં. આથી

હિંદના પલટણી સિપાઈઓનાં દુખ દરદ

હિંદુઓને ભ્રષ્ટ કરવા ગાયની ચરબી અને મુસલમાનોને અપવિત્ર કરવા ડુક્કરની ચરબી તેમાં વાપરેલી છે, એવો વિચાર સિપાઈઓના મનમાં સ્ફુર્યો. હિંદી સરકારે ચરબીને બદલે લીસા કાગળ વાપરવા માંડ્યા, તેમજ અમલદારોએ સિપાઈઓને ઘણું ઘણું સમજાવ્યુ પણ તે સઘળું નકામુ ગયુ, કારણ કે તેઓ એવુ માની બેઠા હતા કે ઇંગ્રેજોનો વિચાર અમને વટાળી મારવાનો છે. સને ૧૮૫૭ ના ફેબ્રુઆરી અને માર્ચમાં બરાકપુરમાં બેવારનાં નાનાં તોફાનો થયાં ત્યારપછી થોડા વખત સુધી સઘળું શાન્ત રહ્યું, પણ સ્થાનિક માજીસ્ટ્રેટોને ખબરો મળતી કે ચપતીઓ એટલે નાની નાની રોટલીઓ ગુપ્તરીતે એક ગામથી બીજે ગામ પસાર થાયછે. આખરે

સને ૧૮૫૭ મા મેની ત્રીજી તારિખે કેટલાક સિપાઈઓએ બળવો કર્યો, તેમને **સર હેન્રી** લારેન્સે કેદ કર્યા મેની ૧૨ મી તારિખે દિલ્લીની પાસે મિરતમા ત્રણ પલટણે સામા થઈ પોતાના અમલદારોપર બંદુકો ફોડી તેમની કતલ કરી પછી દિલ્હીમા જઈ ધરડા દેશી રાજાને મહેલમાથી બહાર કાઢી પાદશાહ કરી સ્થાપ્યો ને તેની આણ ફેરવી વળી તેમણે દેશી પલટણોને, પોતાના અમલદારોને મારી નાખી બળવામા સામેલ થવાની ઉશ્કેરણી કીધી આ નવો રાજા અસલના મુગલ પાદશાહનો વારસ હતો તે ઇંગ્રેજનું પેન્શન મેળવી દીલ્હીમા રહી પોતાનુ ગુજરાન ચલાવતો હતો

થોડા દિવસમા અરધા હિંદપર બળવાનો ભડકો ફરી વળ્યો ગાંડાતૂર થયલા લાખો દેશીઓ સામે બાથ ભીડવાને ફક્ત થોડાજ ઇંગ્રેજો હતા સુભાગ્યે આ વખતે પેલા મોટા રાજદરબારી માણસનો પુત્ર નામે લોર્ડ કેનિંગ ગવર્નર જનરલ હતો તે બહાદુર, શાંત અને સમર્થ હતો આ ભયંકર વખત જેઓને યાદ હશે તેઓના મનમા બે બાબત હમેશા મોખરે રહેશે ૧ ઇંગ્રેજ સ્ત્રીપુરૂષો ને છોકરાની અધમપણે કરેલી કતલનું ત્રાસજનક નહિ ભુલાય એવું ભય અને ૨ ગવર્નરો, સરદારો અને લાગતા વળગતા સઘળા માણસોની ઉદાર અને એકનિષ્ઠાવાળી વર્તણુક પંજાબના હાકેમ **સર જોન લારેન્સે** એકદમ પોતાના સિપાઈઓના હથિયારો લઈ લીધા, અને પોતાના જાનની દરકાર રાખ્યા વગર નિમકહલાલ શિખલોકોની મદદ લેઈ દિલ્લીપર ઘેરો ઘાલવા ઇંગ્રેજી લશ્કર મોકલ્યું

હિંદમાં સિપાઈઓનો બળવો સને ૧૮૫૭

અયોધ્યાના ગવર્નર **સર હેન્રી** લારેન્સે જોયું કે બળવાખોરો ઘણા બળવાન છે, ને તેમને તાબે કરવાને પોતાની પાસે લશ્કર થોડું છે, તેથી **લખનૌમા** પોતાના રહેઠાણની આસપાસ કિલ્લો બાંધ્યો અને ઘેરો વેઠવાને સઘળા ઇંગ્રેજોને અંદર આણ્યા એક મહિના પછી તોપનો ગોળો વાગવાથી તે મરણ પામ્યો, પણ તેના મરતી વખતના શબ્દો એ હતા કે 'કદી તાબે થવું નહિ'

બહાદુર પરંતુ સરદાર સર હ્યુ વ્હીલર કાનપુર આગળ હતો. તેણે બ્હીકના માર્યે દેશી રાજા નાનાસાહેબનો વિશ્વાસ કરવાનું

કાનપુરની કતલ, તા. ૧૫ મી જુલાઈ, સને ૧૮૫૭

દુરસ્ત ધાર્યું. અને તેની મદદ માગી; પણ તેને મદદ દેવાને નાનાસાહેબ આવ્યો ત્યારે તો બંડખોરોનો તે આગેવાન થઈ તેણે ઉલટો વ્હીલર પર હલ્લો કર્યો, તેથી તે સરદારે ૫૦૦ પુરૂષો, ૫૦૦ સ્ત્રીઓ અને કેટલાંક છોકરાંને લઈ કેટલીક જુની બરાકોમાં આશ્રય લીધો. બંડખોર સિપાઈઓએ સળગાવેલો દેવતા વટાવ્યા વગર કુવા આગળ જઈ પાણીનું એક ટીપું પણ મેળવી શકાય તેમ નહોતું, તેથી આખરે ગંગા ઉપરની હોડીઓમાં બેસીને પાછા ફરવાનું નાનાસાહેબે કહાવ્યું તે વ્હીલરને કબુલ કરવું પડ્યું. નાનાસાહેબનો વિચાર તેમને બચાવવાનો નહોતો. તેઓ હોડીઓમાં બેઠા નહિ એટલામાં તો તેમના પર બંદૂકો ફોડી, અને સ્ત્રીઓ ને છોકરાં મળી ૨૫૦ માણસો બાકી રહ્યાં તેમને પાછાં તે શહેરમાં ધમકી આણ્યાં. માંદાં અને બાપજીવ થયેલાં તે ત્યાં અઢાર દિવસ સુધી રહ્યાં, અને પછી જુલાઈની ૧૫ મી તારિખે બહાદુર જનરલ હેવલોક તેમને મદદ કરવા પાસે આવ્યો, ત્યારે નાનાસાહેબને ભય લાગ્યું કે એ તેમને છોડાવશે તેથી માણસો મોકલી તેઓને કાપી નંખાવ્યાં, અને તેઓનાં મુડદાંને કાનપુરના કૂવામાં નાંખી દેવરાવ્યાં.

અંગ્રેજોએ આ બીના સાંભળી એટલે તેઓ ઘણાખરા ગાંડા

કેનિંગનો ન્યાય

જેવા થઈ ગયા. એથી તેમને ઘાતકી રીતે વેર લેતાં અટકાવવામાં કેનિંગને ઘણી હરકત પડી. પણ તે દૃઢતાવાળો હતો તેથી જે અપરાધી જણાયા તેને તેણે સખ્ત શિક્ષા કીધી, અને નિરપરાધી મનુષ્યોના જીવ લઈ અંગ્રેજી નામને ધાબો લગાડી નહિ. ખરી રીતે જોતાં ઘણાક દેશીઓ વફાદાર અને માયાળુ હતા, કેમકે તેમણે પોતાનાં જીવને જોખમે અંગ્રેજોની સ્ત્રીઓ અને છોકરાંને બચાવ્યાં હતાં. તરેવજ નામનો પગદાર

ગયો. નવું લશ્કર આવી પહોંચ્યું તે પહેલાં સપ્ટેમ્બરમાં દિલ્લી શહેર કબજે લેવામાં આવ્યું, અને મુખ્યત્વે કરીને લડાઈ લખનૌ આગળ ચાલી. ત્યાં ચાર મહિનાથી સખ્ત ઘેરો ચાલતો હતો. તે શહેરમાં બૂમબરો ચાલ્યો, અને કતલ થશે એવું લોકો દરરોજ ધારતા હતા,

લખનૌનો ઘેરો ઉઠાવ્યો, તા. ૨૩ મી સપ્ટેમ્બર, સન ૧૮૫૭

પરંતુ તેઓ ટકાવ કરી રહ્યા એટલે મદદ આવી પહોંચી. હેવલોકને સાથે રાખી સર જેમ્સ ઓટ્રામ પોતાની પહાડી પલટણોથી એક પછી એક જય મેળવતો હતો, તેણે સને ૧૮૫૭ ના સપ્ટેમ્બરના ૨૩ મી તારિખે રેસિડેન્સીને દુઃખમાંથી મુક્ત કરી. એ વેળા ઘરડા સિપાઈઓ હાથમાં પોતાનાં નાનાં છોકરાંને રાખી બાળકની પેઠે રડ્યા, અને કાનપુરના જેવા ભયમાંથી તેઓ ઉગર્યા તે માટે પરમેશ્વરનો આભાર માન્યો. ત્યારકેડે તરતજ સર હેન્રી હેવલોક મરણ પામ્યો. મોટા લશ્કર સહિત સર કોલિન કેમ્પબેલ નવેમ્બરમાં ત્યાં આવી પહોંચ્યો, અને ઇંગ્રેજી લશ્કરને સહિસલામતીવાળી જગાએ લઈ ગયો. ત્યાંસુધી ઓટ્રામે તે શહેરનું રક્ષણ કર્યું. આખરે સને ૧૮૫૮ ના એપ્રિલમાં તે શહેર કબજે લેવાયું

કેનિંગના તેમજ સર જોન લારેન્સ, જે પછીથી લોર્ડ લોરેન્સ થયો તેના વખતમાં હિંદમાં ઘણા સુધારા થયા, નવી નહેરો થઈ, દેશમાં તાર નંખાયા, અને સને ૧૮૬૨ પહેલાં ૧૩૬૦ માઈલ કરતાં વધારે જમીનપર રેલવે બંધાઈ. કપાસના વાવેતરને ઉત્તેજન મળ્યું, અને તેનો મોટો જથો માન્ચેસ્ટરની મીલોમાં મોકલવામાં આવ્યો.

રાણી સરકારના અમલ નીચે હિંદ ગયું

સને ૧૮૬૬-૧૮૭૩ અને ૧૮૭૭ માં ભયંકર દુકાળ પડ્યા છતાં વધારે ગરીબ દેશીઓને દુઃખમાંથી મુક્ત કરવા ઘણી મહેનત લેવાઈ, ને દરેક પ્રાન્તમાં સરકારી નિશાળો અને પાઠશાળાઓ સ્થાપવામાં આવી. થોડે થોડે દેશીઓને સરકારી નોકરીમાં દાખલ કરવા માંડ્યા, અને લોર્ડ નોર્થબ્રુક અને લોર્ડ મેયોના વખતમાં કાયદા વધારે વ્યાજબી થયા, અને કર ઘણા ઓછા કરવામાં આવ્યા.

વેલ્સનો શાહજાદો સને ૧૮૭૫ માં હિંદમાં આવ્યો. સને ૧૮૭૭ માં રાણીએ હિંદની શાહેનશાહબાનુનો ઈલકાબ ધારણ કર્યો. સને ૧૮૭૮ માં યૂરોપમાં રૂશિયા સાથે લડાઈની ધાસ્તી હતી તે સમયે પહે-

વિક્ટોરિયાએ હિંદની શહેનશાહબાનુનું પદ ધારણ કર્યું.

એ પચીસ વરસમાં કેટલીકવાર કોન્ઝર્વેટિવો, ને કેટલીકવાર લિબરલો પ્રધાન પદે આવતા પ્રથમ કોન્ઝર્વેટિવ પક્ષના પ્રધાન મન્ડળમાં લૉર્ડ ડાર્બી અને લિબરલ પક્ષના પ્રધાન મંડળમાં લૉર્ડ પામર્સ્ટન આગેવાન હતા. લૉર્ડ પામર્સ્ટન સને ૧૮૬૫ ના અક્ટોબરમાં મરણ પામ્યો, ત્યારપછી લિબરલ પક્ષમાં મુખ્યપ્રધાન લૉર્ડ જાન રસેલ થયો. તેણે થોડા મહીના રાજ્ય કારભાર ચલાવ્યો. પાછળથી ડિઝરેલી જે ઈ. સ. ૧૮૭૯ માં લૉર્ડ બેકન્સફિલ્ડ થયો તે કોન્ઝર્વેટિવ પક્ષનો અને ગ્લાડસ્ટન લિબરલ પક્ષનો આગેવાન થયો. તે બન્ને પક્ષો ઘણી બાબતોમાં જુદા પડતા તોપણ તેઓએ ઇંગ્લાંડના મહેનતુ વર્ગની હાલત સુધારવાને અને સઘળી ઇંગ્રેજી પ્રજાને રાજ્યકારભારની યોગ્ય સત્તા આપવાને બન્યું તેટલું કર્યું સને ૧૮૫૮ માં લાર્ડ ડાર્બીના પ્રધાનવટામાં કોન્ઝર્વેટિવોએ યાહુદી લોકો પાર્લૅમેન્ટમાં દાખલ થઈ શકે એવું બિલ પાસ

પાર્લૅમેન્ટનાં સુધારાનાં બિલ, સ. ૧૮૫૮—૧૮૮૫

આપવાનો અધિકાર હાલ છે. અને સુમારે પચીસલાખ મત આપનારા લોકો સભાસદો ચૂંટી કાઢનારના પત્રકમાં વધ્યા છે.

એ દર્મિયાન બીજા દેશના બખેડાથી ઈંગ્લાંડમાં ચિંતા ઉત્પન્ન થઈ. સને ૧૮૫૮ માં ઓર્સિની નામના એક ઈટાલિયને ફ્રાન્સના શહેનશાહની ગાડીમાં દારૂના ગોળા નાંખી તેને ઠાર મારવાનો પ્રયત્ન કર્યો. તેની સાથેના કેટલાક કાવતરાંખોરોએ ઈંગ્લાન્ડમાં આશ્રય લીધો, તેથી ફ્રેન્ચો ગુસ્સે થયા. એથી ઈંગ્લાન્ડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ થશે એવી ધાસ્તી લોકોને થવા લાગી.

ઓર્સિની અને તેના દારૂગોળા. સને ૧૮૫૮

એ કારણથી રાઈફલ નામની બંદુક વાપરનારા વાલન્ટિયરોને રાજીખુશીથી સિપાઈની નોકરી કરનારાઓને લૉર્ડ પામર્સ્ટને ઉત્તેજન આપ્યું, તેથી એવા સિપાઈઓની સંખ્યા હવે ૨૧૫થી

રાજીખુશીથી થયેલા સિપાઈનું લશ્કર. સને ૧૮૫૮

નોમાં માહોમાહેની લડાઈઓ જાગી ત્યાં ઉત્તર તરફનાં સંસ્થાનોમાં ગુલામગીરીનો રિવાજ બંધ પડયો હતો, પણ દક્ષિણ તરફના સંસ્થાનોમાં ગુલામો હજી રાખવામાં આવતા.

**સંયુક્ત સંસ્થાનોમાં વિગ્રહ, સને ૧૮૬૧-૧૮૬૫**

સને ૧૮૫૭ માં કાલિફોર્નિયાના નવા સંસ્થાને ગુલામગીરી અટકાવવાનો કાયદો કર્યો તેવારે દક્ષિણનાં સંસ્થાનો ઘણાં દીલગીર થયાં. સને ૧૮૬૦ સુધી સ્વતંત્ર સંસ્થાનોના પ્રેસિડન્ટો ઘણું કરીને દક્ષિણ તરફનાં સંસ્થાનોના પક્ષના હતા ગુલામનો કાયદો રદ કરાવનારાઓ એ વર્ષમા એબ્રહામ લિંકનને પ્રેસિડન્ટ તરિકે ચુંટી કાઢવામાં ફતેહ પામ્યા. એ લિંકન ન્યાયી અને મધ્યમ વિચારનો હતો. દક્ષિણ સંસ્થાનના કાયદાને તે માન આપતો હોઈ ગુલામ રાખનારાઓના પર મહેરબાની બતાવતો. આથી દક્ષિણનાં સંસ્થાનોએ છુટા પડવા ઇછ્યું, અને તેમણે સંપ કર્યો, તેથી લડાઈ જાગી તે ચાર વર્ષ સુધી ચાલી. ઇંગ્રેજ કારીગરો જે રૂ વાપરતા હતા તે ઘણું ખરૂં દક્ષિણ તરફનાં સંસ્થાનોમાથી આવતું હતું, પણ તે સંસ્થાનોના બંદરોને ઉત્તરના સંસ્થાનીએ ઘેરો ઘાલ્યો હતો, તેથી લા-

**લાન્કાશાયર પરગણામાં રૂનો દુકાળ, સને ૧૮૬૧.**

ન્કાશ્યરનાં રૂનાં કારખાનામાં કામ કરનાર હજારો સ્ત્રીપુરૂષો હિંદુસ્થાન અને ઈજીપ્તમાંથી રૂ આવે ત્યાં સુધી ધંધાવગરના થઈ ઘણુ ખરૂ ભૂખે મરવા લાગ્યાં. તેમને સારૂ ઘણાં ફંડો થયા છતાં તેઓને ભયંકર સંકટ સોસવાં પડ્યાં. એ સંકટો તેમણે ઘણી ધીરજથી વેઠી લડાઈ તરફ પોતાની લાગણી દર્શાવી, કારણ કે કોઈપણ માણસ ગુલામ ન થવો જોઈએ એવું તેઓ સમજતા હતા. ઇંગ્લાન્ડની ઊંચી વર્ણ એટલી ડહાપણવાળી નહોતી. તેઓએ મુખ્યત્વે દક્ષિણનાં સંસ્થાનો તરફ પોતાની લાગણી દર્શાવી.

**આલાબામા વહાણે કરેલા નુકસાનની માગણી**

ઇંગ્લાન્ડની વહાણ બાંધવાની ગોદીમાં ઘણાં વહાણો બંધાવ્યાં, તેમાં આલાબામા નામનું એક પ્રખ્યાત

વહાણ હતું એ વહાણો લડાઇના ખપમાં લેવા સારૂ દક્ષિણ સંસ્થાનીઓ તરફ મોકલવામાં આવ્યાં. જોકે ઉમદા સ્વભાવના એબ્રાહામ લિંકનને મારાએ બંદુકથી મારી નાંખ્યો હતો, તોપણ આખરે સને ૧૮૬૫ મા ઉત્તર તરફના સસ્થાનોનો જય થયો, તેથી ગુલામગીરી બંધ પડી. બળવાખોરો માટે ઇંગ્રેજી રાજ્યે વહાણો બાંધવા દીધા, માટે અમેરિકાના લોકોએ ફરિયાદ ઉઠાવી, તેથી છેવટે આલાબામા વહાણે અમેરિકામાં જે નુકસાન કર્યું હતું તેને પેટે ઇંગ્લાન્ડને ત્રીસ લાખ પૌંડ આપવા પડ્યા.

આ બધું ચાલતું હતું તેવામાં ઇંગ્લાન્ડમાં બે અગત્યના બનાવો બન્યા. સને ૧૮૬૧ ના ડીસેમ્બરની ૧૪ મી તારિખે ભલો આલબર્ટ કાળજ્વરથી મરણ પામ્યો. તે પ્રજાને કેટલો બધો ચહાતો હતો, તેમને માટે તેણે કેટલો શ્રમ લીધો હતો, રાણીને કેવી રીતે સલાહ આપતો હતો, શાસ્ત્ર અને હુન્નરને તેણે કેટલું ઉત્તેજન આપ્યું હતું, અને કેવી રીતે પોતાના છોકરાંને ઉચ્ચ પ્રકારની ફરજો બજાવવાનુ શીખવ્યુ હતું, એ સઘળું તે મરણ પામ્યો ત્યાં સુધી ખરી રીતે જોઈએ તો પ્રજાની જાણમાં આવ્યુ નહોતુ.

પ્રિન્સ કોન્સોર્ટ (રાણીના ધણી) નુ મરણ

ડેન્માર્કના રાજાની દીકરી એલેકઝાન્ડ્રા વેરે સને ૧૮૬૩ના માર્ચની ૧૦ મી તારિખે વેલ્સના શાહજાદાનું લગ્ન થયુ, તે બીજો બનાવ હતો. જે દરદથી તેનો બાપ મરણ પામ્યો હતો તેજ દરદથી આઠ વર્ષ પછી સને ૧૮૭૧ માં વેલ્સનો શાહજાદો માંદો પડ્યો તે વખતે શાહજાદાએ અને શાહજાદીએ પોતાની રૈયતનો પ્યાર કેવો સંપૂર્ણ રીતે મેળવ્યો હતો તે માલમ પડ્યું. ભયના સમયમા પોતાના પતિને મુકી સેંડ્રિંગહામ નામના નાના ગામના દેવળમાં તેને માટે પ્રાર્થના કરવા ગઈ તે વખતે જેનુ અંતઃકરણ એ શાહજાદી સાથે ગયુ ન હોય એવું ઇંગ્લાન્ડમાં કોઈપણ માણસ-સ્ત્રી કે પુરૂષ-નહોતું.

વેલ્સના શાહજાદાનુ લગ્ન અને માંદગી

શાહજાદો સાજો થયો તે માટે ઈશ્વરનો આભાર માનવાને શાહજાદા અને શાહજાદીને સાથે લેઈ રાણી ફેબ્રુઆરીની ૨૭ મી તારિખે સંતપોલના દેવળમા ગઈ,તે વખતે હરખનો પોકાર નહિ કર્યો હોય એવું એકપણ માણસ દીઠામાં આવ્યું નહિ.

આ સમયમા જાણવા જોગ બનાવો ઝડપથી થવા લાગ્યા. અને ૧૮૬૬ માં હાઈડ પાર્કમાં બંડ થયું, ત્યાર કેડે લોર્ડ ડાર્બીએ અને ૧૮૬૭ માં જે સુધારો કર્યો હતો ( ૫૪૯ મું પાનું જુઓ ) તેને માટે પ્રજા બૂમો પાડવા લાગી. આયર્લાન્ડમાં પણ તોફાન થયું.

ઈંગ્લાન્ડ અને આયર્લાન્ડમાં થતાં જુલમી કૃત્યો

ફીનિયન લોકોએ ત્યાં બંડ કર્યું. તેમણે ઇંગ્લાન્ડનો ચેસ્ટર કિલ્લો લેવા પ્રયત્ન કર્યો. એમાના ઘણા લોકોને ક્લર્કનવેલના કેદખાનામા પૂર્યા ત્યાર કેડે તરતજ તે કેદખાનાની દીવાલને સુરંગ ફોડી ઉડાવી દેવાનું એક કાવતરૂં રચાયું ગરીબ લોકોનાં ધીચ વસ્તીવાળા ઘરોમા મોટો ભડાકો થયો ખરો, પણ કેદીઓ છૂટ્યા નહિ. અને મજાતો નહારો જુલમ શેફિલ્ડના ઇગ્રેજી કારીગરોએ કર્યો. તેઓએ પોતાના શેઠો કનેથી વધારે ફાયદા પડતા કરારો કરાવી લેવાને 'વેપારનાંમહાજન' કર્યાં, અને જે કારીગરોએતેમનુંકહેવું ન માન્યુ તેમને હેરાન કરી મારી નાંખ્યા. તેતોફાન કરનારાઓને શિક્ષા કર્યા કેડે સરકારે ડહાપણથી નવો કાયદો કરી વેપારના ઉત્તમ મહાજનોને કાયદેસર ઠરાવી રહેવા દીધા, તેથી છાનાં કાવતરા થતાં બંધ પડ્યા.

હવે પછીનાં થોડાં વર્ષમા લોકોના ભલા મટે પાર્લમેન્ટે ઘણા કાયદા પસાર કર્યા. અને ૧૮૩૩, ૧૮૪૮, અને ૧૮૫૩ માં એશિયાથી આવેલો કોલેરાનો ભયકર રોગ ઇંગ્લાન્ડમાં ફાટી નીકળ્યો, તે સમયથી ગરીબ લોકોના ઘર તેમજ મહોલ્લાઓને સ્વચ્છ રાખવાના ઘણા પ્રયત્નો કરવામા આવ્યા અને સધની વર્ણી તન્દુરસ્તી જાળવવાના નિયમોપર ઘણું ધ્યાન આપવા લાગી. અને ૧૮૬૬ મા 'આરોગ્યતાનો કિંવા લોકોની તન્દુરસ્તી જાળવવાનો' ધારો થયો,

તેથી સરકારી અમલદારોને દરેક ઘરમા બરાબર મોરી ને નળ મુકાવ-

લ કાની આ રાગ્યતા બાબત કાયદા થયા સન ૧૮૬૬

વાની શરીરને બીગાડે એવો કચરો કે દુર્ગંધીવાળા પદાર્થો ખોળીને સાફ કરાવવાની, અને દરેક ઘરમા યોગ્યસંખ્યા કરતા વધારે માણસો નહિ રહેવા દેવાની

મત્તા મળી યૂરોપખંડના બીજા દેશોમા સને ૧૮૮૪, ૧૮૮૫ને ૧૮૮૬ મા એશિયાથી આવેલા કોલેરાના ભયંકર રોગે લાખો માણસનો ભોગ લીધો, તથાપિ ઇંગ્લાન્ડમા પાછલા ત્રીસ વરસમા એ રોગે દેખા દીધી નથી, તેનું કારણ બધા આ સુધારાજ હોય ઉલટું ઇંગ્લાન્ડમા મોતની સંખ્યા વરસોવરસ ૪૧,૦૦૦ જેટલી ઘટતી જાયછે

સને ૧૮૬૮-૧૮૭૦ મા આયર્લાન્ડના હિતકાજે મોટા કામ કર-

અ ય ર્લા ડમા થી સરકારી ધર્મ ખાતું કાઢીનાખ્યુ સન ૧૮૬૯ ત્યા ની જમીન બાબ તનો કાયદા સને ૧૮૭૦

વામા આવ્યા સરકારી ધર્મખાતું કાઢી નાખ્યુ અને કાથેલિકને તેમજ પ્રોટેસ્ટન્ટ પંથવાળાને સમાન ગણ્યા મિ ગ્લાડસ્ટને સને ૧૮૭૦ મા આયર્લાન્ડની જમીન બાબતનો ધારો પસ કરાવ્યો, તેથી ગણોતિયાઓના કબજા હક વધારે

સુધર્યા સને ૧૮૭૦ મા ફોર્સ્ટરે વળી ઇંગ્લાન્ડમા કેળવણીનો ધારો મંજૂર કરાવ્યો તે ધારો એ હતો કે જ્યા સઘળા છોકરાને કેળવણી મળી શકે તેટલી નિશાળો નહોતી, ત્યા સ્કુલબોર્ડ સ્થાપવી, ને તે બોર્ડ અમુક વેરો ઉઘરાવી તેમાથી નિશાળો બંધાવવી તથા તેનો ખરચ ચલાવવો થોડા વર્ષ પછી બીજો

કેળવણી સંબધી કાયદા સન ૧૮૮૦

ધારો થયો, તેની રૂઇએ દરેક છોકરાને નિશાળે મોકલવાની જરૂર પડી, ને તેથી સને ૧૮૭૫ મા જેટલા છોકરા હતા તેથી બમણા છોકરા હાલ ઇંગ્લાન્ડ સ્કાટલાન્ડ અને આયર્લાન્ડની પ્રાથમિક શાળાઓમા ભણેછે, પુષ્કળ અજ્ઞાન અને અનીતિનો ધીમે ધીમે ઘટાડો થવા લાગ્યો છે, અને હાલ એક પણ બાળ વાચવું, લખવું અને ગુણાકાર [illegible] માનતા શિખ્યા વગર ઉછરતું નથી

એ ઉપરાંત હાલમાં આખા દેશમાં શાસ્ત્ર અને હુન્નરની શાળાઓ સ્થપાઈ છે, ત્યાં ઓછે ખર્ચે ઊંચા પ્રકારની કેળવણી અપાય છે. વળી ઊપલા વર્ગોમાં મુખ્યત્વે સ્ત્રીઓની બાબતમાં કેળવણીપર ઘણું લક્ષ અપાયછે. ઇતિહાસ, કળા, વિદ્યા અને બીજા વિષયોનું જ્ઞાન મન કેળવવામાં ઘણું ઉપયોગી છે, ને મન કેળવાયાથી આ સંસારનું યથાર્થ ને કર્તવ્ય સમજાય છે, તેથી હાલ શાળાઓમાં છોકરીઓને તે વિષયોનું શિક્ષણ આપવામાં આવેછે. ઓક્સફર્ડ અને કેમ્બ્રિજમાં સ્ત્રીઓ માટે પાઠશાળાઓ સ્થપાઈછે, તેથી પત્નિઓ અને માતાઓ પોતાના પતિપુત્રોને જે બાબતો અગત્યની છે, તે બાબતોથી અજ્ઞાન રહેવા મન કરતી નથી.

સ્ત્રીકેળવણી.

સને ૧૮૭૧મા ઓક્સફર્ડ, કેમ્બ્રિજ અને ડબ્લિનનાં વિદ્યામંદીરમાથી ધર્મસંબંધી કમેટી કાઢી નાખવામાં આવી. એટલે કે હું સ્થાપિત ધર્મમાં છું અને તેના મત પ્રમાણે વર્તીશ એવા દરેક વિદ્યાર્થીને શપથ લેવા પડતા, તે લેવાનુ બંધ થયું. એથી જે સંપ્રદાયમાં શિરપનું અધ્યક્ષપણું માન્ય કરેલુંછે, તે સંપ્રદાયવાળો. સ્થાપિત ધર્મની વિમુખ હોયતે કાથેલિક, હિંદુ યા મુસલમાન ગમે તે કોઈ એ વિદ્યામંદીરમાં દાખલ થઈ અભ્યાસ કરી શકેછે. એજ વર્ષમાં રાણીએ 'પૈસા લેઈ લશ્કરીનોકરીમાં ઉંચે દરજ્જે ચઢાવવાની રીત' કાઢી નાંખી, તેથી હાલમા કોઈપણ માણસ પૈસા આપી વધારે પગાર મેળવી શકતો નથી, પણ વારા પ્રમાણે લાંબી મુદ્દત સુધી સારી રીતે નોકરી કરવાથી ઉંચે દરજ્જે ચઢી શકેછે.

યુનિવર્સિટિમાં ધર્મસંબંધી શપથ લેવા પડતા તે, અને લશ્કરી હોદ્દા કરવાનો વહીવટ કાઢી નાખ્યો, સને ૧૮૭૧.

સને ૧૮૭૮ માં ડિઝરેલી બીજી વાર મુખ્ય પ્રધાન થયો, તેને સને ૧૮૭૬ માં લોર્ડ બિકન્સફિલ્ડનો ઇલ્કાબ મળ્યો. તેના રાજ્યકારભારમાં સને ૧૮૭૭ માં એક આફટ થયો તેની રૂઈએ નતાલ, કેઈપ, ઓરેંજનું પ્રજાસત્તાક રાજ્ય, અને ટ્રાન્સવાલ એ સંસ્થાનોનું સંયુક્ત રાજ્ય કરવાની પરવાનગી મળી. આ ધારાથી અત્યાર

સુધી કાઈ પણ જાણવા જોગ બન્યુ નથી, તો પણ તે હમેશા યાદ રાખવા લાયક છે, કારણ કે તે વિષે પાર્લમેન્ટમા તકરાર ચાલી તે વારથી પારનેલની આગેવાની હેઠળના આયરિશ સભાસદો 'સરકારની વિરૂદ્ધ પડી હરકતો' કરવા લાગ્યા, જેથી પાછલા નવ વર્ષ સુધી ઉપયોગી બિલો પાસ થતા અટક્યા જે સવાલો સબધી તેમને મુદ્દલ કાળજી રાખવાની ન હોતી તેવા સવાલોમા પણ વચ્ચે પડી તેઓએ હરકતો નાખવા માડી, કારણકે તેઓ એવી આશા રાખતા હતા કે જો આપણે કટાળો આપીશુ તો ઇંગ્રેજી પાર્લમેન્ટમાથી છુટીશું, અને એમેલાયદી પાર્લમેન્ટ મેળવી શકીશું પાછના વખતમા આયર્લાન્ડે જે દુખો ભોગવ્યા હતા તેનો બદલો વાળવાને ઇગ્લાન્ડે પોતાથી બનતુ તેટલુ કર્યું છે, અને સનો ૧૮૮૦ મા ફરીને મિ૦ ગ્લાડસ્ટન મુખ્ય પ્રધાન થયો, તેણે સને ૧૮૮૧ મા આયર્લાન્ડની જમીન સબધી બીજુ બિલ પાસ કર્યું, પણ ઓકાનેલની પેઠે પારનેલે સ્વતત્ર પાર્લમેન્ટ મેળવવાની ધાધન જારી રાખી ને આયર્લાન્ડમા અધેર વર્તી રહ્યુ ફેનિયન ધર્મના માણસોએ ઇગ્લાન્ડમા એઇ પાર્લમેન્ટના મકાનો તેમજ નિરપરાધી લોકોથી ભરેલી રેલ્વેની ગાડીઓ સુરગથી ઉડાડી મૂકવાનો પ્રયત્ન કર્યા, અને આયર્લાન્ડમા દગાથી

આયરિશ સભાસદોની આડ સન ૧૮૭૭—૧૮૮૬

ગ્લાડસ્ટનના પક્ષના ઘણા મભાસદોએ પોતાની મદદ

આયર્લન્ડને સ્વરાજ્ય આપવાનો ખરડો નામંજુર થયો, સને ૧૮૮૬

ખોઈ, તેથી લોર્ડ સાલસબરીને પોતાનો મુખ્ય પ્રધાન ઠરાવી કાનઝર્વેટિવોએ રાજ્યની લગામ હાથમા લીધી આયર્લાન્ડમા ગુન્હા કરનારને ખાત્રીપૂર્વક અને ઝડપથી શિક્ષા થાય તે માટે સને ૧૮૮૭ મા એક બિલ પાસ થયુ, તેમજ ત્યાના ગણોતિયાને લાભ આપવાને જમીન સબંધી બીજુ બિલ પાસ થયુ આનુ આગળ જતા પરિણામ શુ થશે, તથા આયર્લાન્ડના લોકો પોતાના દેશની ઘણી ગરીબાઈને લીધે જે દુખો ભોગવેછે તેમને ઇગ્લાન્ડ કેવી સારી મદદ કરશે તે વખત આવે માલુમ પડશે ઇગ્લાન્ડમા પણ લોકોપર વિપત્તિ

ઈંગ્લાન્ડમાં સંકટ

પડ્યા વગર રહી નથી, કારણ કે જેમ જેમ વસ્તી વધતી જાયછે તેમ તેમ પૈસાદાર માટે મોજ શોખની ચીજો બનાવી લોકો જેમ તેમ પોતાનુ ગુજરાન ચલાવેછે પણ જ્યારે સને ૧૮૭૮ થી ૧૮૮૬ ના જેવો ખરાબ વખત આવેછે, અને ઉચ્ચ વર્ગના લોકો થોડો ખરચ કરેછે, ત્યારે લોકોને ઘણી વિટમણા પડેછે ખેડૂતોને પણ પોતાના ખેતરમાથી પુરી ને મહેનતનો બદલો મળતો નથી, કારણકે હાલ પરદેશોમાથી ખોરાક ઘણો સસ્તો આવેછે, અને આગળ જતા પાર્લમેન્ટ કોઈ તરેહનો ફેરફાર કરી જમીનના ધારા હાલ છે તે કરતા સઘળાને વધારે નાજખી કરી આપવા પડશે એમાં કાંઈ શક નથી દરમિયાન દરેક માણસે ધીરજ રાખવી જોઈએ ફક્ત રાજ્યદરબારી માણસોજ નહિ, પણ સઘળા વર્ગના ઉદાર દિલના પુષ્કળ સ્ત્રીપુરૂષો મહેનતુ લોકોને મદદ દેવામા પોતાનુ આયુષ્ય ગાળેછે, અને વધારે સારા મકાના શાળાઓ બધાવીને, મજૂરને રોજગાર મળે એવી સારી ગોઠવણો કરીને, તેમજ સસ્થાનો વસાવવાની ડહાપણ ભરેલી યોજના ઘડીને, ગુજરાનને માટે ફાફા મારનાર ગરીબોની સખ્યા ઓછી કરવાનો પ્રયત્ન કરેછે

છેવટ પાછલા પચાસ વરસમા નવી શોધો, વિદ્યા, કળા, અને

સાહિત્યોમા એટલો બધો વધારો થયો કે અહિં તે મથાળાનુ ટુંકાણમા પણ વર્ણન કરવુ અશક્ય છે આ શોધોમાની મચા, રેલવે, આગબોટો અને વિજળીના તારની શોધો અકંદરે દેશને બેશક ઘણી ઉપયોગી થઈ પડી એમાની પહેલી શોધથી આગળ કરતા સોગણો માલ વધારે ઝડપથી તૈયાર થાય છે, તેમજ અગાઉ જ્યા એક માણસ કામ કરી શકતો ત્યા હાલ ૫૦ મજૂરો વગગાડી શકાય છે બીજી નવી શોધ રેલવે અને આગબોટની થઈ, તેથી દૂરના દેશો નિકટ મળવામા આવ્યા પહેલા સર સામાનને ઉતારૂઓને અમેરિકા પહોચતા છ અઠવાડિયા કરતા વધારે વખત લાગતો તે હાલ એક અઠવાડિયામા આટલાન્ટિક મહાસાગર ઉતરી ત્યા જઈ શકે છે અને પહેલા હિંદ અને આસ્ટ્રેલિયા જતા ૭ મહિના થતા તેને બદલે હમણા બ્રિટનનો કિનારો છોડયા પછી ત્રણ અઠવાડિયા

ગયેલા પચાસ વરસમાં થયેલા સુધરા

દરરોજનાં વ્યવહારિક કામોમા એટલે ઉદ્યોગધંધામા, તેમજ વિચાર અને જ્ઞાનની બાબતોમા આ પચાસ વર્ષોમા, ઈંગ્રેજો ઘણુ આગળ વધ્યાછે ચિત્રવિદ્યા, વિજળિક રોશની, આકાશમાંના છેટેના ગોળ બતાવનારૂ યંત્ર, તેમજ જે યંત્રથી એક મિત્રનો અવાજ છેટેથી સાંભળી શકાયછે, તે ટેલીફોન એ બધા યંત્રોની શોધ થયાનો સમય હાલ જીવતા માણસના સ્મરણમા છે. પ્રાચીન ઇતિહાસની શોધોએ અને ઈજીપ્તના તેમજ આસિરિયાના લેખોની લિપિ ઉકેલવાની વિદ્યાએ પ્રાચીન બનાવોને અજવાળામા આણ્યા છે; લાયલ, ડાર્વિન, અને હરબર્ટ સ્પેન્સરે ભૂસ્તરવિદ્યાની અને પ્રાણીવિદ્યાની શોધનો રસ્તો બતાવ્યો. એ શોધોએ નવા વિચારને જન્મ આપ્યો, તેથી હરકોઈ માણસ તે વિચાર પ્રમાણે અનુસરવા ધારે તો તેમ હાલ કરી શકેછે કારણકે ચોપડીઓ ઘણી સસ્તી વેચાયછે, અને મોટા શહેરોમા મફત પુસ્તકશાળા પહેલી વહેલી સને ૧૮૫૦ મા

ટેનિસ પોતાની કવિતામાં સ્વપ્નવત વિચારોથી મનુષ્યોનાં કરણ ભરી નાંખેછે. કોઈપણ માણસ પ્રવાસવર્ણનનું પુસ્તક કાં રોજનું વર્તમાનપત્ર હાથમાં લેશે તો તેના જાણવામાં આ કે હિંમત, સાહસકર્મની રૂચિ અને સ્વાર્પણનો જુસ્સો એ અસલની પેઠે ઉમદાં કામો કરવાને ઇંગ્રેજોને હજી એ કરેછે. અસલના ટચુટન લોકોના ભટકવાના સ્વભાવને વળગી રહેનારા ઇંગ્રેજોએ આ કાળમાં ઉત્તર ધ્રુવ આગળ આફ્રિકાના મધ્યભાગમાં સંકટ સામે બાથ ભીડીછે. હાલ જોન ફ્રેંકલિન અને લિવિંગસ્ટન નવી શોધ કરવાનો પ્રય મરણ પામ્યા છે; અને ચાર્લ્સ જ્યોર્જ ગોર્ડન સુદાનમાં જી ને લોકોનાપર તેનો અતીશય પ્રેમ હતો તેઓનો બચાવ ક શક્યું નહોતું, તોપણ તેમની ભેગા મરવાને એકલો ખાર્તુ

રાંત હાથે બનાવેલી સર્વ જાતની જણસો ત્યાંથી આવી, તેથી એ જાણ્યું કે ઈંગ્રેજોએ બીજા દેશોમાં વસી કારીગરીની અને શોધ બુદ્ધિની ચતુરાઈ અને સમજણ ખોઈ નથી. આપણે જાણ્યું છે કે સને ૧૮૫૧ ના મોટા પ્રદર્શનથી જે મોટી આશાઓ રાખવામ આવી હતી તે તુરતજ વ્યર્થ ગઈ હતી, કારણકે જ્યાં જુદી જુદી જાતીના અને પ્રજાઓના જુદાજુદા લાભો સમાયેલા છે, ત્યાં યુદ્ધ બિલકુલ થાયજ નહિ, અને બધી તકરારનો નિકાલ સમજૂતિથી અને મિત્રભાવે લવાદથી થાય, તેમ બનવાને કેટલોક વખત હજી જોઈશે એવું સંભવેછે. સને ૧૮૮૬ નું પ્રદર્શન વધારે સારાં શુકન વાળું થશે એવી આશા રહેછે. કારણ કે હિંદ અને સંસ્થાનોના રેહેવાશીઓ એકજ શેહનશાહબાનની

રાત હાથે બનાવેલી સર્વે જાતની જણસો ત્યાંથી આવી, તેથી એવું લાગ્યું કે ઇંગ્રેજોએ બીજા દેશોમાં વશી કારીગરીની અને શોધક બુદ્ધિની ચતુરાઈ અને ચપળતા જોઈ નથી. આપણે જાણ્યું છે કે સને ૧૮૫૧ ના મોટા પ્રદર્શનથી જે મોટી આશાઓ રાખવામાં આવી હતી તે તુરતજ વ્યર્થ ગઈ હતી, કારણકે જ્યાં જુદી જુદી જાતોના અને પ્રજાઓના જુદાજુદા લાભો સમાયેલા છે, ત્યાં યુદ્ધ બિનકુલ થાયજ નહિ, અને બધી તકરારનો નિકાલ સમજુતિથી અને મિત્રભાવે લવાદથી થાય, તેમ બનવાને કેટલોક વખત હજી જોઈશે એવું સમજાયછે. સને ૧૮૮૬ નું પ્રદર્શન વધારે સારા શુકન-વાળું થશે એવી આશા રહેછે. કારણ કે હિંદ અને સંસ્થાનોના રહેવાશીઓ એકજ શેહનશાહબાનની પ્રજા છે. અને આસ્ટ્રેલિયા